સત્ય હકીકતો અને ઠોસ દલીલોથી ભરપૂર

# હિંદનો ઈતિહાસ

(મુસ્લિમ હકૂમતથી લઈને લોકશાહીની સ્થાપના સુધીની ઝાંખી)





નવા રૂપરંગ અને આગવા અંદાજમાં

સંશોધન-સંકલન અને લેખન
મુફતી મહંમદ પાલનપુરી
ફાઝિલ, દારૂલ ઉલૂમ, દેવબંદ

સત્ય હકીકતો અને ઠોશ દલીલોથી ભરપૂર

# હિંદનો ઈતિહાસ

## (મુસ્લિમ હકૂમતથી લઈને લોકશાહીની સ્થાપના સુધીની ઝાંખી)

હિન્દુસ્તાન ઉપર શાસન કરનાર સુલતાનોનો બુલંદ દેશપ્રેમ,
તેમની બહાદૂરીથી ભરપૂર બોધદાયક દાસ્તાનો,
ઈન્સાફ પસંદી અને ઈમાનદારીથી ભરપૂર પવિત્ર જીવનશૈલી.

● ● ●

ઉપરાંત હિન્દુસ્તાન પર અંગ્રેજી હકૂમતની શરૂઆત, અંગ્રેજોના અન્યાયો,
જુલ્મો અને ક્રુરતાઓ ઉપરાંત છળકપટ ભરેલી નીતિરીતીઓ,
ભારતની ધરતીને ગુલામ બનાવવાની સાઝિશો.

● ● ●

અને હિન્દુસ્તાનની આઝાદી માટે અપાયેલ મોંઘા બલિદાનોથી લઈને
લોકશાહી શાસનની સ્થાપના સુધીનો-હિંદુ ઈતિહાસકારોની
ગવાહીઓ સહીતનો રોમાંચક ઈતિહાસ

● ● ●

**નવા રૂપરંગ અને આગવા અંદાજમાં**


**● સંશોધન-સંકલન અને લેખન ●**

મુફતી મુહંમદ પાલનપુરી
ફાઝિલ, દારૂલ ઉલૂમ, દેવબંદ

**● ગુજરાતી અનુવાદ ●**

મુસાફિર પાલનપુરી

# અનુક્રમણિકા

## આવકાર

ઈતિહાસ દરેકે દરેક સમયમાં માણસની રસરૂચિનો વિષય રહ્યો છે. દરેક માણસનું જીવન હંમેશાં એના ભૂતકાળની સાથે જોડાયેલું રહે છે. ભૂતકાળનો અભ્યાસ કરવો વર્તમાન અને ભવિષ્યની સુધારણા માટે ખૂબજ ઉપયોગી સાબિત થાય છે. જે લોકો પોતાના ભૂતકાળને ભૂલાવી દઈને પોતાના વર્તમાન અને ભવિષ્યને સુધારવા માંગે છે. એમનાં સપનાં ક્યારેય સાચાં પડતાં નથી.

તદઉપરાંત ઈતિહાસનું જ્ઞાન માનવીની રાજકીય સૂઝબૂજને પણ ધારદાર બનાવે છે. એની જાણકારીથી માણસમાં દૂરંદેશી અને એના વિચારોમાં સમૃધ્ધિ પેદા થાય છે. પ્રજાઓની ચડતી અને પડતીની કહાણીઓ પણ ઈતિહાસની સાથે જ જોડાયેલી રહી છે. અને ઈન્સાનીયતનો કાફલો પણ એની સાથે જ કૂચ કરતો રહે છે.

વર્તમાન સમયમાં લોકશાહીની સફળતા અને લોકપ્રિયતાએ લોકો ઉપર ઘણીબધી જવાબદારીઓ લાધી દીધી છે. લોકોએ પોતાના શાસકો અને વહીવટકર્તાઓની પસંદગી પોતાને હાથે જ કરવાની છે. અને એને માટે પણ સમયની ચડતીપડતીઓને જાણ્યા કે સમજ્યા વગર વર્તમાન અને ભવિષ્ય માટેનો યોગ્ય ફેંસલો કરવો મુશ્કેલ બની જાય છે. ટુંકમાં કહી શકાય કે ઈતિહાસનું જ્ઞાન લોકોના જીવનની સુધારણા માટે મહત્વની ભૂમિકા ભજવે છે.

ઈતિહાસની જાણકારી માટેનાં પુસ્તકો દરેકે દરેક ભાષામાં મોજૂદ છે. પરંતુ એમાંના કેટલાંક પુસ્તકોમાં એટલી બધી માહિતીઓ વણી લેવામાં આવેલી હોય છે ઈતિહાસનો અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ અને ખાસ કરીને તમામ મુસલમાનો માટે એનો લાભ મેળવવો મુશ્કેલ બની જાય છે. જયારે કેટલાંક પુસ્તકોમાં એટલા ઓછા પ્રમાણમાં માહિતીઓ આપવામાં આવેલી હોય છે કે વાંચનારને એમાંનું કશું જ પલ્લે પડતું નથી.

હવે હિન્દુસ્તાના ઈતિહાસ વિશે જનાબ મૌલાના મુફતી મુહંમદ સાહેબ પાલનપુરીએ કલમ ઉપાડી છે. અને સાચી માહિતીઓથી ભરપૂર ઉત્તમ પુસ્તકનું સર્જન કર્યું છે. જેમાં મુસલમાન સુલતાનો અને બાદશાહોના શાસનકાળથી લઈને લોકશાહીની સ્થાપના સુધીની માહિતીઓ સમયેલી છે. જેનું વાંચનારને સરળતાથી રસપડે એવી રીતે વર્ણન કરવામાં આવેલ છે. જો સામાન્યમાં સામાન્ય મુસલમાન પણ એનો અભ્યાસ કરશે તો એ પણ ઐતિહાસિક માહિતીઓના અણમોલ

મોતીઓથી માલામાલ થઈ જશે. અને મદ્રેસા તેમજ શાળા-કોલેજોના વિદ્યાર્થીઓ પણ આ પુસ્તકનું વાંચન કરશે તો તેઓ પણ જરૂર ઘણો મોટો લાભ મેળવી શકશે. અલ્લાહ તઆલા ઈતિહાસના આ પુસ્તકને અને એના લેખકની કલમી મેહનતોને કબૂલ ફરમાવે અને તમામ વાંચકોને માટે પણ એ લાભ આપનારૂં બની રહે.... આમીન.

હઝરત મૌલાના મુફતી
સઈદઅહમદ સાહેબ પાલનપુરી
શેખુલ હદીસ દારૂલ ઉલૂમ, દેવબંદ
૫, સફર હીજરી ૧૪૨૭

# પ્રસ્તાવના

" હઝરત મૌલાના મુહંમદ ઉમર પાલનપુરી સાહેબની જીવન દાસ્તાન" અને "મોમિન કૌમ એના ઈતિહાસના આયનામાં" ના લેખકે એમના આ નવીન પુસ્તક ' હિંદનો ઈતિહાસ ' ને ઊંડું સંશોધન કરીને ખૂબજ મહેનતથી તૈયાર કરેલ છે. હિન્દુસ્તાનના સુલતાનોના શરૂઆતના સમયથી લઈને છેક લોકશાહીની સ્થાપના સુધીના લાંબા સયમને લેખકે ખૂબજ સૂજબૂઝ અને જાણકારીથી સંપાદિત કરેલ છે. સદીઓની ઉપર સંકળાયેલી ઐતિહાસિક ઝાંખીઓ અને હકીકતો આ પુસ્તકના દર્પણમાં આપણને ખરેખર દિલચશ્પ અને મનને મોહી લેનારી લાગે છે.

હિન્દુસ્તાનની આઝાદીની લડત માટેનો ઈ.સ.૧૯૨૧ થી લઈને ઈ.સ. ૧૯૨૪ સુધીનો સમય ખૂબજ અગત્યનો અને આનંદનો સમય હતો. દેશના હિંદુ અને મુસલમાન આગેવાનો દૂધમાં સાકર ભળી જાય એ રીતે દેશને આઝાદી અપાવવા માટે ગામડે ગામડાં અને શહેરે શહેરોને ખૂંદી રહ્યા હતા. બંને કોમોની એકતા, સંપ, સહકાર, ભાઈચારા અને દેશપ્રેમના અદ્‌ભુત અને આનંદદાયક કિસ્સાઓ આખા દેશમાં જોવા મળતાં હતાં. એ સમયને હિન્દુસ્તાનની આઝાદી માટેનો હિંદુ-મુસ્લિમ એકતા અને ભાઈચારાનો ખૂબજ અણમોલ સમય કહી શકાય તેમ છે.

પરંતુ ત્યાર બાદ ધીરેધીરે એ કિંમતી વાતાવરણમાં ફેરફાર થવાના અણસાર દેખાવા લાગ્યાં. મુઠ્ઠીભર સંકુચિત વિચારસરણીના અને કોમી વેરઝેરની આગમાં સળગતા સ્વાર્થી લોકોએ ભાઈચારાના એ વાતાવરણને એટલી હદે બગાડી નાખ્યું કે એકતા અને ભાઈચારાની ભાવનાએ વેરઝેર અને કુસંપોનું રૂપ ધારણ કરી લીધું. અને મુસલમાનો તરફની ગેરસમજણો તેમજ શંકાકુશંકાઓ ચોમેર ફેલાઈ ગઈ. હિંદુઓના કોમી વેરઝેર ધરાવનાર વર્ગે પોતાના મલિન ઈરાદાઓ પાર પાડવા માટે હિન્દુસ્તાનના મુસલમાન સુલતાનોની પ્રમાણિક અને સુંદર છબીઓને સંપૂર્ણપણે બગાડીને નષ્ટભ્રષ્ટ કરી નાખી.

અભ્યાસક્રમના પુસ્તકોમાં એવાંએવાં ઝેરી વિષયો શામેલ કરી દેવામાં આવ્યાં જેને કારણે હિંદુ અને મુસલમાનોમાં વેરઝેર અને નફરતની ખાઈઓ વધારે ને વધારે પહોળી થતી ગઈ. અને ગેર તો ગેર પરંતુ ખુદ મુસલમાનોના દિલોમાંથી પણ એ નેક, પ્રમાણિક અને ઈન્સાફપસંદ બાદશાહોની સાચી હકીકતો ભૂંસાઈ ગઈ.

આપણે આશા રાખીએ કે મુફતી સાહેબના આ નવીન પુસ્તકથી મુસલમાન

બાદશાહોની માનવતાથી ભરપૂર જીંદગી, એમનું ઈસ્લામી આદેશોનું ચૂસ્ત પાલન, ઉત્તમ રીતભાતો અને એમનાં બુલંદ કારનામાઓ જાહેરમાં આવશે જેની જાણકારીથી ખાસ કરીને મુસલમાન નવયુવાનો સાચી હકીકતોથી વાકેફ થશે અને ઈસ્લામના આદેશોનું પાલન કરવાની સાથે સાથે એમનામાં દેશની વફાદારીપૂર્વક ખિદમત કરવાની ભાવના ઉજાગર થશે અને તેઓ દેશના સાચા નાગરીકો બનવાની પ્રેરણા મળવશે.

અમારી દિલી દુવા છે કે આ પુસ્તક ખૂબજ લોકચાહના હાંસલ કરે અને મુસલમાન બાદશાહો અને ઈસ્લામી હકૂમતો વિશેની ગેરસમજણો અને શંકાકુશંકાઓ તેમજ વેરઝેરથી ખદબદતા દિલોને સ્વચ્છ કરીને એમને સાચી હકીકતોનું દર્શન કરાવશે.

લેખકે જે નેક ઈરાદાઓથી અને શુભ ભાવનાઓથી આ પુસ્તકનું સર્જન કર્યું છે એને સો એ સો ટકા સફળતા મળી રહો.... આમીન.

હઝરત મૌલાના મુહંમદ માહતાબ
આલમ સાહેબ
શેખુલહદીસ, જામિઆ દારૂલ ઉલૂમ,
અલફઝલ જુહાપૂરા, અમદાવાદ.

## લેખકની કેફિયત

'હિંદનો ઈતિહાસ' અસલમાં તો મારી કલમે ઉર્દુમાં લખાયેલ 'તારિખે હિંદ' પુસ્તકનો ગુજરાતી અનુવાદ છે.

આ પુસ્તકની ખૂબીઓ અને મહત્તાઓ વિશે મારે કંઈ કહેવાનું એ માટે રહેતું નથી કે હિન્દુસ્તાન ભરના મઝહબી વિદ્વાનોમાં મોખરાનું સ્થાન ધરાવતા હઝરત મુફતી સઈદઅહમદ પાલનપુરી સાહેબ(દા.બ.) તેમજ હઝરત મૌલાના મુફતી મુહંમદ માહતાબ આલમ સાહેબ (અમદાવાદ) આ બંને નૂરાની હસ્તીઓએ આ પુસ્તકની તમામ ખૂબીઓને અને જરૂરીયાતને એમના મુબારક નિવેદનોમાં દિલખોલીને વર્ણવી બતાવેલ છે. તદઉપરાંત આ પુસ્તકની અસલ ઉર્દુ આવૃત્તિને ઉત્તર પ્રદેશમાંથી પ્રગટ થતા બુલંદ દરજ્જાના જુદા જુદા ઉર્દુ અખબારો અને રિસાલાઓએ પણ આદરમાનથી બિરદાવીને પુસ્તકનું ગૌરવ અને શાન અનેકગણી વધારી દીધેલ છે. (જુઓ પુસ્તકનાં છેલ્લાં પાનાં)

હા ! ગુજરાતમાં અને ગુજરાત બહાર પરદેશોમાં વસતા આપણા મોટા ભાગના ગુજરાતી મુસ્લિમ બિરાદરોને ઉર્દુલિપિની જાણકારી ન હોઈ - પરંતુ ઈતિહાસના પુસ્તકોમાં ઊંડો રસ ધરાવતા હોઈ તેમણે આ ઉર્દુ પુસ્તકને ગુજરાતીમાં પ્રગટ કરવાની ખૂબ આગ્રહ ભરી માંગણીઓ કરેલ હતી. એ તમામ સજ્જનોની લાગણી અને માગણીને માન આપીને 'તારિખે હિંદ' ઉર્દુનો આ ગુજરાતી અનુવાદ આપના હાથોમાં છે.

પુસ્તકનો ગુજરાતી અનુવાદ અલ્લાહે જેમને અઢળક લોકચાહનાથી નવાજેલ છે તેમજ જેમની શૈક્ષણિક સેવાઓને ભારતના મહામહિમ રાષ્ટ્રપતિ દ્વારા બિરદાવવામાં આવેલ છે. એવા જાણીતા કવિ અને લેખક જનાબ મુસાફિર પાલનપુરીની કલમે થયેલ છે. અને મારા અગાઉના ખૂબજ લોકચાહના મેળવેલ ઉર્દુ ગ્રંથ "મોમિન કૌમ અપને તારીખી આઈને મેં"નો ગુજરાતી અનુવાદ એમણે જે કામયાબ રીતે કરેલ છે. એવાજ કસબ, કુનેહ અને કમાલથી ઈતિહાસના આ પુસ્તકનો અનુવાદ પણ એમણે કર્યો છે. હું એમની કલમી જદોજહદને જે દોઢવરસ ઉપર સુધી ચાલતી રહી - દિલના ઊંડાણેથી બિરદાવું છું. અને પૂરેપૂરો વિશ્વાસ રાખું છું કે ઈતિહાસની અનેક સચ્ચાઈઓથી છલોછલ આ પુસ્તક ગુજરાતી ભાષી સજ્જનો માટે પણ અનેક નવીન દિશાઓ ઉઘાડનારું બની રહેશે.

હા ! કોઈપણ જાતની વડાઈ કે ખામખયાલીમાં ડૂબ્યા વગર નમ્રતાથી એ પણ જણાવી દઉં કે આ પુસ્તકની માહિતીઓ સાથે એના ઠોશ હવાલા પણ આપવામાં

આવેલ છે. આમ છતાં કયાંક, કોઈક ઠેકાણે મારાથી કોઈ ચૂક થઈ હોય તો એને સુધારીને વાંચવા તેમજ એ તરફ મારું ધ્યાન દોરવાની ખાસ વિનંતી કરૂં છું. જેથી ભવિષ્યમાં એ ભૂલને સુધારી શકાય.

તૂ અગર નવાઝ લે તો યે તેરા કરમ હૈ વરના
તેરી બખ્શિશોં કે લાયક મેરી બંદગી નહીં હૈ.

મુફતી મુહંમદ પાલનપુરી
ફાઝિલ દેવબંદ
મુ.પો. ડીંડરોલ, તા. સિધ્ધપુર, જી. પાટણ.

# હિન્દુસ્તાનની ધરતીની કેટલીક ખાસ ખૂબીઓ

પૃથ્વીના વિશાળ પટ ઉપર પથરાયેલ જગતના બધા જ દેશોમાં માત્ર હિન્દુસ્તાનને જ એ ખુશનસીબી સાંપડેલી છે કે અલ્લાહતઆલાના પ્રથમ પયગંબર હઝરત આદમ અ.સ. ને હિન્દુસ્તાનની ધરતી પર અવતારવામાં આવ્યા.

વહી એટલે કે અલ્લાહના નબી પર અલ્લાહ તરફથી આવતો સંદેશ પણ સૌથી પહેલાં હિન્દુસ્તાનની ધરતી પર આવ્યો અથવા તો એમ પણ કહી શકાય કે ઈસ્લામ મજહબ પણ જગતમાં સૌથી પહેલાં હિન્દુસ્તાનમાં જ આવ્યો.

એજ કારણથી અલ્લામા આઝાદ બલગરામીએ હિન્દુસ્તાનની તેહઝીબ - સંસ્કૃતિની સૌથી મોટી ખૂબી એને જ ગણાવી છે.

( સુબ્હતુલ મરજાન - ફી - મઆસિરે - હિન્દુસ્તાન )

પરંતુ અમારી હાલની ચર્ચાનો સંબંધ હિન્દુસ્તાનની એ સમયગાળાની સાથે છે, જેની શરૂઆત ઈસ્લામના આખરી નબી અને અલ્લાહના સૌથી પ્રિય પયગંબર હઝરત મુહંમદ મુસ્તુફા ( સ.અ.વ. ) ના સમયથી થાય છે. આરબ પ્રજા ખાસ કરીને તેની કુરૈશ જાતિ એક બાહોશ વેપારી પ્રજા હતી. તેમનું અનેક મુશ્કેલીઓ અને હાલાકીઓથી ભરેલું જીવન, સંદેશાવ્યવહાર કે વાહનવહેવારનો સદંતર અભાવ, એવી એવી અનેક ખામીઓ હોવા છતાંય પૂર્વથી પશ્ચિમ સુધીનું આખું જગત આરબોના ચરણોમાં ઢળેલું હતું.

દૂરદૂરના દેશોના માલ સામાનોની આયાત અને નિકાસએ આરબોનો મુખ્ય વ્યવસાય હતો. એ વેપાર ધંધાઓને કારણે જ એમના સંબંધો હિન્દુસ્તાનની સાથે ઈસ્લામના પેગંબર હઝરત મુહંમદ સ.અ.વ. ના જન્મ પહેલાંના સમયથી કાયમ હતા. ખાસ કરીને મલબાર ( શ્રીલંકા ) એમનું મુખ્ય વેપારી મથક હતું. ઘણાખરા આરબોએ અહીં જ આવીને વસવાટ કરી લીધો હતો.

મશહુર ફ્રાન્સિસી ઈતિહાસકાર લેબાન પોતાના પુસ્તક 'તમદદુને - અરબ' માં લખે છે કે : " એ સમયે આરબોએ પોતાના વ્યાપારી - સંબંધોને ખૂબ મહત્વ આપ્યું અને દિનપ્રતિદિન તે સંબંધોને વધારતા જ રહયા. તેઓ ખૂબ ઝડપથી પ્રગતિ કરીને મલબાર, સુમાત્રા અને હિંદ સાગરને વટાવી છેક ઉત્તર ચીન સુધી પહોંચી ગયા. "

## સૌથી પહેલાં ઈસ્લામ મલબારમાં

સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે હિન્દુસ્તાનમાં ઈસ્લામનું આગમન સિંધપ્રાંતમાં થયું. પરંતુ ઐતિહાસિક દ્રષ્ટિએ જોઈએ તો સાચી હકીકત એ છે કે હિન્દુસ્તાનમાં ઈસ્લામ સૌ પ્રથમવાર મલબાર અને હિંદસાગરના આસપાસ પ્રદેશોમાં ફેલાયો.

એ પણ જાણી લેવું અત્યંત જરૂરી છે કે ઈસ્લામનો અ ફેલાવો બળજબરી કે યુધ્ધોથી નહી પરંતુ વેપાર ધંધાઓને કારણે થતી અવરજવરો અને વ્યાપારીક સંબંધોને કારણે થયો. હા ! યુધ્ધો દ્વારા ફતેહો મેળવીને ઈસ્લામનો પ્રવેશ સિંધપ્રાંતથી જરૂર થયો. કદાચ એ જ કારણથી હિન્દુસ્તાનમાં ઈસ્લામનો સૌપ્રથમ પ્રવેશ સિંધપ્રાંતને માનવામાં આવે છે.

મુહંમદ બિનકાસિમે જયારે સમંદર પાર કરી લીધો અને રાજા દાહિર સાથે મુકાબલો શરૂ થઈ ગયો તો મુહંમદ બિન કાસમ પાસે હજજાઝ બિન યૂસુફનો આ સંદેશો પહોંચ્યો : “ કે જો જો પાંચ વકતની નમાઝ પઢવામાં જરાપણ આળસ ન વર્તાય. તકબીર અને કુરઆનની તિલાવત ( વાંચન ) માં,રૂકૂઅ અને સિજદામાં ( નમાઝ ) અલ્લાહતઆલાની સામે ખૂબ તોબા અને આહોજારી કરો. જીભ ઉપર આઠે પહોર અલ્લાહનો ઝિક્ર જારી રાખો. કોઈપણ માણસને શાનશોકત, ઈજજત આબરૂ અને તાકાત ખુદાતઆલાની મેહરબાની વગર મળી શકતાં નથી. જો તમો ખુદાતઆલાની કૃપાઓ અને દયા ઉપર પૂરેપૂરો ભરોસો રાખશો તો જગતમાં જરૂર જરૂર સફળતા અને કામયાબી હાસિલ કરી શકશો.

ખુલાસો : આ સંદેશો કોઈ રાજયના ખલીફા કે પાક પરહેઝગાર બંદાના નહિં પરંતુ એક એવા શખ્સનો સંદેશો છે કે જે ઈસ્લામી જગતમાં સૌથી મોટો જાલીમ અને અન્યાયી સત્યમાર્ગથી ભટકી ગયેલ માનવી તરીકે જાણીતો છે. પરંતુ એ સચ્ચાઈ અને હકીકત ઉપર આવો જુલ્મી અને ગુમરાહ માણસ પણ વિશ્વાસ રાખે છે કે મુસલમાન કૌમની જાહોજલાલી અને ફતેહ માત્રને માત્ર ખુદાતઆલાની બંદગી અને ખાસ કરીને પાંચ વખતની નમાઝની પાબંદી સાથે જ જોડાયેલી છે.

આજના સમયમાં મુસ્લીમ સમાજની સમસ્યાઓની ચિંતા કરનારાઓ માટે હજજાઝ બિન યૂસુફનો ઉપરોકત સંદેશો ખૂબ જ ધ્યાનમાં લેવા જેવો અને બોધદાયક છે. જેઓએ ઈસ્લામી રીત ભાતને માત્ર જાહેરી પ્રોગ્રામ અને

જલ્સાઓ પૂરતી જ સિમિત કરી રાખેલ છે. તેઓ નમાઝ, રોઝા ઉપરાંત અલ્લાહના હુકમોની પાબંદીને જોકે જરૂરી તો માને છે પરંતુ મુસલમાનોની પ્રગતિ અને ખુશહાલી માટે તેને કોઈ ખાસ મહત્વ આપતા નથી. એજ કારણે તેઓ કોઈ કોઈ વેળાએ ઈસ્લામના અત્યંત જરૂરી હુકમોની પાબંદીમાં એટલા ખૂંપેલા નથી જણાતા જેટલા કે કોઈ મામૂલીમાં મામૂલી ચૂંટણી કે ઈલેકશનના કામોમાં ગંભીર અને ચિંતામાં દેખાય છે.

## એક યાદગાર - બોધદાયક ઘટના

સબકતગીન નામે લશ્કરનો એક સિપાહી હતો. તેની પાસે એક ઘોડો હતો. જેની ઉપર કોઈ વખત સવાર થઈને તે શિકાર કરવા જતો હતો. જો શિકાર મળી જતો તો ઘરમાં ખાવાપીવાની વ્યવસ્થા થઈ જતી અને ન મળતો તો ભુખ્યા રહેવાની નોબત પણ આવી જતી.

એક વખત તે શિકાર કરવાના ઈરાદે જંગલમાં જઈ રહયો હતો. ત્યાં જ તેણે એક હરણીને જોઈ. હરણીની સાથે તેનું નાનકડું બચ્ચું પણ હતું. તેણે પોતાનો ઘોડો હરણીની પાછળ દોડાવ્યો. હરણી તો નાસી છૂટી પણ તેનું બચ્ચું નાસી શકયું નહી. શિકારીએ હરણીના એ બચ્ચાને પકડી લીધું. જ્યારે પાછળ ફરીને હરણીએ જોયું કે પોતાના બચ્ચાને શિકારીએ પકડી લીધું છે. તો દોડીને હરણી પાછી શિકારીની પાસે આવી અને પોતાની બેચેની અને લાચારી દેખાડવા લાગી. તે વારંવાર મોં આકાશ તરફ ઊંચું કરીને તડપી તડપીને વિલાપ કરતી હતી.

શિકારીના દિલમાં પણ દયા આવી ગઈ. તે સમજી ગયો કે હરણી પણ આખરે એક મા છે. તે પોતાના બચ્ચા માટે ઝૂરી રહી છે. મારા હાથમાં પોતાનું સંતાન જોઈને હિજરાઈ રહી છે.

તેણે હરણીની આવી દર્દનાક હાલત જોઈને તેના બચ્ચાને છોડી મુકયું. માને હાશકારો થયો. એ પોતાના સંતાનને લઈને જંગલમાં ગુમ થઈ ગઈ.

શિકારી ભૂખ્યો તરસ્યો પાછો ઘેર આવ્યો. રાત્રે ઊંઘમાં સપનું આવ્યું. તો સપનામાં તેણે હઝરત મુહંમદ સ.અ.વ. નાં દીદાર નસીબ થયા. આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું : તેં માની લાચારી અને તડપન જોઈને તેનું બાળક તેને સોંપી દીધું. તારો આ પવિત્ર અમલ અલ્લાહ તઆલાનો એટલો પસંદ આવી ગયો કે એના બદલામાં અલ્લાહતઆલા તને દુનિયાનો તાજ એનાયત કરશે.

થોડાક સમય બાદ શિકારીને ત્યાં પુત્રનો જન્મ થયો. જેનું નામ મુહંમદ

ગઝની રાખવામાં આવ્યું. જેણે આગળ જતાં આખા હિન્દુસ્તાન ઉપર ફતેહ હાસિલ કરી. આમ અલ્લાહે એ ગરીબ શિકારી બંદાને એક મહાન બાદશાહનો બાપ બનવાની ખુશ નસીબી અર્પણ કરી.

## હિન્દુસ્તાનમાં ઈસ્લામી સ્થાપનાના પાયાના સ્તંભો

હિજરીસનની પહેલી સદીમાં જ ઈસ્લામના બહાદૂર સીપાહીઓની અવરજવર હિન્દુસ્તાનમાં શરૂ થઈ ચૂકી હતી. અને હિજરીસન ૯૩ માં મુહંમદ બિન કાસિમે સિંધપ્રાતથી છેક મુલતાન સુધીના પ્રદેશને પોતાના ઉચ્ચ સદગુણો અને બહાદુરીથી જીતી લીધો હતો.

એ સમયે હિન્દુસ્તાનમાં ઠેકઠેકાણે ઈસ્લામની તાલીમ આપનારા કેન્દ્રો અને મદ્રેસાઓની સ્થાપના થઈ ચૂકી હતી. પરંતુ એ સાચી હકીકતને પણ સ્વીકારવી જ રહી કે હિન્દુસ્તાન ઉપર ફતેહ મેળવવાનો સહેરો તો ઈસ્લામના બહાદુર સિપાહી એવા મહમૂદ ગઝનવીને શિરે જ રહયો છે. તો મજબૂત અને ઈસ્લામી કાયમી હુકુમત સ્થાપવાની ખુશનસીબી શિહાબુદ્દીન ગોરીને સાંપડી હતો અને છેલ્લે છેલ્લે ઈસ્લામનો રૂહાની - આધ્યામિક - પ્રભાવ તેમજ ઉચ્ચ સદગુણો દ્વારા ઈસ્લામમાં દાખલ થઈ જવાનો ચમત્કાર સૂફી ઔલીયા હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (ર.હ.) ના નસીબમાં લખાયેલો હતો.

## સુલતાન મહમૂદ ગઝનવી

મહમૂદ ગઝનવી પોતાના પિતા સબક્તગીનના અવસાન બાદ ગઝનીનો બાદશાહ હતો. તે બાળપણથી જ દૂરંદેશી અને બહાદુર હતો. પોતાના સૈનિક પિતાની સાથે કોઈ વખત યુધ્ધોમાં પણ શામેલ થતો હતો. વળી બીજા પ્રદેશો જીતી લેવાની પણ ઈચ્છા રાખતો. એટલે એણે પોતાની જાત સાથે જ એકરાર કરી લીધો હતો કે તે રાજકારભારમાંથી ફુરસદ મેળવીને એક દિવસ હિન્દુસ્તાન ઉપર ચઢાઈ કરશે.

પોતાના એ નિર્ધારને અમલમાં મૂકવા માટે તે શવ્વાલ હિજરી સન ૩૯૧ મુજબ ઈ.સ. ૧૦૦૦ માં દસ હજાર બહાદુર સિપાહીઓની ફોજ સાથે ગઝનીથી પેશાવર આવ્યો. રાજા જયપાલ પણ જબરદસ્ત લશ્કરની સાથે સુલતાન મહમૂદનો મુકાબલો કરવા માટે હિંમતભેર નીકળી પડયો.

બંને રાજાઓના લશ્કરો સામસામે ગોઠવાઈ ગયા. ભયંકર યુધ્ધ છેડાયું. બંને પક્ષોના લશ્કરોએ ભારે મર્દાનગી અને બહાદુરીથી એકબીજા ઉપર હુમલો

કર્યો. પરંતુ જીત છેવટે સુલતાન મહમૂદના ચરણોમાં આવી પડી. એટલે જ સુલતાન મહમૂદ હિન્દુસ્તાનમાં ઈસ્લામનો પ્રથમ વિજેતા હોવાથી " મહમૂદગાઝી " ના નામથી જાણીતો થયો. એ યુધ્ધમાં પુષ્કળ માલસામાન અને અઢળક ધન દોલત મહમૂદને હાથ લાગી. એ બધા જ ખજાનાઓ સાથે તે ગઝની પાછો ફર્યો.

ત્યારબાદ દર બે વરસે તે હિન્દુસ્તાન ઉપર ચઢાઈ કરતો. તેના અંતરની એકમાત્ર ઈચ્છા ઈસ્લામનો ફેલાવો કરવાની હતી. એ યુધ્ધોના પરિણામરૂપે કુફ્રનું જોર નબળું પડતું હતું. અને ઈસ્લામનો પ્રભાવ વધતો જતો હતો. વળી જીત્યા બાદ માલસામાન અને ધનદોલતથી ગઝનીના શાહી ખજાનાઓ છલકાઈ જતાં મહમૂદે પોતાની રાજધાની ગઝનીમાં એક આલીશાન મસ્જીદ બનાવવાનો નિર્ધાર કર્યો. જાણે એનું અંતર અલ્લાહના ઉપકારોથી ગદગદીત થઈને પોકારી રહયું હતું :-

મેરી ઝિંદગી કા મકસદ તેરે દીંકી સરફરાઝી
મૈ ઈસીલિયે મુસલમાં મૈં ઈસીલિયે નમાઝી !

## ગગનચુંબી શાનદાર મસ્જિદનું નિર્માણ

સુલતાન મહમૂદ ગઝનવીના હિંદ પર ચઢાઈ કરવાના પ્રયાસોને ભારે સફળતા મળી હતી.

એટલે જ તેણે શાહી ફરમાન જારી કર્યું કે અલ્લાહની આ મહાન કૃપાઓનો અહેસાસ માનવા માટે ગઝનવીમાં એક ભવ્ય જુમ્મા મસ્જિદનું નિર્માણ કરવામાં આવે એનું તમામ બાંધકામ સંગેમરમરના કીંમતી પથ્થરોથી કરવામાં આવે. વળી બીજા કીંમતી પથ્થરોમાં બેનમૂન નકશી કામ કરીને મસ્જિદમાં જડવામાં આવે. જેથી જોનારાઓ મસ્જિદની શાનશોકત અને કલાકારીગરીને જોતાં જ રહી જાય અને મસ્જિદ બનાવનારની હિંમત તેમજ સૂઝબૂઝને હંમેશા માટે બિરદાવતા થઈ જાય.

જયારે એ આલીશાન મસ્જિદ તૈયાર થઈ ગઈ તો ખુદ સુલતાન મહમૂદે તેને ભાતભાતની કીમતી વસ્તુઓથી શણગારી. રંગબેરંગી રોશની પાથરતા અસંખ્ય ચિરાગોથી તેને ઝળહળાવી દીધી. રોશનીના ભારે ઝળહળાટ અને બેનમૂન રૂપરંગતથી શોભતી એ આલીશાન મસ્જિદને જોઈને લોકો તેને "આકાશ માંથી ઉતરેલ દુલ્હન" તરીકે ઓળખવા લાગ્યા હતા.

જુમા મસ્જિદ સાથે સાથે સુલતાન મહમૂદે ગઝનીમાં એક વિશાળ મદ્રસાનો

પણ પાયો નંખાવ્યો અને મદ્રેસાના પુસ્તકાલયમાં કીંમતી અને અલભ્ય પુસ્તકોનો ભંડાર ભરી દીધો. જેથી જ્ઞાનના તરસ્યા લોકો એમની પ્યાસને સંતોષી શકે.

જુમા મસ્જિદ અને મદ્રેસાના નિભાવ ખર્ચ માટે કેટલાંય ગામડાઓ વકફ (દાન) કરી દેવામાં આવ્યાં. જેથી વિધાર્થીઓ, મોલવી સાહેબો અને બીજા કામકરનારા માણસોની જરૂરીયાતો પૂરી કરી શકાય.

સુલતાન મહમૂદનું જુમા મસ્જિદ અને મદ્રેસો બનાવવાનું પવિત્ર કામ રાજયના અમીર ઉપરાવો અને ખિદમતગારો માટે પણ પ્રેરણા આપનારુ બની રહયું અને એ સૌએ પણ પોતાના મજહબપ્રેમી અને જ્ઞાનપ્રેમી બાદશાહને પગલે ચાલવાનું નકકી કરી નાખ્યું. પરિણામે ટૂંક સમયમાં જ ગઝનીમાં મસ્જિદો, મદ્રેસાઓ, મુસાફિખાનાઓ અને લોકોને ઉપયોગી એવી ઈમારતોનાં અંબાર ખડકાઈ ગયાં.

## એક તાલિબે ઈલ્મ (વિધાથી) ની દુવાની બરકત

સુલતાન મહમૂદ ગઝનવીના દિલમાં હંમેશાં ત્રણ વાતોનો ખટકો રહેતો હતો. એક તો એ કે હું સબકતગીનનો બેટો છું જે પહેલાં બાદશાહ ન હતો બલ્કે એક ગરીબ સૈનિક હતો. પછી તે (મહમૂદ) બાદશાહ બન્યો. એટલે શું મારા આગળના બુઝુર્ગો (વડીલો) નો વંશ સાચો છે કે ખોટો ?

બીજી વાત તેના દિલમાં એ ખટકતી હતી કે મજહબના જુદાજુદા કેટલાક ફાંટાઓ છે. પરંતુ એ બધામાં સૌથી ઉંચો કયો ફાંટો છે ? એટલે કે ઉમ્મતમાં સૌથી બહેતર લોકો કોણ છે ?

અને ત્રીજી વાત એ ખટકતી હતી કે મને લાંબા સમયથી હુઝુર સ.અ.વ. ની ઝિયારત (દીદાર) નસીબ નથી થઈ. એટલે આપ સ.અ.વ. ની ઝિયારત નસીબ થઈ જાય.

એકવાર મહમૂદ ગઝનવી ગલીઓમાં ઘૂમી રહયા હતા. એક ગલીની બહાર એમણે જોયું કે એક વિદ્યાર્થી ઝાંખા અજવાળામાં વાંચન કરી રહયો હતો. મહમૂદે તેને પૂછયું કે તમે મસ્જિદમાં બેસીને શા માટે વાંચન નથી કરતા ? બાળકે જવાબ આપ્યો કે મસ્જિદમાં રોશનીની કોઈ સગવડ નથી. આ તો એક ખુદાના બંદાના ઘરમાંથી અજવાળું આવી રહયું છે એટલે હું તેનો લાભ લઈને અભ્યાસ કરી રહયો છું. સુલતાને પ્રેમથી કહયું : બેટા ! તમે જાઓ હુ તરત જ તમારા માટે રોશનીની સગવડ કરાવી આપીશ.

બીજે દિવસે જયારે પેલા બાળકે એ જગ્યાએ અજવાળું જોયું તો તેણે

દિલથી દુવા માંગી કે અય અલ્લાહ ! તું એ ભલા બંદાની બધી મુરાદો પૂરી કરી દે. જયારે સુલતાન પોતાના મહેલમાં પધાર્યા તો એમને હુઝુર સ.અ.વ.ના દિદાર નસીબ થયાં. આપ સ.અ.વ. એ ફરમાવ્યું : અય સબકતગીનના બેટા ! તમોએ મારા વારસદારને ઈઝઝત બક્ષી. અલ્લાહતઆલા તને દુનિયા અને આખેરત ( પરલોક ) માં અનેક માનસન્માનોની નવાજેશો ફરમાવવે.

સુબ્હાનઅલ્લાહ ! એ બાળકની દુવાની બરકતથી સુલ્તાન મહમૂદની ત્રણે મુંઝવણો ટળી ગઈ.

એક તો તેને અલ્લાહના પ્યારા નબી સ.અ.વ. નાં દિદાર થયાં બીજી પોતાના વડીલોના વંશ વિશેની મૂંઝવણ દૂર થઈ ગઈ અને એ મૂંઝવણનો પણ ઉકેલ મળી ગયો કે આલિમ સાહેબો જ હૂઝૂર સ.અ.વ. ના સાચા વારસદારો છે અને એજ લોકો સૌમાં ઉંચા દરજજાના છે.

## ફતેહનામું : બગદાદના ખલિફાની સેવામાં

સુલતાન મહમૂદે હિજરી સન ૪૧૦ માં એક ' ફતેહનામું ' જેમાં એણે હિન્દુસ્તાન પર મેળવેલ તમામ ફતેહોની વિગતવાર માહિતી હતી. બગદાદના ખલિફાની સેવામાં મોકલી આપ્યું.

બગદાદના ખલિફાને જયારે એ ' ફતેહનામું ' મળ્યું તો તેમણે એ જ સમયે એક ભવ્ય સભાનું આયોજન કરવાનો હુકમ આપ્યો. જેથી એ ફતેહનામું ખુદાના બંદાઓને ઊંચા મિમ્બર ઉપરથી જાહેરમાં વાંચી સંભળાવવામાં આવે.

લોકોએ જયારે એ ફતેહનામું સાંભળ્યું તો સૌ કોઈએ દિલથી અલ્લાહના ઉપકારોનો આભાર માન્યો અને કુફ્ર અને શીર્ક ( ખુદા સિવાય બીજાની બંદગી કરવી ) ની તબાહી અને બરબાદી બદલ ખુશી જાહેર કરી. ઉપરાંત સુલતાન મહમૂદની બેનમૂન હિંમત અને બહાદુરી ઉપર આફરીન પોકારી ઉઠયા. અને ખુદાના દરબારમાં દુઆ કરી કે ભવિષ્યમાં પણ તેને એવી જ શાનદાર ફતેહો અને સફળતાઓ મળતી રહે.

ઈતિહાસકારો નોંધે છે કે જે દિવસે એ સભાનું આયોજન કરવામાં આવ્યું એ દિવસે બગદાદનો એકેએક માણસ બેહદ ખુશ હતો. બધાંને એમ લાગતું હતું કે જાણે આજનો દિવસ પણ ઈદનો દિવસ છે.

તમામ લોકો ઉપરે એ હકીકત જાહેર થઈ ચૂકી હતી કે અરબ, અજમ, રૂમ અને શામમાં જે બહાદુરી ભર્યા કારનામાઓ સહાબા ( રદી.) એ અંજામ આપ્યા હતા. બરાબર એવાજ પરાક્રમો હિન્દુસ્તાનની ધરતી પર સુલતાન

મહમૂદે કરી દેખાડયા હતા. જેના ફળ સ્વરૂપે મહમૂદે દીન અને દુનિયાની ખુશનસીબીઓ હાંસલ કરી.

## આરબ લૂંટારાઓની હરકતો

હિજરી સન ૪૧૨ મુજબ ઈ.સ. ૧૦૨૧ ની વાત છે કે કેટલાંક આલિમો (વિદ્વાનો ) અને નેક માણસોએ સુલતાન મહમૂદની સેવામાં અરજ કરી કે આપ અવારનવાર હિન્દુસ્તાન જઈને કાફિરો સાથે જંગ કરતા જ રહો છો અને ત્યાં ઈસ્લામના ફેલાવાનું પવિત્ર કામ પણ પાર પાડતા જ રહો છો.

પરંતુ આપે હજુ સુધી પવિત્ર મકકા શરીફના માર્ગો તરફ ધ્યાન આપ્યું નથી. ત્યાં ઘણા સમયથી આરબ લૂંટારુ તરફથી થતી લૂંટફાટોને કારણે કાબા શરીફ જવાનો રસ્તો બંધ થઈ ગયો છે અને લૂંટારાઓની બીકને કારણે મુસલમાનો હજ પઢવા પણ જઈ શકતા નથી. વળી એ પણ હકીકત છે કે અબ્બાસી ખિલાફત ( હૂકુમત ) માં હવે એટલી તાકાત રહી નથી કે તે મકકાના માર્ગોને લૂંટારાઓથી આઝાદ કરવી શકે. એટલે ખૂબ જ જરૂરી છે કે આપ પો તે જ આ બાબતમાં કોઈ નકકર કદમ ઉઠાઓ.

સુલતાન મહમૂદે એ નેકદિલ ઈન્સાનોની અરજને તરત જ કુબૂલ ફરમાવી અને સલ્તનતના કાજી અબૂમુહંમદ નાસિહીને હાજીયોના એક કાફલાના આગેવાન બનાવ્યા અને ત્રીસ હજાર અશરફીઓ તેમને સુપરત કરીને એ કાફલાને મકકા શરીફ તરફ રવાના કર્યો.

કેટલાંય દિવસોની ગડમથલ બાદ એ કાફલો એક જંગલમાં પહોચ્યો. આરબ લૂંટારૂઓએ હંમેશની ટેવ મુજબ એ કાફલાને લૂંટી લેવાનું વિચાર્યુ તો એમનો તીરોથી ભારે મુકાબલો કરવામાં આવ્યો. જેને કારણે લૂટારાઓનો સરદાર ઘવાયો અને તેઓ પોતાના ઘાયલ સરદારને લઈને નાસી છુટયા. આમ સુલતાન મહેમૂદની આ નેક કોશિશોથી હાજી સાહેબોને કેટલાય સમય સુધી રાહત નસીબ થઈ અને મકકા જવાના માર્ગે શાંતિ પથરાઈ.

## સોમનાથ ઉપર ચડાઈ

હિજરી સન ૪૧૫ મુજબ ઈ.સ. ૧૦૨૪ માં મહમૂદ ગઝનવીને તેના કેટલાક વિશ્વાસુ માણસોએ જણાવ્યું કે હિન્દુસ્તાનના લોકોની એવી માન્યતા છે કે મૃત્યુ પછી આત્મા તેના શરીરમાંથી નીકળીને સોમનાથની શરણમાં જતો રહે છે અને સોમનાથ એ દરેક આત્માને તેના સારાનરસા કર્મો પ્રમાણે નવું

ખોળીયું ( જીવન ) આપે છે. વળી હિન્દુઓની એ પણ માન્યતા છે કે દરિયામાં આવતી ભરતી અને ઓટ હકીકતમાં ભગવાન સોમનાથની પૂજાનું રૂપ છે.

સુલતાનને એ પણ જણાવવામાં આવ્યું કે :- હિન્દુઓમાં એવી માન્યતા છે કે સુલતાન મહેમૂદે બીજા સ્થળોએ જે જે મૂર્તિઓનું ખંડન કર્યુ છે તે એવી મૂર્તિઓ હતી કે જેનાથી ભગવાન સોમનાથ નારાજ હતા. એ જ કારણથી ભગવાન સોમનાથે એ મૂર્તિઓને બચાવી નહિં. નહિતર સોમનાથમાં એટલી પ્રચંડ તાકાત છે કે તે ધારે તેનો ઘડીભરમાં સર્વનાશ કરી શકે છે.

મહમૂદને એ પણ જણાવવામાં આવ્યું કે બ્રાહ્મણોની માન્યતા મુજબ ભગવાન સોમનાથ રાજા છે અને બાકીની તમામ મૂર્તિઓ તેનાં દરબારીઓ અને અમીર ઉમરાવો છે.

મહેમૂદે જયારે આ અર્થહીન વાતો સાંભળી તો તેના દીલમાં યુધ્ધ કરવાનો જોશ ફરીવાર ઉછાળા મારવા લાગ્યો અને તેણે સોમનાથ ઉપર ફતેહ મેળવવાનો અને મૂર્તિપૂજકોની કતલ કરવાનો મનસૂબો ઘડી કાઢયો અને એ મનસૂબાને પાર પાડવા માટે તેણે પોતાનું ખાસ લશ્કર તૈયાર કર્યુ અને બીજા ત્રીસ હજાર જેટલાં સિપાહીઓ પણ પોતાની સાથે લીધાં. જેઓ તર્કિસ્તાન વિગેરે સ્થળોએથી યુધ્ધમાં જોડાવાના ઈરાદાથી આવ્યા હતા. એ બધો જ લાવલશ્કર લઈને સુલતાન મહેમૂદ હિજરી સન ૪૧૫ માં સોમનાથ તરફ રવાના થઈ ગયો.

## સોમનાથમાં પ્રવેશ

સુલતાન મહેમૂદ લશ્કરની સાથે કૂચ કરતો, જંગલો ખૂંદતો અને માર્ગમાં આવનાર જુદાજુદા શહેરોના કિલ્લાઓને સર કરતો કરતો ગુજરાતના પાટણ શહેરમાં પહોચ્યો અને પાટણથી અનાજ તેમજ ખાવાપીવાની વસ્તુઓ એકઠી કરીને સોમનાથના માર્ગે રવાના થયો.

જયારે મુસલમાનોનું લશ્કર સોમનાથ નજીક દરિયાકિનારે પહોચ્યું તો તેમણે જોયું કે સોમનાથનો કિલ્લો ખૂબ જ મજબૂત અને ઊંચો છે. વળી દરિયાનું પાણી છેક કિલ્લાની દિવાલો સુધી ફેલાયેલું છે.

સોમનાથના લોકો કિલ્લાની બુલંદ દીવાલો ઉપર ઉભા રહીને ઈસ્લામના લશ્કરને જોઈ રહયા હતા અને બુલંદ અવાજે ચીસો પાડીપાડીને મુસલમાનોને કહી રહયા હતા કે : “ અમારો ખુદા સોમનાથ પોતે જ તમોને ખેંચીને અહી

સુધી લાવ્યો છે. જેથી તમારા સૌનો એકસાથે જ સર્વનાશ કરી નાખે અને એ રીતે તમોએ ખંડિત કરેલ તમામે તમામ મૂર્તિઓનો બદલો લઈ શકે. ''

## ઘમસાણ યુધ્ધનાં મંડાણ

સોમનાથના મંદિરની રક્ષા કરતા સૈનિકો સાથે લડાઈ શરૂ થઈ ગઈ. સળંગ ત્રણ દિવસ સુધી આ ભયંકર લોહિયાળ લડાઈ ચાલતી રહી. બીજા રાજાઓનાં લશ્કરો પણ સોમનાથની મદદ માટે આવી પહોંચ્યા હતા. પરંતુ જીતની ખુશનસીબી છેવટે સુલતાન મહેમૂદે હાસિલ કરી. ફતેહ મેળવ્યા બાદ સુલતાન પોતે પોતાના સાથીઓ સાથે મંદિરમાં દાખલ થયો તો તેણે પથ્થરની એક વિરાટ લગભગ પંદર ગજ જેટલી લાંબી મૂર્તિ જોઈ. તેને જોઈને મહેમૂદની - એક ખુદાની - ઈસ્લામી ભાવના જોશમાં આવી ગઈ અને તેણે પોતાના ભાલાથી મૂર્તિના ચાર ટુકડા કરી નાખ્યા અને હુકમ આપ્યો કે તેમાંથી બે ટુકડા ગઝની મોકલવામાં આવે જેમાંથી એક ટુકડો ત્યાંની જુમા મસ્જિદના દરવાજા ઉપર અને બીજો શાહી મહેલના આંગણામાં રાખવામાં આવે.

તદોપરાંત બીજા બે ટુકડાઓમાંથી એક મક્કા શરીફ અને બીજો મદીના પહોંચાડી દેવામાં આવે. જેથી જાહેર માર્ગ ઉપર આવતા જતા લોકો એ ટુકડાઓને જોઈ જોઈને સુલતાન મહમૂદની હિંમત અને બહાદુરીની દાદ આપતા રહે.

## મહમૂદ મૂર્તિઓ વેચનારો નહિં પણ ખંડન કરનારો હતો

ઈતિહાસમાં એ મહાન ઘટનાનું બહુ ઠોશ અને વિગતવાર વર્ણન કરવામાં આવ્યું છે કે જયારે સુલતાન મહમૂદે સોમનાથની મૂર્તિના ટુકડેટુકડા કરવાનો ઈરાદો કર્યો ત્યારે બ્રાહમણોના એક ટોળાએ સુલતાનને એવી દરખાસ્ત કરી કે આ વિરાટ મૂર્તિને તોડવામાં ન આવે. તેને જેમની તેમ રાખવામાં આવે અને તેના બદલામાં એક બહુ જ મોટી રકમ આપવાનો વાયદો પણ કર્યો.

સુલતાનના વિશ્વાસુ દરબારીઓએ હિન્દુઓની એ દરખાસ્તને સુલતાન સુધી પહોંચાડતી વખતે પોતાનો ઈરાદો પણ જાહેર કયો કે આ દરખાસ્તને સ્વીકારી લેવામાં આવે. એનાથી આપણને બહુ મોટો ફાયદો છે. મૂર્તિને તોડી નાખવાથી ના તો આ શહેરમાંથી મૂર્તિપૂજાનો રિવાજ નાબૂદ થશે અને ન તો આપણને લાભ થશે.

જવાબમાં મહમૂદે દરબારીઓને કહયું : '' તમે જે કહો છો તે સાચું છે

પણ તમારા કહેવા પ્રમાણે હું કરીશ તો દુનિયા મને મૂર્તિઓ વેચનાર મહમૂદ" ને નામે ઓળખશે, મને સારું એ જ લાગે છે કે લોકો મને દુનિયા અને આખેરત ( પરલોક )માં " મૂર્તિઓને તોડનારા મહમૂદ "તરીકે યાદ રાખે નહીં કે મૂર્તિઓને વેચનાર તરીકે.

મહમૂદના મનની મુરાદ એ સમયે રંગ લાવી કે જયારે પેલી વિરાટ મૂર્તિને તોડવામાં આવી તો તેના પેટના ભાગમાંથી ઢગલાબંધ હીરામાણેક અને ઝવેરાત ઉપરાંત બહુમૂલ્ય મોતીઓ નીકળ્યા. એ બધા જ હીરા મોતીઓ અને ઝવેરાતની કિંમત બ્રાહમણોએ આપવા કહેલ રકમ કરતાં સો ગણી વધારે હતી.

## પાટણ તરફ કૂચ

સોમનાથ ઉપર કબજો મેળવ્યા બાદ ફુરસદ મેળવીને સુલતાન મહમૂદ પોતાના લશ્કર સાથે પાટણ તરફ રવાના થયો. કારણ કે સોમનાથની ફતેહને મુશ્કેલ બનાવવા માટે અને મુસલમાનોના લશ્કરને હંફાવવા માટે પાટણના હિંદુ રાજા પ્રભાદેવે હિન્દુઓનું મોટું સૈન્ય સોમનાથ રવાના કર્યું હતું. જેને કારણે લગભગ ત્રણ હજાર જેટલા મુસલમાન સિપાહીઓ શહીદ થઈગયા હતા. એ વાતનો બદલો લેવાનું જરૂરી સમજીને સુલતાન જયારે પાટણ પહોંચ્યો તો રાજા પ્રભાદેવ પાટણથી નાસી છુટયો અને તેણે બીજી જગ્યાએ આશરો લીધો. તેનો પીછો કરવામાં આવ્યો બીજી જગ્યાએથી પણ ભાગીને કયાંક સંતાઈ ગયો. છેવટે સુલતાન પાટણ પાછો ફર્યો.

પાટણ શહેરને જોતાં જ સુલતાનને ખ્યાલ આવી ગયો કે ત્યાંના લોકોમાં રૂપરંગ, રહેણી - કરણી, જમીનની ફળદ્રુપતા, ધનધાન્ય પાણીની રેલમછેલ અને ધનદોલતની ભરમારની દ્રષ્ટિએ જોતાં આ શહેર આખા હિન્દુસ્તાનનો સારામાં સારો પ્રદેશ છે. આ પ્રદેશના ઉત્તમ હવાપાણી અને બીજી અનેક ખૂબીઓને કારણે સુલતાન મહમૂદના દિલમાં વિચાર આવ્યો કે થોડોક સમય અહીં જ રોકાણ કરવામાં આવે. પરંતુ પોતાનું વ્હાલુ વતન અને રાજધાની ગઝનીની યાદ આવતાં પાટણનું રાજય પોતાના વિશ્વાસુ માણસોને સોંપીને લાવલશ્કર સાથે તે ગઝની પહોંચી ગયો.

## બગદાદના ખલિફાનો પત્ર મહેમૂદને નામે

જે વર્ષે સુલતાન મહમૂદ સોમનાથ ઉપર વિજય મેળવીને આનબાન સાથે ગઝની પાછો ફર્યો એ જ વર્ષે ખલિફા અલકાદિર બિલ્લાહ અબ્બાસીએ સુલતાન

મહમૂદને નામે એક પત્ર લખ્યો.

એ જ પત્રમાં ખલિફાને સુલતાન મહમૂદ અને તેના દીકરાઓ, ભાઈઓ વિગેરેને ખિતાબોની નવાજેશ કરી. ખિતાબો ઉપરાંત ખલિફાએ પત્રમાં એ પણ લખ્યું હતું કે તમે જેને પણ તમારી સલ્તનતનો વારસદાર બનાવશો અમે તેને કબૂલ કરીશું. સુલતાન મહમૂદને પત્રમાં ' અમીરુલ મિલ્લત ' તેમજ 'યમનુદદૌલા ' ના ખિતાબોથી નવાજવામાં આવ્યા.

સુલતાન મહેમૂદ નેકદીલ અને ન્યાયપ્રિય બાદશાહ હતો. પોતાના સમયના શેખ ( ધાર્મિક આગેવાન ) અબુલહસન ખરકાની તરફ તે ભારે આદર અને માનની લાગણી ધરાવતો. શેખનાં દીદાર કરવાના ઈરાદાથી સુલતાન કેટલીય વાર ખુરાસાન પણ ગયો. એક વખતે શેખની સેવામાં આદર અને વિનયપૂર્વક હાજર થયો. શેખે તેને કેટલાંક બોધવચનો અને શિખામણો આપી. જેને સુલતાને પોતાના જીવની પેઠે હંમેશ માટે સાચવ્યાં.

શેખ અબુલહસન ખરકાની રહ. એ પોતાનો એક ઝભ્ભો સુલતાનને ભેટ આપ્યો. જેને તે પ્રેમ અને આદરથી દરેક યુધ્ધના સમયે પોતાની સાથે રાખતો. જયારે જયારે ફતેહ થવાની મુશ્કેલ જણાતી ત્યારે શેખે આપેલ ઝભ્ભો પહેરીને બેરકઅત નમાઝ પઢીને ખુદાની પાસે મદદ માંગતો. તો છેવટે તેને ફતેહ હાંસલ થતી.

ઈતિહાસકારો એ વાત ઉપર એકમત છે કે સુલતાન મહમૂદ દીન (ધર્મ) અને દુનિયાની તમામ ખૂબીઓના ગુલદસ્તા સમાન હતો અને તેની બહાદૂરી, ન્યાયપ્રિયતા, રાજયના સુંદરવહીવટ અને ફતવાઓને કારણે દુનિયાના ખૂણેખૂણામાં જાણીતો હતો.

યુધ્ધો કરવાના તેના અસલ કારણો અને હેતુઓ પણ એ જ હતાં કે ઈસ્લામની ન્યાયીક વયવસ્થા અને સમાનતાનાં લાભોને ચોમેર ફેલાવવામાં આવે અને જુલ્મ અન્યાય તેમજ અસમાનતાના કિલ્લાઓને ભસ્મીભૂત કરવામાં આવે.

તેની બહાદુરી, હિંમત, તાકાત અને અડગતા એવાં હતાં કે યુધ્ધના મેદાનમાં દુશ્મનોની વચ્ચે ધસમસતા પૂરની જેમ આગળ ધસી જતો. એટલે જ હિન્દુસ્તાન ઉપર તેણે આઠવાર ચઢાઈઓ કરી પણ કયારેય કોઈ લડાઈમાં તેની હાર નથી થઈ.

ઈતિહાસકારો નોંધે છે કે સુલતાન મહમૂદે લડેલ યુધ્ધોથી તેને સૌથી મોટો

ફાયદો એ થયો કે હિંદુ રાજાઓનાં સંગઠનો તૂટી ગયાં હતાં અને તેમની એકતા વેરણછેરણ થઈ ગઈ હતી.

શરૂશરૂમાં યુધ્ધનાં સમયે હિન્દુ રાજાઓ એકબીજાને મદદ પહોંચાડતા હતા. પરંતુ ત્યારબાદ સુલતાન મહેમૂદનો પ્રભાવ અને દબદબો એટલો વધી ગયો હતો કે જયારે પણ તે કોઈ રાજય પર ચઢાઈ કરતો તો ત્યાંનો રાજા પોતાનું રાજય છોડીને ભાગી જતો. હિન્દુ રાજાઓ એક બીજાની મદદે પણ આવતા ન હતા. જો તેના પછી કોઈએ હિન્દુસ્તાન પર ફતેહ મેળવવાનો ઈરાદો કર્યો હોત તો તેને માટે રસ્તો સરળ બની ગયો હોત.

પરંતુ સુલતાન શિહાબુદ્દીન ઘોરીએ જયારે હિન્દુસ્તાન ઉપર ફતેહ મેળવવાનો ઈરાદો કર્યો ત્યારે લગભગ બે સદીનો સમય વીતી ગયો હતો અને હિંદુ રાજાઓ ફરીથી સંગઠીત થઈ ગયા હતા. એટલે જ સુલતાન શિહાબુદ્દીનને પેહલી બે ચઢાઈઓમાં હાર ખમવી પડી હતી અને ત્રીજી ચઢાઈ વખતે ફતેહ મળી હતી.

'આબે કૌસર' ના લેખક નોંધે છે કે સુલતાન મહમૂદ ગઝનવીએ મુલતાન અને મન્સૂરાની ઈસ્માઈલી હકૂમતોનો નાશ કરીને સુન્ની મઝહબના નીતિનિયમોનો અને રીતરિવાજોનો મજબૂતીથી ફેલાવો કર્યો હતો.

## સુલતાન મહમૂદ ગઝનવીનું અવસાન

સુલતાન મહમુદ બે વર્ષ સુધી ક્ષય ( ટી.બી. ) ની ભયંકર બિમારીમાં સપડાયેલો રહયો અને છેવટે એજ બિમારીને કારણે ૨૩ રબીઉસ્સાની હિજરી સન ૪૨૧ મુજબ ઈ.સ. ૧૦૪૦ માં અલ્લાહનો પ્યારો થયો. તેની હકૂમતનો સમય ૩૫ વર્ષ સુધીનો ગણવામાં આવે છે.

કૈસે કૈસે શેરો - ઝેગમ ચલ બસે !
સબ દિખાકર અપના દમખમ, ચલ બસે !

## હિન્દુસ્તાનમાં ઈસ્લામી હુકુમતનો પાયો નાખનાર શહાબુદ્દીન ગોરી

સુલતાન શહાબુદ્દીને જયારે હીજરીસન ૫૮૭ મુજબ ઈ.સ. ૧૧૯૨ માં હિન્દુસ્તાન ઉપર ફતેહ મેળવવાનો ઈરાદો કર્યો તો - જેમ કે 'તારીખે દઅવતો અઝીમત' માં એક હિન્દુ પ્રોફેસરના હવાલાથી લખવામાં આવે છે કે જયારે સુલતાન શિહાબુદ્દીન ગોરીએ હિન્દુસ્તાન ઉપર હુમલો કર્યો તો પૃથ્વીરાજ

ચૌહાણે ' તરાઈન ' મુકામે જે થાનેસરથી ચૌદ માઈલ દૂર આવેલ છે. એક શકિતશાળી અને સુસજ્જ લશ્કર સાથે લઈ ભારે બહાદુરીથી મુકાબલો કર્યો અને સુલતાન શિહાબુદીનને જબરજસ્ત હાર આપી.

બીજે વર્ષે હિજરી સન ૫૮૮ ઈ.સ.૧૧૯૩ માં સુલતાને ભારે તૈયારીઓ અને નવા જુસ્સાથી એક લાખ વીસ હજાર સિપાહીઓ લઈ બીજીવાર હુમલો કર્યો. પૃથ્વીરાજ ચૌહાણ ત્રણ લાખ ઘોડેસવારો અને ત્રણ હજાર હાથીઓ લઈને મેદાનમાં ઉતર્યો અને બીજા દોઢસો જેટલા રાજાઓ પોતોપોતાના લશ્કરની સાથે હતા. આ લડાઈમાં પૃથ્વીરાજની હાર થઈ એટલું જ નહિ પણ બાદશાહનો કેદી થયો અને છેવટે કતલ કરવામાં આવ્યો. એ રીતે રાજપૂતોના સ્વતંત્ર શાસનનો અને હિન્દુસ્તાનની પુરાણી રાજય વ્યવસ્થાનો અંત આવ્યો.

ત્યાર પછીના ઈતિહાસકારોની નોંધોથી જાણવા મળે છે કે હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (ર.હ.) એ શિહાબુદ્દીન ના હુમલાઓ દરમિયાન (જે હિજરી સન ૫૭૬ થી હિજરી સન ૬૦૨ સુધી ચાલુ રહયા હતા. તેની શરૂઆતના વર્ષોમાં જ) અજમેરમાં વસવાટ કરી લીધો હતો.

હજુ તો ગોરીના હુમલાઓથી હિન્દુસ્તાનની કાયાપલટ થઈ ન હતી અને તેની જાહોજલાલી ઉત્તર અને પશ્ચિમ હિન્દુસ્તાન સુધી સીમિત હતી ત્યાં તો એક એવી ઘટના બની ગઈ જેણે હિન્દુસ્તાનનું નસીબ ફેરવી નાખ્યું.

રાય પથુરાએ કોઈ મુસલમાનને (જે લગભગ એના દરબારીઓમાંનો એક હતો.) તકલીફ પહોંચાડી. તો હઝરત ખ્વાજા (ર.હ.) એ તેની ફરિયાદ પૃથ્વીરાજને કરી. પૃથ્વીરાજે તેનો ભારે અભિમાનથી અપમાનજનક જવાબ આપ્યો અને વળી કહયું કે " આ માણસ (ખ્વાજા સાહેબ) અહીં આવીને વસેલ છે અને તે એવી ઊંચી ઊંચી વાતો કહે છે કે જેને ન કોઈએ સાંભળી ન કોઈએ જોઈ.

હઝરત ખ્વાજા (ર.હ.) એ પૃથ્વીરાજનું આ અપમાનજનક વર્તન જોઈને ફરમાવ્યું કે " અમોએ પથુરાને જીવતો કેદ કરીને મુહંમદ ગોરીને સોંપી દીધો. ત્યાર પછી જ મુહંમદ ગોરીએ હુમલો કર્યો. પથુરાએ તેનો મુકાબલો તો કર્યો પરંતુ ભૂંડી હાર પામીને છેવટે કતલ થયો.

' આબે કૌસર ' માં નોંધ્યું છે કે શહાબુદ્દીન ગોરીની આ ફતેહને કારણે ઉત્તર ભારતના દરવાજા મુસલમાનો માટે ઉઘડી ગયા અને દિલ્હી તેમજ અજમેરની હકૂમત સુલતાન શિહાબુદ્દીન ગોરીના હાથોમાં આવી ગઈ.

તરાઈની લડાઈ બાદ સુલતાન પાછો પોતાના વતનમાં ચાલ્યો ગયો અને હિન્દુસ્તાનમાં કુત્બુદીન ઐબકને પોતાની હકૂમતનો વહીવટદાર બનાવ્યો. જેણે ફતેહો મેળવવાનો સિલસિલો ચાલુ રાખ્યો અને હાથ લાગેલ પ્રદેશોમાં વ્યવસ્થિત વહીવટ ચલાવવાનું શરૂ કર્યું.

બે વર્ષ બાદ સુલતાન શહાબુદ્દીન ફરીથી આવ્યો અને કનોજના ભારે શકિતશાળી રાજા જયચંદને હરાવ્યો. એ સમય દરમિયાન કુત્બુદીન ઐબકે ગુજરાત, ગ્વાલિયર, બિયાના, બખ્તીયાર અને શહાબુદીન ગોરીએ બંગાળ અને બિહાર ઉપર જીત મેળવીને તેને ઈસ્લામી હકૂમતમાં જોડી દીધાં.

હિજરી સન ૬૦૨ મુજબ ઈ.સ. ૧૨૦૬ માં ખોખરોએ બગાવત કરી અને સુલતાન શહાબુદ્દીન ગૌરીએ જાતે હિન્દુસ્તાન આવીને તેમને કારમી હાર આપી. આ બગાવત ખતમ કરીને સુલાતન પાછો પોતાના વતનમાં જઈ રહયો હતો ત્યારે જૈલમનદીને કાંઠે ઈસ્લમાઈલી પંથના એક સૈનિકે તેને શહીદ કરી નાખ્યો.

સુલતાન શહાબુદ્દીન ગૌરીના અવસાનથી હિન્દુસ્તાનની ઈસ્લામી હકૂમતને ભારે નુકશાન પહોંચ્યું. પરંતુ સુલતાનનું કામ એક હદ સુધી પુરુ થઈ ચુકયું હતું.

જયારે સુલાતન શહીદ થઈ ગયો ત્યારે લગભગ ઉત્તર ભારતમાં ઈસ્લામી ઝંડો લહેરાઈ રહયો હતો. અને કુત્બુદીન ઐબક, મુહંમદ બિન બખ્તિયાર ખિલજી, અલ્તમશ, નાસીરૂદીન કબાચા અને બીજાં ખાસ ચૂંટેલા વિશ્વાસુ અફસરોની સુલતાન નિમણુંક કરી ગયો હતો. જેઓ સુલતાનનું કામ આગળ ધપાવવા માટે સમર્થ હતા.

સુલતાન શહાબુદીનને પોતાનું કોઈ સંતાન હતું નહીં માત્ર એક દીકરી હતી. જયારે તેના દરબારીઓ એ માટે અફસોસ જાહેર કરીને સુલતાન તરફ હમદર્દી દાખવતા અને ત્યારે તે હસી પડતો અને કેહતો કે મારા એટલા બધા વફાદાર ગુલામો છે કે જેમનું મેં મારા પોતાના સંતાનોની જેમ પાલન પોષણ કર્યું છે અને એમની કેળવણી અને શિક્ષણ પાછળ અનહદ મહેનત કરી છે. એ બધાં જ મારા દીકરાઓની જેમ જ મારા નામને રોશન કરશે.

અલ્લાહના દરબારમાં સુલતાનની એ પાક ઈચ્છાઓ કબૂલ થઈ અને તેની દિલી મુરાદોને પૂરી કરવા માટે એના ગુલામોએ એવાં એવાં પરાક્રમો કરી દેખાડયા કે જે પોતાના સંતાનો પણ કરી ન શકે. તેમણે ગુલામવંશનો પાયો

નાખ્યો અને હિન્દુસ્તાનમાં સુલતાનનું કામ સતત ચાલુ રાખ્યું. સુલતાનના અનેક સદગુણોની સાથે સાથે બે સદગુણ ખાસ પ્રશંસાને પાત્ર છે. એક તો એ કે એ હિન્દુસ્તાનમાં ઈસ્લામ મજહબનો પાયો નાખનાર બાદશાહ હતો. તે છતાં પણ હિન્દુસ્તાનના પ્રજાજનો વિરૂધ્ધ તેના દિલમાં કોઈપણ જાતની નફરત,દ્વેષ કે વેરઝેરની ભાવના ન હતી. તેણે કેટલીય લડાઈઓમાં હિંદુ રાજાઓની સાથે હાથ મિલાવીને કામ કર્યુ. સુલતાનનો બીજો ખાસ સદગુણ તેની વફાદારી હતી.

સુલતાન ગૌરીની વફાદારીના સદગુણનું તેમજ ઉચ્ચ રીતભાત અને પ્રામાણિકતાનું જ એ પરિણામ હતું કે તેના અમીર ઉમરાવો અને લશ્કરના સરદારો પણ તેને માટે કુરબાન થઈ જવા હંમેશા તૈયાર રહેતા હતા. અને એ રીતે એક ફરમાબરદાર દીકરો પોતાના બાપ પ્રત્યે અને એક મુરીદ (શિષ્ય) પોતાના પીર સાહેબ તરફ જે સદભાવ અને વિશ્વાસ ધરાવે છે એવી જ શ્રધ્ધા અને ચાહનાથી તેઓ પોતાના બહાદુર બાદશાહને જોતા હતા. બલ્કે પોતાની સફળતાઓ અને ફતેહોને સુલતાનની જ કરામતનું ફળ માનતા હતા.

જબ ઈશ્ક સિખાતા હૈ અંદાઝે ખુદ આગાહી
ખુલતે હૈ ગુલામો પર અસરારે - શહનશાહી -ડૉ. ઈકબાલ

સુલતાન શિહાબુદ્દીને ગઝનીની હકૂમતની શરૂઆતથી લઈને તેની શહાદત સુધી પાંત્રીસ વર્ષથી થોડાક વધારે સમય સુધી રાજ કર્યુ. સંતાનોમાં તેને એક માત્ર દીકરી જ હતી. સુલતાનની લાશને ગઝનીની એ ઈમારતમાં દફન કરવામાં આવી કે જે ઈમારત તેણે પોતાની દીકરી માટે બંધાવી હતી.

સુલતાન શહાબુદ્દીન અલ્લાહના હુકમોનું પાલન કરનારા દયાવાન અને ન્યાયપ્રિય બાદશાહ હતો. જો કે તે પોતાની મરજી મુજબ આઝાદીથી જીવનારો હાકિમ હતો. છતાં આલિમો ( વિદ્વાનો ) અને ધાર્મિક સંતોની સંગતોમાં બેસવાને તે પોતાની ખુશનસીબી અને ગર્વની બાબત માનતો હતો અને તેમનો આદર તેમજ સેવા કરવાને પોતાની ખાસ ફરજ સમજતો હતો.

મિટે નામિયોં કે નિશાં કૈસે કૈસે
ઝમીં ખા ગઈ આસમાં કૈસે કૈસે

**મુસલમાનોની હિન્દુસ્તાન ઉપર ચઢાઈઓ અને તેની સફળતાના કારણો શરૂશરૂમાં હિન્દુસ્તાનને ઈસ્લામની ઓળખ કરવાના ત્રણ માર્ગ હતા.**

(૧) આરબ વેપારીઓ :- આરબ વેપારીઓ અને તેમની સાથે આવનારા ઈસ્લામના પ્રચારકો વતી સૌથી પહેલાં હિન્દુસ્તાનમાં ઈસ્લામની રોશની ફેલાઈ. એમની જ કોશિશોથી દરિયાકાંઠે વસનારા લોકો પણ ઈસ્લામ અને તેના શિક્ષણથી વાકેફ થયા.

(૨) મુસલમાન હુમલાખોરો :- એ લોકો તાકાતથી દેશના અંદરના ભાગોમાં દાખલ થયા. જો કે તેઓએ પોતાની જીવન પધ્ધતિથી ઈસ્લામની પૂરેપૂરી રાહબરી નથી કરી. તે છતાં પણ તેમના હુમલાઓની એટલી અસર તો જરૂર થઈ કે મુસ્લિમ દેશોના હિન્દુસ્તાનના અંદરના પ્રદેશો સાથે સંબંધો બંધાઈ ગયા અને ઈસ્લામનો ફેલાવો કરવા માટેનાં માર્ગો ખુલી ગયા.

(૩) ધર્મ પ્રચારકો અને ધાર્મિક ગુરૂઓ :- કેટલાંય ધર્મગુરૂઓ પોતાના સાચા અનુયાયીઓ સાથે દેશના ખૂણેખૂણામાં દાખલ થઈ ગયા અને વ્યવસ્થિત રીતે મજહબના ફેલાવવાનું કામ કરવા લાગ્યા.

એમની ચુસ્ત ધાર્મિકતા, મનની સચ્ચાઈ અને અણથક કોશિશોથી હજારો હિન્દુસ્તાનીઓ ઈસ્લામમાં દાખલ થઈ ગયા. અહિંના લોકોની ખાસી મોટી સંખ્યા મુસલમાન થઈ જવાને કારણે આ દેશમાં ઈસ્લામી હકૂમત સ્થાપવાનું વાતાવરણ તૈયાર થઈ ગયું.

જયાં સુધી આરબ વેપારીઓ, ઈસ્લામના પ્રચારકો અને સૂફીસંતો જેવા બુઝુર્ગોના સંબંધ છે લગભગ બધાજ લોકો તેમને ચાહે છે. તેમનો આદર કરે છે. અને તેમની સેવાઓને બિરદાવે છે. એટલે જ આજે પણ મુસલમાનો સિવાય બિનમુસ્લીમ પણ એ બુઝુર્ગોની કબર ઉપર ફૂલ ચડાવે છે. પરંતુ એ લોકો મુસ્લિમ હુમલાખોરોને આજે પણ સારી નજરે નથી જોતા. બલ્કે એમની લુંટમાર, ખુનામરકી, કારણ વગરની દુશ્મનાવટો, પ્રદેશો પચાવી પાડવાની લાલચો, બળજબરીથી કરાતા ધર્મપરિવર્તનો વિગેરેનો આરોપ લગાડે છે.

બેશક એ વાતમાં કોઈ શંકા નથી કેટલાક આરોપો કોઈ ને કોઈ રીતે સાચા છે. પરંતુ જયારે એ કારણો ઉપર ઊંડાણથી વિચારવામાં આવે છે જેને કારણે એ હુમલાઓ થયા ત્યારે હુમલાખોરોની જેમજ એ લોકો પણ ગુનેગાર સાબિત થાય છે. જેમની ઉપર હુમલાઓ થયા જેમ કે :-

## હુમલાઓનાં કારણો :-

(૧) હિન્દુ રાજાઓ એવા લોકોને પોતાના રાજયમાં આશરો આપતા હતા કે જેઓ મુસલમાનોની હકૂમતોમાં ભયંકરમાં ભયંકર ગુનાહો કર્યા બાદ નાસીને

અહીં આવી જતા હતા. આવા અસંખ્ય બંડખોર જૂથો મુસલમાનોની હકૂમતનો તખ્તો ઉલટાવી નાખવાના ષડયંત્રો કરતા રહેતા હતા. દેખીતું છે કે આવા ભયંકર ગુનાહો કરનારાઓને કોઈ પણ હકૂમત સહન કરી શકે નહી.

વળી મુસલમાન હાકિમો જયારે એ ગુનેગારોને પોતાને સોંપી દેવાની રજૂઆત કરતા તો એ ગુનેગારોને આશરો આપનારાઓ તરફથી કોઈ સંતોષજનક જવાબ આપવામાં આવતો નહિં. એટલે ના છુટકે જયારે ગુનેગારોને પકડવા માટે તેઓ જાતે આગળ આવતા તો તે બંડખોરોની તરફેણમાં અહિંના રાજાઓ મુસલમાન હાકિમો સાથે લડાઈમાં ઉતરી પડતા. આમ હુમલો કરવા માટે એમની જ તરફથી કોઈને કોઈ કારણ પેદા કરવામાં આવતું.

(૨) મુસલમાન દેશોની સરહદો હિન્દુસ્તાનની સરહદો સાથે એકમેક થઈ ગઈ હતી. પાડોશી દેશોની સાથે સરહદોના ઝઘડાઓ તો થતા જ રહેતા હોય છે. એ ઝઘડાઓ નીવારવા માટેનાં કોલ કરારો પણ થતાં રહેતા. ઈતિહાસ ગવાહ છે કે એવા કેટલાય કોલ કરારોની શરતોનું ઉલ્લંઘન અને કોઈને કોઈ છેડછાડ મોટેભાગે પહેલે હિન્દુસ્તાનના રાજાઓ તરફથી થતી એટલે મોટા ભાગના હુમલાઓ એ કારણસર પણ થયા.

## મુસલમાન હુમલાખોરોની સફળતાના કારણો :-

મુસલમાન હુમલાખોરોની સંખ્યા અને તેમના લડાઈના સાધનો એમના હરીફોની સરખામણીમાં ખુબ જ ઓછા રહેતા તો પણ મેદાનમાં એમનું જ પલ્લુ ભારે રહેતું. ત્યાં સુધી કે ધીરે ધીરે આખા દેશ ઉપર કબજો કરીને તેઓ ઈસ્લામી હુકુમત કાયમ કરવામાં સફળ થઈ ગયા. વળી તેના પણ હકીકતમાં અનેક કારણો છે. દાખલા તરીકે :-

(૧) મુસલમાનોના લશ્કરને દાવપેચોની સારી રીતે જાણકારી હતી. હિન્દુસ્તાનના રાજાઓ લશ્કર તો બહુ મોટુ ગોઠવી દેતા હતા પરંતુ તેમાં સૈનિકોની ભરતી થોડા સમયપૂરતી જ રહેતી. એટલે એમના લશ્કરની બહુ મોટી સંખ્યા મોટેભાગે લડાઈના દાવપેચોથી અજાણ રહેતી. એટલે પોતાના દુશ્મનોથી બહાદુરી પુર્વક લડવા છતાં તેઓ હારી જતા.

(૨) મુસલમાનો કાબિલ ઘોડેસવાર પણ હતા અને ઉત્તમ તિરંદાઝ પણ. એ લોકો ઝડપથી દોડનારા ઘોડાઓ ઉપર સવાર થઈને ચારે તરફ દુશ્મનો ઉપર તૂટી પડતા અને તેમને ઘેરી લેતા. હિન્દુઓનું અણઘડ લશ્કર પોતાની વિશાળ

સંખ્યા હોવા છતાં કુશળ તિરંદાઝ અને કાબેલ ઘોડેસવારનો મુકાબલો કરી શકતું નહિં.

(૩) હિન્દુઓને યુધ્ધમાં કામ આવતા પોતાના હાથીઓ ઉપર ભારે અભિમાન હતું. ઘણીવાર તો એમના રાક્ષસો જેવા ખૂંખાર દેખાવ અને તેમની ધ્રુજાવી દેનારી ચીસોથીં ઘોડાઓ ભડકીને જયાં ત્યાં નાસવા લાગતા. એ હાથીઓથી બચવા મુસલમાન હુમલાખોરો એવા દાવપેચ ખેલતા કે હાથીઓ ભાન ભૂલીને ખુદ એમના જ સૈનિકોને કચડી નાખતા.

હુમલાખોરો પોતાના તીરોથી હાથીઓને ઘાયલ કરી ભગાવી દેતા. અથવા તો આતશબાજીઓ કરીને એમને ભડકાવી દેતા. હાથીસવારોની પાછળ એમના અણઘડ સૈનિકો રહેતા. જેઓ ભાગતા હાથીઓના પગોમાં કચડાઈને મરી જતા.

(૪) મુસલમાન હુમલાખોરો હિન્દુ રાજાઓ કરતા લડાઈના દાવપેચો વધારે જાણતા હતા. એટલે કયારેક કયારેક છેતરીને અથવા તો ગેર સમજણોમાં ગુંચવી દઈને એમને હાર આપતા.

(૫) હિન્દુસ્તાન એ સમયે નાનાં નાનાં રજવાડાઓમાં વહેંચાયેલું હતુ. વળી એ રજવાડાઓમાંય અંદરો અંદર ભારે કુસંપ અને વેરઝેર હતાં. એટલે એ લોકો પોતાના હરીફોની સરખાણીમાં સંગઠિત થઈને લડી શકતા નહિં. અને લડાઈના સમયે જો એક થઈ પણ જતાં તો ઊંચનીચના ભેદભાવો અને અભિમાનો એમને પોતાના રાજા સિવાય બીજા રાજાને તાબે રહીને લડવા દેતા નહી. તેની સામે તમામ મુસલમાન સિપાહીઓ એક જ સેના પતિની આગેવાનીમાં સંગઠિત થઈને લડતા હતા.

(૬) મુસલમાન હુમલાખોરો પોતાના સૈનિકોને ઉશ્કેરવા જિહાદ (ધાર્મિક યુધ્ધ) નું નામ આપતા અને એ રીતે ઉશ્કેરીને કામ લેતા હતા. જયારે હિન્દુઓ પાસે આકર્ષક અને મજબૂત કોઈનારો (સૂત્ર) હતો જ નહિં. જે એમને લડાઈમાં ખપી જવા માટેનો જુસ્સો અને બળ પૂરું પાડે.

(૭) સૌથી છેલ્લું પરંતુ મહત્વનું કારણ એ હતું કે આખો હિન્દુસ્તાની સમાજ મોટેભાગે રાજકીય, સામાજીક અને ધાર્મિક દ્રષ્ટિએ પતનની છેલ્લી હદ સુધી પહોંચી ગયો હતો. સમાજના આગેવાનોમાં રાજયની લગામ સંભાળવાની આદતો બચી ન હતી. તેમના હાથે બગડેલ બાજીઓ સુધરવાને બદલે વધારે વધારે બગડવા લાગી હતી.

એટલે જ કુદરતે તેના ખાસ નિયમ મુજબ આ દેશનો વહીવટ અહીંના અસલ લોકો પાસેથી છીનવી લઈને એવા લોકોને હવાલે કરી દેવાનો ફેસલો કરી નાખ્યો હતો કે જેઓ દરેક દરેક બાબતમાં ઉત્તમ આવડતો અને લાયકાતોના માલિક હતા.

કુદરતના અદલ ઈન્સાફને દુનિયાની કોઈ તાકાત ટાળી શકતી નથી. એટલે જ મુસલમાન હુમલાખોરો આ દેશમાં ઈસ્લામી હકૂમત સ્થાપવા સફળ થઈ ગયા.

મહમૂદ ગઝનવીની ન્યાયપ્રિયતા અને પ્રામાણિકતા વિશેનાં હિન્દુ ઈતિહાસકારોનાં કેટલાંક પત્રો નમૂનારૂપે અહીં રજૂ કરવામાં આવે છે. વર્તમાન સમયના કેટલાક દૂરંદેશ અને મોટા મનના હિંદુ ઈતિહાસકારોએ હિંદુ રાજાઓની સાથે સાથે મહમૂદની ન્યાયપ્રિયતા અને પ્રામાણિકતાનું વર્ણન સુંદર રીતે કર્યું છે.

જેમ કે ઈશ્વર ટોપા નામના ઈતિહાસકારે લખ્યું છે કે " મહમૂદે કોઈ પણ બિનમુસ્લિમને મુસલમાન નથી બનાવ્યો. તેની મજહબી માન્યતામાં સમાનતા ખાસ વણાયેલી હતી. મહમૂદે વિશે કયાયં પણ એવું જાણવા મળતું નથી કે તેણે કોઈ પણ હિંદુને તેનો ધર્મ છોડી દેવા માટે મજબૂર કર્યો હોય. તેણે કોઈપણ ગુનેગારને પોતાની મરજીને આધિન રહીને મોતની સજા આપી નથી. તેણે લડાઈના મેદાનમાં તો હિન્દુઓને માર્યા પરંતુ લડાઈ સિવાયના કોઈપણ પ્રસંગે તેણે હિંદુઓને મારી નાખ્યા હોય તેવું કયાંય જાણવા મળ્યું નથી.

તેની હકૂમતના સમયમાં હિન્દુઓને તેમનો ધર્મ પાળવાની પૂરેપૂરી આઝાદી હતી. વળી રાજયમાં હિન્દુઓની નિંમણુકો માત્ર રાજકારભારના કામોમાં જ નહીં પરંતુ લશ્કરમાં પણ કરવામાં આવતી. અને તે માટે તેમનો ધર્મ કયાંય આડે આવતો નહીં.

ઈતિહાસકાર સી.વી.વૈદ્ય પોતાના ગ્રંથમાં લખે છે કે " મહમૂદ ગઝનવી એક મહાન અને કાબિલ રાજા હતો. તેણે માત્ર કુનેહ અને તાકાતથી એક નાનકડા પહાડી પ્રદેશને એક વિશાળ અને ખુશહાલ હકુમતમાં ફેરવી નાખ્યો. એ કોઈ મામુલી કારનામું ન હતું. મારું માનવું છે કે મહમૂદ એવા મહાન માનવીઓમાંનો એક હતો જેઓ કુદરત તરફથી સદીઓમાં પેદા થાય છે. અને જેનામાં ગજબની ખૂબીઓ તેમજ બેનમૂન આવડતો,સમાયેલી હોય છે. જેઓ પોતાના પરાક્રમોથી લોકોનાં નસીબ અને દુનિયાનો ઈતિહાસ બદલી

નાખે છે. મહમૂદ એક કાબિલ હાકિમ પણ હતો અને ઉત્તમ વહીવટકર્તા પણ. તે હંમેશાં લોકોની ખુશહાલીની ચિંતામાં ડૂબેલો રહયો."

ઈતિહાસકાર ઈશ્વરપ્રસાદે પોતાના પુસ્તકમાં નોંધ્યું છે કે વેરભાવથી મુકત અને સાફ દિલનો સંશોધક મહેમૂદની હકૂમતના સમયનું વાતાવારણ સામે રાખીને કંઈક અલગજ કહેવા અને લખવા મજબૂર થઈ જશે. બેશક તે એક મહાન માર્ગદર્શક, એક ન્યાયપ્રિય અને પ્રામાણિક બાદશાહ, એક કાબિલ અને બળવાન સિપાહી ઉપરાંત કલા અને કારીગિરીનો પણ કદરદાન હતો. બેશક મહમૂદ ગઝનવી જગતભરના ઉત્તમમાં ઉત્તમ રાજાઓમાં ગણાવવાને લાયક રાજવી હતો.

## શહાબુદીન ગોરીની સમાન ભાવનાનો દાખલો

ગઝનવી બાદ હિન્દુસ્તામાં ગોરીઓ આવ્યા. શહાબુદીન ગારીની તલવાર મુલતાન, નહેરવાલા ( પાટણ ), સિયાલકોટ અને તરાઈ વિગેરેમાં જરૂર ચમકી પરંતુ તેના જીવનની ઘટનાઓમાં એક ઘટના વિચારવા લાયક છે.જયારે પાટણના યુધ્ધમાં હાર પામી તે ગઝનીમાં રોકાયેલો હતો અને પોતાની હારનો બદલો લેવા માટે લશ્કરની જબરજસ્ત તૈયારીઓમાં લાગેલો હતો તેવા સમયે કોઈએ એક અરજી મોકલાવી કે પાટણમાં એક જાણીતો હિંદુ વેપારી છે. તેનું નામ વિશાલા આહિર છે. તે હંમેશાં લાખોનો માલસામાન વેપાર કરવાને ઈરાદે ગજનીના વિસ્તારોમાં મોકલાવે છે અને અત્યારે પણ તેનો દસ લાખ જેટલો માલ ગજનીમાં પડેલો છે. જો બાદશાહ ઈચ્છે તો એ તમામ માલસામાનને જબ્ત કરીને શાહી ખજાનામાં જમા કરાવી શકાય તેમ છેઃ તેનાથી ખજાનો જ નહિં છલકાઈ જાય બલ્કે શાહી શાનશોકત અને દબદબામાં પણ વધારો થશે.

સુલતાને અરજી વાંચીને તેની પાછળ લખી દીધું કે વિશાલા આહિરનો એ માલસામાન જો પાટણમાં હોત અને ત્યાં તેની ઉપર કબજો કરવામાં આવતો તો અમારે માટે તે હલાલ હોત. પરંતુ ગજનીમાં પડેલ એ માલ ઉપર અત્યારે કબજો અમારે માટે હરામ છે. કારણ કે અત્યારે તે મારી પનાહમાં છે.

## સુલ્તાન કુત્બુદીન ઐબક : (હિન્દુસ્તાનનો પહેલો મુસ્લિમ બાદશાહ)

શહાબુદીન ગોરીની ફતેહોથી હિન્દુસ્તાનમાં ઈસ્લામી હકૂમત જમાવવાનો

માર્ગ સરળ થઈ ચુકયો હતો. એટલે હિન્દુસ્તાનનો પ્રથમ બાદશાહ બનવાનો કુદરતી ફેંસલો કુત્બુદ્દીન ઐબકના નસીબમાં થયો. અને તેનો સ્વભાવ પણ શરૂથી જ હકૂમત કરવા અને બાદશાહી ભોગવવા લાયક હતો. તે રાજકારભારના રહસ્યોનો પણ ખૂબ જાણકાર હતો.

## કુત્બુદ્દીનના જીવનની શરૂઆતની કહાણી

કુત્બુદ્દીન ઐબકને તેના બાળપણના સમયમાં એક વેપારીએ તુર્કિસ્તાનથી નીશાપૂર લાવીને ફખરૂદ્દીન કૂફી ( જે હઝરત ઈમામ અબૂહનીફાના વંશજોમાંથી હતા) પાસે પહોંચાડી દીધો. કદાચ અલ્લાહની જ એ મરજી હશે કે કુત્બુદ્દીન એક દિવસે મહાન માણસ બને. એટલે બાળપણથી જ તેના ચહેરા ઉપર મહાનતા અને આનબાનના અણસાર જાહેર થતા હતા. કાઝી ફખરૂદ્દીન પણ કુત્બુદ્દીનને ખૂબ વહાલ કરતા હતા. તેમણે જીવનભર કુત્બુદ્દીનને પોતાનાથી અલગ ન કર્યો અને પોતાના સંતાનોની જેમ જ તેનો ઉછેર કર્યો.

કાઝી સાહેબના અવસાન બાદ તેમના કોઈ દીકરાએ કુત્બુદ્દીનને એક વેપારીને વેચી દીધો. વેપારીએ કુત્બુદ્દીનને ભેટ તરીકે સુલતાન શહાબુદ્દીન ગૌરીની સેવામાં આપી દીધો. બદલામાં સુલતાને વેપારીને મોટી રકમની ભેટ આપી.

કુત્બુદ્દીનના એક હાથની નાની આંગળી તૂટેલી હતી. એટલે બાદશાહ અને દરબારીઓ તેને ઐબક કહેવાનું શરૂ કરી દીધું. અને સમય જતાં એ શબ્દ એના નામનો જ એક હિસ્સો બની ગયો.

કુત્બુદ્દીને ખૂબ જ સારી રીતે વફાદારીથી સુલતાન શહાબુદ્દીનની સેવા કરી. જેનું પરિણામ એ આવ્યું કે થોડાક સમયમાં જ કુત્બુદ્દીનને બાદશાહનો લાડકો બનાવી દીધો. આમ કુત્બુદ્દીનના નસીબનો સિતારો દિનપ્રતિદિન ચમકવા લાગ્યો અને થોડાક જ દિવસોમાં તેને દરબારમાં ઊંચો હોદ્દો મળી ગયો.

## કુત્બુદ્દીનની હિન્દુસ્તાનમાં સેનાપતિ તરીકે નિમણુંક

હિજરીસન ૫૮૮ મુજબ ઈ.સ. ૧૧૯૩ માં સુલતાન શહાબુદ્દીનને દિલ્હી અને અજમેરના રાજાઓને હરાવીને કોહરામ અને સમાણાના પ્રદેશો કુત્બુદ્દીનને જાગીરરૂપે ભેટ આપ્યા અને તેની કદરદાની કરીને તેને હિંન્દુસ્તાનના સેનાપતિ તરીકે બઢતી આપવામાં આવી.

કુત્બુદ્દીને એ ઊંચા હોદ્દાની જવાબદારીઓ પૂરેપૂરું ધ્યાન આપીને પાર પાડી. કોહરામ અને સમાણાની આસપાસના તમામ પ્રદેશો ઉપરાંત મેરઠ અને

દિલ્હીના કિલ્લાઓ પણ જીતી લીધા. ત્યારબાદ તેણે દિલ્હીને પોતાની રાજધાની બનાવી.

કુત્બુદ્દીને પોતાની હકૂમતના ફેલાવાનું કામ સતત ચાલું રાખ્યું અને ત્યારબાદ બનારસ, નતરાણ, ગુજરાત, કાલન્દર અને બદાયૂંને જીતી લઈને દિલ્હીની હકૂમતમાં જોડી દીધાં અને પોતાની સલ્તનતનો ખૂબ ફેલાવો કર્યો. વળી યુધ્ધો જીત્યા બાદ જે પણ માલમતા હાથ લાગી હતી તેનો સૌપ્રથમ ઉપયોગ મસ્જિદ બનાવવામાં કર્યો.

## જુમા મસ્જિદનું કામ

કુત્બુદ્દીને દિલ્હી પહોંચીને આખા શહેરને દુલ્હનની જેમ શણગાર્યું અને આનંદ ઉલ્લાસનો તહેવાર મનાવ્યો. પોતાના દરબારીઓને ઈનામ અકરામોની ભેટ આપી. અને બીજા પણ અનેક માણસોને માનસન્માનથી નવાજયા. હિજરીસન ૫૯૨ મુજબ ઈ.સ. ૧૧૯૭ માં દિલ્હીની જુમા મસ્જિદનું કામ પૂરું થઈ ગયું. જેને સુલતાન શહાબુદ્દીનના હુકમ મુજબ બંધાવવાનું શરૂ કર્યું હતું.

નોંધ :- દિલ્હીની જુમામસ્જિદનું નામ 'કુવ્વતુલ ઈસ્લામ' (ઈસ્લામની તાકાત) છે. આ વિશાળ મસ્જિદ દુનિયાની અજાબીઓમાંની એક છે. જે તેની ભવ્યતા અને ખૂબસૂરતીને કારણે દુનિયાભરમાં અજોડ છે.

ઉપરાંત દુનિયાની અજોડ અને બુલંદ ગણાતી ઈમારત કુતુબમિનાર પણ કુત્બુદ્દીન ઐબકે બંધાવેલ. જેથી જુમ્માના પવિત્ર દિવસે અહીંથી 'અલ્લાહો અકબર' (અલ્લાહ સૌથી મહાન) નો બુલંદ અવાજ ગુંજયા કરે.

એ બંને ઈમારતો શહાબુદ્દીન ગૌરીના હુકમથી બનાવવામાં આવેલ. શમ્સુદ્દીન અલ્તમશે એ ઈમારતોનું કામ પૂરું કરાવ્યું. કુતુબમિનારની ઊંચાઈ ૨૩૮ ફુટની છે. (ઈબ્ને બતૂતા ભાગ - ૩ પાન ૮૭)

સુલતાન શહાબુદ્દીન ગૌરીની શહાદત બાદ તેનો ભત્રીજો સુલતાન મહેમૂદ (સુલતાનગિયાસુદ્દીનનો પુત્ર) ગોરીસ્તાનનો હાકિમ થયો. એ નવા હાકિમે પોતાના કાકા શહાબુદ્દીન કરતાં પણ વધારે સારા સંબંધો કુત્બુદ્દીન ઐબક સાથે બાંધ્યા અને તેની શાનશૌકત વધારી.

ગિયાસુદ્દીનના પુત્ર સુલતાન મહમૂદે હકૂમતની લગામ હાથમાં લેતાં જ કુત્બુદ્દીનને સેનાપતિના હોદ્દા પરથી સીધો જ સુલતાનના હોદ્દા પર બેસાડી દીધો. અને હકૂમત ચલાવવા માટેની પૂરેપૂરી આઝાદી અને અધિકારોની સાથે

બાદશાહતના તમામ જરૂરી દસ્તાવેજો હિન્દુસ્તાન મોકલી આપ્યા.

કુત્બુદ્દીન એ દસ્તાવેજો અને માનસન્માનનું સ્વાગત કરવા માટે છેક લાહોર સુધી ગયો અને પોતાના માલિકની તરફથી થયેલ પોતાની આવી ઊંચી કદરદાનીથી ખૂબ ખુશ થયો.

એ દસ્તાવેજો અને માનસન્માનો લઈને કુત્બુદ્દીને હિજરીસન ૬૦૨ ના ઝિલકદની ૧૮ મી તારીખ મુજબ ઈ.સ. ૧૨૬૦ માં ગાદીએ બેસવાની તમામ રસમો પૂરી કરી અને પોતાની સ્વતંત્ર સત્તાની તેમજ સુલતાન મહમૂદના ફરમાનનું જાહેર એલાન કરીને લાહોરથી દિલ્હી પાછો ફર્યો.

## કુત્બુદ્દીનનું અવસાન

હિજરી સન ૬૦૭ મુજબ ઈ.સ. ૧૨૧૧ માં એક દિવસે કુત્બુદ્દીન ' ચોગાન ' નામે ખેલમાં મશગુલ હતો કે અચાનક ઘોડાની પીઠ ઉપરથી પડી ગયો. ઘોડા ઉપર લદાયેલ જીનનો સામાન પણ સરકીને કુત્બુદ્દીનની છાતી ઉપર પડયો. તેને ભારે ચોટ પહોંચી અને એ ચોટ છેવટે જીવલેણ સાબિત થઈ.

દિલ્હીની ફતેહના સમયથી લઈને પોતાના અવસાન સુધી કુત્બુદ્દીને હિન્દુસ્તાન ઉપર ૨૦ વર્ષ અને કેટલાક મહિના સુધી હકૂમત કરી. એ મુદતમાં તેની ચાર વર્ષની સ્વતંત્ર સત્તાનો પણ સમાવેશ થઈ જાય છે.

કુત્બુદ્દીનનું નામ તેની બહાદૂરી અને દુરંદેશી ઉપરાંત સખાવતો (દાન) અને બક્ષિસો માટે આજે પણ હિન્દુસ્તાનના ઈતિહાસમાં નમૂનારૂપ છે. કેટલીયવાર તે પોતાનું ભલું ચાહનારાઓને અને પોતાની તરફ માનસન્માન રાખનારાઓને લાખોનાં નાંણા આપી દેતો. ગરીબો અને લાચારોની પણ ખૂબ મદદ કરતો અને તેમની ધારણા કરતાં પણ વધારે ધનદોલત આપીને તેમને ખુશ કરતો. કુત્બુદ્દીનની આવી દિલાવરી અને રહેમદિલીને કારણે આજેપણ તેનું નામ ' લખબક્ષ ' હાતિમહાઈ જેવા ખિતાબથી માનપૂર્વક લેવાય છે.

મૌત ઉસકી હૈ કરે જિસકા ઝમાના અફસોસ<br>યું તો દુનિયા મે સભી આતે હૈં મરને કે લિયે.

## સુલતાન શમ્સુદ્દીન અલ્તમશ

કુત્બુદ્દીન ઐબકના અવસાન બાદ અમીર ઉમરાવોની પસંદગી તેનો પુત્ર આરામશાહ પિતાની ગાદીનો વારસદાર થયો, પરંતુ તેનામાં રાજકારભાર ચલાવવાની આવડત બિલકુલ ન હતી. પરિણામે એક વર્ષથી પણ ઓછી મુદતમાં

તમામ હકૂમત વેરવિખેર થઈ ગઈ. મુલકભરમાં ભારે અંધાધૂધી ફેલાઈ ગઈ.એટલે દિલ્હીના અમીર ઉમરાવોએ તેની જગ્યાએ સુલતાન અલ્તમશને ગાદીએ બેસાડયો. તેણે હિજરી સન ૬૦૭ મુજબ ઈ.સ. ૧૨૧૧ માં રાજયની લગામ પોતાના હાથમાં લીધી. અને ટુંક સમયમાં જ કુત્બુદીનના સમયના અમીર ઉમરાવો અને દરબારીઓને પોતાની કુનેહ અને કાબેલિયતથી ખુશ કરી દીધા. બધા જ અલ્તમશની પ્રશંસા કરવા લાગ્યા.

## ખ્વારઝમ સાથે મુકાબલો

હિજરીસન ૬૧૮ મુજબ ઈ.સ. માં ચંગેઝખાને ઈરાન, તોરાન, ખુરાસાન, સમરકંદ અને બુખારા એતમામ ઈસ્લામી મુલ્કોને જીતવાનું અને તેમને વેરવિખેર કરવાનું શરૂ કરી દીધું હતું.

ચંગેઝખાનના જુલ્મ અને ત્રાસથી ગભરાઈને જલાલુદીન ખ્વારઝમ શાહ પોતાના રાજયમાંથી નાસી છૂટયો અને લાહોરમાં આવીને તેણે આશરો લીધો.

પોતાના સરહદી પ્રદેશમાં ખ્વારઝમ શાહનું રહેવું જોખમથી ખાલી ન હતું એમ સમજીને સુલ્તાન અલ્તમશે એના રોકાણની ખબર સાંભળતા જ એની ઉપર હુમલો કરી દીધો. ખ્વારઝમશાહ અલ્તમશના હુમલાને સહન કરી શકયો નહી અને તે સિંધ તેમજ સેવસ્તાનના પ્રદેશ તરફ નાસી છૂટયો. સિંધ પહોચ્યા બાદ ખ્વારઝમ અને કબાચા વચ્ચે મુકાબલો થઈ ગયો. એટલે જયારે ખ્વારઝમને કયાંય આશરો ન મળ્યો તો તે કચ્છ અને મકરાણાના રસ્તે થઈને હિન્દુસ્તાની સીમાઓમાંથી નીકળી ગયો.

## સુલ્તાન અલ્તમશ માટે અમામાની ભેટ

હિજરી સન ૬૨૨ મુજબ ઈ.સ. ૧૨૨૫ માં અબ્બાસી ખિલાફતના કાસિદ દિલ્હી આવ્યા અને તેમણે અબ્બાસી હકૂમત તરફથી મોકલેલ અમામો અલ્તમશને ભેટ આપ્યો. અલ્તમશે એ પવિત્ર ભેટને અદબપૂર્વક સ્વીકારીને શિરે ચઢાવી. એ પવિત્ર અમામો પહેરીને તે અનહદ ખુશ થયો અને એ ખુશીમાં તેણે પોતાના અમીર ઉમરાવો અને દરબારીઓને ભેટસોગાદો આપીને સન્માનિત કર્યા. ઉપરાંત આખા દિલ્હી શહેરને દુલ્હનની જેમ શણગારીને આનંદનો તહેવાર મનાવ્યો.

## " હોઝે શમ્સી "

સૂફીસંત હઝરત ફરીદુદ્દીન ગંજશકર (રહ) પોતાના પીર સાહેબ (ધર્મ

ગુરૂ) હઝરત બખ્તીયાર કાકી રહ. ના પવિત્ર બોધવચનોમાં લખે છે કે અલ્તમશના દિલમાં ' હોઝે શમ્સી ' નું બાંધકામ કરવાનો શોખ જાગ્યો. એ માટે તે હઝરત કુતુબ સાહેબની સેવામાં હાજર થતો. અને હોઝની જગ્યા તેમજ તેની લંબાઈ પહોળાઈ માટે એમની પાસેથી માર્ગદર્શન મેળવતો. એ હોઝના બાંધકામ માટે અલ્તમશના મગજમાં જે જગ્યાનો વિચાર આવતો તે જગ્યાએ એ તુરત જ જતો અને એ જગ્યા જોઈને કોઈ પણ કારણથી તે જગ્યાનો વિચાર મગજમાંથી કાઢી નાંખતો. એક વખતે અલ્તમશે એક જગ્યા જોઈ અને તે જગ્યા તેને ગમી ગઈ. તેણે તુરત જ એ જગ્યાએ હોઝ બનાવવાનું નકકી કર્યું.

જે દિવસની આ વાત છે એ દિવસે અલ્તમશને સપનામાં હુઝૂર મુહમ્મદ સ.અ.વ. ના દિદાર થયાં. તેણે જોયું કે હઝરત મુહંમદ ( સ.અ.વ.) સાહેબ એક ઘોડા ઉપર સવાર થઈને તેની પસંદ કરેલી જગ્યાએ પર્ધાયા છે અને અલ્તમશને પૂછી રહયા છે તું અહીં શું કરવાની ઈચ્છા રાખે છે ? અલ્તમશ જવાબ આપે છે કે તે આ જગ્યાએ એક હોઝ બનાવવાની ઈચ્છા રાખે છે. આપ સ.અ.વ. એ અલ્તમશની ઈચ્છાને પસંદ ફરમાવી અને ત્યાં આપના ઘોડાએ જમીન ઉપર લાત મારી જેનાથી પાણીનું એક ઝરણું ફુટી નીકળ્યું અને પુરજોશમાં વહેવા માંડયું.

અલ્તમશે હજુ આટલું જ સપનું જોયું કે તેની આંખ ઉઘડી ગઈ એ સમયે રાતનો ખાસો હિસ્સો બાકી હતો. તે એ વખતે પીર કુત્બુદ્દીન બખ્તિયાર રહ.ની સેવામાં હાજર થયો અને પોતે જોયેલા સપનાની બધી જ વિગત ખૂબ જ અદબથી કહી સંભળાવી.

હઝરત શકરગંજ જણાવે છે કે અલ્તમશ એ જ સમયે ગુરૂ હઝરત કુત્બુદ્દીન બખ્તિયાર રહ. ને પોતાની સાથે હોજની જગ્યાએ લઈ ગયો. ગુરૂએ દીવાના પ્રકાશમાં જોયું કે ત્યાં ખરેખર એક ઝરણું ફૂટી નીકળ્યું છે અને તેનું પાણી ચારે તરફ વહી રહયું છે. આ કિસ્સો બીજાં કેટલાંય બુઝુર્ગોના વર્ણનોમાં પણ થોડાક ફેરફાર સાથે નોંધાયેલ છે.

નોંધ :- એ હોઝ આજે પણ ૨૭૬ વીઘા જેટલી વિશાળ જમીનમાં પથરાયેલ છે. હઝરત પીર શેખ મોહદ્દીસ દેહલ્વી રહ. ની મેજાર ( કબર ) પણ આ હોઝના કિનારે આવેલ છે. તેની લંબાઈ બે માઈલ અને પહોળાઈ એક માઈલ જેટલી છે. (તારીખે ફરિશ્તા ભાગ - ૧ પાન નં. ૨૫૪ )

## ગેબી મદદ

કેટલાક લોકો ખુદ અલ્તમશના શબ્દોમાં આ કિસ્સાનું વર્ણન કરે છે કે જે

સમયે અલ્તમશ બુખારામાં ગુલામીનું જીવન જીવી રહયો હતો. એ સમયે એક દિવસે એના માલિકે તેને એક ચલણી સિકકો આપ્યો અને બજારમાંથી દ્રાક્ષ લઈ આવવાનું કહયું.

અલ્તમશ દ્રાક્ષ લેવા બજારમાં ગયો પણ રસ્તે ચાલતાં ચાલતાં પેલો સિકકો અચાનક તેના હાથમાંથી પડી ગયો. તેણે ઘણી શોધખોળ કરી પણ સિકકો મળ્યો નહી. એટલે તે લાચાર થઈને માલિકની બીકથી એક જગ્યાએ બેસીને રડવા લાગ્યો. એ સમયે ત્યાંથી એક ફકીર પસાર થયો. એ ફકીરે ધ્યાનમાં ડૂબીને રડતા અલ્તમશની હકીકત જાણી લીધી અને ફકીરે અંગૂર (દ્રાક્ષ) ખરીદીને તેને આપી. દ્રાક્ષ આપતી વખતે ફકીરે અલ્તમશને કહયું "જો અલ્લાહ તને કયારેક બાદશાહ બનાવી દે તો તું પણ ફકીરો અને લાચારો સાથે આવો જ વહેવાર કરજે. જેવો વહેવાર અલ્લાહે હમણાં હમણાં તારી સાથે કર્યો છે."

## ફકીરોની સેવા

ઈતિહાસના કેટલાક પુસ્તકોમાં આ કિસ્સાનું પણ અલ્તમશના જ શબ્દોમાં વર્ણન કરવામાં આવ્યું છે કે જયારે અલ્તમશ બગદાદમાં પોતાની ગુલામીની શરૂઆતનો સમય વીતાવી રહ્યો હતો ત્યારે એક દિવસે તેના માલીકે કેટલાક પાક દિલના દરવેશો (ફકીરો) ને પોતાને ઘેરં એકઠા કર્યા અને મહેફિલ જમાવી. મેહફિલ પુરજોશમાં ચાલી રહી હતી અને અલ્લાહના મસ્ત બંદાઓ મસ્તીમાં ઝૂમીઝૂમીને જોરજોરથી નારા બુલંદ કરી રહયા હતા. મસ્તોની એ મહેફિલ આખી રાત ચાલતી રહી અને અલ્તમશ પોતાના હાથમાં ફાનસ લઈને આખી રાત ઊભો રહયો.

કાઝી હમીદુદીન નાગોરી રહ. એ મહેફિલના વડા હતા. બધા જ પાક દિલ દરવેશો સુલ્તાન અલ્તમશની એ સેવાથી બેહદ ખુશ થઈ ગયા અને એ સૌની નુરાની નજરોને પ્રતાપે એ નેક દિલ ગુલામના દિવસો ફરી ગયા. પહેલાં એ ધૂળ હતો પણ હવે એ સોનું બની ચૂકયો હતો. પહેલાં એ ગુલામ હતો અને હવે અનેક પ્રદેશોનો માલિક.

## હઝરત કુત્બુદીન રહ. ના જનાઝાની નમાઝનો કિસ્સો

જયારે હઝરત કુત્બુદ્દીન બખ્તિયાર કાકી રહ. નું અવસાન થયું તો ચારે તરફ માતમનાં વાદળો છવાઈ ગયાં. જનાઝો તૈયાર થયો. એક વિશાળ મેદાનમાં જનાઝાને નમાઝ પઢવા લાવવામાં આવ્યો. માણસોનાં ટોળાં નમાઝ પઢવા માટે

ઉમટી પડયાં હતાં. દૂરદૂર સુધી જાણે માણસોનો સમંદર લહેરાઈ રહયો હતો.

જયારે નમાઝ પઢાવવાનો સમય આવ્યો. ત્યારે એક માણસ આગળ આવ્યો અને કહેવા લાગ્યો કે મને હઝરત બખ્તિયાર રહ. એ વસિયત કરી હતી. એ વસીયત લોકો સુધી પહોંચાડવા માંગું છું. લોકોનાં ટોળાં ખામોશ થઈ ગયાં બધે શાંતિ પથરાઈ ગઈ.

પછી એ માણસે કહ્યું કે ખ્વાજા બખ્તિયાર રહ. એ વસિયત કરી હતી કે મારા જનાઝાની નમાઝ એ જ માણસ પઢાવે જેનામાં ચાર ખૂબીઓ હોય. પહેલી ખૂબીએ કે જીંદગીમાં કયારેય તકબીરે ઉલા (નમાઝની શરૂઆતમાં અલ્લાહો અકબર કહીને હાથ બાંધવા) છૂટી ના ગઈ હોય. બીજી ખૂબીએ કે જેની તહજજુદની નમાજ (રાતના પાછલા પહોરે પઢવામાં આવતી નમાઝ) જીંદગીમાં કયારેય છૂટી ન હોય. ત્રીજી ખૂબી એ કે જેણે જીંદગીમાં કયારેય પરાઈ સ્ત્રી સામે બૂરી નજરથી જોયું ન હોય અને ચોથી ખૂબી એ કે જેની અસર (સાંજની) ની નમાઝની સુન્નતો પણ જીંદગીમાં કયારેય છૂટી ન હોય. જે માણસમાં આ ચાર ખૂબીઓ હોય એ જ મારા જનાઝાની નમાઝ પઢાવે.

જયારે આ વસિયત સાંભળી તો લોકોમાં સન્નાટો છવાઈ ગયો. કોણ એવો ચૂસ્ત પાકબાજ છે કે કદમ આગળ વધાવી શકે ?

એવામાં આંસું વહાવતો એક માણસ આગળ આવ્યો અને હઝરત કુત્બુદ્દીન બખ્તીયારના ( ર.હ. ) જનાઝાની ચાદર હટાવી કહેવા લાગ્યો : " કુત્બુદ્દીન બખ્તિયાર કાકી રહ. ! આપ તો અલ્લાહના પાક દરબારમાં સિધાવી ગયા પરંતુ આપે મારો ભેદ બધામાં જાહેર કરી દીધો. " લોકોનાં ટોળાં સામે અલ્લાહને હાજરા હજૂર રાખીને એ માણસે સોગંધ ખાધા કે મારામાં ઉપરની ચારેય ખૂબીઓ મોજૂદ છે. લોકોએ નવાઈથી જોયું તો એ માણસ બાદશાહ શમ્સુદ્દીન અલ્તમશ હતો.

## અબ્બાસી ખિલાફતના વઝીરનો દિલ્હીમાં પ્રવેશ

સુલતાન અલ્તમશની હકૂમતના છેલ્લા દોરમાં બગદાદનો મશહૂર ધાર્મિક વિદ્વાન જે પૂરા ત્રીસ વર્ષ સુધી અબ્બાસી હકૂમતમાં વઝીરનો માનવંત હોદ્દો શોભાવી ચૂકયો હતો. તે કોઈક કારણસર નારાજ થઈને બગદાદને છોડી દિલ્હીમાં આવી વસી ગયો.

સુલતાન અલ્તમશે એ આબરૂદાર વઝીરનું એના મોભા પ્રમાણે સ્વાગત કરીને ઉપરાંત ભેટસોગાદો આપીને તેનો માનમરતબો વધારી તેને વઝીરના

હોદ્દા ઉપર બેસાડયો.

અલ્તમશની હકૂમતના સમયમાં ધાર્મિક વિદ્વાનો અને અલ્લાહવાળા લોકોની એક બહુ મોટી સંખ્યા બાદશાહની છત્રછાયામાં રહીને પોતાના જ્ઞાનનો લાભ પ્રજાને પહોંચાડતી હતી. એ જ્ઞાનીઓમાં નુરૂદીન સૂફીનું નામ ખૂબ જ આગળ પડતું હતું. એ ધાર્મિક પાક માણસે 'જામિઉલ હિકાયત' નામનો ગ્રંથ તૈયાર કર્યો અને તેને અલ્તમશના દરબારના વઝીર મુહંમદ બિન અબૂસઈદ જુનેદીને અર્પણ કર્યો.

શમ્સુદીન અલ્તમશ ન કેવળ હિન્દુસ્તાનની બહારના જ્ઞાની પુરુષોની કદર કરતો હતો બલ્કે તે હિન્દુસ્તાન બહારથી ઊંચી જાતનાં ઉપયોગી પુસ્તકો પણ મંગાવતો હતો અને હિન્દુસ્તાનમાં જ્ઞાનના ભંડારોને છલોછલ કરતો હતો. 'આદાબે સલાતીન' અને 'મઆસિરે સલાતીન' જેવાં મહાન ગ્રંથો પણ બહાર ગામથી મંગાવવામાં આવ્યાં.

જઝાએ દાઈમી મિલતી રહે ખલ્લાકે આલમ સે
કે નુસરત ઔર ઈઆનત કી હૈ તુમને દીને અહમદ કી

## અલ્તમશનું અવસાન

સુલતાન અલ્તમશે ઉજજેનના પ્રવાસનો થાક ઉતારવા માટે કેટલોક સમય દિલ્હીમાં આરામ કર્યો. ત્યારબાદ તે મુલતાન તરફ રવાના થયો. પણ એ પ્રવાસ અલ્તમશને રાસ ન આવ્યો. અને તેની તન્દુરસ્તી ઉપર તેની ભારે અસર થઈ. તે બિમાર થઈ ગયો. બિમારી એટલી હદે વધી ગઈ કે છેવટે અલ્તમશ મોતની સાવ નજીક પહોંચી ગયો. અને એજ હાલતમાં તેને દિલ્હી લાવવામાં આવ્યો. દિલ્હી આવ્યા બાદ પણ તેની હાલત દિનપ્રતિદિન બગડતી જ ગઈ ત્યાં સુધી કે છેવટે ૨૦ શાબાન હિજરી ૬૩૩ મુજબ ઈ.સ. ૧૨૩૫ માં તેનું અવસાન થયું. સુલતાન અલ્તમશે છત્રીસ વર્ષ સુધી હકૂમતની જવાબદારીઓ સંભાળી તે સમયે લગભગ આખું ભારત તેના કબજામાં હતું.

તેના અવસાન બાદ દસ વર્ષ સુધી ફરીથી હિન્દુસ્તાનમાં અંધાધૂંધી ફેલાયેલી રહી. અને એક પછી એક કેટલાક બાદશાહો આવ્યા પણ તેમની રાજકારભાર ચલાવવાની અણ આવડતો અને ઐયાશીઓને કારણે આખો દેશ અંધાધૂંધીમાં અટવાઈ ગયો. છેવટે અમીર ઉમરાવોએ એકમત થઈને અલ્તમશના પુત્ર નાસિરૂદીન મહમૂદને દિલ્હીના તખત ઉપર બેસાડયો.

# નાસિરૂદ્દીન મહમૂદ

દેશની બગડી ગયેલી હાલત જોઈને અમીર ઉમરાવોએ હિજરી સન ૬૪૪ મુજબ ઈ.સ. ૧૨૬૪ માં સુલતાન અલ્તમશના નાના દીકરાને ગાદી ઉપર બેસાડયો. તેનું પાલનપોષણ અને ઉછેર સુલતાન અલ્તમશના હાથે ખૂબ સારી રીતે થયેલ. નાસિરૂદ્દીન એક દરવેશ (ફકીર) જેવો બાદશાહ હતો. તે સરકારી ખજાનાને કયારેય હાથ લગાડતો નહીં અને કુરઆન શરીફની નકલો હાથે લખીને ગુજરાન ચલાવતો હતો. હકૂમતનો તમામ વહીવટ તેણે પોતાના કાબિલ વઝીર ગિયાસુદ્દીન બલ્બનને સોંપી દીધો હતો.

નાસિરૂદ્દીન મહમૂદના જીવન વિશે જાણકારી મેળવતાં ખ્યાલ આવે છે કે તેનું જીવન પણ પોતાના પિતાની જેમ ઓલિયા (ઉચ્ચ પ્રકારના ધાર્મિક પુરુષ) જેવું હતું. હકૂમતનો તમામ કારભાર બલ્બનને સોંપી દીધા બાદ તેને તાકીદ કરી હતી કે મેં તમને રાજકારભાર ચલાવવાના તમામ અધિકારો આપ્યા છે તમે કયારેય એવું કામ ન કરશો કે જેને કારણે કાલે અલ્લાહના દરબારમાં તમારે અને મારે શરમમાં ડૂબવું પડે. તે મોટે ભાગે પોતાનો સમય એકાન્તમાં, ખુદાની બંદગીમાં અને કુરઆન શરીફ પઢવામાં પસાર કરતો હતો. દરબારેઆમમાં હાજરી માટે તે શાહી પોષાક પહેરતો પણ ત્યારબાદ એકાન્તમાં જઈને જૂનાં ફાટેલાં કપડાં પહેરેલાં રાખતો.

પોતાનુ ગુજરાન તે કુરઆન શરીફની નકલો કરીને ચલાવતો અને એ વાતનું પણ ખાસ ધ્યાન રાખતો કે તેના હાથે લખાયેલ નકલો મામૂલી કિંમતમાં વેચવામાં આવે. અને કોઈને ખબર ન પડે કે એ નકલો બાદશાહને હાથે લખાયેલી છે.

'તારીખે ફરિશ્તા' નો લેખક લખે છે કે ઈતિહાસકારોનું કહેવું છે કે જયારે નાસિરૂદ્દીને બલબનને પોતાનો વઝીર બનાવ્યો ત્યારે તેને એકાન્તમાં લઈ જઈને કહયુ હતું કે મે તમને મારા નાયબ (વારસદાર) તરીકે બેસાડયા અને અલ્લાહની મખ્લૂક (રૈયત) ઉપર હાકિમ બનાવ્યા છે. માટે તમે કોઈ એવું કામ ન કરશો કે જેનો મારે અલ્લાહના દરબારમાં જવાબ આપવો પડે અને શરમમાં ડૂબવું પડે.

બલબને કેટલાક એવા નવા કાયદા પણ બનાવ્યા કે જેનાથી રાજયનો તમામ વહીવટ એના હાથમાં આવી ગયો અને દરબારીઓના હાથમાં એટલી સત્તા ન રહી કે તેઓ બલબનના કામોમાં દખલગીરી કરી શકે.

વળી કુત્બુદીન ઐબક અને શમ્સુદીન અલ્તમશના સમયમાં જૂના પુરાણા

અમીર ઉમરાવો કે જેઓ સુલતાનોને પૂરેપૂરા વફાદાર ન હતા. મોગલ લૂટારાઓનો બરાબર મુકાબલો પણ કરી શકતા ન હતા. એવા નકામા અમીર ઉમરાવોને નાસિરૂદ્દીને બલબનની સલાહથી એમના હોદ્દાઓ ઉપરથી છૂટા કરી દીધા અને એમની જગ્યાએ પોતાના દીકરાઓને એ હોદ્દાઓ ઉપર બેસાડી છુટા કરેલ અમીર ઉમરાવોને દિલ્હી લઈ આવ્યો. આ ફેરફાર કરવાથી પંજાબની રાજકીય અને નાણાંકીય હાલતમાં સુધારો આવ્યો અને નાસિરૂદ્દીનની હકૂમત કેટલાક સમય માટે મજબૂત થઈ ગઈ.

## મોગલોનો હુમલો

હિજરી સન ૬૫૫ ના અંતમાં મોગલોના એક લશ્કરે કચ્છ અને મુલ્તાનના પ્રદેશો ઉપર હુમલો કરી દીધો.નાસિરૂદ્દીન એ હુમલાઓનો બદલો લેવા મુલ્તાન પહોચ્યો. પરંતુ તે ત્યાં પહોંચે એ પેહલાં મોગલોનું લશ્કર પાછું જતું રહયું. એટલે નાસિરૂદ્દીન પણ દિલ્હી પાછો આવી ગયો.

નાસિરૂદ્દીન મહેમૂદના જીવનની ખાનગી વાતો

નિઝામુદ્દીન એહમદે પોતાના ઈતિહાસના પુસ્તકમાં લખ્યું છે કે નાસિરૂદ્દીન દર વર્ષે પોતાના હાથે કુરઆન શરીફની બે નકલોનું લેખન કામ કરતો. તેનાં જે નાણાં મળતાં હતાં તેમાંથી જ તે પોતાનું ગુજરાન ચલાવતો.

એક વખતે એક ધનવાન માણસે બાદશાહના હાથે લખાયેલ નકલો એની કિંમતથી વધારે પૈસા આપી ખરીદી. બાદશાહને એ વાત ગમી નહી અને તેણે હુકમ આપ્યો કે હવેથી તેના હાથે લખાયેલ કુરઆનની નકલો ખાનગી રાખીને તેની જે કિંમત હોય એટલી જ કિંમતમાં વેચવી.

નાસિરૂદ્દીનના ઘરમાં તેની બેગમ સિવાય ઘરનું કામકાજ કરનાર કોઈ નોકરાણી કે દાસી ન હતી. એટલે બેગમ પોતે રસોડા ઉપરાંત ઘરની તમામ કામગીરી જાતે જ કરતાં. એક દિવસે બેગમે નાસિરૂદ્દીનને અરજ કરી કે રસોડાનું કામકાજ કરતાં કરતાં મારા હાથોમાં સોજા આવી ગયાં છે. જો એ કામ માટે કોઈ દાસી રાખી લો તો સારુ.

નાસિરૂદ્દીને જવાબ આપ્યો કે બેગમ ! સરકારી ખજાના ઉપર માત્ર રૈયતનો અધિકાર હોય છે મને એ વાતનો કોઈ હક નથી કે હું મારા સુખ વૈભવ માટે તેમાંથી નાણાં લઈને નોકરાણી રાખું. તમારે દુન્યવી તકલીફો બદલ સબર કરવી જોઈએ અલ્લાહ એનો ઉત્તમ બદલો તમને એના દરબારમાં આપશે.

## નાસિરૂદ્દીનના જીવનની રીતભાત

એક દિવસે એક ફકીર બાદશાહ પાસે આવ્યો. એ સમયે બાદશાહ કુરઆને પાક વાંચવામાં મશગુલ હતા. તે ફકીરની નજર કુરઆને પાકના એક પાના ઉપર પડી. જેમાં એક અક્ષર બે વાર લખાયેલો હતો. તેણે બાદશાહનું એ વાતે ધ્યાન દોર્યું. બાદશાહે કલમ લઈને વધારાના અક્ષર ફરતે ગોળ લીટી દોરી દીધી. અને તે ફકીરને કંઈક આપીને રવાના કર્યો. ફકીરના ગયા બાદ બાદશાહે પેલી ગોળ લીટી ભૂંસી નાખી. એક ગુલામ પાસે ઊભો રહીને આ બધું જોતો હતો. તેણે અદબથી બાદશાહને પૂછયું કે એકવાર ગોળ લીટી કરી અને પછી તરત જ ભૂંસી નાખી તેનું કારણ શું ? બાદશાહે જવાબ આપ્યો કે ભૂલ કાઢનાર માણસ ફકીર હતો અને તે મારી પાસે કંઈક માગવા આવ્યો હતો. જો હું એની વાતનો ઈન્કાર કરતો તો એ શરમનો માર્યો કંઈપણ માંગ્યા વગર જતો રહેતો. મેં એની હાજરીમાં ગોળ લીટી કરી નાખી અને એ જતો રહયો તો તેને ભૂંસી નાખી. દુનિયામાં કાગળ ઉપર લખેલો અક્ષર ભૂસવો સહેલો છે. પણ મનનો મેલ ધોવો ખૂબ મુશ્કેલ છે.

## દિલની પવિત્રતા

કહેવાય છે કે નાસિરૂદ્દીનના એક સેવકનું નામ મુહંમદ હતું બાદશાહ તેને હંમેશા એ જ નામથી બોલાવતો. એક દિવસે બાદશાહે તેને 'તાજુદ્દીન' કહીને બોલાવ્યો. એ વખતે તો એ સેવક કંઈ બોલ્યો નહીં પરંતુ કામ પતાવી પોતાને ઘેર જતો રહયો અને ત્રણ દિવસ સુધી બાદશાહની સેવામાં હાજર ન થયો. નાસીરૂદ્દીને તેને બોલાવ્યો અને તેની ગેર હાજરીનું કારણ પૂછયું. સેવકે જવાબ આપ્યો કે આપ મને હંમેશા મુહંમદના નામે બોલાવતા હતા પણ તે દિવસે આપે મને મુહંમદને બદલે 'તાજુદ્દીન' કહીને બોલાવ્યો. મને મનમાં વિચાર આવ્યો કે કદાચ આપના દિલમાં નારાજગી પેદા થઈ છે. એટલે જ ત્રણ દિવસ સુધી સેવામાં હાજર થયો નહી. અને એ ત્રણે દિવસ ભારે બેચેનીમાં અને ચિંતામાં વિતાવ્યા.

બાદશાહે સોગંદ ખાઈને સેવકને કહ્યું કે તારાથી જરાપણ નારાજ નથી. પણ જે સમયે મેં તને તાજુદ્દીન કહીને બોલાવ્યો હતો એ સમયે હું વુઝુની હાલતમાં ન હતો. મને એ યોગ્ય ન લાગ્યુ કે વુઝુ વગર હું મુહંમદ જેવું પવિત્ર નામ મારી જીભ ઉપર લાવું.

હિજરી સન ૬૬૩ મુજબ ઈ.સ. ૧૬૬૩ માં નાસિરૂદ્દીન મહેમૂદ બિમાર પડી ગયો અને એજ હાલતમાં હિજરી સન ૬૬૪ જુમાદિલ અવ્વલની ૧૧ મી તારીખ મુજબ ઈ.સ. ૧૬૬૪ માં અલ્લાહના દરબારમાં પહોંચી ગયો, તેની હકૂમતનો સમય બાવીસ વર્ષથી થોડોક વધારે છે.

જગા જી લગાને કી દુનિયા નહીં હૈ
યે ઈબરત કી જા હૈ, તમાશા નહી હૈં.

## સુલતાન ગિયાસુદ્દીન બલબન

સુલતાન નાસિરૂદ્દીનની હયાતીમાં જ સલતનતના કામ કાજની લગામ બાહોશ વઝીર ગિયાસુદ્દીન બલબનના હાથમાં હતી. અને જયારે નાસિરૂદ્દીનનું અવસાન થયું તો તે કોઈ પણ અડચણ વગર સીધો જ બાદશાહ બની ગયો.

## બલબનની દૂરંદેશી

ગિયાસુદ્દીન બલબન એક બાહોશ બુધ્ધિશાળી અને રૂઆબદાર બાદશાહ હતો. તેના દરેક હુકમમાં બુધ્ધિ અને ગંભીરતાના અણસાર દેખાંતા હતાં. તે સલ્તનતના જરૂરી કામો હંમેશાં લાયક અને કાબિલ માણસોને જ સોપતો. તેને જયાં સુધી માણસોની લાયકાત, કાબિલીયત, ઈમાનદારી, પીઢતા અને સચ્ચાઈમાં પૂરેપૂરો વિશ્વાસ બેસી ન જતો ત્યાં સુધી તે સલ્તનતના કોઈપણ જરૂરી કામ તેમને સોપતો નહી.

એ સદગુણોની સાથે સાથે તે દરબારીઓની શરાફત અને લોહીની ખાનદાનીનો પણ ખૂબ ખ્યાલ રાખતો. નોકરીમાં રાખતાં પહેલાં દાનત અને ધાર્મિકતા ( મજહબપરસ્તી) ની કસોટી કરી લેતો. જો શરૂઆતની જાંચ તપાસમાં કોઈ કસર દેખાતી તો અથવા બાદમાં પણ ખબર પડતી તો એવા નોકરને તરત જ છૂટો કરી દેતો.

બલબને બિનમુસ્લિમોને કયારેય કોઈ જવાબદારીવાળા હોદ્દા ઉપર રાખ્યા નથી. એમ વિચારીને કે બિનમુસ્લીમ અધિકારીઓ તરફથી મુસ્લીમોને તકલીફ ન પહોંચે.

બલબને પોતાની હકૂમતના બાવીસ વર્ષના લાંબા ગાળા સુધી કયારેય કોઈ જુઠ્ઠા, ખુશામતખોર અને અપ્રમાણિક માણસો સાથે વાતચીત કરી નથી. અને તેમને નજીક પણ ફરકવા દીધાં નથી. એના દરબારમાં આવા દુર્ગુણી લોકોનું પહોંચવું મુશ્કેલ બલ્કે અશક્ય હતું.

'આબે કૌસર ' માં સુલતાન ગિયાસુદ્દીન બલબન વિશે લખવામાં આવ્યું છે કે ઈસ્લામી હિન્દુસ્તાનના બાદશાહોમાં બલબન એક ખાસ રંગનો અને શાનશૌકતનો બાદશાહ થયો છે.

બલબન અસલમાં એક તુર્કી ધનવાનનો પુત્ર હતો. ચંગેઝખાનના હુમલાઓમાં તે કેદ થયો. ને બગદાદમાં એક ગુલામના રૂપમાં વેચાયો. ત્યાં એક બુઝુર્ગ જમાલુદ્દીન બશરીએ તેને ખરીદયો. ને તેનો છુટકારો કર્યો. ત્યાર બાદ તે દિલ્હી આવ્યો. શરૂશરૂમાં તેણે એક મામૂલી સિપાહી બલ્કે પાણી ઊંચકનાર મજૂરનું કામ કર્યું. પણ ધીરે ધીરે તેની આવડતો અને હોંશિયારીને કારણે રાજયનો નાયબ બનીને હકૂમત ઉપર છવાઈ ગયો

તેની હકૂમતના સમયમાં બાદશાહ ફકત અમીર ઉમરાવોનો સરદાર રહેતો. પરંતુ તેમાં ફેરફાર કરીને તેણે બાદશાહને અમીર ઉમરાવોથી અલગ અનેકગણું ઊંચું મુકામ આપી દીધું. બલબનનું માનવું હતું કે પયંગબરી બાદ ખુદાની ખલ્કત ( રૈયત ) ની સેવાનો ઉમદામાં ઉમદા માર્ગ બાદશાહતનો છે. તેની જવાબદારીઓનું ધ્યાન રાખવું ખૂબ જ જરૂરી છે.

જે બાદશાહ પોતાનો રૂઆબ અને દબદબો કાયમ નથી રાખતો. તે પોતાની ફરજો સારી રીતે બજાવી શકતો નથી. અને છેવટે તેની રૈયત બંડખોરી અને બીજી બુરાઈઓમાં સરી પડે છે.

બલબન પોતાના ખાનગી જીવનમાં પણ પોતાના રૂઆબ અને માન મરતબાનો ખૂબ ખ્યાલ રાખતો હતો.

ઝિયાઉદ્દીન બરની લખે છે કે બલબન પોતાની બાદશાહતની તમામ મુદતમાં કોઈપણ મજલિસમાં જોરથી હસ્યો નથી અને ન તો કોઈની એવી હિંમત થતી કે તેની સામે ઊંચા અવાજે હસી શકે.

જયારે બલબન ગાદીએ બેઠો ત્યારે શમ્સુદ્દીન અલ્તમશના ચાળીસ ગુલામો હતા. જેઓ હકૂમતના દરેક કામોમાં છવાયેલા રહેતા હતા. વળી બાદશાહની પસંદગી કરવા માટે પણ તેમનો અધિકાર રહેતો. બલબન પણ એમાંનો એક હતો.

પરંતુ બાદશાહત માટેની એની જે માન્યતા હતી તે એવી હતી કે બાદશાહની ગણતરી અમીર ઉમરાવોમાં ન કરવામાં આવે. પણ બાદશાહનો મુકામ એમનાથી ઊંચો ગણવામાં આવે. એટલે જ એણે અમીર ઉમરાવોની સત્તામાં કાપ મૂકી દીધો અને જે કોઈ અમીર ઉમરાવ બાદશાહને માટે ખતરારૂપ

હોય તેને તેના હોદ્દા ઉપરથી તરત જ ઉતારી મૂકવામાં આવતો. રાજયમાં સુલહ શાંતિ કાયમ રાખવાતેમજ બહારના'હુમલાઓથી રાજયનું રક્ષણ કરવાની જવાબદારી ઉપરાંત રૈયતને પૂરતો ન્યાય મળે તે માટે બલબન ખાસ કાળજી રાખતો અને તેનું સખ્તાઈથી પાલન કરતો. તેના સમયમાં જે જે દરબારીઓ ગરીબો ઉપર જુલ્મ અને ત્રાસ વર્તાવ્યો તેમને ભારેમાં ભારે સજાઓ આપી.

બદાયુંના એક જમીનદારને પણ એવી જ સખત સજા તેના (જમીનદારના) નોકર ઉપર ત્રાસ ગુજારવા માટે કરી અને જેણે આ બાબતની જાણ બાદશાહને કરી નહીં તેને પણ ભયંકર સજા આપી. તેના સમયમાં આવા બોધદાયક કેટલાક કિસ્સાઓ બન્યા. તે હંમેશા કહેતો કે જો મારા પોતાના દીકરાઓ પણ આવા ખોટા કામો કરશે તો હું એમની સાથે પણ એવો જ સખત વહેવાર કરીશ.

## દુનિયાનો દસ્તૂર

બલબન પોતાના સંતાનોને હંમેશા કહેતો રહેતો કે સુલતાન અલ્તમશ સૈય્યીદ મુબારક ગઝનવીના એ વચનો હંમેશા દોહરાવતા રહેતા કે 'બાદશાહોના કામો શીર્ક ( બહુ મોટો ગુનો ) સુધી પહોંચી જાય છે અને તેઓ એવા પણ કામો કરે છે કે પયગંબર મુહંમદ સ.અ.વ.ના હુકમોથી વિરૂધ્ધના હોય. પરંતુ તેઓ એ વખતે ઓર પણ વધારે ગુનેગાર થઈ જાય છે કે જયારે તેઓ આ ચાર વાતો ઉપર અમલ નથી કરતા.

(૧) બાદશાહને માટે એ જરૂરી છે કે તે પોતાના રૂઆબ અને અધિકારોનો યોગ્ય સમયે ઉપયોગ કરે અને ખુદાની ખલ્કતની ભલાઈને હંમેશા ધ્યાનમાં રાખે.

(૨) બાદશાહે હરહંમેશ એવી કોશિશો કરવી જોઈએ કે તેની હકૂમતમાં બેશરમી અને ઐયાશીના કામો ન થાય. આવા ભયંકર ગુનાહો કરનારાઓ સાથે હંમેશાં સખ્તાઈથી વર્તવું જોઈએ.

(૩) રાજકારભારના કામો બુધ્ધિશાળી, ઠરેલ અને ખુદાથી ડરનારા લોકોને જ સોંપવા જોઈએ ખુદાની ખલ્કત ઉપર જેને હાકિમ તરીકે નીમવામાં આવે તે પ્રામાણિક,ખુદાથી ડરનારો હોવો જોઈએ. ગંદા વિચારના અને લાયકાત વગરના માણસોને રાજયમાં ફૂલવા ફાલવા દેવા જોઈએ નહી. કારણ કે આવા ખોટા માણસો રૈયતને પણ ખોટે માર્ગે દોરી જાય છે.

(૪)"છેલ્લી વાત એ છે કે બાદશાહ માટે એ જરૂરી છે કે એ હંમેશાં ન્યાયપૂર્વક વહેવાર કરે. પોતાના તાબા હેઠળના માણસોની કામગીરીની પણ ન્યાયિક રીતે

કસોટી કરતો રહે. જેથી રાજયમાં જુલ્મ અને અન્યાયનું નામોનિશાન બાકી ન રહે. એટલે તમે બધાં જે મારા કાળજાના કટકાઓ જેવા છો. એ વાતને બહુ સારી રીતે સમજીને દિલમાં લો કે જો તમારામાંથી કોઈએ પણ કોઈ લાચારને સતાવ્યો તો હું એ જાલિમને તેના જુલમની પૂરેપૂરી સજા આપીશ.

## બલબનના જીવનની ખાસિયતો

ઈતિહાસકારો લખે છે કે જયારે ગિયાસુદ્દીન બલબન કોઈ શહેરના છેવાડે કોઈ નદીના પુલની પાસે પહોંચી જતો હતો તો પોતે જાતે કિનારે ઉપર રહીને અધિકારીઓને હુકમ આપતો કે પોતપોતાના હાથમાં સાધનો લઈને લોકોના સામે કાંઠે જવાની વ્યવસ્થા કરો.અને સૌથી પહેલાં બિમારો,ઘરડા લોકો, સ્ત્રીઓ, બાળકો અને કમજોર જાનવરોને પાર ઉતારો. તંદુરસ્ત અને તાકતવર માણસો નિર્બળો અને બિમારોની મદદ કરે એવો પણ સૌને હુકમ હતો.આવી વ્યવસ્થા કરવા માટે બલબને કેટલાય સ્થળોએ કેટકેટલા દિવસો પસાર કર્યા.

ગાદીએ બેઠો એ પેહલાંના સમયમાં બલબનને શરાબ પીવાની ભારે કુટેવ હતી તેની મજલિસ મધુરકંઠના ગવૈયાઓથી ભરેલી રહેતી. કેટલાંય અમીર ઉમરાવોને એ રંગીન મહેફિલોમાં બોલાવવામાં આવતા અને મહેફિલમાં સોનું ચાંદી મન મૂકીને લૂંટાવતો.

પરંતુ જયારે હકૂમતની લગામ તેના હાથમાં આવી ગઈ તો તેણે પોતાની જવાબદારીઓને ધ્યાનમાં લઈને એ બધી જ કુટેવોથી તોબા કરી લીધી. અને શરાબથી લઈને તમામ ઐયાશીઓનું નામોનિશાન પોતાના રાજયમાંથી ભૂંસી નાખ્યું. એટલું જ નહી પણ નમાઝ, રોઝા, વિગેરેનું ચુસ્ત તરીકે પાલન કરનારો બની ગયો. ફરઝ નમાઝો ઉપરાંત તેણે કયારેય તહેજજુદ, ચાશ્ત અને ઈશ્રાકની નમાઝો પણ છોડી નથી. તે આઠે પહોર વુઝુમાં રહેતો. તેની ટેવ હતી કે ખાવાના સમયે હાજર આલિમો,વિદ્વાનો સાથે જુદાજુદા વિષયો ઉપર ચર્ચા કરતો અને તેમનું માર્ગદર્શન મેળવતો. અમીર ઉમરાવો, વઝીરોના મકાનોમાં એમના ખબર અંતર પૂછવા જતો હતો અને એમની ઈજજત આબરૂમાં વધારો કરતો. તેનો નિયમ હતો કે જુમ્માની નમાઝ પઢીને ધર્મ ગુરૂઓ અને ધાર્મિક વિદ્વાનોની મુલાકાતે તેમના ઘરોમાં જતો અને તેમના જ્ઞાનનો લાભ ઉઠાવતો.

બલબન કબ્રસ્તાનોમાં જઈ કબરોની ઝિયારત પણ કરતો રહેતો. જયારે હકૂમતના કોઈ દરબારી કે આગેવાન ગુજરી જતા તો તેમના જનાઝામાં જતો અને દફનવિધિમાં હાજર રહતો. બાદમાં મરનારના કુટુંબીઓ પાસે જઈ સબ્ર

કરવાની અને અલ્લાહની મરજી આગળ માથું ઝૂકાવવાની તાકીદ કરતો. મરનાર દરબારીઓના વારસદારોને ઈનામોથી નવાજતો અને અનાથ, નિરાધાર બાળકોના ઉછેર માટે મોટી રકમો બાંધી આપતો.

બલબનની ટેવ હતી કે ઘોડા ઉપર બેસીને કયાંક જતો હોત તો રસ્તામાં તેને ખબર પડે કે અહીં ધાર્મિક મજલિસ ચાલી રહે છે. તો તે સવારીથી નીચે ઉતરીને મજલિસમાં શામેલ થઈ જતો અને અલ્લાહ તેમજ એના પયંગબર સ.અ.વ. ના હુકમોને ધ્યાનથી સાંભળતો અને એની અસરથી ચોધાર આંસુએ રડતો.

ઈતિહાસકારો લખે છે કે બલબનના પુરાણા ગુલામો અને નોકરોનું કહેવું છે કે એમનામાંથી કોઈએ કયારેય પણ બલબનને ઉઘાડે માથે કે ખુલ્લે પગે નથી જોયો. મહેફિલમાં એ કયારેય જોરથી હસતો નહી અને એના દબદબાને કારણે કોઈપણ માણસ એની મહેફિલમાં ઉંચા અવાજે હસી શકતો નહીં.

બલબનમાં એ તમામ ખૂબીઓ અને સારી ટેવો હોવા છતાં બગાવત અને બંડખોરીને તે પસંદ કરતો નહી. ગદદારી કરનારો ભલે મુસલમાન હોય કે બિનમુસ્લીમ પણ એને સખત સજા આપવામાં જરાપણ છૂટછાટ આપતો નહિં. એની હકૂમતમાં સુલેહ શાંતિ જાળવી રાખવા માટે અશાંતિ ફેલાવનારાઓને દરેક પ્રકારની સજાઓ આપતો.

ખૂનની સજામાં કે જેલમાં પૂરી દેવાની સજામાં એ જરાપણ નમ્રતા કે દયા દેખાડતો નહી એજ કારણે બલબનના હુકમોનું પાલન ન કરવાની કોઈની હિંમત થતી નહી. શમ્સુદીન અલ્તમશના સમયના એવા કાયદાઓ અને રીતરીવાજો જે એના વારસદારોની ગફલત અને અણઆવડતોને કારણે પડી ભાંગ્યા હતા તેમને ફરીથી એવી જ કડકાઈથી અમલમાં લાવ્યો જેવાં કે અલ્તમશના સમયમાં હતા.

## શિકારનો શોખીન બલબન

બલબનને શિકાર કરવાનો ભારે શોખ હતો. હકૂમતની તમામ જવાબદારીઓ અને ફરજો ખૂબ સારી રીતે પૂરી કરીને મોટે ભાગે આખો દિવસ શિકાર અને સફર કરવામાં વિતાવતો. ઠંડીની મોસમમાં દિલ્હીની ચારે તરફ વીસ વીસ ગાઉ સુધી માર્ગો ઉપર બંદોબસ્ત ગોઠવવામાં આવતો. એનો નિયમ હતો કે શિકાર કરવા માટે તે થોડી રાત બાકી હોય ત્યારે નીકળતો અને બીજા દિવસની રાતનો અડધો ઉપરનો ભાગ વીતી જતો ત્યારે શિકારની જગ્યાએથી પોતાને ઘેર પાછો આવી જતો. શિકારમાં હંમેશાં એની સાથે એક હજાર ઘોડેસવારો અને એક હજાર કાબિલ તિરંદાજો રહેતા. જેમનો ખર્ચ શાહી

ખજાનામાંથી ચુકવવામાં આવતો.

કહેવાય છે કે જ્યારે હલાકૂખાને બલબનના શિકાર કરવાની શોખની વાતો સાંભળી તો એ ખૂંખાર હાકમે જણાવ્યુ કે બલબન એક દૂરંદેશ અને અનુભવી બાદશાહ છે. કેહવાને તો એ પોતાનો શિકારનો શોખ પોષે છે પણ હકીકતમાં સાચું કહો તો એ બહાનેથી એ ઘોડેસવારીની કસરત કરે છે. અને પોતાના લશ્કરની દેખરેખ પણ રાખે છે.

બલબને જ્યારે હલાકૂખાનના પોતાની પ્રશંસાનાં વાક્યો સાંભળ્યા તો એ હલાકૂની બુધ્ધિ અને સૂઝબૂજથી વાકેફ થયો અને તેણે કહયું કે રાજકારભારના રહસ્યો અને નીતિરીતિઓ એ જ માણસ સારી રીતે સમજી શકે છે જેણે પોતાની તલવારની તાકાતથી દૂરદૂરના પ્રદેશો ઉપર ફતેહો મેળવી હોય.

## ખુદાના ખોફથી ડરનારો બલબન

જ્યારે ગિયાસુદ્દી બલબનની સલ્તનત અને હકૂમતના પાયા બરાબર મજબૂત થઈ ગયા તો તેના કેટલાક વફાદાર અને વિશ્વાસુ દરબારીઓએ બલબનને અરજ કરી કે : ગુજરાત અને માળવા ઉપરાંત થોડાક બીજા પ્રદેશો જે કુત્બુદ્દીન ઐબકના સમયમાં ઈસ્લામી હકૂમતમાં શામેલ હતા. એ બધાં હવે બંડખોર થઈ ગયા છે. માટે હવે એ જરૂરી છે એ બંડખોર પ્રદેશો તરફ ધ્યાન આપવામાં આવે જેથી એ પ્રદેશોને ફરીવાર દિલ્હીના બાદશાહના તાબે કરી દેવાય.

બલબને દરબારીઓની એ અરજ સાંભળીને કહ્યું કે આજ કાલ મોગલોની સાઝિશો અને બંડખોરીઓ ખૂબ વધી ગઈ છે. એમણે હિન્દુસ્તાનના એક ભાગ ઉપર કબજો પણ કરી લીધો છે. અને તેમનું લશ્કર હિન્દુસ્તાન ઉપર રીતસરના છાપા મારતું રહે છે. આવી હાલતમાં દિલ્હીથી બહાર નીકળવું અને દૂરદૂરના પ્રદેશો ઉપર ફતેહ મેળવવા રાજધાનીને રક્ષા કરનારાઓથી ખાલી કરવી અકલમંદીની વાત નથી. આ સમયમાં એ જ જરૂરી છે કે આપણા મુલ્કમાં રહીને સલ્તનતને દુશ્મનોથી સુરક્ષિત રાખવામાં આવે ન કે નવા પ્રદેશો જીતવાનો ઈરાદો કરવામાં આવે.

## મેવાતી લૂંટારાઓનો સર્વનાશ

ઈતિહાસકારો લખે છે કે અલ્તમશના વારસદારોના જમાનામાં મેવાતીઓનો એક કબીલો દિલ્હીની આસપાસના વિસ્તારોમાં આવેલ જંગલોમાં

છુપાઈ છુપાઈને ખૂનામરકી કરતો હતો. આ લૂંટારાઓ રાતના સમયે બળજબરીથી લોકોનાં ઘરોમાં ઘૂસી જતા અને માલસામાન ચોરી જતા. અને એ રીતે શહેરની આસપાસની વસ્તીઓને તબાહ બરબાદ કરતા હતા. વેપાર ધંધો કરનારા લોકો પણ એમના ત્રાસથી સલામત ન હતા. લૂંટારાઓની બીકને કારણે શહેરના દરવાજાઓ સાંજ પડતા જ બંધ કરી દેવામાં આવતા હતા. અસરની નમાઝ બાદ કોઈની પણ હિંમત ન હતી કે કબ્રસ્તાન સુધી પણ જાય.

બલબનને જયારે મેવાતીઓની એ લૂંટમાર અને રૈયત ઉપર ગુજારાતા જુલ્મોની જાણ થઈ તો એણે એ લૂંટારૂ કબીલાને ખતમ કરવાના કામને હકૂમતના તમામ કામોમાં અગ્રીમતા આપી અને એમનો સદંતર નાશ કરવા માટે દિલ્હીથી રવાના થયો. બલબને એ લૂંટારાઓને બરાબર ના ઘેરી લીધા અને લગભગ એક લાખ જેટલા જાલિમોને મોતને ઘાટ ઉતારી દીધા. ત્યાર બાદ તેણે જેમાં એ લૂંટારાઓ આશરો લેતા હતા એ જંગલોને તદ્દન સાફ કરાવી દીધા અને ચોકખી થયેલ જમીનોને ખેતી કરનારા લોકોમાં વહેંચી દીધી. બલબને એ જગ્યા ઉપર સિપાહીઓની કેટલીક ચોકીઓ પણ બનાવી દીધી અને એ ચોકીઓના રક્ષણ માટે પોતાના કેટલાક વિશ્વાસુ સરદારોને ત્યાં ગોઠવીને દિલ્હી પાછો ફર્યો.

## બલબનના ખૂબ જ વ્હાલસોયા બેટાની શહીદી

સુલતાન ગિયાસુદ્દીન બલબનના બે દીકરાઓ હતા. મોટા દીકરાનું નામ મુહંમદ સુલ્તાનખાન શહીદ અને નાના દીકરાનું નામ બગરાખાન હતું. સુલ્તાનખાન મુલ્તાનનો હાકીમ હતો અને બગરાખાન લખનૌતી (બંગાળ) નો હાકિમ હતો.'

શાહજાદો મુહંમદ સુલ્તાનખાન ગિયાસુદ્દીન બલબનનો ખૂબ જ વ્હાલસોયો દીકરો હતો. એક શાહજાદામાં હોવી જોઈએ એવી તમામ ખૂબીઓ અને સારી રીતભાતો ખાન શહીદમાં મોજૂદ હતી. એ શાહજાદો અક્કલ, હોંશિયારી અને હુનરમંદીમાં બેશક પોતાના સમયનો બેહતરીન અને મહાન પરુષ હતો.

તેની મહેફિલમાં હંમેશાં ઉચ્ચ કોટિના વિદ્વાનો, આલિમો, જ્ઞાનીઓ, બુધ્ધિમાનો અને મશહૂર શાયરો શામેલ રહેતા હતા. શાહજાદો પોતાના હમદર્દો અને શુભેચ્છકો સાથે પ્રેમાળ અને આદરભર્યો વહેવાર કરતો હતો. મહાન સૂફી શાયર અમીર ખુસરો અને ખ્વાજા હસન જેવી પવિત્ર હસ્તીઓ શાહજાદાની મહેફીલની ખાસ રોનક સમાન હતી. એ બંને મહાન જ્ઞાની બુઝુર્ગોએ ખાન શહીદની ખિદમતમાં મુલ્તાનમાં પૂરા પાંચ વર્ષ પસાર કર્યા. ખાન શહીદ એ

બંને પાક બુઝુર્ગો તરફ સૌથી વધારે આદર અને માન ધરાવતો.

શાહજાદો એના રહેંરખાવ અને રહેણીકરણીમાં એટલી હદે બુલંદ હતો કે જો કોઈ મહેફિલમાં આખી રાત સુધી બેસવાનું થતું તો એવી હાલતમાં પોતાના પગ પણ ઊંચા નીચા કરતો નહી.

શાહજાદાની મહેફિલમાં હંમેશાં ઈલ્મની - જ્ઞાનની વાતો ચાલતી રહેતી. અને તેમાં ખાકાની, અનવરી, મૌલાના નિઝામી અને અમીર ખુસરો જેવા મહાન સૂફી શાયરોના પાક કલામો પઢવામાં આવતા. ખાન શહીદ દરેક શેરને પૂરેપૂરી રીતે સમજતો અને તેના ગુણ પ્રમાણે જ તેની પ્રશંસા કરતો. મોટા મોટા વિદ્વાનો અને ઉસ્તાદો તેની કવિતાની ઊંડી સૂજબૂઝથી પ્રભાવિત થતા. સૂફી કવિ અમીર ખુસરોએ એક વાર જણાવેલ કે મેં કવિતાની ઊંડી સૂજબૂઝ, સાચી જાણકારી ઉપરાંત નવા પુરાણા શાયરોના શેરો યાદ રાખવામાં અને તેનો સાચો આનંદ લેવામાં ખાનશહીદ જેવો સંપૂર્ણ રસિકજ્ઞાની બીજો કોઈ જોયો નથી.

## શેખ સઅદી રહ. તરફ આદર ભાવ

ખાનશહીદની અકલમંદી, દૂરંદેશી અને કદરદાનીનો સૌથી મોટો પુરાવો એ છે કે મુલ્તાનની હકૂમતના સમયમાં એણે બે વાર પોતાના કાસિદો સાથે કીમતી ભેટસોગાદો અને ઈનામો મોકલી હઝરત શેખ મુસ્લીહુદીન સઅદી રહ. ને અરજ કરી કે આપ અહીં મુલતાનમાં પધારીને અમારી ઉપર અહેસાન ફરમાવો. અમો આપને માટે મુલતાનમાં એક ખાનકાહ (એકાન્તની જગ્ય) બંધાવી આપીશુ. અને તેના નિભાવ ખર્ચ માટે કેટલાંક ગામો વકફ કરી આપીશું.

શેખ સઅદી રહ. એ સમયમાં ઘડપણને કારણે ખૂબ જ કમજોર થઈ ગયા હતા. એટલે એમણે બંને વખતે મુલતાન આવવા માટે લાચારી દર્શાવી. પરંતુ દરેક વખતે પોતાના ખુદને હાથે પોતાના અશ્આર અને ગઝલો લખીને ખાન શહીદની ખિદમતમાં ભેટરૂપે મોકલી આપ્યાં અને અમીરખુસરો માટે ભલામણ ફરમાવી.

મુલતાનની હકૂમતના સમયમાં ખાનશહીદનો નિયમ હતો કે તે દર વરસે કીમતી ભેટસોગાદો અને મૂલ્યવાન નજરાણાં લઈને પોતાના પિતાની ખિદમતમાં હાજર થતો અને થોડાક દિવસો દિલ્હીમાં રહીને પાછો ચાલ્યો જતો.

## ખાનશહીદનું દિલ્હીમાં આગમન

દર વર્ષની જેમ નિયમ મુજબ ખાનશહીદ પોતાના પ્રેમાળ પિતાને મળવા

માટે મુલતાનથી દિલ્હી આવ્યો અને પિતા તરફના તેના આદરભાવથી ખૂબ ખુશ થયો અને પિતા તરીકે દીકરાની ઉપર લાગણીઓ અને મહોબ્બતોનો વરસાદ વરસાવી દીધો. ખાનશહીદ ત્રણ મહિના સુધી દિલ્હીમાં રોકાયો.

એ જ સમય દરમિયાન તેને મોગલોના તોફાની કાવતરાઓની ખબરો મળી. જયારે ખાનશહીદ મુલતાન જવા માટે તૈયાર થયો ત્યારે બલબને તેને એકાન્તમાં બોલાવીને કહયુ કે મારી જીંદગીનો મોટા ભાગનો સમય બાદશાહત અને હકૂમતનો કારભાર ચલાવવામાં વિત્યો છે. એટલે જ મારા અનુભવોનો વિસ્તાર ઘણો મોટો છે. હુ ચાહું છું કે તને કંઈક એવી નસિહતો (શિખામણો) કરૂં કે જેની ઉપર અમલ કરવો દરેક હાકિમ માટે ફરજ છે. આ નસિહતો મારા પછી પણ તને ખૂબ જ ઉપયોગી થઈ પડશે.

## બલબનની શાહજાદા ખાનશહીદને નસીહતો

(૧) તમો પોતાની આનબાન અને હકૂમતની શાનને પૂરેપૂરું ધ્યાન આપીને કાયમ રાખજો. પોતાની ઈચ્છાઓ અને વાસનાઓને પોષવા માટે બાદશાહી તાકાત અને સત્તાનો કદી પણ ઉપયોગ કરશો નહીં.

તમારે જે કંઈપણ કામ કરવું હોય તે ફકત અલ્લાહને માટે જ કરજો અને શાહી ખજાનાઓ તેમજ જમીનમાં દટાયેલ માલમિલકતો અને વસ્તુઓ જે માત્રને માત્ર અલ્લાહ તરફથી ઈનામરૂપે આપવામાં આવેલ છે - તેનો ઉપયોગ હંમેશા સારા કામો માટે કરજો અને ખુદાની ખલ્કતની ભલાઈ તરફ ખાસ ધ્યાન આપજો. દીન ( મજહબ ) ના દુશ્મનોને ફાલવા ફૂલવા દેશો નહી. અને તેમની સાથે સખતમાં સખત વહેવાર કરશો. જેથી તેઓ હંમેશ માટે બેઈજ્જત અને બરબાદ થતા રહે.

(૨) જયારે અલ્લાહપાક તમોને રૈયતની સરદારી અને બાદશાહતની નવાજેશ કરે તો એ મુકામને મામૂલી ન સમજશો. હકૂમતની ફરજો અદા કરવાને અલ્લાહનો હુકમ માનજો અને એ ખૂબ જ અઘરૂં કામ છે. તમો એ પવિત્ર અને મહાન કામને હીન હરકતો અને ગંદી આદતોના કીચડથી ખરડી નાખશો નહી. દુષ્ટ અને નીચ લોકોની સંગતોથી દૂર ભાગજો.

(૩) તમો પોતાના રાજયની હિલચાલ અને નિમણુંક કરેલ સરદારોના કામોથી બરાબર જાણકાર રહેજો અને એ સરદારોને હંમેશા એવી તાકીદ કરતા રહેજો કે તેઓ સારા કામો અને બુલંદ સારી ટેવો પ્રાપ્ત કરે.

(૪) હંમેશા પવિત્ર જીવન જીવનારા, ઈબાદત ગુઝાર લોકોને જ કાઝી અને

હાકિમના પદો પર બેસાડજો. જેથી પ્રજા ઈન્સાફ અને દીનદારી (ધાર્મિકતા) ની બરકતોથી સુખશાંતિ મેળવતી રહે.

(૫) પોતાની શાનશોકત, શાહી દબદબો અને બાદશાહના તમામ રૂઆબોનો ખાનગીમાં અને જાહેરમાં દરેક જગ્યાએ ખ્યાલ રાખજો. કોઈપણ સમયે એયાશીઓમાં અને એશ આરામમાં પોતાને ગુલતાન ન કરી દેશો.

(૬) પવિત્ર જીવન જીવનારા અને બહાદુર લોકોને હંમેશાં ઈનામ ભેટોથી માલામાલ કરતા રહેજો અને તેમનું માનસન્માન તેમજ તેમની હમદર્દી સાચા દિલથી કરતા રહેજો. બુધ્ધિશાળી અને હુનરમંદ લોકોની કદરદાની અને મદદ કરીને તેમની હિંમત વધારતા રહેજો અને લાલચી તેમજ ક્રુર લોકોથી ભલાઈની આશા રાખજો નહીં. કારણ કે રાજય અને મજહબની ભલાઈ એમાં જ છે કે એવા દુષ્ટ લોકો સલ્તનતના કામકાજોથી દૂર જ રહે.

(૭) બહાદુરી અને બાદશાહત બંને એકબીજા માટે ખૂબ જ જરૂરી છે, દુનિયાના તમામ બુધ્ધિશાળી અને સમજુ લોકોએ એ બંનેને જોડિયાભાઈની મિસાલ આપેલ છે. અને એમ પણ કહ્યું છે કે બાદશાહની હિંમત પણ તમામ લોકોની હિંમત કરતાં ચઢિયાતી હોવી જોઈએ. કારણ કે બાદશાહની હિંમત અને આમ લોકોની હિંમતમાં કોઈ ફરક નહીં હોય તો પછી બાદશાહ અને આમ લોકોમાં પણ કોઈ ફરક બાકી રહેશે નહી. ડરપોકપણામાં અને બાદશાહતમાં કોઈ મેળ છે જ નહીં.

(૮) જે માણસનું તમો એકવાર માનસન્માન કરો તેને તેની કોઈ નાનકડી ભૂલ માટે કયારેય પણ બેઈજજત કરશો નહી. પોતાના હમદર્દો અને સાચા દિલથી ચાહનારાઓને કયારેય દુઃખી કરશો નહી અને પોતાના વાણીવર્તન અને વહેવારથી દુશ્મનોને દોસ્ત બનાવવાની કોશિશ કરતા રહેજો. જો કોઈ દુશ્મનને રાજકીય જાળમાં કેદ કરવો હોય તો નમ્રતા અને દૂરંદેશીને તેમજ તેના પરિણામને ખાસ ધ્યાનમાં રાખજો.

શરીફ અને સજજન લોકોને તકલીફ અને ઈજા પહોંચાડવામાં નરમાશથી કામ લેજો. કારણ કે એવા લોકોની બે ઈજજતીનો ઘા જલ્દીથી નથી રૂઝાતો. અને પછી તે ભૂલને સુધારવી મુશ્કેલ બની જાય છે.

(૯) જુઠા અને ખરાબ વાણી ઉચ્ચારનાર લોકોનો કયારેય ભરોસો કરશો નહી અને તેમની સાથે સંબંધો વધારશો નહી. કારણ કે એવા લોકોનો ભરોસો કરવાથી અને તેમની સાથે સંબંધો રાખવાથી તમારા વિશ્વાસુ અને વફાદાર

નોકર ચાકરોમાં અને હમદર્દોમાં ડર અને હતાશા પેદા થઈ જાય છે. અને રાજકારભારના કામોમાં ખલેલ પહોંચે છે.

જે કામને પૂરું કરવામાં તમોને શંકા થતી હોય તેવા કામોને કયારેય હાથમાં લેશો નહી. કારણ કે કોઈ પણ કામ શરૂ કરીને તેને અધૂરું મૂકી દેવું બાદશાહોને માટે ભારે બેઈજજતી અને બદનામીરૂપ બની જાય છે.

(૧૦) બુધ્ધિશાળી અને હુનરમંદ લોકોના સલાહ સૂચનો વગર કોઈપણ કામને પૂરું કરવાની કોશિશ કરશો નહીં. બાદશાહને માટે એ વાત ખૂબ જ જરૂરી છે તે રૈયતના સુખદુ:ખથી સારી રીતે વાકેફ રહે. તેને માટે એ પણ જરૂરી છે કે તે દરેક બાબતમાં સબર અને ધીરજથી કામ લે. અર્થાત ગુસ્સાથી અને ક્રોધથી બચે. કારણ કે ક્રોધી સ્વભાવ ધરાવનાર બાદશાહથી રૈયતને નફરત થઈ જાય છે. આળસ અને નકામી નમ્રતાને પણ પાસે ફરકવા દેશો નહી. કારણ કે તેનાથી બંડખોરોની અને બગાવત કરનારાઓની હિંમત વધી જાય છે અને રૈયત અંધાધૂંધીમાં અટવાઈ જાય છે.

દરેક સમયે પોતાની જાતનું રક્ષણ કરતા રહેવું જોઈએ. કેમ કે બાદશાહનો જાન રૈયતને માટે ઢાલનું કામ કરે છે. અને તેને દરેક પ્રકારની આફતોથી બચાવે છે. પોતાના દરવાજાઓ ઉપર હંમેશાં નેક અને સાફદિલના ભરોસામંદ દરબાનોની નિમણુંક કરજો.

પોતાના નાના ભાઈ સાથે હંમેશાં નમ્રતા અને મહોબ્બત ભર્યો વહેવાર કરજો અને તેને પોતાના બંને હાથ સમાન ગણજો. તેની જાગીર અને માલ મિલકતને બરાબર સલામત રાખજો. કોઈ તેના વિશે ચાડીચુગલી કરે તો તેની વિરૂધ્ધમાં કોઈ પણ જાતની કાર્યવાહી કરજો નહી.

## તૈમૂરખાનનો હુમલો

ગ્યાસુદ્દીન બલબને પોતાના વહાલા દીકરાને આ નસિહતો કરીને વિદાય કર્યો. મુલતાન પહોંચીને ખાન શહીદે સરહદી વિસ્તારોમાં લૂંટફાટ અને ખૂના મરકી કરનારા મોગલ ડાકૂઓની કત્લેઆમ કરીને પોતાનો પ્રદેશ એમના કબજામાંથી પાછો મેળવી લીધો.

એ જ સમયમાં ઈરાનની રાજગાદી ઉપર સરગૂંખાન બેઠો હતો. જે હલાકૂનો પૌત્ર હતો અને મશહૂર ચંગેઝી સરદાર તૈમૂરખાન જે કંદહાર, હરાત, બલ્ખ, બદખ્શાં, ગઝની અને બામિયા વિગેરેનો હાકિમ હતો. તે ખાન શહીદના હાથે માર્યા ગયેલા પોતાના સગાસંબંધીઓ અને પોતાની જાતિના લોકોની

કતલનો બદલો લેવા માટે મુલ્તાન તરફ આગળ વધ્યો.

ખાનશહીદે જયારે તૈમૂરખાનના આવવાની ખબર સાંભળી તો તેણે વહેલી સવારે મુલતાનથી કુચ કરી અને લાહોર નદીને કિનારે બપોરના સમયે તૈમૂરખાનની સાથે જંગ કરવાનો ઈરાદો કરી લીધો.

## શાહજાદાની શહાદત

જંગમાં ખાન શહીદના લશ્કરે પોતાની બહાદૂરીના જોહર દેખાડયાં અને કેટલાક જાણીતા મોગલ સરદારોને મોતને ઘાટ ઉતારી દીધા અને તૈમૂરખાનને હાર આપી.

જયારે મોગલ સિપાહીઓ જંગના મેદાનમાંથી નાસી છુટયા તો હિન્દુસ્તાની લશ્કરે બહાદૂરી પૂર્વક એ ભાગેડૂ સિપાહીઓનો પીછો કર્યો.

સુલતાન મુહંમદની જીંદગીનો આખરી સમય નજીક આવી ગયો હતો. એ ખુશમિજાજ શાહજાદાએ ઝોહરની નમાઝ માટે નદીકાંઠે તૈયારીઓ કરી અને પોતાના પાંચસો સૈનિકો સાથે નમાઝમાં મશ્ગૂલ થઈ ગયો.

એ જ ઘડીઓમાં બે હજાર જેટલા સિપાહીઓનું એક લશ્કર જે ગુફાઓમાં સંતાયેલું હતું.- અચાનક તક ઝડપીને બહાર નીકળ્યું. અને તેણે ખાનશહીદ ઉપર હુમલો કરી દીધો. ખાનશહીદે પણ પોતાના સિપાહીઓને લઈને હુમલો કર્યો. જો કે ખાન શહીદનું લશ્કર અને સવારી માટેના ઘોડા થાકીને લોથપોથ થઈ ગયા હતા. તે છતાં પણ ખાનશહીદ મુકાબલા માટે મજબૂર થઈ ગયો. મોગલો હાર પામીને મેદાનમાંથી ભાગી જાય તે પહેલાં જ એક ધારદાર તીર ખાન શહીદના શરીરમાં ખૂંપી ગયું અને એ રીતે એની રૂહનું પંખી આ ફાની જગતનો ત્યાગ કરીને ઉડી ગયું. ત્યાર બાદ મોગલ સિપાહીઓ ઝડપથી નાસવા લાગ્યા.

## બલબનની બિમારી અને તેનું મરણ

સુલતાન ગિયાસુદ્દીન બલબનની ઉંમર એંસી વરસની થઈ ચૂકી હતી. પ્રાણ પ્યારા દીકરાની કાયમી જુદાઈથી એની હાલત ખૂબ ખરાબ થઈ ગઈ હતી. જો કે જાહેરમાં તો એ કહેતો કે અલ્લાહની મરજી આગળ હું માથું ઝુકાવું છું. પરંતુ એકાન્તમાં તે રાતોમાં જાગીજાગીને ઝૂરી ઝૂરીને પોતાના વ્હાલા વારસદાર દીકરાને યાદ કરી કરીને ચોધાર આંસુએ રડતો હતો.

જયારે બલબન થોડાક જ દિવસોનો મહેમાન હતો ત્યારે તેણે પોતાના

વિશ્વાસુ વજીરોને બોલાવીને વારસદાર તરીકે ખાન શહીદના દીકરા ખુસરોનું નામ નકકી કર્યું અને અમીર ઉમરાવોને તેની વસિયત કરી.

આ ઘટનાના ત્રીજા દિવસે જ હિજરી સન ૬૮૫ પ્રમાણે ઈ.સ. ૧૨૬૮ ના અંતમાં બલબન અલ્લાહને પ્યારો થઈ ગયો. તેણે કુલ બાવીસ વર્ષ સુધી રાજ કર્યું.

સુલતાન ગિયાસુદીન બલબન ખુશનસીબ હતો કે તેના શાસનના સમય દરમિયાન શેખ ફરીદુદીન શકરગંજ, શેખોના શેખ ખ્વાજા નિઝામુદીન ઓલિયા, બહાઉદીન ઝકરીયા મુલતાની રહ. ના સાહેબજાદા શેખ સફરુદીન આરીફ, શેખ બદરુદીન ગઝનવી અને સીદી મૌલા જેવા મહાન પાક બુઝુર્ગો પોતાની રૂહાની બરકતોથી હિન્દુસ્તાનની ધરતીને હરિયાળી બનાવી રહયા હતા.

ઈરાદે જિનકે પુખ્તા હોં, નઝર જિનકી ખુદા પર હો
તલાતુમખેઝ મોજોં સે વો ગભરાયા નહીં કરતે

## સુલતાન મઅઝુદીન કૈકબાદ

ગિયાસુદીન બલબનના અવસાન બાદ અમીર ઉમરાવો અને દરબારીઓએ એક થઈ જઈને ખાનશહીદના કે ખુસરોને બદલે બગરાખાનના દીકરા કૈકબાદને બલબનની ગાદીનો વારસદાર બનાવી દીધો. એ પણ બલબનનો પૌત્ર હતો. તેની ઉમર ૧૮ વર્ષની હતી. તે ખુબ જ રંગીન મિજાજનો હતો. સૂજબૂજ અને બુધ્ધિમાં પણ આગળ પડતો હતો. શેરો શાયરીનો પણ ઊંડો જાણકાર હતો.

## એશ પરસ્તી અને રંગ રેલીયો

જન્મથી લઈને ગાદીએ બેઠો ત્યાં સુધી કૈકબાદનો ઉછેર દાદા બલબનની દેખરેખમાં થયો હતો. તેના જીવનનો મોટા ભાગનો સમય ઈલ્મ ( જ્ઞાન ) હાસિલ કરવામાં વીત્યો હતો.

પાક પરહેઝગાર ઉસ્તાદો, ઉત્તમ ટેવો ધરાવનાર સાથીઓ અને મિત્રોની સાથે તેનો સમય પસાર થતો હતો અને એ લોકો કૈકબાદના દરેક કામ ઉપર બારીકાઈથી દેખરેખ રાખતા હતા.

જયારે નસીબે કૈકબાદને શાહજાદામાંથી બાદશાહના બુલંદ મુકામ સુધી પહોંચાડી દીધો તો એની ઉપર રાખવામાં આવતી દેખરેખના તમામ બંધનોથી તે આઝાદ થઈ ગયો.

અને તેણે સ્વચ્છંદી બની જઈને દિલખોલીને એશપરસ્તીમાં અને

રંગમસ્તીમાં પોતાનો કીમતી સમય બરબાદ કરવાનું શરૂ કરી દીધું. નાપાક અને ગંદા કામોમાં એ એટલી હદે ડૂબી ગયો કે મનમરજી સિવાયની બીજી કોઈ વાત તેને યાદ જ ન રહી.

પરિણામે ગવૈયાઓ, નકલચીઓ, મસ્ખરાઓ, નખરાંબાજો, શરાબીઓ અને ઐયાશીયો કરનારાઓના નસીબના સિતારા બુલંદ બની ગયા. ગલીગલી અને ખૂણેખૂણામાં નાચગાન અને મનોરંજનની રંગબેરંગી મહેફીલો જામવા માંડી.

પોતાના બાદશાહની આવી રંગમસ્તીઓ જોઈને દરબારીઓ પણ એના રંગમાં રંગાવા લાગ્યા અને એ બદી એટલી હદે વધી ગઈ કે અમીર ઉમરાવો અને ધનવાન લોકો પણ ઐશ વૈભવ અને ઐયાશીના કાદવમાં ખૂંપી ગયા અને દિલ્હીના ખૂણેખૂણા અને ગલીએ ગલીએ ગઝલ ગાયકીના મીઠા મધૂરા રાગ ગૂંજવા લાગ્યાં.

મજહબના નીતિ નિયમો અને કાયદા કાનૂનોની પણ કોઈ પરવા રહી નહી એમ જણાતું હતું કે જાણે શરાબના પ્રચંડ પૂરમાં એ સૌને વહાવી દેવામાં આવ્યા છે. જોતજોતામાં હાલત એ હદે બગડી ગઈ કે કાઝી જેવા કાઝી અને મુલ્લા મૌલ્વીઓ પણ એ કુકર્મોના કાદવમાં ખૂંપી ગયા. શાહી દરબારમાં હલકા, છીછરા, નાટકિયા અને ગવૈયાઓ સિવાય બીજું કોઈ દેખાતું જ ન હતું.

આમ રાજા અને પ્રજા બંને પોતાના અંજામથી બેખબર થઈને એશપરસ્તીમાં ગુલતાન થઈ ગયા. બધાની આંખો ઉપર ગફલતના પડદા પડી ગયા. થોડોક સમય આવી જ બદતર હાલતમાં પસાર થયો.

છેવટે બેફામ શરાબ પીવાથી અને એક ધારી ઐયાશીઓ કરવાથી બાદશાહની તબીયત બગડી અને તે ખૂબ જ કમજોર અને લાચાર થઈને મરણ પથારીએ પડયો અને એવી જ બદતર હાલતમાં કોઈએ તક જોઈને તેને કતલ કરી નાખ્યો અને તેની લાશને જમના નદીમાં વહાવી દીધી.

આ ઘટના હિજરી સન ૬૪૭ મુજબ ઈ.સ. ૧૨૮૮ ના અંતમાં ઘટી. બાદશાહ કૈકબાદે ત્રણેક વરસ ઉપરાંત રાજ કર્યું. તેના મરણ બાદ સલતનત ગોરના તુર્કજાદા ગુલામોના હાથોમાંથી નીકળીને ખિલજીઓના કબજામાં આવી ગઈ.

## ખિલજી ખાનદાન

## ( સુલતાન જલાલુદીન ખિલજી )

જયારે ગોરી હાકેમો અને તેમના ગુલામોએ હિન્દુસ્તાન ઉપર ફતેહ મેળવી

તો ખિલજીઓના અનેક જૂથો હિન્દુસ્તાનમાં આવીને શાહી નોકરીઓમાં જોડાવા લાગ્યા. ખિલજીઓના એ જૂથોમાંથી કેટલાક લોકોએ રાજદરબારમાં ખૂબ માનપાન અને ઈજ્જતઆબરૂ મેળવ્યા. અને તેઓ અમીર ઉમરાવ તેમજ શાહી દરબારના માનવંતા હોદાઓ સુધી પહોંચી ગયા એ ખિલજી ઉમરાવોમાં જલાલુદ્દીન પણ હતો.

જયારે તે દિલ્હીના તખત ઉપર બેઠો ત્યારે તેની ઉમર સિત્તેર વર્ષની હતી. તેની અગાઉના હાકિમોના જુલ્મી અને અન્યાયી વહેવારોમાં ફેરફાર કરી દઈને જલાલુદ્દીને રહેમ દીલી અને ઈન્સાફનું વલણ અખતિયાર કર્યું અને તેની ઉપર બરાબર અમલ કર્યું અને જીંદગીભર કોઈને પણ કોઈ પ્રકારનું દુઃખ પહોંચાડયું નહીં. વળી તેણે કિલોખરીમાં રહેવાનું શરૂ કર્યું. ઉપરાંત કૈકબાદે શરૂ કરાવેલ તમામ ઈમારતોનું કામ પૂરું કરાવ્યું.

## જૂની દિલ્હીમાં પ્રવેશ

જયારે જલાલુદીનની રહેમદીલી અને ઈન્સાફની લોકોમાં ચારેકોર પ્રશંસાઓ થવા લાગી. અને એ પોતાને સારી ટેવોને કારણે તમામ લોકોના દિલોમાં વસી ગયો. ત્યારે બધાજ લોકો પ્રેમથી, વિશ્વાસથી અને ઈમાનદારીથી જલાલુદીનની પનાહમાં આવી ગયા અને તેના સાચા હમદર્દ બની ગયા.

જયારે જલાલુદીને જોયું કે આમ અને ખાસ તમામ પ્રકારના લોકોને તેનાથી પૂરેપૂરો સંતોષ છે અને રાજયમાં ચારેકોર સુખ શાંતિ પથરાયેલાં છે ત્યારે તે કિલોખરીનો મહેલ છોડીને જૂની દિલ્હીમાં આવ્યો.

જયારે તે દિલ્હીના શાહી મહેલની નજીક પહોચ્યોં તો તેણે અલ્લાહનો અહેસાન માની નમાઝ અદા કરી અને ત્યારબાદ દિલ્હીના બાદશાહોના ભવ્ય તખત ઉપર આસન ગ્રહણ કર્યું.

શાહી તખત ઉપર બેસીને જલાલુદીને બુલંદ અવાજમાં એલાન કર્યું કે " હું વિચારું છું કે પાક પરવરદિગારનો અહેસાન હું કઈ રીતે અદા કરું ? "

એક એવો પણ સમય હતો કે જયારે હું આજ તખતની સામે બંને હાથ બાંધીને ઉભો રહેતો અને આજે હું પોતે જ એ તખતની ઉપર બેઠો છું અને મારા અનેક પ્યારા સાથીઓ અને હમદર્દો જેઓ દરેકે દરેક રીતે મારાથી વધારે લાયકાત ધરાવે છે તેઓ મારી સાથે હાથ બાંધીને અદબથી ઉભા રહયા છે.

શાહી તખત ઉપર બેઠા પછી જલાલુદીન ગિયાસુદીન બલબનના ખાસ મહેલ ' કૌશકલઅલ ' તરફ રવાના થયો. સુલતાન જલાલુદીનને એના અમીર

ઉમરાવોએ અરજ કરી કે આ શાહી મહેલમાં જ આપણું રહેઠાણ હોવું જોઈએ.

આ સાંભળીને જલાલુદ્દીને કહયું કે મહુર્મ સુલતાન ગિયાસુદ્દીન બલબને પોતાની ખુદની દોલતથી આ મહેલ બનાવેલ છે. એટલે એની ઉપર ગિયાસુદ્દીન ના વંશવારસોનો જ હક છે. આ મહેલ એમની મિલકત છે. મજહબી કાનુન મુજબ મારો એના ઉપર કોઈ અધિકાર નથી.

ત્યારબાદ જલાલુદ્દીન કૌશક મહેલમાં દાખલ થયો. પરતુ જે જે જગ્યાઓ ઉપર સુલતાન ગિયાસુદ્દીન બેસતો હતો એવી બધી જ જગ્યાઓની અદબ જાળવીને ત્યાં તેણે પગ પણ મૂકયો નહીં. બલ્કે એ જ ચબૂતરાના ઓટલા ઉપર બેઠો કે જયાં બલબનના સમયમાં તેના અમીર ઉમરાવો અને દરબારીઓ બેસતા હતા.

જલાલુદ્દીને પોતાના દરબારીઓને સંબોધીને કહયું કે જુઓ આટલી આટલી શાનશોકત, જાહોજલાલી અને દબદબો ઉપરાંત અમીર ઉમરાવો અને બેશુમાર નોકર ચાકર હોવા છતાં ગ્યાસુદ્દીનની સાથે તેની સલ્તનતે વફાદારી નિભાવી નહી અને તેની આંખો મીચવાની સાથે જ તેની ઓલાદ તબાહ અને બરબાદ થઈ ગઈ. તો મારા પછી મારી ઓલાદનો શો અંજામ થશે એ તો અલ્લાહ પાક જ સારી રીતે જાણે છે કે મારા વારસદારો મારી પાછળ શું કરશે ? દુનિયા એમની સાથે સારો વર્તાવ કરશે કે નહીં એ અલ્લાહ સિવાય કોને ખબર છે ?

બાદશાહના આ સચ્ચાઈથી છલોછલ દર્દનાક શબ્દો સાંભળીને રાજર રહેલ સમજુ અને બુધ્ધિશાળી દરબારછઓ ખૂબ જ ગળગળા થઈ ગયા. એમની આંખોમાંથી આંસુઓની ધારા વહેવા માંડી.

## જલાલુદ્દીનનું જીવન ચરીત્ર

જલાલુદ્દીન ખૂબ જ નેક સ્વભાવનો, ખુશમિજાજ અને ઉત્તમ આદતોનો માલિક હતો. જે કોઈને પણ એક વખત જાગીર ભેટ આપી દેતો એ પછી એમાં કોઈ પણ જાતનો ફેરફાર કરતો નહીં. અમીર ઉમરાવથી કે કોઈપણ ખિદમતગારથી કોઈપણ જાતની રીબભૂલચૂક થઈ જતી તો મોટું મન રાખીને તેને માફ કરી દેતો. ગુનેગારોની પણ કયારેય બે ઈજજતી કે બદનામી કરતો નહીં. જુલ્મી, અન્યાયી અને વહેમી બાદશાહોની ભૂંડી આદતોથી બધી જ રીતે પાક હતો.

## બાગી હાકિમ સાથે લડાઈ

સુલતાન જલાલુદ્દીન ખિલજીના ગાદીએ બેસવાના બીજા વરસે કડાના

સરદાર છજજુ ( જે ગિયાસુદીન બલબનનો ભત્રીજો હતો ) એ સલતનત સામે બગાવત કરીને પોતાને સ્વતંત્ર સુલતાન તરીકે જાહેર કરી દીધો. અને મોટું લશ્કર લઈને દિલ્હી તરફ રવાના થયો. જયારે જલાલુદ્દીન ખિલજીને એ વાતની જાણ થઈ તો તેણે પોતાના મોટા દીકરા અરકલીખાનને લશ્કર લઈને મુકાબલા માટે રવાના કર્યો. બંને લશ્કરો વચ્ચે ઘમસાણ લડાઈ થઈ સુલતાન જલાલુદ્દીનના શાહી લશ્કરની જીત થઈ. અને માલિક છજજુ તેમજ તેના અમીર ઉમરાવોને કેદી બનાવીને ખિલજી પાસે મોકલી દીધા.

જયારે એ કેદીઓ જલાલુદીનની સામે હાજર થયા તો તેમની ભૂંડી હાલત જોઈને બાદશાહને દયા આવી ગઈ. અને તેમની સારી આગતા સ્વાગતા કરીને તેમને આઝાદ કરી લેવામાં આવ્યા. મલિક છજજુને પણ તેના બાળબચ્ચાં સાથે મુલતાનના હાકેમની પાસે મોકલી દેવામાં આવ્યો અને સૂચના આપી કે તેમની સાથે સારો વ્યવહાર કરવામાં આવે.

સુલતાન જલાલુદીનની બાગીઓ તરફની રહમદિલી જોઈને તેના ઉમરાવોએ કહયું કે બાગીઓની સાથે આ પ્રકારનો વહેવાર કરવો બરાબર નથી. જો એમને સજા આપવામાં આવી હોત તો બીજાઓને પણ બોધપાઠ મળતો. તેને બદલે તેની સાથે રહેમદિલી અને આગતા સ્વાગતાનો વ્યવહાર કરવાથી બીજા બાગીઓની પણ હિંમત વધી જશે.

સુલતાને ઉમરાવોને જવાબ આપતા કહયું કે તમોએ જે પણ કહયું તે બિલકુલ વ્યાજબી છે. પરંતુ હું કોઈપણ મુસલમાનના લોહીથી મારા હાથ રંગવાનું પસંદ કરતો નથી. આજે મારી ઉંમર સિત્તેર વર્ષની છે. આજ દિન સુધી મે કોઈપણ મુસલમાનનો જાન લીધો નથી તો ભલા આ ઘડપણની અવસ્થામાં હું કેવી રીતે એવું કામ કરું ? જો હું આ લોકોના હાથોમાં કેદ થઈ ગયો હોત અને મને કતલ કરી દેવામાં આવ્યો હોત તો કયામતના દિવસે અલ્લાહના દરબારમાં આ લોકોએ જવાબ આપવો પડતો નહીં કે મારે.

મેં વરસો સુધી સુલતાન ગિયાસુદીન બલબનનું લૂણ ખાધું છે. હવે એના અમીર ઉમરાવો અને વંશજોની કતલ કરવી એ મને શોભતું નથી અને મેં બતાવેલ રહમદિલી મારી નમક હરામીની દલીલ નહીં બને. ટુંકમાં જલાલુદ્દીને પોતાના અમીર ઉમરાવોની વાતોને ધ્યાનમાં લીધી નહી.

અને એ બધાંની સામે દરવેશો જેવી વાતો કરીને એમને રવાના કરી દીધા અને એ અમીર ઉમરાવો પોતાના ઘરડા અને રહમદિલ બાદશાહની

રહમદિલીથી નારાજ થઈને તેને મનમાંને મનમાં જ,બૂરોભલો કહેતા રુખસદ થઈ ગયા.

શાણા અને દૂરંદેશ લોકોએ કહયું છે કે " કોઈપણ સલતનત અને હકૂમતનો પાયો બે બાબતો ઉપર ટકેલો હોય છે. એક તો નમ્રતા અને બીજી સખતાઈ. એ બંને બાબતોમાંથી જો કોઈ એકમાં પણ કમી આવી જાય છે તો સલ્તનતની પડતીનો સમય શરૂ થઈ જાય છે. "

## અલ્લાહના માર્ગના મુજાહિદનો ખિતાબ

જલાલુદ્દીનની નેકનિયત અને સાફદિલના જાતજાતના અનેક કિસ્સાઓ મશહૂર છે. તેમાંનો એક એ પણ છે કે એક દિવસે તેના દિલમાં વિચાર આવ્યો કે તેણે બિનમુસ્લીમો સાથે અનેકવાર લડાઈઓ લડી છે અને મુસલમાનોને તેમના જુલ્મોથી અનેકવાર બચાવ્યા છે. એટલે મસ્જિદના ઈમામ સાહેબ મિમ્બર ઉપરથી તેને ' અલ્લાહના માર્ગના મુજાહિદ ' ના ખિતાબથી નવાજે તો તેમાં કંઈજ ખોટું નથી.

એવા વિચારથી એકવાર જલાલુદ્દીને પોતાની બેગમ મલિકાજહાં ને કહયું કે જયારે કોઈ સારા મુબારક પ્રસંગે આલિમ સાહેબો અને કાઝી સાહેબ આપણે ત્યાં પધારે તો એમની પાસે કોઈ માણસને મોકલીને આ વાત પહોંચાડજો કે જુમ્આના ખુત્બામાં તેઓ મને ' અલ્લાહના માર્ગના મુજાહીદ' ના ખિતાબથી યાદ ફરમાવે. મહિનાની પહેલી તારીખે જયારે કાઝી અને આલિમ સાહેબો ત્યાં હાથ મેળવવા માટે પધાર્યા તો આલિમોના સરદાર કાઝી ફખરૂદ્દીને બાદશાહને અરજ કરી કે અમો તમામ આલિમો, કાઝી અને મુફતી સાહેબોના દિલની એવી ઈચ્છા કે આપના નામની સાથે જુમઆના ખુત્બાઓમાં ' અલ્લાહના માર્ગના મુજાહિદ ' નો ખિતાબ ઉમેરી દેવામાં આવે. કારણ કે આપે અનેકવાર બિનમુસ્લીમો સાથે જંગ કરીને મુસલમાનોનું રક્ષણ કર્યું છે.

આ વાત સાંભળીને બાદશાહ એકદમ રડવા લાગ્યો. અને તેણે કહયું કે બેગમ મલિકા જહાંને આ વાત મેં પોતે જ કરી હતી અને તેણે મારા કહેવાથી જ આપને આ દરખાસ્ત કરી હતી.પણ બેગમ સાથે વાત કર્યા પછી મેં મારી ઈચ્છા ઉપર ઊંડાણથી વિચાર કર્યો તો મને ખૂબ પસ્તાવો થયો. હું મને પોતાને જરાપણ આ ખિતાબનો હકદાર નથી માનતો. મેં આજ સુધી જેટલી પણ લડાઈઓ લડી છે એમાં કોઈપણ લડાઈ એવી ન હતી કે જે અલ્લાહને રાજી

કરવા માટે કે શહીદ થઈ જવાના શોકથી અથવા તો ઈસ્લામનો કલમો બુલંદ કરવા માટે લડવામાં આવી હોય. મેં તો એ લડાઈઓ એ કારણે જીતી હતી કે મારી નામનામાં વધારો થાય. અને મારા માલિક સુલતાન ગિયાસુદ્દીન બલ્બન મારી ઉપર મહેરબાન થઈને મારી ઉપર વધારે ને વધારે વિશ્વાસ કરે.આલિમ સાહેબોએ આમ છતાં પણ જલાલુદ્દીનની શંકાઓને દૂર કરવાની કોશિશ કરી અને ઉપર જણાવેલ ખિતાબનો ઉપયોગ કરવાની રજા માંગી. પણ જલાલુદ્દીને એમની એકપણ વાત સાંભળી નહી. છેવટે એ લોકો નિરાશ થઈને પાછા ચાલ્યા ગયા.

## મોગલોનો હુમલો

હિજરીસન ૬૯૧ માં હલાકૂખાનના એક સંબંધીએ બહાદૂર સિપાહીઓનું લશ્કર લઈને હિન્દુસ્તાન ઉપર હુમલો કર્યો. જલાલુદ્દીનને જયારે આ વાતની જાણ થઈ તો એ પણ એક જબરજસ્ત ફોજ સાથે દુશ્મનોનો મુકાબલો કરવા માટે આગળ વધ્યો. એક વિશાળ મેદાનમાં જંગની શરૂઆત થઈ. એમાં બેશુમાર સૈનિકો માર્યા ગયા. ખીલજીએ ભારે બહાદુરીથી લડયા અને છેવટે જીત પણ એમની જ થઈ.

આ લડાઈમાં બેશુમાર મોગલ સરદારો માર્યા ગયા અને બે હજાર જેટલા મોગલ સરદારોને જીવતા કેદ કરી લેવામાં આવ્યા. ત્યારબાદ બંને લશ્કરો વચ્ચે સુલેહશાંતિના કરાર થયા અને મોગલોનું લશ્કર એમના વતનમાં પાછું ફર્યું. આ બનાવ બાદ અલગૂખાન નામે ચંગેઝખાનનો (પૌત્ર) નવાસો પોતાના સૈનિકોની સાથે ઈસ્લામમાં દાખલ થયો અને જલાલુદ્દીને પોતાની દીકરી સાથે એના નિકાહ કરાવ્યા. ત્યારબાદ બાદશાહે પોતાના દીકરા અરકલીખાનને મુલ્તાન, લાહોર અને સિંધનો હાકેમ બનાવી દીધો. અને પોતે દિલ્હી પાછો ફર્યો. અલગૂખાન અને તેના સાથીઓ ' નવા મુસલમાનો ' ના ખિતાબથી જાણીતા થયા. અને તેમણે ગિયાસપૂર જયાં હઝરત શેખ નિઝામુદ્દીન ઔલીયા રહ. આરામ ફરમાવી રહયા છે એ સ્થળે પોતાનું રહેઠાણ બનાવીને તે સ્થળનું નામ ' મુગલપુરા ' રાખ્યું.

## સુલતાન જલાલુદ્દીનની શહાદત

સુલતાન જલાલુદ્દીન ખિલજીની ખુદાની ખલ્કત સાથેની રહમદિલી, નમ્રતા,

ગુનેગારોને માફીબક્ષવાની ટેવ વિગેરે કેટલાક દરબારીઓને આવી રીતે રાજ કરવાની રીત ગમતી ન હતી. એટલે એમણે જલાલુદીનની વિરુધ્ધ કાવતરાખોરીઓ શરૂ કરી દીધી. અને છેવટે કેટલાક ગદદારોએ તેને લાગ જોઈને શહીદ કરી નાખ્યો. હિજરી સન ૬૯૫ મુજબ ઈ.સ. ૧૨૯૫

સુલતાન જલાલુદીન ખીલજીએ લોકોમાં ખૂબ જ માનપાન મેળવીને ભારે નામના સાથે આ દુનિયાની વિદાય લીધી અને શહીદ કરનારા ગદદારો કુદરતના અદલ ઈન્સાફથી બચી શકયા નહી અને બંને જહાનની બરબાદી તેમના નસીબમાં લખાઈ.

જે માણસ પોતાના હાથે જ બુરાઈનો દરવાજો ખોલી નાખે છે એ એક ઘડી માટે પણ આરામથી ઊંઘી શકતો નથી. એવો અભાગી માણસ શાંત પડેલ તોફાનોને ફરી જગાડીને પોતાની દુનિયા અને આખેરત (પરલોક ) બંનેની બરબાદીઓ વહોરે છે. જેઓ સુલતાન જલાલુદીનને શહીદ કરવાના કાવતરામાં શામેલ હતા તેઓ ટુંક સમયમાં જ એક નિર્દોષ બાદશાહનું ખૂન કરવાની સજારૂપે ભૂંડી રીતે મોતને ભેટયા અને બંને જહાનનું નુકશાન એમના નસીબે આવ્યું. સુલતાન જલાલુદીને સાત વર્ષ ઉપરાંત સુંધી હકૂમત કરી.

## સુલતાન અલાઉદ્દીન ખિલજી

હિજરી સન ૬૯૫ મુજબ ઈ.સ. ૧૨૯૫ માં જલાલુદીન ખિલજીનો ભત્રીજો અલાઉદીન ખિલજી ગાદી પર બેઠો. ત્યારબાદ અલાઉદીને પોતાના ભાઈ અલગખાનની સલાહથી એવા તમામ અમીર ઉમરાવો તરફ ધ્યાન આપ્યું જેમણે લોભલાલચમાં આવીને જલાલુદીન ખિલજીના સંતાનો સાથે બેવફાઈ કરી હતી. અને પોતાની દુનિયા અને આખિરત ( પરલોક ) બંનેની બરબાદી વહોરી લીધી.

એવા તમામ નમક-હરામ અમીર ઉમરાવોને કેદ કરી લેવામાં આવ્યા. તેમાંથી ઘણાંઓની આંખોમાં ધગધગતા સળિયા ભોંકવામાં આવ્યાં અને ઘણાખરાઓને જુદા જુદા કિલ્લાઓમાં કેદ કરી દેવામાં આવ્યા. વળી તેમની તમામ માલમિલકતો કબજે કરી લઈને લગભગ એક કરોડ રૂપિયા જેટલી રકમ શાહી ખજાનામાં જમા કરી દેવામાં આવી . પણ જલાલુદીન ખિલજીના દરબારના સરદારોને કોઈપણ જાતની પૂછપરછ કરવામાં આવી નહીં કારણ

કે એ સરદારોએ જલાલુદ્દીન ખિલજીના સંતાનો સાથે કોઈપણ પ્રકારની બેવફાઈ કરી ન હતી. અને ન તો અલાઉદ્દીન ખિલજી પાસેથી બદલામાં કશું લીધું હતું. એ સરદારો પૂરેપૂરા માનપાન અને ઈજજતઆબરૂ સાથે જીંદગીભર પોતાનો સમય વીતાવતા રહયા.

## ગુજરાત ઉપર ફતેહ

હિજરી સન ૬૯૭ મુજબ ઈ.સ. ૧૨૯૭ ની શરૂઆતમાં અલાઉદ્દીને ગુજરાત ઉપર કબજો મેળવવા માટે એક લશ્કર રવાના કર્યું. તેણે નહેરવાલા પાટણ અને ગુજરાત ઉપર ફતેહ મેળવી લીધી. નહેરવાલા પાટણના રાજા રાયકરણે દક્ષિણમાં રાજા રામદેવની શરણમાં જઈને આશરો લીધો.

અલાઉદ્દીન ખિલજીના સરદારોએ રાજા રાયકરણની રાણીઓ કે જેમાં સૌથી સ્વરૂપવાન રાણી કમળાદેવી હતી. તેની સાથે તેના રાજયના ખજાનાઓ અને હાથીઓ ઉપર કબજો કરી લીધો. ગુજરાતમાં એક ખૂબ જ જાણીતિ મૂર્તિ હતી. જે સોમનાથ જેટલી જ પવિત્ર ગણવામાં આવતી હતી. મુસલમાન સૈનિકોએ તેને ત્યાંથી ઉપાડી લઈને દિલ્હી મોકલી આપી.

નોંધ :- ગુજરાતના જાણીતા ઐતિહાસિક ગ્રંથ ' મિરઆતે અહમદી ' માં લખ્યું છે કે એ પ્રખ્યાત મૂર્તિ સોમનાથની જ હતી. અને તેને બીજીવાર તોડવામાં આવી હતી. જેનું પહેલાં સુલતાન મહેમૂદ ગઝનીએ ખંડન કર્યું હતું એક જ નામ હોવાથી એને બીજી મૂર્તિ તરીકે ઓળખવામાં આવે છે.

એ બધાં જ કામોથી પરવારીને ગુજરાતને એક કાબિલ અને કુશળ વહીવટદાર એવા સરદારને સોપવામાં આવ્યું અને લશ્કર યુધ્ધમાંથી મેળવેલ ધનદોલત, હીરાઝવેરાત અને માલસામાન લઈને દિલ્હી તરફ રવાના થયું. સુલતાન અલાઉદ્દીને રૂપરૂપના અંબાર જેવી અને ઉચ્ચ પ્રકારની રહેણીકરણી તેમજ મધુર વાણી ધરાવનાર રાણી કમળાદેવીને ઈસ્લામમાં દાખલ કરી પોતાની બેગમ બનાવી લીધી.

## તરંગી અલાઉદ્દીન

ઈતિહાસકારો નોંધે છે કે અલાઉદ્દીન ગાદીએ બેઠો તેના ત્રણ વર્ષ બાદ સુધી એના મોટાભાગના મનસૂબા પાર પાડવામાં તેને સફળતા મળી હતી. અને બેશુમાર સ્ત્રીઓને પોતાના જનાનખાનામાં દાખલ કરવાને કારણે

તેના સંતાનોની સંખ્યા ખૂબ વધી ગઈ હતી. ઉપરાંત ગુજરાતનો પ્રદેશ પણ એના કબજામાં આવી ગયો તેથી આખો પ્રદેશ દુશ્મનોથી અને રાજગાદી મેળવવાના અભરખા રાખનારાઓથી પાકસાફ થઈ ગયો.

એવી બધી જ સફળતાઓ મેળવ્યા બાદ અલાઉદ્દીનના દિલમાં જાત જાતના વિચિત્ર વિચારો આવવા લાગ્યા. એ વિચારોમાં એક તરંગી વીચાર એવો પણ હતો કે જેવી રીતે હઝરત મુહંમદ પયગંબર સ.અ.વ. એ પોતની લોકપ્રિયતા અને તાકાતથી જે રીતે ઈસ્લામ ધર્મની સ્થાપના કરી હતી અને તેમના ચારેય ખલીફાઓએ ઈસ્લામને મજબૂત બનાવ્યો હતો. બરાબર એજ રીતે જો હું પણ મારા ચારે સરદારોની તાકાત અને સાથ સહકારથી એક નવો ધર્મ શુરૂ કરું તો જ્યાં સુધી દુનિયા બાકી રેહશે. ત્યાં સુધી મારુ નામ પણ જરૂર અમર રહેશે.

અલાઉદ્દીન એનકવાર મહેફિલોમાં લોકો વચ્ચે એના આ તરંગી વિચારને વહેતો કરતો હતો. અને પોતાના સલાહકારોના સલાહ સૂચનો મેળવતો હતો કે છેવટે કઈ રીતો અપનાવવામાં આવે કે જેનાથી મેં શરૂ કરેલ નવો ધર્મ ધાર્મિક વડાઓ અને મૌલવી સાહેબોની નજરમાં પણ માનપાન મેળવી શકે અને તેઓ પણ મારા નવા ધર્મને માનતા થઈ જાય. અલાઉદ્દીનનો બીજો તરંગી વિચાર એ હતો કે શાહી ખજાનામાં પાર વગરની ધનદોલત જમા છે અને હાથી ઘોડાઓ પણ મોટી સંખ્યામાં મોજૂદ છે. એટલે હું ઈચ્છું છું કે દિલ્હીની હકૂમત કોઈ સારા કાબિલ અને વિશ્વાસુ સરદારના હાથમાં સોંપી દઈને પોતે શાહ સિકંદરની જેમ આખી દુનિયાને જીતવા માટે નીકળી પડે.

એનો ઈરાદો એવો હતો કેસૌથી પહેલાં ખુરાસાન અને તુર્કિસ્તાનને જીતી લઈને ત્યાંના લોકોને પોતાના નવા ધર્મમાં દાખલ કરી લેવામાં આવે અને ત્યારબાદ આખી દુનિયાને જીતી લેવા માટે આગળ વધે. અને રોમ, અરબસ્તાન, અજમ, શામ અને હબ્શ વિગેરે દેશોમાં પોતાની ફતેહનો ઝંડો લહેરાવીને ત્યાં પોતાના નવા ધર્મનો ફેલાવો કરે અને સિકંદરની જેમ પોતાની 'આખી દુનિયા જીતનાર' તરીકેની બોલાબાલ કરાવી દે.

અલાઉદ્દીન જયારે પોતાના આ તરંગી વિચારો પોતાના દરબારીઓને સંભળાવતો ત્યારે તેઓ અલાઉદ્દીનના ગુસ્સા અને ભૂંડા સ્વભાવને કારણે તેનો વિરોધ કરવાને બદલે તેની હા માં હા કરતા રહેતા. અને તેની મરજી પ્રમાણેના જ જવાબો આપતા. જયારે અલાઉદ્દીનના લશ્કરે બેલાખ જેટલા

બહાદૂર મોગલ સૈનિકોને પોતાના બાહોશ સેનાપતિ કલકખાનની આગેવાનીમાં હરાવીને ફતેહ મેળવી લીધી ત્યારે તો અલાઉદ્દીનના અભિમાનનો પારો એકદમ આસમાને ચડી ગયો અને તેના ઘમંડની કોઈ સીમા ન રહી અને તેણે હુકમ આપી દીધો કે ધાર્મિક પ્રવચનોમાં તેના નામની સાથે ' સિકંદરબીજા ' ના ખિતાબનો ઉમેરો કરવામાં આવે અને આખી દુનિયાને જીતી લેવાની અને નવા ધર્મનો ફેલાવો કરવાની કોશિશો પૂરઝડપે વધારી દીધી.

અલાઉદ્દીન ખિલજી તદન અભણ હતો. એનું આખું જીવન અભણ ખિલજી લોકોમાં વીત્યું હતું લખવા વાંચવાથી તે તદન દૂર હતો. ઉધ્ધતાઈ અને હેવાનીયત જેવા દુર્ગુણો એના લોહીમાં વણાયેલાં હતા. એજ કારણથી મહેફિલોમાં હાજર રહેનાર લોકો તેને કદી કોઈ સાચી વાત કહેતા કે સાચી સલાહ આપતા ન હતા. જયારે બાદશાહ પોતાના તરંગી વિચારો વિશે મહેફિલોમાં વાતચીત કરતો ત્યારે કેટલાક લોકો એ સમયે બિલકુલ ચુપ રહેતા અને કેટલાક બહાદુર દેખાતા માણસો પણ તેની હા માં હા કરતા રહેતા. એ લોકો સારી રીતે જાણતા હતા કે બાદશાહના આ વિચારો ફકત તરંગો અને તુકકાઓ જ છે. તેનાથી વધુ કંઈ નથી. તે છતાંપણ એ લોકો અલાઉદ્દીનની બહાદુરી અને હોંશિયારીની પ્રશંસાઓના પૂર વહાવી વહાવીને એને ગેરસમજણોમાં ગરકાવ કરતા રહેતા હતા.

સાચા મુસલમાનો અને બુઝુર્ગો અલાઉદ્દીનની આવી બેઢંગી વાતો સાંભળી સાંભળીને ખૂબ દુ:ખી થતા હતા. એવા બધા જ લોકો અને બીજા ધાર્મિક બુઝુર્ગો બાદશાહને માટે એના શેતાની વિચારો નાબુદ થવા અને સાચા ઈસ્લામ પર અડગ રહેવાની દુવાઓ માંગતા રહેતા.

## કોટવાળની અકલમંદી

દિલ્હીના કોટવાળ મલિક અલાઉદ્દીન ઉર્ફે અલાઉલમલિક હંમેશના નિયમ મુજબ સલામ પેશ કરવા માટે બાદશાહની ખિલમતમાં હાજર થયો. તો સુલતાન અલાઉદ્દીને તેની સાથે પોતાના ઉપરોકત બંને વિચારો વિશે ચર્ચા કરી. અલાઉલમલિક સાચો મુસલમાન અને ધાર્મિક બાબતોનો થોડોક જાણકાર હતો. તેણે દિલમાં વિચાર્યું કે હવે જીંદગીનો થોડોક જ સમય બાકી રહયો છે અલ્લાહના દરબારમાં હાજરી આપવાનો સમય નજીક છે. આવી થોડાક સમયમાં ખતમ થઈ જનારી જીંદગી માટે બાદશાહની ખુશીની પરવા કરવી અને સાચી વાત ઉપર પડદો પાડી દેવો કોઈપણ રીતે વ્યાજબી નથી. તેણે દિલમાં એ પણ વિચાર કર્યો કે આ સમયે બાદશાહના ગુસ્સાથી જરાપણ ડરવું નહી. જીંદગીના છેલ્લા

દિવસોમાં જો શહાદત નસીબ થઈ જાય તો કંઈ ખોટું નથી.

દિલમાં આવા વિચારો આવવાથી અલાઉલમલિકે બંને હાથ બાંધીને અદબથી બાદશાહને અરજ ગુજારી કે હજૂર ! શરીઅત (ધાર્મિક કાયદા કાનુન) નો સંબંધ અલ્લાહના પેગંબરો સાથે જોયાયેલો છે અને એમની નબુવ્વતનો સિલસિલો હઝરત મુહંમદ (સ.અ.વ.) ઉપર ખતમ થઈ ચૂકયો. જો આપે કોઈ નવા મજહબ ( ધર્મ ) ને શરૂ કરવાનું જાહેર કર્યું તો તમામ મુસલમાનો આપનાથી નારાજ થઈ જશે અને આખા મુલકમાં તોફાનો ફાટી નીકળશે. મારી અદના સમજણ મુજબ તો એ બહેતર છે કે એ મહાન અને પવિત્ર દરજજાને લાયક કયામત સુધી કોઈપણ માણસ નથી જ નથી.

આપ નામદાર એ હકીકતને પણ સારી રીતે જાણો છો કે ચંગેઝખાન અને તેના સંતાનોએ વરસોના વરસ સુધી ઈસ્લામને નેસ્તો નાબૂદ કરવા માટે અને પોતાના ધર્મનો - જે હજારો વરસથી તુર્કિસ્તાનમાં પાળવામાં આવતો હતો - ફેલાવો કરવાની કોશિશ કરી હતી અને એ ઈરાદાને પાર પાડવા માટે એમણે બેશુમાર મુસલમાનોની કતલ કરી નાખી હતી. પરંતુ એમને એમાં જરાપણ સફળતા મળી નહીં અને છેવટે ઈસ્લામની સચ્ચાઈ અને અડગતા એ દુશ્મનોના દિલમાં ઘર કરી દીધું અને તેમની પૂરીપૂરી કૌમ ઈસ્લામમાં દાખલ થઈ ગઈ. ઈસ્લામની શાનશોકત અને પવિત્રતા માટે એ લોકોએ અનેકવાર કાફિરોની સાથે લડાઈઓ લડી.

સુલતાન અલાઉદ્દીન કોટવાળની આ વાતો સાંભળીને થોડીવાર માટે ચૂપ થઈ ગયો અને પછી તેણે કહ્યું કે ' તેં જે કંઈ કહયું છે એ બિલકુલ સાચું છે. ઈન્શાઅલ્લાહ ! હવેથી હું કદીપણ એવી વાતો કરીશ નહીં. પરંતુ મારા બીજા વિચાર અંગે તારુ શું માનવું છે ?

કોટવાળે જવાબ આપ્યો કે જહાંપનાહ ! આપનો બીજો વિચાર બિલકુલ વ્યાજબી છે. એ વિચાર આપની બુલંદ હિંમત ઊંચા ઈરાદાઓને કારણે આપના દિલમાં પેદા થયો છે. એવો વિચાર અગાઉના બાદશાહોના દિલમાં પણ પેદા થયો હતો.

એ વાતમાં કોઈ શંકા નથી કે કોઈપણ બાદશાહને માટે એની બહાદુરી, હિંમત, જવાંમર્દી અને લશ્કર તેમજ ધનદોલત ખજાનાઓની મદદથી પ્રદેશો અને કૌમો ઉપર ફતેહ મેળવવી મુશ્કેલ કામ નથી જ.

પણ અહીં પાયાનો સવાલ એ પેદા થાય છે કે જયારે બાદશાહ પોતાની

રાજધાનીમાંથી સફર કરીને બીજા મુલ્કોમાં રોકાશે તો તે સમય દરમિયાન એવો કોણ કાબિલ સરદાર હશે જે બાદશાહની ગેરહાજરીમાં તેની ખોટ પૂરી શકે અને હકૂમતનો તમામ વહીવટ સારી રીતે ચલાવી શકે ?

એ ઉપરાંત એ વાત પણ વિચારવા જેવી છે કે જયારે બાદશાહ કોઈ મુલ્કને ફતેહ કરીને ત્યાં પોતાનો કોઈ સરદાર નકકી કરીને પોતે દિલ્હી અથવા બીજા કોઈ મુલક તરફ રવાના થશે તો બાદશાહની ગેરહાજરીમાં બનવા જોગ છે કે ફતેહ મેળવેલ મુલ્કનો સરદાર બાદશાહના હુકમોનો અનાદર કરનારો બની જાય.

કારણ કે આજનો સમય સિકંદરના સમય કરતાં બિલકુલ અલગ પ્રકારનો છે. સિકંદરના જમાનામાં વાયદો તોડવો, ગદદારી કરવી, ચાલબાજીઓ કરવી વિગેરે બદીઓનો રિવાજ બહુ જ ઓછો હતો. એ જમાનાના લોકો પોતાના વચનમાં અડગ રહેનારા હતા. આપેલ વચનનું પાલન કરનારા હતા. ઉપરાંત એ હકીકતને પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે સિકંદર પાસે અરસ્તૂ જેવો બુલંદ બુધ્ધિનો અને દૂરંદેશ વઝીર હતો. એ અરસ્તૂની જ હોશીંયારી અને કાબિલિયતનું ફળ હતું કે રોમ જેવા વિશાળ અને મહાન દેશના લોકો હંમેશા સિકંદરથી ખુશ રહયા અને તેના હુકમનોનું પાલન કરવાને પોતાની ફરજ માનતા રહયા.

સિકંદર પૂરા ત્રેવીસ વરસ સુધી પોતાના મુલકથી દૂર રહીને પોતાની ફતેહોનો વિસ્તાર વધારતો રહયો. તે છતાં તેની ગેરહાજરીને કારણે સલ્તનતના કામોમાં કોઈપણ જાતની ખોટ વર્તાઈ નહી.

આખી દુનિયાને સર કરવાની દડમજલોમાંથી નવરાશ મેળવીને જયારે સિકંદર ને તેની રૈયત અને અમીર ઉમરાવો ઉપર હતો તો પછી આપ અપના ઈરાદાઓમાં સાચા છો અને તો આ બાબતમાં આપનો વિરોધ કરવો કોઈપણ રીતે વ્યાજબી નથી.

અલાઉદ્દીને પોતાનું નામ ધરાવતા કોટવાળની વાતો ખૂબ જ ધ્યાનથી સાંભળી અને કહયું કે જો હું તેં બતાવેલ બધી જ અડચણો ઉપર વિચાર કરું તો પછી મારે આખી દુનિયાને જીતવાનો ઈરાદો છોડી દેવો પડશે અને ફકત દિલ્હીની બાદશાહત ઉપર જ સંતોષ માનીને બેસી રહેવું પડશે. જો એવું થાય તો પછી મારી આ તમામ શાનશૌકત, આનબાન, આદબદબો, આ નોકર ચાકરો, આ ધન દોલતથી છલકાતા ખજાનાઓ અને ભંડારો શા કામમાં આવશે ? અને આખી દુનિયાને જીતવાની મારી ઈચ્છાઓનું શું થશે ?

કોટવાળે બાદશાહની આ વાતો સાંભળીને જવાબ આપ્યો કે આપ

નામદારની સાથે હમણાંના સમયમાં બે યોજનાઓ એવી છે કે જેની ઉપર આપના ધન દોલતથી છલકાતા તમામ ખજાનાઓ ખર્ચાઈ જાય તેમ છે.

પહેલી યોજના તો એ છે કે સરહદી વિસ્તારના કેટલાક પ્રદેશોને જીતી લેવામાં આવે જયાં બાગીઓ અને લૂંટારાઓના અડ્ડા છે. એ પ્રદેશો ઉપર કબજો થઈ જાય તો હિન્દુસ્તાનનું દરેક પ્રકારની બંડખોરીઓ અને તોફાનોથી રક્ષણ થઈ જશે.

બીજી યોજના મોગલોના હુમલાઓને રોકવા બાબતની છે. આપ નામદાર માટે એ ખૂબ જ જરૂરી છે કે દીપાપૂર અને મુલ્તાન જેવા સરહદી શહેરોના કિલ્લાઓને - જે મોગલોના લશ્કરો માટે પહાડોની હેસિયત ધરાવે છે - એમને હજુ પણ વધારે મજબૂત અને અડીખમ બનાવવામાં આવે અને રાતદિવસ તેમની દેખરેખ રાખવી જોઈએ.

ઉપરોક્ત બંને ખૂબ જ જરૂરી અને શાનદાર યોજનાઓથી ફારેગ થઈ ગયા બાદ આપ નામદાર રાજધાનીમાં શાંતિ અને આરામથી હકૂમત ચલાવી શકશો અને આપના વિશ્વાસુ સરદારોને બહાદૂર લશ્કરોની સાથે ચારે બાજુના દૂર દૂરના પ્રદેશો જીતી લેવા માટે રવાના કરીશકશો. જેથી એ સરદારો આપ નામદારના દુનિયાને ફતેહ કરવાની ઈચ્છાઓના ઝંડાઓ લહેરાવીને પોતાનું અને પોતાના માલિકનું નામ રોશન કરી શકશે.

પણ એ તમામ બાબતોમાં સફળતા ત્યારે જ મેળવી શકાય કે જયારે આપ નામદાર શરાબખોરી, એશ આરામ અને શિકાર બાજી તરફ ઓછું ધ્યાન આપો અને તમામ યોજનાઓના કામકાજની ખુદ જાતે દેખરેખ ફરમાવો.

સુલતાન અલાઉદ્દીન પોતાના આ અનુભવી અને દૂરંદેશ કોટવાળની દિલમાં સોંસરી ઉતરી જાય એવી ઉપયોગી વાતો સાંભળીને ખૂબ જ ખુશ થઈ ગયો અને તેણે અલાઉલમલિકની અકકલ હોશિયારીની ખૂબ પ્રશંસા કરી. ઉપરાંત તેને કીંમતી ભેટ સોગાદોથી નવાજયો. દરબારમાં હાજર લોકો પણ અલાઉદ્દીન મલિકની વાતોથી ખુશ થઈ ગયા અને દરેકે કંઈને કંઈ રકમભેટ રૂપે તેને આપી. હઝરત શેખ નીઝામુદી ઔલિયા રહ. એ પણ તેને માટે દુવાઓ ફરમાવી.

## બંડખોરીઓને રોકવાના ઉપાયો

સુલતાન અલાઉદ્દીન ખિલજી પોતાના રાજયમાં ઠેકઠેકાણે ફાટી નીકળતાં તોફાનોથી ચિંતામાં પડી ગયો. એટલે એણે પોતાના ખાસ વિશ્વાસુ અને સમય

સંજોગોના જાણકાર એવા સરદારો સાથે ચર્ચા વિચારણા કરી કે એવા કયા કયા ઉપાયો અજમાવવામાં આવે જેનાથી બંડખોરી અને બગાવતના દરવાજાઓને હંમેશને માટે બંધ કરી શકાય ? એ સમજુ અને શાણા સરદારોએ જવાબ આપ્યો કે બંડખોરી અને બગાવતનું કારણ ખાસ કરીને ચાર બાબતો હોય છે.

(૧) બાદશાહનું પોતાની રૈયતથી ( પ્રજા ) સાવ અજાણ રહેવું અને તેમના સુખ દુ:ખની જરાપણ પરવા ન કરવી.

(૨) રાજયમાં શરાબ પીવાનો રિવાજ સામાન્ય થઈ જાય :- શરાબખોરીને કારણે માણસની શેતાની હરકતોમાં જોશ પેદા થઈ જાય છે અને તેની ગુનાહિત હરકતો જોર પકડવા માંડે છે. માણસ નશાની હાલતમાં પોતાનું ભાન ગુમાવી દઈને પોતાની ગંદી ઈચ્છાઓને પોષવા માટે જાતજાતની નાપાક હરકતો કરે છે. એનું પરિણામ એ આવે છે કે લોકો એકબીજાના વિચારોથી વાકેફ થઈને એકમેકના રંગમાં રંગાઈ જાય છે અને છેવટે રાજયમાં તોફાનો અને બંડખોરીની આગ ભડકવા માંડે છે.

(૩) અમીર ઉમરાવો અને સલ્તનતના હોદ્દેદારોના એકબીજાથી ગાઢ સંબંધો બાંધવા :- જયારે સરદારો આપસમાં એકબીજાથી હળીમળી જાય છે ત્યારે જો તેમાંથી કોઈ એકાદ પણ બુરાઈ શરૂ કરી દે તો બાકીના તમામ લોકો પણ તેનો સાથ આપતા થઈ જાય છે.

(૪) ધનદૌલતની રેલછેલ :- જયારે મુર્ખ અને દુષ્ટ લોકોને એમની ઓખાત કરતાં વધારે ધનદૌલત હાથ લાગી જાય છે ત્યારે તેઓ માણસાઈની હદો ઓળંગી જાય છે. અને મગજમાં જાતજાતના ગંદા વિચારો જન્મે છે અને તેઓ દરેક વસ્તુ ઉપર કબજો જમાવવાની ઈચ્છાઓ કરવા માંડે છે. ત્યાં સુધી કે એમની લાલચૂ અને ભૂખી નજરો હકૂમતને પણ હડપ કરી જવા માટે તલપાપડ થઈ જાય છે.

સુલતાન અલાઉદ્દીન ખિલજીને પોતાની સલ્તનતના દરબારીઓની આ સુચનાઓ ખૂબ ગમી ગઈ અને તેણે પોતાની સલ્તનતમાંથી એ બદીઓનો નાશ કરવાનો ઈરાદો કરી લીધો. રૈયતના સુખ દુ:ખથી વાકેફ રહેવા માટે ગુપ્તચર વિભાગને એ હદે મજબૂત બનાવી દીધો કે તેને સલ્તનતના તમામ સારાનરસા ખાનગી સમાચારો સહેલાઈથી મળવા લાગ્યા.

બીજી સલાહ શરાબબંધી વિશેની હતી. એ વિષયમાં અલાઉદ્દીને સૌથી પહેલાં પોતે જ શરાબ પીવાનું બંધ કરી દીધું અને એ રીતે શરાબની મહેફિલો

આપોઆપ બંધ થઈ ગઈ. શહેરમાં જાહેર એલાન કરી દેવામાં આવ્યું કે બાદશાહે શરાબ પીવાથી તૌબા કરી લીધી છે. એટલે જે કોઈ પણ હવે શરાબનું સેવન કરશે અથવા વેચશે તેને સખત સજા આપવામાં આવશે. વળી કબજા હેઠળના તમામ પ્રદેશોમાં પણ એ રીતના ફરમાનો મોકલી દેવામાં આવ્યા અને લોકોએ બાદશાહના હુકમને માથે ચડાવીને પોતપોતાના ઘરોમાંથી શરાબ કાઢીને સડકો અને જાહેર માર્ગો ઉપર વહાવી દીધો.

અલાઉદ્દીનના ખાસ વિશ્વાસુ દરબારીઓએ જે ત્રીજી સલાહ આપી તેની ઉપર એવી રીતે અમલ કરવામાં આવ્યો કે શાહી ફરમાનથી અમીર ઉમરાવો અને દરબારીઓ વચ્ચે બાદશાહના હુકમ વગર સંબંધો બાંધવાની મનાઈ ફરમાવી દીધી. ઉપરાંત એકબીજાને ત્યાં ખાવાપીવાનો રિવાજ પણ બંધ કરી દેવામાં આવ્યો. એનું સારુ પરિણામ એ આવ્યું કે અમીર ઉમરાવો અને દરબારીઓ એકબીજા માટે અજાણ્યા જેવા બની ગયા.

ચૌથી સલાહ ધનદૌલતની રેલમછેલ વિશે હતી. એની ઉપર એવી રીતે અમલ કરવામાં આવ્યો કે એ તમામ ગામો જે બક્ષિસ કે ઈનામરૂપે રૈયતને ( પ્રજા ) આપવામાં આવ્યા હતા તેમને શાહી કબજામાં લઈ લેવામાં આવ્યા. બાદશાહે દરેક માલદાર અને ગરીબ ઉપર દરેક દરેક રીતે ફરજ પાડીને તેમની તમામ માલમિલકત ઝૂંટવી લઈને શાહી ખજાનામાં જમા કરાવી દીધી. એવા પગલાનું પરિણામ એ આવ્યું કે લોકોને ખાવાપીવાના પણ સોંસા પડી ગયા અને ધંધા રોજગાર મેળવવા માટે દોડધામ કરવા લાગ્યા. એમને પેટ ભરવાની ચિંતામાં એટલી નવરાશ ન જ રહી કે તેઓ બંડખોરી અને તોફાનો જગાવવા તરફ ધ્યાન આપી શકે.

## ખોટા વિચારો અને તેની સુધારણા

સુલતાન અલાઉદ્દીન ખિલજી કયારેક પોતાના વિચારો એવી રીતે વહેતા કરતો કે હકૂમત અને રાજના વહીવટનો સંબંધ ફકત બાદશાહની ઈચ્છાઓ અને તેની મરજી ઉપર આધાર રાખે છે. રાજયના કામો સાથે અલ્લાહના હુકમોનો સંબંધ નથી. ધાર્મિક વિદ્વાનોનું કામ ફકત એટલું જ છે કે તેઓ જાતજાતના મુકદ્દમાઓનો ચુકાદો આપે અને ખાનદાની ઝઘડાઓનો નિકાલ લાવે તેમજ અલ્લાહની બંદગી કરવાની ઉત્તમ રીતો લોકોને સમજાવે.

પોતાની આ સાવ ખોટી માન્યતા ઉપર અલાઉદ્દીન હંમેશા અમલ કરતો હતો અને રાજયની કોઈપણ બાબતમાં ધાર્મિક કાયદા કાનૂનોની જરાપણ પરવા

કરતો નહી.

જયારે શાહી એલચીઓના સંદેશાઓ બાદશાહની સેવામાં આવવા લાગ્યા ત્યારે જ તેને લખવા વાંચવાની જરૂરીયાત સમજાવા માંડી. ત્યારબાદ જ તેણે એ તરફ ધ્યાન આપવાનું શરૂ કર્યું અને ખૂબ મહેનત કરીને તેણે એટલી તો લાયકાત મેળવી લીધી કે જૂના જર્જરીત લખાણોની લિપિ પણ સરળતાથી વાંચવા લાગ્યો. એ દિશામાં બાદશાહે ફારસીના કેટલાક પુસ્તકોનો પણ અભ્યાસ કર્યો અને આલિમો ( ધાર્મિક પંડિતો ) સાથે જ્ઞાનની ચર્ચાઓ પણ કરવા લાગ્યો.

તેનું સારું પરિણામ એ આવ્યું કે તેના ગંદા વિચારોમાં ફેરફાર થવા માંડયો અને એ વાત ઉપર પાકો વિશ્વાસ બેસી ગયો કે આલીમો અને કાઝી સાહેબો નેક નિયતવાળા અને પવિત્ર આત્માના લોકો છે. એ પાક લોકો દુનિયાના ફાયદાઓની લાલચમાં ફસાઈને મુશ્કેલીઓ ઊભી કરતા નથી. વિચારોના આવા ફેરફાર બાદ અલાઉદ્દીને કયારેક કયારેક આલિમોની સભાઓમાં હાજરી આપતો અને તેમની પાસેથી ધાર્મિક કાયદા કાનૂનો વિશેની જાણકારી મેળવતો અને કોઈ કોઈ મૂંઝવણની બાબતમાં તેઓની સાથે ચર્ચા વિચારણા પણ કરતો.

## હઝરત ખ્વાજા નિઝામુદીન રહ. નો ઉપદેશ

જે સમયે મલિકતાઈક વરંગલ ઉપર ચડાઈ કરવામાં આવી હતી તે સમયે થોડાક દિવસો સુધી અલાઉદ્દીનને પોતાના લશ્કરના કોઈ સમાચાર મળયા નહી. જેનાથી તે ખૂબ જ બેચેન થઈ ગયો. છેવટે તેણે કાઝી મુગીષ અને મલિક કરાબેગને હઝરત નિઝામુદીન ઔલિયાની પાસે રવાના કર્યા અને હઝરતને સંદેશલ મોકલ્યો કે ' ઈસ્લામ વિશેની જાણકારી મારા કરતાં આપ સાહેબને વધારે છે. જો આપના ઊંડા જ્ઞાન અને ચિંતનથી આપ ઈસ્લામી લશ્કરની કોઈ જાણકારી મેળવી શકયા હોત તો મહેરબાની ફરમાવીને મને એની જાણ કરશો. મેં વરંગલ તરફ જે લશ્કર મોકલ્યું છે. એ કેવી હાલતમાં છે એની કોઈ જ ખબર મને મળી નથી. એટલે હું ખૂબ જ ચિંતામાં છું. '

અલાઉદ્દીન કાઝી મુગીષને ખાસ તાકીદ ફરમાવી હતી કે નિઝામુદીન ઔલિયા જવાબમાં જે કંઈ ફરમાવે તેનાં એક શબ્દનો પણ ફેરફાર કર્યા વગર મને તેની જાણ કરશો.કાઝી મુગિષ અને મલિક કરાબેગ બાદશાહના હુકમ મુજબ હઝરત નિઝામુદીન ઔલિયાની ખિદમતમાં હાજર થયા અને બાદશાહનો સંદેશો એમને કહી સંભળાવ્યો. ઔલિયા એ જવાબમાં પુરાણા જમાનાના એક બાદશાહની ફતેહની કહાણી વર્ણવી અને સાથે એ પણ ફરમાવ્યું કે " આનાથી

પણ વધારે જીતો આપને મળશે એવી અલ્લાહ પાસે ઉમ્મીદ છે."

કાઝી સાહેબ અને મલિક હઝરત નિઝામુદ્દીન ઔલિયા રહ. ની રજા લઈને અલાઉદ્દીન પાસે હાજર થયા અને જે કંઈ ઔલિયાએ ફરમાવ્યું હતું તે અક્ષરે અક્ષરે સંભળાવી દીધું બાદશાહ હઝરત નિઝામુદ્દીન ઔલિયાની વાતો સાંભળીને અનહદ ખુશ થયો અને તેને વિશ્વાસ થઈ ગયો કે વરંગલમાં તેની જીત થઈ ગઈ છે.

## હઝરત ખ્વાઝા નિઝામુદ્દીન ઔલિયા તરફનો અહોભાવ

ખુદાની કુદરત કે એ જ દિવસે સાંજના સમયે એલચીઓ આવ્યા અને તેમણે વરંગલની ફતેહનો સંદેશો અલાઉદ્દીનની સેવામાં પેશ થયો. તેનું પરિણામ એ આવ્યું કે અલાઉદ્દીન હઝરત નિઝામુદ્દીન ઔલિયા રહ.માં પહેલાં કરતાં પણ વધારે આદર અને વિશ્વાસ ધરાવનારો થઈ ગયો. જો કે તેણે હઝરત નિઝામુદ્દીન ઔલિયા રહ. સાથે કયારેય મુલાકાત કરી નહીં પણ એમની સાથે પત્ર વ્યવહાર બરાબર ચાલુ રાખ્યો અને પોતાના સંદેશાઓમાં પ્રેમ, આદર અને અહોભાવ દર્શાવીને એમની નૂરાની મદદ માંગતો રહયો.

અલાઉદ્દીનની સરહદો જયારે કાબુલ અને સિંધની સરહદો વટાવીને બંગાળ, દક્ષિણ ભારત અને ગુજરાતની સીમાઓ સુધી પહોંચી ગઈ અને સમગ્ર હિન્દુસ્તાનના રાજાઓના મહેલો, કિલ્લાઓ, ખજાનાઓ ભંડારો બાદશાહના કબજામાં આવી ગયા અને હિન્દુસ્તાનભરમાં કયાંય પણ દસ વિઘા જેવી જમીન પણ એવી ન રહી કે જેમાં અલાઉદ્દીનનું નામ ન લેવાતું હોય અને એના નામના સિકકા ન ચાલતા હોય. ત્યારે એણે કંઈક વધારે ઊંચી ઉડાનો ભરવાનું વિચાર્યું અને તેણે ઓમાનના દરિયાકાંઠાના પ્રદેશો અને દક્ષિણ ભારતના દૂરદૂરના વિસ્તારો તરફ નજર દોડાવી.

## અલાઉદ્દીન ખિલજીની હકૂમતનો આખરી સમય

ઈતિહાસકારોનું કહેવું છે કે અલાઉદ્દીન ખિલજીને જેટલી ફતેહો મળી એટલી હિન્દુસ્તાનના કોઈપણ બીજા હાકેમને નસીબ નથી થઈ. એણે જેટલી સંખ્યામાં મસ્જિદો, તળાવો, મુસાફરખાના, ધાર્મિક ઈમારતો અને કિલ્લાઓ બંધાવ્યા. ઊંચી જાતના કલાકારો એના સમયમાં મોટી સંખ્યામાં હયાત હતા. કલાકારોનું આટલું મોટું જૂથ કોઈ બીજા બાદશાહના સમયમાં એકઠું થયું નથી.

અલાઉદ્દીનના શાસન દરમિયાન ઈન્સાફ અને સચ્ચાઈની જે બોલબાલા થઈ, શાહી હુકમોનું પાલન અને ખિદમતગુજારીની રસમો જે બુલંદ (ઉંચા)

મુકામે પહોંચી તેમજ બંડખોરી અને બગાવતો જે રીતે જડમૂળથી ખતમ થઈ ગઈ એની મિસાલ કોઈ બીજા બાદશાહના જમાનામાં મળતી નથી. એ જ રીતે સૂફીઓ, ઔલિયાઓ, પાક બુઝુર્ગો, ધાર્મિક વિદ્વાનોનું જે પવિત્ર જૂથ હતું એવું જૂથ દિલ્હીમં કોઈ બાદશાહના જમાનામાં એકઠું થયું નથી. અલાઉદ્દીન ખિલજીના શાસન દરમિયાન થયેલ શાયરોની દિલ જીતી લેનારી કવિતાઓ અને તેમાંની બુલંદ વિચારોની ગૂંથણી ઉપર ફકત દિલ્હીવાળાઓ જ નહીં પણ આખું હિન્દુસ્તાન ઝૂમી ઉઠતું હતું એ મહાન શાયરોમાંના કેટલાક શાયરો તો દિલ્હીમાં જ રહેતા હતા. અને શાહી દરબાર સાથે એમના સારા સંબંધો હતા. એ માનવંતા દરબારી શાયરોના બાગના સૌથી કીંમતી ગુલાબ હતા હઝરત અમીર ખુશરો. એમની કલમને કુદરતી બક્ષીસોના જાદુથી કોઈ અણજાણ નથી. એમના બુલંદ અને પવિત્ર વિચારોની ગવાહીઓ એમના કીંમતી ગ્રથોમાંથી મળી રહે છે. મહાન શાયર હોવા ઉપરાંત હઝરત અમીર ખુસરો સૂફીવાદ અને કલંદરી ગુણોના માલિક પણ હતા. એમનો મોટાભાગનો સમય અલ્લાહની બંદગીમાં જ પસાર થતો. અને તેઓ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયાના ફકત મુરીદ ( શિષ્ય ) જ નહીં પણ આપના મનની મુરાદ સમાન હતા. બીજા માનવંતા દરબારી બુઝુર્ગ હસન સંજરી રહ. હતા. આપના શાયરાના કલામો વિચારોની બુલંદી, પાકીઝગી અને ભાષાની મીઠાશને કારણે આખી દુનિયામાં જાણીતા છે. એટલે જ આપને ' હસન સંજરી રહ. હિન્દુસ્તાન શેખ સઅદી ' ના લકબથી ઓળખવામાં આવે છે. સંતોષ, અલ્લાહનો શુક્ર, એકાન્તવાસ અને પાક રહેણીકરણીમાં તેઓ પોતાના જમાનામાં અજોડ હતા. એમને ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયાની ગાદીનો વારસો મળ્યો હતો. આપની જાદૂભરી કલમના અનેક કારનામા પુસ્તકો રૂપે આજે પણ અમર છે.

## સુલતાન અલાઉદ્દીન ખિલજી ઉર્ફે સિકંદર બીજો

આ પહેલાં જલાલુદ્દીન ખિલજીના નમ્ર સ્વભાવ, રહેમદિલી, સબર અને ગુનેગારોને માફી બક્ષવાનું વર્ણન આવી ચૂક્યું છે. તેની ગાદીનો વારસદાર અલાઉદ્દીન ખિલજી વિરુધ્ધ વિચારસરણીનો હતો, તે પોતાના કાકાની હકૂમતના સમયમાં જોઈ ચૂકયો હતો કે એક બાદશાહના નમ્ર સ્વભાવને કારણે રાજયનો વહીવટ કેવો વેરણછેરણ થઈ જાય છે અને દરેક લાયક કે ગેરલાયક માણસ રાજયની ગાદી મેળવવાના કેવા સપના જોતો થઈ જાય છે. અલાઉદ્દીને એટલે જ જલાલુદ્દીનની રાજયનો વહીવટ કરવાની રીતરસમોને બદલી નાખી અને

પોતાના દુશ્મનો તેમજ બાગીઓને એવી ભયંકર સજાઓ આપી કે એનું વર્ણન કરવાથી રૂવાડા ઊભા થઈ જાય છે.

સુલતાન અલાઉદ્દીનની તુંડમિજાજીના કેટલાય દાખલા આપી શકાય તેમ છે. પણ એ હરકતો મોટેભાગે ત્યારે જ જાહેરમાં આવતી જયારે કોઈ બાદશાહના હુકમનો વિરોધ કરતો અને રાજયમાં અંધાધુંધી ફેલાવવાની સાઝિશો કરતો. સાથે સાથે સુલતાનમાં એક સારા હાકેમના ગુણો પણ મોજૂદ હતા. દિલ્હીના તખત ઉપર એવા બહુ ઓછા બાદશાહો આવ્યા હશે કે જેઓ મજબૂત ઈરાદાઓ, સખત મહેનત અને હુનરમંદીના ગુણો ધરાવતા હોય. તેણે મેળવેલ ફતેહોની એક અલગ લાંબી કહાણી છે. હિન્દુસ્તાનનો જેટલો પ્રદેશ એના કબજામાં હતો એટલો અંગ્રેજોની હકૂમત અગાઉ કોઈને નસીબ થયો ન હતો.

રાજયનો વહીવટ ચલાવવાની પણ તેની ગજબની કાબેલિયત હતી. તેના ઉત્તમ પૂરાવા રૂપે એણે અનાજોના ભાવ ઓછા કર્યા અને રાજયની આંતરિક વ્યવસ્થાને મજબૂત કરવા માટેના હુકમો જારી કર્યા. તેણે પોતાની સખત મહેનત, સૂઝબૂઝ અને દૂરંદેશીથી અનેક સફળતાઓ હાસિલ (પ્રાપ્ત) કરીને સાબિત કરી દીધું કે એ બાહોશ, બુધ્ધિશાળી અને કાબેલ બાદશાહ છે.

અલાઉદ્દીનના જુલ્મો અને કડકાઈ વિશે એમપણ કહી શકાય કે તે હલાકૂ અને તેના વંશજો જેવા ગુણો ધરાવતો હતો. એ સમયમાં રહેમદિલી અને નમ્રતા રાખવી ગદદારો અને બંડખોરોની હિંમત વધારવા જેવું હતું. તેનો એક પુરાવો મોગલ પાસેથી મળે છે. અલાઉદ્દીને એમની સાથે નમ્રતા અને રહેમદિલીનો વર્તાવ કર્યો હતો પણ નતીજો એ આવ્યો કે મોગલો દરુવરસે હિન્દુસ્તાન ઉપર હુમલા કરતા રહયા. અલાઉદ્દીન ખિલજીએ એમની કત્લેઆમ કરાવી અને તેમની સાથે એ જ જુલ્મી વહેવાર અને કડકાઈઓ કાયમ રાખી. જેવી તે જીતેલા પ્રદેશોના હાકેમો સાથે કરતો હતો. એનું સારુ પરિણામ એ આવ્યું કે ત્યારબાદ મોગલોની હિન્દુસ્તાનમાં આવવાની હિંમત થઈ નહી અને જે ખાસ જરૂરી કામો ગિયાષુદ્દીન એને સુલતાન અલાઉદ્દીન ખિલજીએ સારી રીતે પૂરા કર્યા.

## અલાઉદ્દીનની હકૂમતના સમયની જાહોજલાલી

જોકે ગદદારો અને બંડખોરો માટે અલાઉદ્દીન ભયંકર ત્રાસ સમાન હતો. છતાં શાંતિપસંદ શહેરીજનો અને આમ રૈયતને ( પ્રજા ) માટે તેની હયાતી અલ્લાહની રહેમત સમાન હતી. એના શાસન સમયની કેટલી ખાસ ખૂબીઓ ટુંકમાં જોઈએ.

(૧) અનાજ અને જીવન જરૂરીયાતની ચીજવસ્તુઓની રેલમછેલ. જેની ઉપર ઓછાવત્તા વરસાદની કોઈ અસર થતી નહીં.
(૨) બાદશાહે મેળવેલ અનેક મહાન ફતેહો
(૩) મોગલ હુમલાખોરોનો સર્વનાશ.
(૪) ઓછી ધનદોલત ધરાવનારા લોકો પાસે પણ સુલચેનથી જીંદગી જીવવાના સાધનોની રેલમછેલ
(૫) ઘમંડી અને અભિમાની લોકો તરફ બાદશાહનો ગુસ્સો અને ગરીબ લોકો તરફ રહેમદિલીનો વર્તાવ
(૬) જુદાજુદા પ્રદેશો અને આવવા જવાના માર્ગો ઉપર રાહત અને શાંતિનું વાતાવરણ
(૭) વેપારીઓ અને દુકાનદારો ઉપર શાહી કાયદાઓની પાબંદી
(૮) બેશુમાર ( અઢળક) નવી ઈમારતોનું બાંધકામ. જેમ કે મસ્જિદો, કિલ્લાઓ, મુસાફરખાનાઓ
(૯) આમ લોકોના સંસ્કાર અને સારી રીત ભાતોની પ્રગતિ
(૧૦) રાજયમાં અને ખાસ કરીને રાજધાનીમાં દરેક પ્રકારના શાયરો, હુનરમંદો, કલાકારો અને જ્ઞાની પુરુષોનો નિવાસ.

સુલતાન અલાઉદ્દીન ખિલજીના શાસન કાળમાં જીવન જરૂરિયાતને એવી રેલમછેલ હતી અને રાજયમાં એ હદે સુખશાંતિ હતી કે તેના મરણ બાદ લોકો તેને રડી રડીને યાદ કરતા હતા.

ઈતિહાસકારો લખે છે કે અલાઉદ્દીન ખિલજીના જમાનામાં ચોર્યાસી જેટલી નાની મોટી લડાઈઓ લડવામાં આવી અને બધી જ લડાઈઓમાં એ ખુશનસીબ બાદશાહ ફતેહમંદ રહયો. અલાઉદ્દીનની આનબાનનો અંદાજો એ હકીકત ઉપરથી મળી રહે છે કે તેના દરબારમાં સિત્તેર હજાર જેટલા નોકર ચાકર હતા. જેમાંથી સાત હજાર જેટલા બાંધકામ માટે બે ત્રણ દિવસોમાં જ તૈયાર કરી નાખતા હતા. અને નાની નાની ઈમારતો બે ત્રણ દિવસોમાં જ તૈયાર થઈ જતી હતી. ઈમારતના બાંધકામ માટે બાદશાહ જેટલી મુદ્દત કરી નાખતો તેમાં એકપળ પણ આઘીપાછી થતી નહીં.

ચડતી પછી પડતી

જયારે અલાઉદ્દીન એક મુદ્દત સુધી પૂરેપૂરી આનબાન સાથે હકૂમત કરી ચૂકયો અને તેના નસીબનો સિતારો સોળે કળાએ ઝળહળવા લાગ્યો ત્યારે '

નામ તેનો નાશ ' એ કહેવત મુજબ તેના પણ ખરાબ દિવસો શરૂ થઈ ગયા.

તેના હાથે એવા પણ ઘણા કામો થવા લાગ્યા જે એની હકૂમતની પડતીના કારણો બની ગયા અને હકૂમતની મજબૂતીના માર્ગમાં ભારે અડચણરૂપ બની રહયા. છેવટે ૬ શવ્વાલ હિજરી ૭૧૬ મુજબ ઈ.સ. ૧૩૧૬ ની રાતે તેણે જીવનના છેલ્લા વાસની ચાદર ઓઢી લીધી. અઢળક ધનદૌલત, બેશુમાર હીરા ઝવેરાત અને માલમિલકતના ભંડારો જે સુલતાન મુહંમદ ગઝનીને પણ હાંસલ થયા ન હતા. એ બધાં જ ખજાનાઓ બીજાઓને માટે પડતા મૂકીને ખાલી હાથે મરણની ગોદમાં પોઢી ગયો. તેણે વીસેક વરસ ઉપરાંત હકૂમત કરી.

" આદમી બુલબુલા હૈ પાનીકા
કયા ભરોસા હૈ ઝીંદગાની કા "

## પાંચ વરસની અંધાધૂંધી ભર્યો સમય

અલાઉદ્દીન ના મરણ બાદ (૧) મુહંમદ અલાઉદ્દીન ખિલજી (૨) મુબારકશાહ ખિલજી અને (૩) ખુસરોખાં એ હકૂમત કરી. તેમાં મુહંમદ ખિલજી અને ખુસરોખાનની હકૂમત થોડાક મહિનાઓ સુધીની જ હતી.

પણ એમની અણઆવડતો અને એશપરસ્તીઓને કારણે પૂરી સલ્તનતમાં અંધાધૂંધી ફેલાઈ ગઈ. રાજય વ્યવસ્થા વેરણછેરણ થઈ ગઈ અને હકડે ઠઠભરેલ શાહી ખજાનાઓ સાફ થઈ ગયા.

હકૂમતની આવી બદહાલી જોઈને સરહદી વિસ્તારના મુલતાન હાકિમ ગિયાષુદ્દીન તઘલખ જે ખિલજી ખાનદાનનો વફાદાર હતો અને જેને અલાઉદ્દીન ખિલજીએ સરહદના રક્ષણ માટે તેમજ મોગલોનો નાશ કરવા માટે મુલતાનમાં નીમેલ હતો. તેણે બીજા હાકિમોની મદદથી આખરી હાકેમ ખુસરોખાન અને તેના સાથીઓને મોતને ઘાટ ઉતારી દીધો અને ત્યારબાદ ગિયાષુદ્દીન તઘલખે અમીર ઉમરાવોને કહયું કે હવે તમો જેને ચાહો તેને બાદશાહ નકકી કરી લો. અમે બધાં એક થઈને નવા બાદશાહનો હુકમ માથે ચડાવીશું. પણ તમામ અમીર ઉમરાવોએ એકમત થઈને ગિયાષુદ્દીન તઘલખને જ બાદશાહ તરીકે પસંદ કરી લીધો. અને તે ગાદીએ બેઠો. ખિલજી ખાનદાનની હકૂમતનો સૂરજ ડૂબી ગયો અને હકૂમતની લગામ તઘલખ ખાનદાનના હાથમાં આવી ગઈ. એ હિજરી સને ૭૨૧ મુજબ ઈ.સ. ૧૩૨૧ નું વરસ હતું.

# તઘલખ વંશ

## સુલતાન ગિયાસુદ્દીન તઘલખ

શરૂશરૂમાં સુલતાન ગ્યાસુદ્દીન તઘલખ એક વેપારીના ઘોડા ચરાવવાનું કામ કરતો હતો. ત્યારબાદ તે સુલતાન અલાઉદ્દીનના ભાઈ અલગખાનના નોકર ચાકરોમાં ભરતી થઈ ગયો. ત્યાંથી આગળ વધતાં વધતાં ઘોડેસવારોને ફોજનો સેનાપતિ બની ગયો અને ત્યારબાદ તો એટલી હદે આગળ વધી ગયો કે હકૂમતની સૌથી મોડી યોજના એટલે કે મોગલોની ઘૂસણખોરીને રોકવાનું કામ તેને સોંપવામાં આવ્યું.

તેને પંજાબમાં પશ્ચિમભાગમાં એજ ફરજો બજાવવી પડી જેને માટે બલબને પોતાના પુત્ર ખાનશહીદને મુલતાનમાં નીમેલ હતો. મહાન પ્રવાસી ઈબ્નેબતુતા લખે છે કે સુલતાન તઘલખે મુલતાનમાં એક મસ્જિદ બનાવી હતી તેની પથ્થરની તખતી ઉપર મેં પોતે એવું લખાણ જોયું છે કે : હું તાતારીયો સાથે ઓગણત્રીસ વાર લડયો છું અને તેમને હાર આપી છે. એજ કારણે મને " મુલ્કના ગાઝી " નો ખિતાબ બક્ષવામાં આવ્યો.

ડો. ઈશ્વરપ્રસાદ લખે છે કે 'ગિયાસુદ્દીનનો રાજય વહીવટ ઈન્સાફ અને સુલેહશાંતિ ભર્યો હતો. તેના સમયમાં આવકનાં નવાં નવાં સાધનો ઊભાં કરવામાં આવ્યા. ખુસરોએ જે જાગીરોની વહેંચણી કરી હતી. તે પાછી લઈ લેવામાં આવી અને રાજયની આર્થિક સ્થિતિ સુધારવામાં આવી. ખેડૂતોની સાથે સારો વહેવાર કરવામાં આવ્યો અને જે જે અધિકારી ખોટાં કામ કરતાં પંકડાઈ જતો તેને ભારે સજા આપવામાં આવતી. અદાલતોની અને પોલિસ ખાતાની કામગીરી સંતોષકારક હતી અને રાજયના દૂરદૂરના વિસ્તારો સુધી ખૂબ જ શાંતિ અને રાહતનું વાતાવરણ હતું.

## ગિયાસુદ્દીનની રહેણીકરણી

સુલતાન ગિયાસુદ્દીને પોતાની સુંદર રાજયવ્યવસ્થાને કારણે લોકોની જીંદગીમાં નવી તાજગી ભરી દીધી. અને રૈયતના દિલોમાં પણ બાદશાહે માનભર્યુ સ્થાન મેળવી લીધું. બાદશાહ ખુદાથી ખૂબ ડરનારો અને પવિત્ર જીવન જીવનારો હતો. ગંભીરતા, સારી રીતભાત અને બધાં સાથે સારો વહેવાર કરવો એ તેની ખાસ ખૂબીઓ હતી. બુધ્ધિ અને સૂઝબૂઝ કુદરતે એનામાં દિલ ખોલીને ભર્યા હતા. મજહબ ( ધર્મ ) ના કાયદા કાનુનોનું પાલન કરવાને એ પોતાની

ફરજ માનતો હતો. પાંચેય વખતની નમાજ સમયસર જમાઅતની સાથે અદા કરતો હતો. રાજયનો વહીવટ ચલાવવાનો એ ખાસ અનુભવી હતો. દીવાનેઆમમાં બેસીને લોકોની ફરિયાદો સાંભળતો. એમની આર્થિક હાલત સુધરે તે માટે ખાસ ધ્યાન આપતો. એ બીજા બાદશાહોની જેમ ફકત ગાદી ઉપર બેસવાનો આદિ ન હતો. બલ્કે પોતાને રૈયતનો ( પ્રજા ) એક મામૂલી સેવક માનતો હતો.

એ દરેક માણસની લાયકાત અને આવડત જોઈને જ તેને કોઈપણ હોદ્દા ઉપર બેસાડતો. આલિમ સાહેબો, ધાર્મિક બુઝુર્ગો, ધનવાનો અને સલ્તનતના અમીર ઉમરાવોને ઈનામ( ભેટો ) આપીને પહોંચાડતો. રૈયતના ( પ્રજા ) દુઃખોને દૂર કરતો. એકાન્તમાં રહેતો. ફકીરો અને દરવેશોના ખબરઅંતર પૂછતો રહેતો અને એમને મદદ પહોંચાડતો. તેણે મોગલોના હુમલાઓનો પૂરેપૂરો બદલો લીધો. ગિયાષુદ્દીનની હકૂમતના સમય દરમિયાન મોગલોએ કયારેય હિન્દુસ્તાન તરફ જોવાની હિંમત કરી નથી.

તેને ઈમારતો બાંધવાનો પણ શોખ હતો. તઘલખાબાદનો મશહૂર કિલ્લો અને ગગનચૂંબી ઈમારતો તેના એ બુલંદ શોખના પુરાવાઓ છે. તેને શરાબ પીવાથી ખૂબ નફરત હતી અને રાજયમાં શરાબ પીવા ઉપર સખ્ત પાબંદી હતી. તેણે પોતાના ખાનદાનના લોકો, ગુલામો અને જૂના નોકર ચાકરો સાથેના વહેવારનો પારંગત રીતરીવાજો કાયમ રાખ્યા. તે અમીર ઉમરાવોનું ખૂબ માન જાળવતો અને તેમને જાગીરોને ભેટ આપીને નવાજતો. જો કોઈ માણસ રાજયનું માનપાન અને ઈજજત આબરૂ વધે તેવું કામ કરતો તો તેની ઉપર ખાસ મહેરબાન થઈને તેનું ખૂબ સન્માન કરતો.

## ગિયાસુદ્દીન તઘલખનું મરણ

હિજરી સન ૭૨૪ માં લખનૌતી ( બંગાળા ) અને સોનાર ગામના લોકોએ દિલ્હીમાં એવી અરજી મોકલી કે ત્યાંના હાકીમો રૈયત ( પ્રજા ) પર જુલ્મ અને ત્રાસ વર્તાવે છે. ગિયાસુદ્દીને પોતાના દીકરા અલગખાન ( મુહંમદ તઘલખ ) ને દિલ્હીની ગાદી સોંપીને જાતે જ પૂર્વ હિન્દુસ્તાન તરફ રવાના થઈ ગયો. બાદશાહે તરહટ પહોંચીને બગાવતનો નાશ કર્યો અને ત્યાં નવા હાકિમોની નીમણુંક કરીને દિલ્હીમાં પાછો ફર્યો.

અલગખાનને જયારે સમાચાર મળ્યા કે તેનો બાપ લાવલશ્કર સાથે દિલ્હી પાછો ફરી રહયો છે. તો તેણે અફઘાનપૂરની પાસે એક નવો મહેલ બનાવ્યો.

એ મહેલ ફકત ત્રણ જ દિવસમાં તૈયાર કરવામાં આવ્યો હતો. તે ચાહતો હતો કે તેનો બાપ એજ નવા મહેલમાં રાત પસાર કરે.

અને બાદશાહના આવવાની ખુશીમાં દરેકે દરેક જગ્યાઓને શણગારવામાં આવે, અને ચારે બાજુ આનંદ આનંદનું વાતાવરણ છવાઈ જાય ત્યારે તેનો બાપ ભારે આનબાન અને શાનથી શહેરમાં દાખલ થાય તેવી તેના દિલની તમન્ના હતી.

ગિયાસુદ્દીન તઘલખ અફઘાનપૂરની નજીક પહોચ્યો અને આટલો વિશાળ મહેલ બનાવવાનું કારણ પૂછયુ અને જયારે પોતાના શાહજાદાના દિલની તમન્ના જાણી તો તેનું મન રાખવા માટે બાદશાહ એજ મહેલમાં રોકાઈ ગયો. આખા તઘલખબાદમાં બાદશાહના આવવાથી આનંદ છવાઈ ગયો અને ઘરેઘરમાં ખુશીઓ મનાવવામાં આવી.

બીજા દિવસે અલગખાન પોતાના દરબારીઓ સાથે બાદશાહની કદમબોસી માટે હાજર થયો ત્યારે બાદશાહ તેઓની સાથે જ જમવા બેઠો. જમ્યા બાદ તમામ દરબારીઓ મહેલની બહાર નીકળી ગયા. બાદશાહે એ જ સમયે દિલ્હી જવાનો ઈરાદો જાહેર કર્યો. શાહી દબદબાની સાથે બાદશાહને વિદાય આપવાની તૈયારીઓ કરાવવા અલગખાન પણ મહેલની બહાર આવી ગયો. એવામાં એકાએક જ બાદશાહ જયાં પોતાના દરબારીઓ સાથે બેઠો હતો હે ઓરડાની છત તૂટી પડી અને એ આઘાતમાંથી એ નીકળી શકયો નહી. હાજી મુહંમદ કંદહારી લખે છે કે જમ્યા બાદ બાદશાહ હાથ ધોઈ રહયા હતા કે અચાનક વીજળી પડી અને ઓરડાની છતને વીંધીને સીધી જ બાદશાહના શિર ઉપર આવી પડી.

ગિયાસુદ્દીન તઘલખનું અવસાન હિજરી સન ૭૨૫ મુજબ ઈ.સ.૧૩૨૪ માં થયું. એણે ચારેક વરસ ઉપરાંત સુધી હકૂમત કરી. અમીરખુશરો જેમને દર મહિને અગાઉ ખર્ચ માટે મોટી રકમ મળતી હતી ગિયાસુદ્દીનના સમયમાં એનાથી પણ વધારે સુખસગવડો ખુશરોને મળવા લાગી, અને તેઓ આરામથી જીંદગી વીતાવવા લાગ્યા. એમણે તઘલખનામા ગ્રંથ બાદશાહ ગિયાસુદ્દીનના નામે અર્પણ કયો.

સુલતાન ગિયાષુદ્દીનનું મરણ ઈસ્લામી હકૂમત માટે ભારે આઘનતજનક હતું અને તેના મરણની સાથે ઈસ્લામી હકૂમતની જાહોજલાલીનો દોર પૂરો થઈ ગયો. અલાઉદ્દીન ખિલજીએ જે જે પ્રદેશો ઉપર ફતેહ મેળવી હતી તે હજી

સુધી દિલ્હીના કબ્જામાં હતી અને સુલતાન ગિયાસુદ્દીન પોતાની આવડતથી બંગાળ તેમજ દક્ષિણ ભારત ઉપર કાબૂ જમાવી રાખ્યો હતો. ત્યારબાદ સુલતાન મુહમંદ તઘલખ હાકિમ બન્યો. જેની હકુમતના સમયમાં ઠેરઠેર બગાવતો શરૂ થઈ ગઈ. કેટલાય પ્રદેશો દિલ્હીના કબજામાંથી નીકળીને આઝાદ થઈ ગયા અને દિલ્હીની સલ્તનત મજબૂત થવાને બદલે નબળી પડવા લાગી.

## સુલતાન મુહંમદશાહ તઘલખ

ગિયાસુદ્દીન તઘલખના મરણનું માતમ ત્રણ દિવસ સુધી રાજધાનીમાં મનાવવામાં આવ્યું. અને શાહજાદાએ ચોથા દિવસે રાજગાદી સંભાળી. ચોપાસ આનંદ અને ઉલ્લાસનું વાતાવરણ છવાઈ ગયું. અલગખાને પોતાનું નામ બદલીને મુહંમદ શાહ રાખ્યું.

## સુલતાન મુહંમદ શાહ તઘલખનું જીવન

મુહંમદશાહ તઘલખ ભારે હિંમતવાન હાકેમ હતો. સાથે જ ખૂબ જ દિલવાર પણ હતો. એક મામૂલી ભિખારીને બહુ મોટો ખજાનો આપી દઈને પણ તેને સંતોષ થતો નહી. અને એમજ માનતો કે હજુ કંઈ નથી આપ્યું. હાતિમતાઈની સખાવત તેની સખાવત સામે ઝાંખી લાગતી હતી. જયારે તેની ઉપર સખાવત કરવાની ધૂન સવાર થતી તો તે અમીર ગરીબ, ઊંચનીચ અને પોતાના પારકાંના ભેદભાવ રાખતો નહીં. ' આબે કૌસર ' માં લખ્યું છે કે સુલતાન મુહંમદ તઘલખ ઈતિહાસકારો માટે એક કોયડો છે. તેને આખું કુરઆનપાક મોઢે હતું. નમાઝ રોઝાનો પણ ચુસ્ત રીતે પાબંદ હતો. અરબી અને ફારસી ભાષામાં બહુ જ સુંદર પત્રો લખતો. એના રાજકીય જીવન વિશે ડોકટર તારાચંદ લખે છે કે તે પોતાના ધર્મનું ચુસ્ત રીતે પાલન કરતો અને તેનું ખાનગી જીવન પણ પાક સાફ હતું. તે ક્રોધી ન હતો. સંકુચિત દ્રષ્ટિના ધાર્મિક વિદ્વાનોને તે વધારે મહત્વ આપતો નહી. અને હિંદુઓના સામાજીક રીતરિવાજોને પણ સુધારવાના પ્રયત્નો કર્યા. વળી તેણે એક હિન્દુ સજજનને સિંધના ગવર્નર પદે બેસાડયા અને બીજાઓને પણ મોટા મોટા હોદ્દાઓ ઉપર બેસાડયા.

એના જીવનની રીતભાત અને રહેણીકરણી બધાં માટે પાકા મુસલમાન જેવી હતી. તે છતાં તેનાથી હિન્દુસ્તાનને નુકશાન વધારે અને લાભ ઓછો થયો. તેનું કારણ એ હતું કે જે વાત એના દિલમાં બેસી જતી અને પૂરી કરવા

માટે દીવાનગીની હદે પહોંચી જતો. ત્યા સુધી કે કયારેક કયારેક તો જુલ્મ અને મુખાઈભર્યા કામો કરવા લાગી જતો. એણે દિલહીને છોડી દોલતાબાદને રાજધાની બનાવવાનો ઈરાદો કર્યો પણ એ ઈરાદાને પૂરો કરવા માટે દિલ્હીવાસીઓ ઉપર ભારે ત્રાસ વર્તાવ્યો.

મુહંમદ તઘલખની હકૂમતના સમયમાં ઈરાક, ખુરાસાન, તુર્કસ્તાન, રોમ અને આરબ દેશોમાંથી ધાર્મિક વિદ્વાનો, હુનરમંદ લોકો, કલાકારો ઉપરાંત ગરીબ લોકો ઈનામ ( ભેટ ) મેળવવા માટે તેના દરબારમાં આવતા હતા. એ સિલસિલો એણે બરાબર ચાલુ રાખ્યો. અને આવનારાઓ હંમેશા પોતાની હેસિયતથી વધારે મેળવતા હતા. બહારથી આવનારા મુસાફિરોમાંથી જે લોકો પોતાના વતનમાં પાછા જવા ઈચ્છતા ન હતા અને દિલ્હીમાં જ રહેવા માંગતા તેમને રાજય તરફથી ખર્ચ પેટે રકમ આપવામાં આવતી.

## ઈલ્મની ( વિદ્યા ) ની કદરદાની

મુહંમદ તઘલખ બહુ જ સારો વકતા હતો. તેના ભાષણોમાં મીઠાશ અને સરળતા રહેતી. અરબી અને ફારસી ભાષામાં પત્રો શીઘ્રતાથી તરત જ લખતો. અને તેમાં પોતાના જ્ઞાનનો દરિયો એવી રીતે વહાવી દેતો કે મોટા મોટા વિદ્વાનો પંડિતો એ લખાણો જોઈને નવાઈમાં ડૂબી જતા. એના અક્ષરો પણ એટલા સુંદર હતા કે સારા અક્ષરોની ઉચ્ચ કક્ષાની કલા ધરાવનાર કલાકારો પણ તેના સુંદર - સોહામણા અક્ષરો આગળ માથું નમાવતા હતા.

રાજયનો વહીવટ ચલાવવાની આવડત અને કાયદાકાનૂનોની સૂજબૂજમાં તે અજોડ હતો. તે ગજબનો માણસ પારખું હતો કોઈપણ માણસનો ફકત ચહેરો જ તે સારો છે કે બુરો જણાવી દેતો. તેની યાદ શકિત ગજબની હતી. ' શાહનામા ' ના તમામ કિસ્સાઓ, અબુમુસ્લીમ અને અમીર હમઝાની દાસ્તાનો તેને મોઢે હતી. તર્કશાસ્ત્રમાં ( મન્તીક ) પણ તેને રસ હતો.ઘણીવાર બીમાર લોકોનો ઈલાજ પણ તે કરતો અને એમને પોતાના જ્ઞાનની રોશનીમાં આંજી નાખતો. તેનો મોટા ભાગનો સમય પુસ્તકો વાંચવામાં પસાર થતો. ટુંકમાં તે બેહદ બુધ્ધિમાન અને બહાદુર હતો. એટલે જ રાતદિવસ તેના મગજમાં પ્રદેશો જીતવાની ધૂન સવાર રહેતી હતી. એટલે જ તેના જીવનનો મોટો ભાગ યુધ્ધના

મેદાનોમાં અને લડાઈઓમાં વીત્યો છે. એના જીવનનો ઊંડો અભ્યાસ કરવાથી જાણી શકાય છે કે એક જ સમયે ભલાઈ અને બુરાઈ બંને ગુણોનો એ માલિક હતો.

એક તરફ તેની ઈચ્છા હતી કે બાદશાહતની સાથે સાથે તેને નબૂવ્વતનો દરજજો પણ મળી જાય અને બીજી તરફ ઈસ્લામના કાયદાકાનૂનોનું હંમેશા ચુસ્ત પાલન પણ કરતો. બેકાર અને નકામી વાતોથી હંમેશા દૂર રહેતો. હરામ વસ્તુઓની સામે પણ જોતો નહી. પરંતુ સાથે સાથે બીજી નવાઈની વાત એ પણ છે કે એને ખુદાના નેક બંદાઓની નાહક સતામણી કરવામાં અને તેમની ઉપર જાતજાતના ભયંકર જુલ્મો વરસાવવામાં પણ કોઈ બુરાઈ દેખાતી નહી. એ સમયે એ ઈસ્લામના કાયદાકાનૂનોને સાવ ભૂલી જતો અને ઈન્સાફની કોઈ વાત તેના દિલમાં પેદા થતી નહી.

તેનો બેરંગી સ્વભાવ કંઈક એવો હતો કે એક તરફ માફી બક્ષવામાં અને દિલદારી દાખવવામાં હાતિમહાઈ જેવા સખી બાદશાહોથી પણ આગળ નીકળી જતો તો બીજી તરફ જુલ્મ અને ત્રાસ વરસાવવામાં પણ સૌથી આગળ અને અજોડ હતો. કોઈ સપ્તાહ એવો વીતતો નહીં કે મોટા મોટા ધાર્મિક વિદ્વાનો, જ્ઞાનીઓ, સૂફીઓ, કલંદર, કલાકારો અને સિપાહીઓ એની તરંગી વિચારસરણીનો ભોગ ન બનતા હોય.

## હકૂમતની પડતીનાં કારણો

કરવેરાનો બેહદ વધારો :- વધારે કરવેરા વસુલ કરવા બાબતે ઈતિહાસકારોનું માનવું છે કે મુહંમદ તઘલખના મગજમાં થોડાક તરંગો પેદા થયા અને એ તરંગોને કારણે જ એણે કરવેરાની માત્રા દસથી ત્રીસ અને ત્રીસથી ચાળીસ ગણી વધારી દીધી. આ કમરતોડ કરવધારાને કારણે લોકોમાં બંડખોરીનો જુસ્સો વધવા લાગ્યો. ખેતીવાડીની પેદાશોમાં પણ અડચણો પેદા થવા લાગી. ખેતીવાડીમાં ખલેલ પડતાં જ અલ્લાહનો કહેર પણ વરસી પડયો. વરસાદ એટલી હદે ઓછો થઈ ગયો કે બે ત્રણ વરસોમાં હજારો ઘરો બરબાદ થઈ ગયાં અને લશ્કરમાં પણ ફાટફૂટ પડી ગઈ.

## શાહી ખજાનાની બરબાદી

શાહ મુહંમદ તઘલખે બીજા રાજયોને જીતવાની ઈચ્છાને ધ્યાનમાં રાખી

શાહી ખજાનો છલકાવવા માટે તાંબા અને પિતળના સિકકા ચાલુ કરાવી દીધા. તેના દિલમાં એવો વ્હેમ પેસી ગયો કે તે ચીન દેશની રીતરસમ અપનાવી રહયો છે. અને જે રીતે ચીનમાં કાગળના સિકકાઓ ચલી રહયા છે. એવી જ રીતે હિન્દુસ્તાનમાં તાંબા અને પિતળના સિકકા ચાલવા લાગ્યા. પણ હિન્દુસ્તાનમાં એ ચલણને સફળતા મળી નહી. ત્યાંના હિન્દુઓ તાંબા પીત્તળના ઢગલાબંધ સિકકાઓ શાહી ટંકશાળમાં જમા કરાવવા લાગ્યા. અને એવા લાખો કરોડો સિકકાઓ બનાવીને તેનાથી હથિયારો અને લડાઈનો માલસામાન ખરીદવા લાગ્યા. અને પછી તે માલસામાનને વિદેશોમાં સોના ચાંદીના સિકકાઓના બદલામાં વેચવા લાગ્યા. એ જ રીતે સોનીઓ પણ શાહી સિકકાઓની નકલ કરીને પોતપોતાના ઘરોમાં નકલી સિકકાઓ બનાવવા લાગ્યા. આવી અંધાધૂંધીને કારણે શાહી ફરમાનની અસર દૂરદૂરના પ્રદેશો સુધી ઓસરવા લાગી અને છેવટે લોકોની જો હુકમી વધવા લાગી, બંડખોરી જોર પકડવા લાગી. બનાવટી સિકકાઓની રેલમછેલ એટલી વધી ગઈ કે ખુદ રાજધાનીમાં અને તેની આસપાસના વિસ્તારોમાં તાંબા અને પીત્તળના તમામ સિકકાઓ શાહી ખજાનામાં જમા કરાવી દેવામાં આવે.

બાદશાહે એમ સમજીને આ હુકમ ફરમાવ્યો હતો કે કદાચ આ રીતે તાંબા પિતળના સિકકાઓની લોકો કદર કરવા લાગશે. પણ બાદશાહની મરજી વિરૂધ્ધ તે હુકમની અવળી અસર થઈ અને લોકો કોથળા ભરીભરીને તાંબા પિત્તળના બનાવટી સિકકા લાવતા અને શાહી ખજાનામાં જમા કરાવી દેતા અને તેના બદલામાં સોના ચાંદીના સિકકાઓ મેળવી લેતા. આ ફેરફારથી રૈયત ( પ્રજા ) તો માલામાલ થઈ ગઈ પણ શાહી ખજાના જે કશો જ નફો આપનારા ન હતા એવા બનાવટી સિકકાઓથી છલોછલ થઈ ગયા.

## પ્રદેશો જીતવાની દીવાનગી

બાદશાહજા દિલમાં પ્રદેશો જીતી લેવાની દીવાનગી છવાયેલી હતી. તે સમયે ઈરાન અને ખુરાસાનના શાહજાદાઓ તેમજ અમીર ઉમરાવો અને દરબારીઓએ પોતપોતાના વતનથી નારાજ થઈને મુહંમદ તઘલખના દરબારમાં આશરો લીધો. તેમણે બાદશાહનું દિલ જીતી લીધું. અને તેની સંગતોમાં બેસવા લાગ્યા. દરબારના કામકાજોમાં પણ તેમની દખલગીરી શરૂ થઈ ગઈ. એ લોકોએ બાદશાહની ખુશામત કરતાં કરતાં તેને વિશ્વાસ અપાવ્યો કે ઈરાન

અને તૂરાન જીતી લેવાં એ કોઈ મુશ્કેલ કામ નથી.

મુહંમદ તઘલખે દુનિયા જીતવાનો પાકો ઈરાદો કરી લીધો. અને પેલા ઈરાની અને ખુરાસાની શાહજાદાઓને તેમજ દરબારીઓને ભેટસોગાદો આપવાનું શરૂ કરી દીધું. જેથી તેઓ પોતાની હકૂમતથી નારાજ ન થઈ જાય.

લશ્કરમાં સરહદી ફોજ ઉપરાંત ત્રણ લાખ સિત્તેર હજાર સવારોનો વધારો કરી દેવામાં આવ્યો અને તેમને માટે ઘોડા તેમજ લશ્કરનો માલસામાન ખરીદવામાં આવ્યો. પહેલી વખત તો એ સિપાહીઓને વાર્ષિક પગાર, શાહી ખજાનામાંથી આપવામાં આવ્યો. પણ કાયમ માટે એમને પોષવાનું અને સંતોષ આપવાનું કામ ઘણું કઠિન હતું. કેમ કે એમને જે કારણોસર નોકર રાખવામાં આવયા હતા એ કારણો પૂરાં થવાના કોઈ અણસાર દેખાતા ન હતા. વળી એ નોકરો પાસેથી બીજું કોઈ કામ પણ લેવામાં આવ્યું નહી અને જયારે નવા પ્રદેશો જીતવામાં આવ્યા નહીં તો લડાઈમાં હાથ લાગતો માલસામાન અને ધન દોલત પણ મળ્યાં નહી. એટલે સિપાહીઓના પગાર ચૂકવવા મુશ્કેલ બની ગયા અને ખર્ચના બોજથી ખજાનો બિલકુલ ખાલી થઈ ગયા. હજુ તો એક વરસ વીત્યું હતું કે તમામ લશ્કરમાં અંધાધૂંધી ફેલાઈ ગઈ અને હકૂમતનો શાહી દબદબામાં ઓટ આવવા લાગી.

## ચીન દેશને જીતવાનો મનસૂબો

બાદશાહે ચીન દેશ ઉપર કબજો કરવા માટે એક મોટું લશ્કર રવાના કર્યું. જેની વિગત એવી છે કે બાદશાહના દિલમાં ચીન દેશને જીતવાની ધૂન સવાર થઈ ગઈ. એટલે તેણે પોતાના ભાણેજ ખુસરો મલિકની સરદારીમાં હિજરી સન ૭૩૮ માં એક લાખ જેટલા અનુભવી સવારો ઉપરાંત અમીર ઉમરાવો, દરબારીઓ અને ખજાનચીઓને એ મોરચા માટે રવાના કર્યા. નાણાંની વ્યવસ્થા સંભાળનાર ખજાનચીઓએ બાદશાહને ઈશારો કરી સાવધાન કર્યો કે હતો કે ચીન દેશને જીતવાનું કામ ખરેખર મુશ્કેલ છે. કેમ કે આજ સુધી હિન્દુસ્તાનના કોઈ પણ બાદશાહે ચીન ઉપર કબજો મેળવવામાં સફળતા મેળવી નથી. પણ બાદશાહનો ઈરાદો ખૂબ અડગ હતો અને તેણે દરબારીઓની ચેતવણીની વાત માની નહી. છેવટે લાચાર થઈને ખુસરો મલિક અને એના સિપાહીઓએ લડાઈ માટે તૈયારીઓ કરી લીધી. અને દિલ્હી પહોંચીને ત્યાંથી છેક હિમાલય પર્વત સુધી પહોંચી ગયા.

જયારે ખુસરો મલિક લાવ લશ્કર સાથે ચીનની સરહદે પહોંચ્યો તો ત્યાંની આબાદી, ચીનના અમીર ઉમરાવોની શાનશૌકત રૂઆબ, દબદબો, જાહોજલાલી, શહેરના કિલ્લાઓની ઊંચાઈ, આંકડા અને અટપટા માર્ગો અને આગળ વધવાની મુશ્કેલીઓનો વિચાર કરીને તેની આંખો પહોળી થઈ ગઈ. અને તેણે લડાઈ કર્યા વગર જ ત્યાંથી પાછા ફરવાનો વિચાર કરી લીધો એ દરમિયાન વરસાદની મોસમ શરૂ થઈ ગઈ અને એ સફરમાં મુસલમાનો જે જે માર્ગે થઈને ચીનની સરહદ સુધી પહોચ્યો હતા. એ બધાં જ ભારે વરસાદને કારણે મોતને ભેટયા. ભારે વરસાદી તોફાનને કારણે મુસલમાની લશ્કરને પાછા ફરવા માટે ભારે મુશ્કેલીઓનો સામનો કરવો પડયો.

"પડતા ઉપર પાટૂ" ની કહેવત મુજબ એવું પણ થયું કે એ લોકો દુકાળના પંજામાં ઘેરાઈ ગયા. મુશ્કેલીઓનો કોઈપાર ન રહયો અને એવામાં એ જ રાતે ધોધમાર વરસાદ પડયો અને પાણીના તોફાની ઘોડપૂરે લશ્કરને એવી ભીંસમાં લઈ લીધું કે ઘોડાઓ ઉપર ચાલવું કે તરવું પણ મુશ્કેલ થઈ ગયું. તમામ લશ્કર પંદર દિવસ સુધી ભૂખથી તડપી તડપીને છેવટે મોતનો શિકાર થઈ ગયું. ગણતરીના થોડાક સિપાહીઓ અને કેટલાક એવા લોકો જે લશ્કરથી થોડાક દૂર નીકળી ગયા હતા તેઓ બચી ગયા અને મહામુશ્કેલીએ હિન્દુસ્તાન પાછા ફર્યા.

## રાજધાનીની ફેરબદલી

આ પ્રકારની અંધાધૂંધીથી રાજયમાં ઠેરઠેર બગાવતોનો દોર શરૂ થઈ ગયો. બાદશાહને પણ એ વાતનો અહેસાસ થઈ ગયો કે લગભગ આખું હિન્દુસ્તાન દિલ્હીની બાદશાહત સામે બંડ પોકારતું થઈ ગયું છે. એટલે હવે રાજધાની માટે કોઈ એવી જગા શોધવી જોઈએ કે જયાં રૈયતનું (પ્રજા) સારી રીતે રક્ષણ કરી શકાય.

કેટલાક દરબારીઓએ બાદશાહની મરજી દેવગઢ તરફ જોઈને દેવગઢને રાજધાની બનાવવાની સલાહ આપી. બાદશાહને એમની સલાહ પસંદ પડી અને તેણે હુકમ આપી દીધો કે દિલ્હીને સાવ ઉજજડ અને વેરાન કરી દેવામાં આવે અને પુરુષો, સ્ત્રીઓ, બાળકો, વૃધ્ધ લોકો , યુવાનો તમામ લોકોને ત્યાં જવા માટે પૈસાની સગવડ ન હોય તો તેમને શાહી ખજાનામાંથી પૈસા આપવામાં આવે. સાથે જ હુકમમાં જણાવવામાં આવ્યું કે દિલ્હીથી દેવગઢ સુધીના માર્ગો ઉપર ઠેકઠેકાણે મુસાફિરોને વિસામો કરવા માટે બંને બાજુએ ઘટાદાર વૃક્ષો

વાવવામાં આવે. ત્યારબાદ દેવગઢનું નામ દોલતાબાદ રાખવામાં આવ્યું અને તેમાં શાનદાર ઈમારતો બનાવવાનું શરૂ કરવામાં આવ્યું. રાજધાનીની ફેરબદલી કરવાથી લોકોની હાલત પણ બગડી ગઈ અને હકૂમતના વહીવટમાં પણ અંધાધૂંધી ફેલાઈ ગઈ. આ બધી જ હેરાફેરીઓ દરમિયાન ખ્વાજા હસન દહેલવી રહ. અલ્લાહને પ્યારા થઈ ગયા અને આપને દફન પણ દોલતાબાદમાં જ કરવામાં આવ્યા. જો કે હવા પાણીની દ્રષ્ટિએ ખૂબ જ સારુ શહેર હતુ પણ સૌથી મોટી મુશ્કેલી એ હતી કે એ ઈરાન અને તુરાન ઘણે દૂર આવેલું હતું.

## મુહંમદ તઘલખનો રાજય વહીવટ

એક વખતે સફર દરમિયાન બાદશાહે ' તારીખે ફિરોઝશાહી ' ના લેખક ઝિયા બરનીને પૂછયું કે આપે ઈતિહાસના અનેક પુસ્તકો વાંચ્યા છે. મને બતાવી શકો છો કે બાદશાહનો રાજય વહીવટ કયા કયા સમયે વ્યાજબી અને સાચો સાબિત થાય છે ? ઝિયા બરનીએ ફરમાવ્યું કે તારીખે કસ્રવીમાં લખ્યું છે કે કોઈપણ બાદશાહની પાસે એવા સાત મોકા આવે છે કે જયારે તે પોતાની રાજકીય સૂજબૂઝથી કામ લઈ શકે છે.

(૧) લોકોનું સાચા મજહબથી ફરી જવું. ( મરતદ થઈ જવું )
(૨) જાણી જોઈને નિર્દોષની કતલ કરવી.
(૩) પરણેલી સ્ત્રી સાથે વ્યભિચાર કરવો.
(૪) બાદશાહની સાથે વેર બાંધવું.
(૫) કોઈપણ બંડખોરી કે બગાવતની સરદારી લઈને તોફાનો ફેલાવવાં.
(૬) જયારે રૈયત ( પ્રજા ) તોફાનીઓની સાથે ભળી જાય અને હથિયારો તેમજ ધનદૌલતથી તેમની મદદ કરતી જાય.
(૭) બાદશાહના હુકમોનું જરાપણ પાલન ન કરવામાં આવે.

મુહંમદ તઘલખે કહયુ કે હઝરત ! પહેલાંના સમયના લોકો બાદશાહના હુકમોનું પાલન કરનારા હતા. તેમની રહેણીકરણીમાં ઈમાનદારી અને સચ્ચાઈ હતી. પણ આજના સમયમાં તો ભલાઈઓ બુરાઈઓમાં પલટી ગઈ છે. સમય અને સંજોગો કંઈક એવા છે કે બાદશાહે લાચાર થઈને પણ અલ્લાહની મખ્લૂકના લોહીથી હાથ રંગવા પડે છે. એટલે મારી સમજ પ્રમાણે તો જુલ્મોનો વિનાશ એ રીતે જ થઈ શકે છે કે યા તો લોકો ગુનાહ કામો કરવાનું બંધ કરી દે અથવા

તો મરવા માટે તૈયાર થઈ જાય. વળી હાલ બાદશાહની પાસે એવો કોઈ બુધ્ધિવાન અને કાબિલ વઝીર પણ નથી કે જે હકૂમતના કામોમાં મદદરૂપ થઈ શકે અને રૈયતને ( પ્રજા ) નારાજ પણ ન થવા દે.

## મુહંમદ તઘલખનું મરણ

સફર દરમિયાન આશૂરાનો દિવસ આવી ગયો. બાદશાહે આદત મુજબ રોઝો રાખ્યો. પણ તેની તાવની જૂની બિમારીએ ઉથલો માર્યો. રોગ ધીમે ધીમે વધી રહયો હતો. તાવની ગરમી વધવા માંડી ત્યાં સુધી કે ૨૧ મોહર્રમ હિજરી સન ૭૫૨ મુજબ ઈ.સ. ૧૩૫૧ ના દિવસે તેની બધી જ આનબાન અને શાનશૌકત છોડીને ખાલી હાથે દુનિયાથી રુખસદ થઈ ગયો. તેણે સત્તાવીસ વરસ સુધી હકૂમત કરી.

## સુલતાન ફીરોઝશાહ તઘલખ

હઝરત શેખ નસીરૂદ્દીન મહેમૂદ ચિરાગ અને બીજા કેટલાક આલિમ સાહેબો અને ઔલિયા ઉપરાંત દરબારીઓનું એક જૂથ અંદરોઅંદર ચર્ચા વિચારણા કરીને મુહંમદતઘલખના કાકાના દિકરા અને ગિયાષુદ્દીનના ભત્રીજા મલિક ફીરોઝ તઘલખની ખિદમતમાં હાજર થયું અને કહયું કે મુહમંદતઘલખે મરતાં પહેલાં જ આપને ગાદીના વારસદાર તરીકે નકકી કરી દીધા હતા. હવે સમયનો તકાદો છે કે આપ રાજયનો વહીવટ સંભાલી લો જેથી રાજયમાં શાંતિ અને રાહતનું વાતાવરણ થલ જાય. ફીરોઝ તઘલખે પોતાનો પવિત્ર મકકા શરીફની હજયાત્રાએ જવાનો ઈરાદો કર્યો અને ગાદીએ બેસવા માટે ઈન્કાર કરી દીધો. પરંતુ અમીર ઉમરાવોએ તેની કોઈ વાત માની નહી અને તે સાફદીલ અને નેકનિયતના હાકિમને ગાદીએ બેસવા માટે મજબૂર કરી દીધો.

હિજરી સન ૭૫૨ મુજબ ઈ.સ. ૧૩૫૧માં ફીરોઝશાહે આલિમ સાહેબો અને અમીર ઉમરાવોને વશ થઈને હકૂમતની લગામ પોતાના હાથમાં લીધી. ત્યારે તે લગભગ પચાસ વરસનો હતો. તેણે સૌથી પહેલું જે કામ કર્યું તે મુહંમદ તઘલખે કેદ કરેલ કેદીઓને આઝાદ કરવાનું હતું. ઉપરાંત અગાઉના બાદશાહોએ જે જે ગામો અને જમીનો અથવા બીજી મિલકતો ખોટી રીતે કબ્જે કરીને શાહી ખજાનામાં જમા કરાવી દીધી હતી. તે મિલકતો તેના સાચા હકદારોને પાછી સોંપી દીધી. સુલતાન ફીરોઝશાહે જાહેર એલાન

કરી દીધું કે જે કોઈ મઝહબી ( ધાર્મિક ) અદાલતમાં પોતાના હકો પુરવાર કરી દેશે તેને તેની મિલ્કત પાછી મળી જશે. એટલે ઘણા લોકોએ અદાલતમાં પોતાના હકો સાબિત કરીને એમની મિલ્કતો પાછી મેળવી.

ફીરોઝશાહ તઘલખે બાહોશ અને કાબિલ હાકિમ તરીકે પોતાની હકૂમત ચલાવી. અદલ - ઈન્સાફથી વર્તવુ તેનો ખાસ ગુણ હતો. રાજયમાં તેનાથી સુખ શાંતિનું વાતાવરણ છવાઈ ગયું. બાદશાહે તમામ અમીર ઉમરાવો અને દરબારીઓને એમના મોભ્ભા અને લાયકાત પ્રમાણે ઈનામથી ( ભેટ સોગાદો) નવાજયા. હઝરત શેખબહાઉદ્દીન ઝકરીયા રહ. ના સુપુત્ર સદરૂદ્દીનને "શૈખુલ ઈસ્લામ" ના ખિતાબથી નવાઝીશ કરવામાં આવી.

## શાહજાદા ફતેહખાનનો ઉછેર

બાદશાહે પોતાના શાહજાદાના શિક્ષણ અને ઉછેર માટે કાબિલ તેમજ અનુભવી ઉસ્તાદોની નિમણુંક કરી. શાહજાદો નાનો હતો છતાં પણ પોતાનો સમય રમતગમતમાં અને ખેલતમાશામાં બરબાદ કરતો નહી અને સવારથી લઈને રાત સુધી અભ્યાસમાં ડૂબેલો રહેતો. જ્ઞાનની - ઈલ્મની મહેફિલોમાં ગંભીરતાથી બેસતો. તે ઘોડેસવારીમાં ખૂબ પાવરધો હતો.

કોઈપણ મોટામાં મોટું મુશ્કેલ કામ તેના સલાહકારો તેની સામે મૂકતા તો એ ઉછરતો યુવાન એ મુશ્કેલ કામોને પણ એવી ખૂબીથી નિકાલ લાવતો કે દરબારના મોટા મોટા બુધ્ધિમાનો પણ મોઢામાં આંગળા નાખી જતા.

## શાહજાદાની ધીરજ અને હમદર્દીની મિસાલ

એક દિવસની વાત છે કે શાહજાદો મદ્રેસામાંથી નીકળીને મહેલ તરફ રવાના થયો. રસ્તામાં એક કમજોર વૃધ્ધમાજીએ તેને ફરિયાદ કરી કે તેનો પતિ અને દીકરો સોનાર ગામમાંથી કેટલોક માલસામાન ખરીદીને આવતા હતા કે લૂટારૂઓએ એમનો માલસામાન લૂંટી લીધો. બંને લૂંટાયેલા બાપ દીકરો એવી જ હાલતમાં લશ્કર સુધી પહોચ્યા. પણ સિપાહીઓએ તેમને જાસૂસ ગણીને નજરકેદ કરી લીધા. વૃધ્ધમાજીએ એની દર્દભરી કહાણી શાહજાદાને સંભાળાવી અને ઈન્સાફની આજીજી કરી.

શાહજાદાએ વૃધ્ધ માજીએ કહ્યું કે તે પોતાના દાવાને સાચો સાબિત કરવા માટે એવા બે સાક્ષીઓ લાવે જે વિશ્વાસપાત્ર હોય. માજીએ કહ્યું કે સાક્ષીઓ તો ઘણાંય છે પણ એમને બોલાવવા જવા માટે અને પાછા આવવા માટે ઘણો

સમય લાગી જશે. માજીની મૂંજવણ જાણી શાહજાદાએ હસીને કહ્યું કે તમે જાઓ અને સાક્ષીઓને બોલાવી લાવો. હું તમે આવો ત્યાં સુધી અહીં જ ઊભો રહીશ. માજી સંતોષ સાથે સાક્ષીઓને બોલાવવા ગયા.

હિન્દુસ્તાની સલ્તનતનો ભાવિ હાકિમ અને તખ્તતાજનો ભાવિ માલિક સખત ધૂપમાં તપેલા મેદાનમાં ઊભો રહયો. ત્યાં હાજર લોકોએ તેને વારંવાર કહ્યું કે આપ કોઈ ઝાડના છાંયડા નીચે જઈને આરામ ફરમાવો.

પણ શાહજાદાએ કહ્યું કે વૃધ્ધ માજી અહીં આજ જગ્યાએ આવશે અને મેં પણ તેને આજ જગ્યાએ ઊભા રહેવાનું વચન આપ્યું છે એટલે અહીંથી બીજી જગ્યાએ જવાથી વચનનો ભંગ થશે અને આપેલ વચનનું પાલન ન કરવું એ બાદશાહો માટે સૌથી મોટો એબ ગણાય છે.ટુંકમાં શાહજાદો ત્યાં જ તડકામાં ઊભો રહયો. વૃધ્ધ માજી એના સાક્ષીઓને લઈને આવી. એમને લઈને શાહજાદો બાપના દરબારમાં ઈન્સાફ માટે હાજર થયો.

દરબારમાં પહોંચીને ખબર પડી કે બાદશાહ હમણાં આરામ ફરમાવી રહયા છે. શાહજાદાએ બાદશાહના જાગવાની રાહ જોઈ. ખાસો સમય વીતી ગયા બાદ બાદશાહ જાગ્યા અને શાહજાદાએ વૃધ્ધ માજીની બધી ફરિયાદ કહી સંભળાવી. તેના પતિ અને દીકરાને કેદમાંથી એ જ સમયે છોડાવ્યાં ત્યારબાદ જ શાહજાદો મહેલામાં આવ્યો અને સવારે દસ વાગે લેવાનું ભોજન તેણે છેક સાંજના સમયે લીધું.

## ફીરોઝશાહના જીવનના યાદગાર પ્રસંગો

સુલતાન ફિરોઝશાહ તઘલખે પોતે જ એના જીવનના પ્રસંગો એક પુસ્તકમાં સંઘરાયેલા છે. જે " ફીરોઝશાહની ફતેહો " ના નામે ઓળખાય છે. ફીરોઝશાહ એવો હાકિમ હતો કે જેણે અફઘાનો ઉપર દયા અને રહેમદિલીની ધોધમાર વર્ષા વરસાવી અને એ અફઘાન અમીર ઉમરાવોને ઊંચા ઊંચા હોદાઓ ઉપર બેસાડયા. રાજયની સરહદોના રક્ષણ માટે પણ એમની ન નિમણુંકો કરી.

નિઝામુદીન અહમદ પોતાના પુસ્તકમાં લખે છે કે ઘણાખરા કાયદા કાનૂનો ખાસ કરીને ન્યાયતંત્રના કાયદાઓ ફિરોઝશાહની હકૂમતમાં જ લાગુ કરવામાં આવ્યા જેના પરિણામે તમામ રૈયતે ( પ્રજાએ ) અને ખુદાની ખલ્કતે ( મખ્લુકે) ચેન અને રાહતભરી જીંદગી પસાર કરી. એ તમામ કાયદા કાનૂનોમાંથી નીચેના ત્રણ કાયદાઓ ખાસ અગત્યના અને કદી ન વિસારી શકાય એવાં છે.

(૧) બાદશાહે રાજકારણ - કે જે રાજય વહીવટ ચલાવવા માટેનો અગત્યનો

હિસ્સો છે તેનો સદંતર ત્યાગ કરી દીધો. પોતાની હકૂમત દરમિયાન તેણે કોઈપણ હિંદુને કોઈપણ પ્રકારની સજા આપી નથી. એ ભારે હિંમતવાન હાકિમે પોતાની સખાવત અને દરિયાદિલીથી હકૂમત ઉપર લાગી ગયેલા કલંકોને ધોઈ નાખ્યા. શાહી હુકમો આપનારા વિભાગને રાજકીય કાવાદાવાથી સ્વચ્છ કર્યો. એ ફકત બાદશાહ નહી પણ રૈયતનો ( પ્રજા ) વડી અને મોભી હતો. રૈતયના તમામે તમામ લોકો તેને દિલથી ચાહતા હતા અને બધા જ લોકો એની તારીફોમાં (પ્રશંસા,વખાણ ) ડૂબેલા રહેતાં.

(૨) લોકોની આર્થિક હાલત જોઈને જ તે કરવેરા લાગુ કરતો. વળી કરવેરા વસુલ કરવા માટે જોરજબરી અને કડકાઈ બંધ કરી દીધા હતાં. તે કદીપણ ચાડીચુંગલી સાંભળતો નહીં. આ જ એક એવો કાયદો હતો કે જેણે ફિરોઝશાહના શાસનકાળને બુલંદ ઈજજત અને આદર અપાવ્યા હતાં.

(૩) બાદશાહ હંમેશા રહેમદિલ અને નેક લોકોને જ હાકિમ તરીકે પસંદ કરતો. જુઠ્ઠા, બદચલન અને ખરાબ માણસોને ક્યારેય હાકિમનો દરજ્જો આપતો નહી. બાદશાહ પોતે જ રૈયત ઉપર મહેરબાન અને રહેમદિલ હતો એટલે તમામ અમીર ઉમરાવો અને સરદારોમાં પણ એવી જ ખૂબીઓના અંશ જોવા મળતા હતા. ફીરોઝશાહની બક્ષિશો, કૃપાઓ અને સખાવતો બીજા બાદશાહો કરતાં હંમેશાં ચડિયાતી જ રહી. એ ઈન્સાફ પસંદ બાદશાહે પોતાના પુસ્તક 'ફુતુહાતે ફીરોઝશાહી 'ના તમામ લખાણો પોતે બનાવેલ ફીરોઝાબાદની મસ્જિદના આઠેય ગૂંબજો ઉપર કોતરવામાં આવેલ છે. એ લખાણોના થોડાક અંશ અહીં નમૂનારૂપે જોઈએ.

પુસ્તકના પહેલા પ્રકરણમાં મસ્જિદના આવકના સાધનો અને તેના નિભાવ ખર્ચ વિશે સૂચનાઓ આપવામાં આવેલ છે. બીજા પ્રકરણમાં ફીરોઝશાહે લખ્યું છે કે પુરાણા જમાનામાં મામૂલી ગુનાહોની પણ ભારે સખત સજા આપવામાં આવતી હતી.

નિર્દોષોનું લોહી વહાવવું અને બીજી કાળજું કંપાવી દેનારી સજાઓ કરવામાં આવતી જેવી કે નાક, કાન, હાથ પગ કાપી નાખવાં, આંખો કઢાવી નાખવી, હાડકાંને લોખંડના સળિયાથી તોડી નાખવા, આગમાં જીવતા ભૂંજી નાખવાં, હાથો અને પગોમાં લોખંડના ખીલા ઠોકવાં, ચામડી ઉતારી લેવી, પગ કાપી નાખવાં, શરીરના બે ટુકડા કરી નાખવા ઉપરાંત આના જેવી બીજી રાક્ષસી સજાઓ કરવી વિગેરે. અલ્લાહનો શુક્ર કે એણે મને એવી સમજ અને

રહમદિલી આપી કલમના એક જ ઝાટકે એ બધી જ ક્રુર સજાઓ ઉપર પાબંદી મૂકી દીધધી.

અગાઉના સમયના બાદશાહો કે જેમની બુલંદ હિંમતો અને કુરબાનીઓથી હિન્દુસ્તાન મુસલમાનોની ઈસ્લામી હકૂમત બન્યું. એ બાદશાહોના મરણ બાદ રૈયતના (પ્રજા) દિલોમાં એમની જરા જેટલી પણ યાદ બાકી ન રહી. ધાર્મિક ખુત્બાઓમાંથી પણ એમના નામ કાઢી નાખવામાં આવ્યા. ફીરોઝશાહે એ મહાન બાદશાહોના નામ ફરીખુત્બાઓમાં શામેલ કરાવ્યાં જેથી લોકોના દિલોમાં એમની યાદો કાયમ રહે. અને મર્હુમોની રૂહને સવાબ (પુણ્ય) પહોચતું રહે. કેટલીક રકમો ઈસ્લામી કાયદાથી વિરૂધ્ધ ખોટી રીતે વસુલ કરીને શાહી ખજાનામાં જમા કરી દેવામાં આવી. અને પેગંબરે ઈસ્લામ સ.અ.વ. ના હુકમોથી વિરૂધ્ધનો હોય તેવી કોઈપણ રકમો કે માલ શાહી ખજાનામાં જમા કરવામાં નહીં આવે એવો પાકો ઈરાદો કરી લેવામાં આવ્યો.

મારી (ફીરોઝશાહની) હકૂમતના પહેલાંના સમયમાં એવો રિવાજ હતો કે જીતમાં મેળવેલ માલસામાજનો ચોથો ભાગ સિપાહીઓને વહેંચી દેવામાં આવતો અને બાકીના ત્રગ ભાગ શાહી ખજાનામાં જમા કરાવી દેવામાં આવતા એ રિવાજને પણ બંધ કરી દીધો અને નવા રિવાજ પ્રમાણે પાંચમો ભાગ શાહી ખજાનામાં જમા કરાવવાનું અને ચાર ભાગ સિપાહીઓને વહેંચઇ દેવાનો કાયદો અમલમાં લાવ્યો.

વળી મજહબના રીતરિવાજ મુજબ ન ચાલનારા અધર્મીઓ, નાસ્તિકો, કાફિરો અને મઝહબથી ફરી ગયેલા લોકોને રાજધાનીમાંથી કાઢી મૂકવામાં આવ્યા. જેઓ અલ્લાહના બંદાઓને ખોટે માર્ગે ભટકાવવાનું ગુનાહિત કામ કરતા હતા. ઈસ્લામથી વિરૂધ્ધના ફિરકાઓના રીતરિવાજો અને એનો પ્રચાર કરતા પુસ્તકો ઉપર સખ્તાઈથી પાબંદી મૂકી દેવામાં આવી.

એ સમયે પુરૂષોમાં સોના ચાંદીના વાસણોનો ઉપયોગ કરવાનો રિવાજ અને રેશમી કપડાં પહેરવાનો રિવાજ ખૂબ ફેલાઈ ગયો હતો. તેને મેં (બાદશાહે) જડમૂળથી નાબૂદ કરી દીધો. મુસલમાન સ્ત્રીઓ કબરો અને મૂર્તિઘરોમાં જઈને ધમાલ મચાવતી, ઘોંઘાટ કરતી એટલે એવી જગ્યાઓ ઉપર સ્ત્રીઓને જવાની સખ્ત મનાઈ ફરમાવવામાં આવી.

મૂર્તિઘરોના બદલે મસ્જિદો બંધાવી. અગાઉના,બાદશાહોએ બંધાવેલ પુરાણી મસ્જિદો, મદ્રેસાઓ, ધાર્મિક ઈમારતો, કૂવાઓ, પૂલો અને મકબરાઓ

જે સાવ જર્જરીત થઈ ગયા હતા. તે સૌનું નવેસરથી બાંધકામ કરાવ્યું અને તેમના નિભાવ ખર્ચની ખાસ વ્યવસ્થા કરવામાં આવી.

ફીરોઝશાહ પોતાના પુસ્તકમાં લખે છે કે મારા માલિક સુલતાન મુહંમદશાહ તઘલખે પોતાની હકુમતના લોખંડી પંજામાં જકડીને જે જે લોકોના શરીરના અંગો કપાવી નંખાવ્યા હતા. એ તમામ લોકોના વંશવારસોને શોધી શોધીને તેમની મદદ કરવા માટે શાહી ખજાનામાંથી રકમો મંજૂર કરાવી અને તેમને ઈનામ ( ભેટ - સોગાદો ) અર્પણ કરી.

વળી એ તમામ લોકો પાસેથી સુલતાન મુહંમદશાહ તઘલખના નામે અલગ અલગ માફીપત્રો લખાવ્યાં અને એ તમામ માફીપત્રો ઉપર શહેરના શરીફ અને મોભાદાર માણસોની સહીઓ લીધી. અને એ બધાંજ માફીપત્રોને મર્હુમ બાદશાહના મકબરામાં સાચવીને મૂકાવી દીધા.

જયારે બાદશાહને જાણ થતી કે કોઈ એકાન્તવાસી ફકીર આવ્યો છે તો તે તરત જ તેની ખિદમતમાં હાજર થતો અને તેની ખિદમત કરતો. જે જે સિપાહીઓ અને અમીર ઉમરાવો વૃધ્ધ થઈ ગયા હતા એમને નસીહત કરતો કે તેઓ પોતાના પાછલા ગુનાહોની અલ્લાહ પાસે માફી માંગે. અને બીજીવાર ગુનાહો ન કરે. અને તેમના ખર્ચ માટે રકમો મંજૂર કરી દેવામાં આવી જેથી જીવનગુજારો કરવાની તેમને ચિંતા ન રહે. અને પૂરેપૂરી લગનથી અલ્લાહની ઈબાદતમાં ડૂબી જઈ શકે.

એ બધાં જ પ્રસંગો બાદ બાદશાહ લખે છે કે મને બે વાર ઝેર આપવામાં આવ્યું અને મેં અલ્લાહની જાત ઉપર ભરોસો મૂકીને ઝેરનો પ્યાલો પી લીધો. પણ અલ્લાહના હુકમથી ઝેરની કોઈ અસર થઈ નહી અને અલ્લાહે મને બચાવી લીધો.

એ નેક દિલ બાદશાહ (ફીરોઝશાહ ) ની હકૂમતના સમયમાં લોકોની સુખશાંતિ અને ખુદાની બંદગી કરવા માટે મસ્જિદ, મદ્રેસાઓ અને ધાર્મિક ઈમારતોના બાંધકામના ઘણાં કામો થયા. લોકોના આરોગ્ય માટે કેટલાંય બગીચાઓ પણ બનાવવામાં આવ્યા. આમ બાદશાહે અનેક ઈમારતો બનાવીને દરેકના નિભાવખર્ચની વ્યવસ્થા કરી અને તેના કાયમી અમલ માટે ખાસ હુકમો જારી કર્યા.

## ફીરોઝશાહ તઘલખનું મરણ

પવિત્ર રમઝાન માસની તેરમી તારીખ હિજરી સન ૭૯૯ માં ફીરોઝશાહે લગભગ ૯૦ વર્ષની ઉંમરે આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો. એ બાદશાહે લગભગ ૪૯ વર્ષ સુધી રાજ કર્યું. એ આલિમ ફાઝિલ ( ધાર્મિક ડીગ્રીઓ ધરાવનાર ) બાદશાહ હતો. અદલ- ઈન્સાફ એના જીવનમાં વણાયેલો ખાસ ગુણ હતો. રહમદિલી અને સખાવત એની જીંદગીના ઝળહળતા ગુણો હતા. તેના રાજયની રૈયત ( પ્રજા ) અને લશ્કરના સિપાહીઓ બધાં જ જીવનભર તેનાથી ખુશ રહયાં. તેની હકૂમતના સમયમાં કોઈપણ અસંતોષીને માથું ઊંચકવાની કે બંડખોરી કરવાની છૂટ ન હતી.

## તઘલખવંશના છેલ્લા વારસદારો

ફીરોઝશાહ તઘલખનું મરણ હિજરીસન ૭૯૯ મુજબ ઈ.સ. ૧૩૯૮ માં થયું. ત્યારબાદ ગાદીના દાવેદારો અંદરોઅંદર લડવા લાગ્યા. તેમાં ગિયાષુદ્દીન તઘલખ બીજાએ પાંચ મહિના રાજ કર્યું. અબૂબકર શાહે એક વરસ અને છ માસ રાજ કર્યું. મુહંમદ બીન ફીરોઝશાહે છ વરસ અને સાત મહિના, સિકંદરશાહે ફકત દોઢ માસ, તઘલખ ખાનદાન છેલ્લા વંશજ સુલતાન મહમૂદે બીન તઘલખે ત્રીસ વરસ અને બે મહિના સુધી રાજ કર્યું.

આમ ફીરોઝશાહના વારસદારોમાં રાજગાદી સંભાળવાની અને રાજવહીવટ ચલાવવાની આવડતો હતી નહી. એટલે દિલ્હીની હકૂમતનો દબદબો ઓસરી ગયો અને થોડોઘણો દબદબો બાકી રહયો હતો. તેને તૈમૂરના હુમલાઓએ ખતમ કરી નાખ્યો. જે ઈ.સ. ૧૩૯૮ માં અફઘાનિસ્તાન માર્ગેથી હિન્દુસ્તાન આવ્યો અને જયાં જયાં તે પસાર થયો ત્યાં ત્યાં રસ્તામાં આવતા તમામ પ્રદેશોને વેરાન કરતો, કહેર વરસાવતો, લોકોની કતલ કરતો આગળ વધતો રહયો. એ સમયે દિલ્હીમાં તઘલખ ખાનદાનનો છેલ્લા હાકિમ મહમૂદ તઘલખ હતો. તે તૈમૂરના જુલ્મો સિતમથી ગભરાઈને દિલ્હી છોડીને ગુજરાતમાં નાસી ગયો. તૈમૂરે દિલ્હી શહેરને બધી જ રીતે ક્રૂરતાથી ખેદાનમેદાન કર્યુ અને લોકોની પણ ઘાતકી રીતે કત્લેઆમ કરી. પછી મેરઠ અને જમ્મુને માર્ગે પાછો ગયો. કહેવાય છે કે તૈમૂર દિલ્હીમાં પંદર દિવસ સુધી રહયો હતો.

જયારે તૈમૂર પાછો જતો રહયો તો મહમૂદ તઘલખ દિલ્હીમાં આવીને પાછો ગાદીએ બેસી ગયો. પણ જાલિમ તૈમૂરે દિલ્હીને એક હાડપિંજરની જેમ ખોખલું બનાવી દીધું હતું. અને રાજયમાં ફેરફાર થવાના અણસાર શરૂ થઈ

ગયા હતાં. સલ્તનતની મજબૂતી અને તાકાત ઓસરવા લાગ્યા હતાં. હવે દિલ્હીના બાદશાહમાં એટલી તાકાત ન હોતી રહી કે તે બહારના સુબાઓ પાસે પોતાના હુકમોનું પાલન કરાવી શકે. એટલે દિલ્હીનો બાદશાહ ફક્ત દિલ્હી અને એની આસપાસનો સુબો બનીને જ રહી ગયો હતો.બાકીના બધા જ મોટા પ્રદેશો ઉપર સુબાઓનું રાજ થઈ ગયુ હતું. બંગાળ, જોનપૂર, માળવા, ગુજરાત, દક્ષિણ વિગેરેમાં મુસલમાનોના અલગ અલગ સ્વતંત્ર રાજયો સ્થપાઈ ગયાં હતાં. કેટલાક પ્રદેશો ઉપર હિંદુ રાજાઓનું સ્વતંત્ર રાજ થઈ ગયું હતું.

તઘલખ વંશના છેલ્લા હાકિમ સુલતાન મહેમૂદ તઘલખનું હિજરી સન ૮૧૫ મુજબ ઈ.સ. ૧૪૧૨ માં મરણ થયું. તેની સાથે જ શિહાબુદીન ગૌરીના ગુલામોનો દૌર પૂરો થયો અને તુર્કી ગુલામોના હાથોમાં બાદશાહતો ચાલી ગઈ. ત્યાર બાદ સાદાત ખાનદાન અને લોધી ખાનદાન એક પછી એક હાકિમ તરીકે આવ્યા. સાદાત ખાનદાને તૈમૂરની મદદ અને સહકારથી સલ્તનતની લગામ સંભાળી.

## કુત્બુદીન ઐબકથી લઈને તઘલખ ખાનદાન સુધીના બાદશાહોની હકૂમતની બસો વર્ષ સુધીની ઝાંખી

હિન્દુસ્તાનનો પહેલો બાદશાહ સુલતાન કુત્બુદીન ઐબક ( જેને શહાબુદીન ગૌરીએ ગાદીએ બેસાડયો હતો ) હિજરી સન ૬૦૭ મુજબ ઈ.સ. ૧૨૧૦ થી લઈને હકૂમતની આખરી કડી સમા હાકેમ તઘલખ ખાનદાન સુધીનો સમયગાળો લગભગ બસો વરસ સુધીનો થાય છે. એ સમય દરમિયાન બધા જ હિન્દુસ્તાની બાદશાહોમં કેટલીકવાતો સમાન રહી છે જે આ પ્રમાણે છે.

(૧) ચંગેઝી (ચંગેઝી,તાતરી,મોગલ એક જ વૃક્ષની ડાળીઓ છે) અને તાતારી જેમણે એ સમયમાં તમામ ઈસ્લામી પ્રદેશોને તબાહ અને બરબાદ કરી દીધા હતાં. ચારેકોર તાતારીઓ બેશુમાર લોકોની કતલ કરીને પોતાની હકૂમતના ઝંડા લહેરાવી રહયા હતા. મુલ્કો પર કબ્જો જમાવવાની એક જ લાલસાને કારણે તેમણે સુલતાન અલ્તમશના શાસનથી છેલ્લે સુધી કેટલીયવાર હિન્દુસ્તાન ઉપર પોતાની સત્તાભૂખી નજરો દોડાવી પણ તે સમયના હિન્દુસ્તાનના બાદશાહોએ પૂરેપૂરી બાહોશી અને જવાંમર્દીથી એમનો મુકાબલો કર્યો અને દરેક વખતે એમને એવી કારમી હાર આપીને ભગાડી દેવામાં આવ્યા કે તાતારીઓ લાંબા સમય સુધી હિન્દુસ્તાનમાં પગ મૂકી શકયા નહી. અને હિન્દુસ્તાનના બાદશાહો એ

હિન્દુસ્તાનને બરબાદ થતાં બચાવી લીધો. હિન્દુસ્તાની બાદશાહોની ખાસ દૂરંદેશી અને સૂઝબૂઝ એ રહી કે તેઓ સરહદી વિસ્તારોમાં બહાદુર અને વફાદાર સરદારોની નિમણુંક કરતા. જેથી મોગલો અને તાતારીઓ તેમની ટકકર ઝીલી શકતા નહી અને છેવટે મેદાન છોડીને નાસી જતા.

(૨) દિલ્હીની ઈસ્લામી હકૂમતની શરૂઆત તેના આસપાસના વિસ્તારોથી થઈ હતી. દરેક બાદશાહે હકૂમતની સરહદો વિસ્તારવાની કોશિશો કરી. ત્યાં સુધી કે હિંદુ રાજાઓ પાસેથી તમામ પ્રદેશો કબજે કરી લઈને ઈસ્લામી હકૂમતમાં જોડી દીધા. સુલતાન અલાઉદ્દીન ખિલજીની હકૂમતના સમયમાં દિલ્હીની સરહદો દૂરદૂર સુધી ફેલાઈ ગઈ. ટુંકમાં હિન્દુસ્તાનને એક વિશાળ મુલ્ક બનાવીને ઈસ્લામી હકૂમતનો ઝંડો લહેરાવવામાં આવ્યો. જેનાથી દૂરદૂર સુધી વસવાટ કરનારા મુસલમાનોને રાહત નસીબ થઈ અને ઈસ્લામની જાહોજલાલીના દરવાજા ઉઘડી ગયા.

(૩) રાજયામાં સુખજાળવવાની દરેક જાતની કોશિશો કરવામાં આવી. ઠેર ઠેર છાશવારે જન્મ લેતી બગાવતોને ડામી દેવામાં આવી અને થઈ શકયું ત્યાં સુધી ખુદાની મખ્લૂકને માટે સુખશાંતિનું વાતાવરણ પેદા કરવામાં આવ્યું.

વળી રાજયમાં જીવન જરૂરિયાતની ચીજવસ્તુઓની રેલમછેલ કાયમ રહે તે માટે એવા કાયદાઓ ઘડવામાં આવ્યા કે જેનાથી ગરીબમાં ગરીબ માણસ પણ લાભ ઉઠાવીને સારી રીતે જીવી શકે. એથી જ એ બાદશાહોના મરણ બાદ પણ લોકો વરસો સુધી એમનાં સારા કામોને યાદ કરતા રહયા અને તેમની તારીફોના ગીતો ગાતા રહયા.

(૪) રાજયમાં ઈસ્લામ અને મુસલમાનોને ફાલવાફૂલવા માટેની સગવડો ઊભી કરવામાં આવી. અને તેને માટે શાહી દરબારની મદદો પૂરી પાડવામાં આવી. વળી રાજયના ખાસ અગત્યના ઊંચા હોદ્દાઓ ઉપર મુસલમાનોને જ નિયુકત કરવામાં આવ્યા. સમય સંજોગો પણ એવા જ હતા કે તેમ કરવું જ પડે.

મસ્જિદો, મદ્રેસાઓ, ધાર્મિક ઈમારતોનું બાંધકામ મોટા પાયે કરાવવામાં આવ્યું અને લોકોની ખુશહાલીના કામો પણ ખૂબ કરવામાં આવ્યાં. વળી એ બધાં જ બાદશાહો સુન્ની હનફી મઝહબના હતા. મુસલમાનો માટે એ બાદશાહોનું સુન્ની હનફી હોવું પણ લાભદાયી હતું.

(૫) એ રીતે હિન્દુસ્તાન જેવા વિશાળ મુલ્ક ઉપર હકૂમત કરવા બદલ બગદાદની અબ્બાસી હકૂમતના હાકિમોની પ્રશંસાઓ પણ મળતી રહી. જો કે એ સમયે

બગદાદમાં તાતારીઓ તેમજ તુર્કો સાથે મુસલમાનોની લડાઈઓ જોરશોરથી ચાલતી હતી. એવા સંજોગોમાં હિન્દુસ્તાનની ઈસ્લામી હકૂમતે બગદાદની હકૂમતની ખોટ પૂરી કરી હતી.

(૬) હિન્દુસ્તાનની હકૂમત તે સમયે ઈસ્લામના કાયદા કાનૂનોનું ચુસ્ત રીતે પાલન કરનારા બાદશાહોના હાથમાં હતી. એટલે કેટલાક ધર્મઝનૂની બાદશાહોને હાથે જોર - જુલમની અને અન્યાયની ઘટનાઓ પણ બની. પ્રદેશો જીતવાની અને રાજયની સરહદો વિસ્તારવાની લાલચમાં એ અવગુણોથી બચવું પણ મુશ્કેલ હતું. આમ છતાં નેકદિલ અને ઈન્સાફ પસંદ બાદશાહોએ પોતાના અને પારકાઓની બાબતમાં ખૂબ જ સરખું - ન્યાયભર્યું વતન કર્યું. પારકાઓની સાથે પણ સમાનતાનો અને હમદર્દીનો વહેવાર કર્યો. ત્યાં સુધી કે એ બાદશાહોના ઈન્સાફ, રહમદિલી, સમાન વહેવાર અને હમદર્દીના અનુભવ થતાં હિંદુ બહુમતિએ પણ એમની પ્રશંસાઓ કરી. અને એ રીતે એ નેકદિલ બાદશાહોએ હિન્દુઓના દિલોમાં પણ પ્રેમ અને આદરભર્યું સ્થાન જમાવ્યું.

(૭) દરેક બાદશાહોના ખાનદાનમાંથી કેટલાક અણઘડ અને અયોગ્ય લોકો પણ ગાદીના વારસ બન્યા. એ અણઘડ હાકિમોને કારણે થોડાક સમય માટે રાજયમાં અંધાધૂધી ફેલાઈ ગઈ અને અનેકજાતના નુકસાનો પણ થયા. પણ તેમની પછી આવનાર કાબિલ અને લાયક બાદશાહોએ રાજયની બગડેલ હાલત સુધારી લીધી. અને હકૂમત બીજા લોકોમાં જવાથી બચી ગઈ.

(૮) આખા હિન્દુસ્તાન ઉપર શરૂશરૂમાં હિન્દુ રાજાઓનું રાજય હતું. રૈયત (પ્રજા) પણ મોટાભાગની હિંદુ જ હતી. મુસલમાનોની વસ્તી આટમાં લૂણ જેટલી હતી. તે છતાં પણ એ બાદશાહોનું હિન્દુસ્તાન ઉપર રાજ કરવું એ એમની કાબિલીયત, બહાદુરી અને હિંમતના પૂરાવાઓ છે.

(૯) હિન્દુસ્તાનનો એ સમય અલ્લાહવાળા પાક પવિત્ર સૂફી બુઝુર્ગોનો નૂરાની સમય હતો. સુલ્તાન અલ્તમશ અને બીજાં બાદશાહો ઉપરાંત અમીર ઉમરાવોના દિલોમાં એ ધાર્મિક વડાઓનો ખૂબ જ આદર અને અદબ હતાં અને કેટલાક બાદશાહો તો તેમના શિષ્યો હતાં. સુલ્તાન અલાઉદ્દીન ખિલજી જે પોતે મઝહબથી દૂર હતો અને આપ ખુદ બાદશાહ હતો. તે છતાં પણ તેણે અલ્લાહવાળા ધાર્મિક બુઝુર્ગોના આદરમાન જાળવવાનું ખાસ ધ્યાન રાખ્યું.

તેણે હઝરત ખ્વાજા નિઝામુદીન રહ. થી મળવાની કેટલીય વાર ઈચ્છા કરી પણ હઝરતે સાફ સાફ સંદેશો મોકલાવી દીધો કે ' મારા ઘરના બે દરવાજા

છે. જો બાદશાહ એક દરવાજે થી દાખિલ થશે તો હું બીજે દરવાજેથી બહાર નીકળી જઈશ. ' આમ છતાં એ ક્રોધી અને જુલ્મી બાદશાહે ખોટું ન માન્યું. બલ્કે હઝરતની ઈચ્છાનું માન જાળવ્યું. અને આપનાથી મુલાકાત કરવાનો વિચાર માંડી વાળ્યો. મુલતાનના ધાર્મિક વડા શેખ રૂકનુદ્દીનની ખિદમતમાં તેણે કેટલાય લાખ ચલણી સિક્કાઓ મોકલાવ્યા. અલાઉદ્દીન ખિલજીનો શાહજાદો નિજામુદ્દીન ઔલિયા રહ. નો શિષ્ય હતો. બાદશાહોને માટે પાકપવિત્ર ધાર્મિક બુઝુર્ગોના કદરદાન હોવું એ પણ એ બાદશાહોની શાન શોકત અને સૂઝબૂઝના પૂરાવાઓ છે. મતલબ કે બાદશાહ હોવા છતાંય એમના દિલમાં મઝહબની અને મઝહબના વડાઓની અદબ અને કદરદાની હતાં.

(૧૦) ચંગેજખાનના હુમલાથી ત્રાસી જઈને તુર્કિસ્તાન, ખુરાસાન, ઈરાક, આઝર બૈઝાન, ફારીસ, રૂમ અને શામના મુલકોમાંથી આલિમ સાહેબો, પાક બુઝુર્ગો, સૂફીઓ, ધાર્મિક આગેવાનો, લેખકો, શાયરો અને ઉચ્ચ જાતિનાં ખાનદાનોના જૂથો હિન્દુસ્તાનમાં આવતાં હતાં. હિન્દુસ્તાનના બાદશાહો ખાસ કરીને ગિયાષુદ્દીન બલબન એ પાક મહેમાનોથી બહુ ખુશ હતો અને તેમની પૂરપૂરી કદરદાની કરતો. અલ્લાહનો શુક્ર ( આભાર ) કરતો અને પોતાના એ મેહમાનોને માટે તે અલગ મહોલ્લાઓ વસાવતો. આમ એ ઊચ્ચ ખાનદાનના પરિવારોથી પંદર જેટલા મહોલ્લા આબાદ થઈ ગયા હતા એમ લાગતું હતું કે જાણે તાતારીઓના ત્રાસથી કંટાળીને અહીં આવનારા એ નેક દિલ મહેમાનોને માટે હિન્દુસ્તાનના બાદશાહો રાહત અને આરામ બક્ષનારા સાબિત થયા હતા.

(૧૧) અલ્લાહના એ નેક દિલ,પાકસાફ બુઝુર્ગોની સોબત અને સંગતોમાં રહેવાથી તેમજ તેમની તરફ ભારે અદબ અને માનપાન રાખવાથી કેટલાક બાદશાહોની જીંદગીમાં પણ એમની નૂરાની આદતો વર્ણાઈ ગઈ હતી. ખુદાના એ મસ્તકલંદર જેવા બંદાઓ દુનિયાની તમામ ચમકદમકથી સાવ દૂર રહેતા હતા. તેઓ રાતદિવસ અલ્લાહની બંદગીમાં ગુલતાન રહેતા હતા. દુનિયાની કોઈપણ લાલચ કે સ્વાર્થ તેમના દિલોમાં હતાં જ નહી. એમની પાકસાફ રહેણીકરણી, સાદગી, પરહેજગારી, ખુદાનો ડર અને દુનિયાથી સાવ બેપરવા થઈને જીવવાની આદતોને કારણે લોકોના ટોળાંને ટોળાં એમનાથી ખૂબ જ આદર અને મહોબ્બતનો વર્તાવ કરતા. એમની નૂરાની શીખામણોથી પોતાના જીવનને પણ નૂરાની બનાવતા. તે સમયના બાદશાહો પણ એ બુઝુર્ગોની કદરદાની કરીને એમના પવિત્ર વિચારો પોતાના જીવનમાં વણીને પોતાની

જીંદગીમાં જે નેક આદતો અને ઊંચા વિચારો વણાયેલા હતા એ નેકદિલ બુઝુર્ગોને જ પ્રતાપ હતો.

જબ ઈશ્ક સિખાતા હૈ અંદાઝે ખુદ આગાહી
ખુલતે હૈ ગુલામો પર અસરારે શહનશાહી

## લોકો સાથે સમાન વહેવારના દાખલા

મઝહબ અને નાતજાતના ભેદભાવો સૌ ઈન્સાનોની સાથે બરાબર વહેવાર કરવાના મુસ્લિમ બાદશાહોના અને ધાર્મિક બુઝુર્ગોના અનેક દાખલાઓ અને બોધવચનો બિનમુસ્લિમ ઈતિહાસકારોના લખાણોમાંથી મળી આવે છે. જે સૌ કોઈને માટે દીવાદાંડી સમાન છે.

નીચે દર્શાવેલ પત્રોના અંશો " હિન્દુસ્તાનમાં ભૂતકાળના મુસ્લિમ હાકિમોની સમાન ભાવના " માંથી સંકલિત કરીને લેવામાં આવ્યાં છે.

મહાન બુઝુર્ગ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ચિશ્તી રહ. નું શિક્ષણ એ હતું કે ' ભારેમાં ભારે ગુનાહોમાંનો એક ગુનો માણસોને ઈજા પહોંચાડવી છે '

(બજમે સૂફિયા પાન ૭૮)

હઝરત ફરીદુદ્દીનગંજશકર રહ. અલ્લાહની બંદગી બાદ ફકત અલ્લાહની મખ્લૂકની ખિદમતની જ ફિકર વધારેમાં વધારે રાખતા. કોઈ સરકારી અધિકારી લોકો ઉપર જુલ્મ કરતો જોવા મળતો તો તેને તેના જુલ્મી વહેવારથી અટકાવતા. બેગુનાહોને સજાથી બચાવતા. મઝહબના રીતરીવાજોમાંથી કોઈ ગેરમાર્ગે ફંટાઈ જતો તો તેને સાચા માર્ગની તરફ દોરી જતા. તેની આદતોને સુધારવાની કોશિશ કરતા. (બઝમે સૂફિયા પાન ૧૭૦)

હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા રહ. અલ્લાહની મખ્લૂક સાથે વેરભાવ રાખવાને ધર્મ વિરૂધ્ધ બાબત માનતા ( બઝમે સૂફિયા પાન ૨૮૮) તેઓ ફરમાવે છે કે કયામતના મેદાનમાં કોઈ વસ્તુની કિંમત એટલી નહી હોય જેટલી દિલાવરી અને લોકોનાં ખુશ કરવાની નેક આદતોની હશે.

( સેરૂલ ઔલિયા - પાન ૨૮ )

ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા રહ. ના ગુરૂ ખ્વાજા ફરીદુદ્દીનગંજશકર રહ. એ એમને પોતાને ત્યાંથી વિદાય કરીને દિલ્હી મોકલ્યા તો ફરમાવ્યું કે તમે એક ઘટાદાર વૃક્ષ છો. જેની છાયામાં અલ્લાહની મખ્લૂક આરામ મેળવશે. અલ્લાહના પાક બંદાઓની હંમેશા એજ કોશિશો રહી કે તેઓ પોતાની પનાહ આપતા રહે. ( સૈફૂલ ઔલિયા - પાન ૨૮ )

હઝરત શરફુદ્દીન યાહયા મુનરી રહ. નું શિક્ષણ એવું હતું કે બાદશાહને માટે નફિલ નમાજ ( ફર્જ નહી) અને નફિલ રોઝાથી વધારેએ જરૂરી છે કે તે ભૂખ્યાંઓને પેટ ભરીને જમાડે, જાતજાતનાં કપડાં લોકોના શરીરે ઢાંકે, ભાંગી પડેલા દિલોમાં હિંમત સીંચે, જરૂરતમંદોની મદદ ફરમાવે. આપનું પવિત્ર ફરમાન હતું કે અલ્લાહની નજીક પહોંચવાના અનેક માર્ગો છે પણ તેમાં સૌથી સરળ અને નજીકનો માર્ગ લોકોના દિલોને રાહત પહોંચાડવાનો છે.

( મકતૂબાતે સેહસદી પાન ૪૮૯ )

હઝરત અશરફ જહાંગીર સમનાની રહ. નું શિક્ષણ એ હતું કે રૈયત ( પ્રજા ) ઉપર જુલ્મ કરવાથી હકૂમત અને બાદશાહતને નુકશાન પહોંચે છે. ( લતાઈફે અશરફી પાન ૧૬૭/૧૬૮)

આપની એવી તાકીદ હતી કે લોકોની દેખભાળમાં રાજયની સલામતી અને આબાદી છુપાયેલી છે. હઝરત ખ્વાજા મુહંમદ ગય્સૂદરાઝ રહ. એ ગુલબર્ગાના સુલતાન અહમદ બહનીને એવી તાકીદ ફરમાવી હતી કે ફકીરો, લાચારો, અનાથો, નિરાધારો, લૂલાંલગડાં અને વિધવા સ્ત્રીઓની પૂરેપૂરી સાર સંભાળ રાખે. તેમના આંસુઓ લૂંછવાથી મોટું કોઈ નેક કામ નથી.

( ખાત્મા પાન - ૧૮૭ / ૧૯૦ )

હિન્દુસ્તાન ઉપર હકૂમત કરનાર મુસલમાન હાકેમોની સૌથી મોટી ખૂબી એ કે તેઓ અદલ અને ઈન્સાફ ઉપર ખાસ ધ્યાન આપતા હતા. તેઓ શરાબી હોવાના કે નાનાનાના ગુનાહોમાં ફસાયેલા હોવાના આરોપને કોઈપણ રીતે તો સહન ન કરતા. ફખ્મદબરનું કહેવું છે ‘ બાદશાહ કુત્બુદ્દીન ઐબક ઈન્સાફની બાબતમાં હઝરત ઉમર રદી. ના પગલે ચાલતો હતો.

બાદશાહ અલ્તમશે એલાન કરી રાખ્યું હતું કે જે કોઈપણ માણસ ઉપર જુલમ થાય તે બાદશાહના મહેલામાં રાખેલ ઈન્સાફની સાંકળને હલાવે. જેથી બાદશાહ તેને પૂરેપૂરો ન્યાય આપી શકે. નહિતર કયામતના દિવસે એની ફરિયાદનો બોજ ઉપાડવાની તાકાત તેનામાં ( બાદશાહમાં ) નહી હોય.

( ફવાઈદુલ સાલિકીન પાન ૨૯ )

બાદશાહ ગિયાસુદ્દીન બલબન વિશે ઈતિહાસકાર ઝિયાઉદ્દીન બરનીએ લખ્યું છે કે ‘ તે ઈન્સાફ આપવાની બાબતમાં ભાઈઓ, દીકરાઓ અને સગાસંબંધીઓની જરાપણ આમન્યા જાળવતો નહી.જયાં સુધી જુલ્મનો ભોગ બનેલાને પૂરેપૂરો સંતોષ ન થઈ જાય અને તેના દિલને પૂરેપૂરી રાહત ન થઈ

જાય ત્યાં સુધી. તેના અદલ ઈન્સાફના અનેક કિસ્સાઓ જાણીતા છે. 'તવારીખે મુબારકશાહી' અને 'તારીખે મુલ્લા અબ્દુલ કાદરબદપૂની ' બંનેમાં લખ્યું છે કે ' સુલતાના મુહંમદ તઘલખે પોતાના મહેલમાં ચાર મુફતી સાહેબો નિયુકત કરી રખ્યા હતા. જયારે કોઈ ફરિયાદી આવતો સુલતાન એ મુફતી સાહેબોની સલાહ લેતો અને તેઓને ખાસ તાકીદ ફરમાવવામાં આવી હતી કે કોઇ નિર્દોષ માણસની તમારી સલાહ મુજબ તકલ કરવામાં આવશે તો તેના ખૂનનો બદલો પણ તમારી ગરદનો ઉડાવીને જ લેવામાં આવશે.'

( તારીખે મુબારકશાહી પાન ૧૧૫, મુન્તખબ તારીખ પાન ૨૩૯)

દેખીતું છે કે અલ્લાહની મખ્લૂકની ખિદમત કરવી, લોકોના દિલોને રાહત પહોંચાડવી અને રૈયત ઉપર જુલમ કરવાથી બચવું તેમજ ભૂખ્યાં, નાગાં અને જરૂરતમંદોની મદદ કરવામાં હિંદુ મુસ્લિમ બધી જ જાતના લોકો સામેલ હોય છે. અને ઈન્સાફ આપવાની બાબતમાં નાત જાત કે ધર્મના કોઈ ભેદભાવ હોતા નથી.

હઝરત શરફુદ્દીન યહયા મુનીરી રહ. એ સુલતાન ફીરોઝશાહ તઘલખને પયંગબરે ઈસ્લામ સ.અ.વ. એ કોલ (વચન ) નું વિગતવાર વર્ણન કરીને મોકલ્યું જેમાં અબૂજહલની સરખામણીમાં આપ સ.અ.વ. ને એક ઈસાઈ (ખ્રિસ્તી) ની તરફદારી ફરમાવી હતી.

અબૂજહલે એક ઈસાઈનો માલ પડાવી લીધો હતો. તે ઈસાઈએ આપ સ.અ.વ. પાસે આવીને એવા એવા સમયે ફરિયાદ કરી કે જયારે આપ બપોરના સમયે સખત ગરમીમાં આરામ ફરમાવી રહયા હતા. આમ છતાં સ.અ.વ. તરત ઉઠીને એ ઈસાઈની સાથે અબુજહલેના મકાન ઉપર તશરીફ લઈ ગયા. તેનો દરવાજો ખટખટાવ્યો અબુજહેલને ગુસ્સો આવ્યો છતાં પણ આપ સ.અ.વ. ત્યાં સુધી તેના દરવાજેથી ખસ્યા નહીં. જયાં સુધી કે અબૂજહલે પેલા ઈસાઈને એનો તમામ માલસામાન પાછો ન આપી દીધો.

ઈસાઈને એક થેલો મળ્યો નહી. તો અબૂજહલે તેને તેનાથી પણ સારો લાવીને આપ્યો. આપ સ.અ.વ. એ ઈસાઈને પૂછયું કે " આ થેલો સારો છે કે તારો થેલો સારો હતો ? ઈસાઈએ જવાબ આપ્યો કે આ સારો છે. આપ સ.અ.વ. એ ફરમાવ્યું કે જો " જો તું કહેતો કે પેલો થેલો સારો હતો તો હુ ત્યાં સુધી અહીંથી પાછો જતો નહી જયાં સુધી કે હું તેની પૂરેપૂરી કિંમત લઈને તને આપી દેતો નહી."

(મકતૂબાતે સદસહી પાન ૪૯૨/૪૯૩ )

ઉપરોક્ત હદીસમાં એ વાતની ખાસ તાકીદ સમાયેલી છે કે ઈસ્લામમાં ન્યાય આપવાની બાબતમાં મુસ્લિમ કે બિનમુસ્લિમ ભેદભાવ ન હોવો જોઈએ. જેની ઉપર જુલ્મ ગુજારવામાં આવ્યો હોય તે કોઈપણ ધર્મ કે જાતિનો હોય, તેને પૂરેપૂરો ન્યાય અને સંતોષ મળવો જોઈએ.

હઝરત શરફુદ્દીન યહયા મુનીરીએ સુલ્તાન ફિરોઝશાહ તઘલખને આપ સ.અ.વ. એ હદીસ (કોલ) પણ લખીને મોકલી હતી કે " જયારે કોઈ માણસ જેની ઉપર જુલ્મ થયો હોય એવા માણસને જુએ અને તે દુ:ખી માણસ તેને ફરિયાદ કરે છતાં એ તેની ફરિયાદ તરફ ધ્યાન આપે નહીં તો એ ફરિયાદ ન સાંભળનારને તેની કબરમાં આગના સો કોરડા મારવામાં આવશે." પેગંબરે ઈસ્લામ સ.અ.વ. એ ફરમાવ્યું છે કે " ઈન્સાફની એક પળ સાઈઠ વરસોની બંદગી કરતાં બહેતર છે. " હઝરત સરફુદ્દીન યહયા મુનીરી રહ. ને એક વાતની હંમેશા ખુશી રહેતી કે સુલ્તાન ફિરોઝશાહની હસ્તી મજલૂમો અને દુખિયારાઓ તેમજ ન્યાય ચાહનારાઓ માટે આશરાની જગ્યા છે.

## દિલોને જીતવાનો હુનર

તમામ ધાર્મિક પાકબુઝુર્ગો મુસલમાન બાદશાહોના સાચા ઈન્સાફ માટે હંમેશા તાકીદ ફરમાવતા હતા અને તેઓ પોતે પણ અહીંના બિનમુસ્લિમો સાથે માનવતાભર્યો વહેવાર કરતા. એનું પરિણામ એ આવ્યું કે એમની પવિત્રતા અને રહેણીકરણીથી આકર્ષાઈને બિનમુસ્લિમો પણ ઈસ્લામકમં ખૂશીખૂશી દાખલ થવા લાગ્યા. જેની એક અલગ કહાણી છે. પણ એ એક સાચી હકીકત છે કે જયારે બાદશાહો પોતાના રાજયનો વિસ્તાર વધારવા માટે એક જગ્યાએથી બીજી જગ્યાએ લડાઈઓ લડવામાં મશગુલ હતા અને ફતેહો મેળવવામાં ખોવાયેલ હતા તેવા સમયમાં સાવ સાદગીભર્યું જીવન જીવનારા અને કંતાનો ઉપર બેસીને રાતદિન વીતાવનારા અલ્લાહના એ નેકદિલ બંદાઓ માણસોના દિલોને જીતવામાં મશગુલ હતા અને દિલોને જીતવાની એ પવિત્ર કામગીરી એ બુઝૂર્ગોની ખુદાની બંદગી, એમની માણસાઈ, એમની નૂરાની આદતો, નમ્રતા અને ખુદાની મખ્લૂક સાથેના મહોબ્બતભર્યા વહેવારને કારણે થતી હતી. જો એ બુઝુર્ગોની એ પવિત્ર મહેનતોને એ સમયના કલમકારો પૂરેપૂરી ઈમાનદારીથી એમના લખાણોમાં વણી લેતા તો હિન્દુસ્તાનમં ઈસ્લામનો ઈતિહાસ કંઈક જુદો જ હોત.

હિંદુઓમાં નાતજાત અને ધર્મના જે ભયંકર ભેદભાવો હતા એનાથી એમનો મોટાભાગનો સમાજ એટલી હદે ત્રાસેલો હતો કે જયારે એમની સામે અલ્લાહના

એ નેક બંદાઓએ ઈન્સાન બિરાદરી, ભાઈચારો, સમાનતા અને સૂમેળનો ઈસ્લામનો નમૂનો પેશ કર્યો તો છૂતછાતો અને ઊંચનીચના ભેદભાવથી ત્રાસેલા એ હિંદુઓ ઈસ્લામના સદ્‌ભાવ,સમાનતા અને ભાઈચારાની છત્રછાયામાં આપોઆપ આવવા લાગ્યા.

ચિશતીયા ખાનદાનનો મેળમિલાપ, સમાનતા અને માનવ એકતાનો બુલંદ નમૂનો હઝરત અમીર ખુસરો રહ. અને અમીર હસન સંજરી રહ. જેવા અલ્લાહના પાક બંદાઓએ પૂરો પાડયો છે. એ બંને બુઝૂર્ગો હઝરત નિજામુદીન ઔલિયા રહ. ના શિષ્યો હતા. અગાઉ જણાવવામાં આવ્યું કે મૌલાના ઝિયાઉદ્દીન બરની પણ હઝરત નિઝામુદીન ઔલિયા રહ. ના શિષ્ય હતા. પણ એમને એમની અવારનવાર રંગ બદલતી વિચારસરણીને કારણે જે લખાણો લખ્યાં તેનાથી બેશક મુસલમાનો અને ઈસ્લામની તવારીખને નુકશાન પહોચ્યું. પરંતુ તેમના લખાણોના ઝેરનું તોડ હઝરત અમીર ખુસરો અને હઝરત અમીર હસન સંજરી રહ. ના લખાણોમાંથી મળે છે. જેઓ બરનીના જ સમયમાં લોકોને નેકદિલી, મનની સ્વચ્છતા, દરિયાદિલી અને વિચારોની બુલંદીનો બોધ આપી રહયા હતા. અમીર ખુસરો તરફથી જ કહેવાયું છે કે એક મુસલમાન હજની પવિત્ર સફર માટે મકકા શરીફ જઈ રહયો હતો. મે રસ્તામાં એક બ્રાહમણની મુલાકાત થઈ. જે સોમનાથ તરફ જઈ રહયો હતો અને તે પોતાની શ્રધ્ધાના જોશમાં ને જોશમાં છાતીએ ઘસડાઈને આગળ વધી રહ્યો હતો. મુસલમાને તેને પૂછયું કે દોસ્ત ! તમે કયાં જઈ રહ્યા છો ? અને અલ્લાહે તમોને બે પગ ચાલવા માટે આપ્યા છે તો આપ જમીન ઉપર છાતી ઘસડી ઘસડીને કેમ ચાલી રહ્યા છો ? બ્રાહમણે કહ્યું : હું વરસોથી આજ રીતે યાત્રા કરી રહયો છું અને જયારથી મારી જાનને મૂર્તિને હવાલે કરી દીધી છે ત્યારથી આ રીતે છાતી ઘસડી ઘસડીને જ આગળ વધું છું. (મસ્નવીએ મત્લાઉલ અનવર પાન ૮૭/૮૮)

અમીર ખુશરો લખે છે કે હિન્દુઓ મૂર્તિ પૂજા કરે છે એટલે તેમની ઉપર કટાક્ષ કરવામાં આવે છે. એમની શ્રધ્ધામાં મનની જે શુધ્ધતા છે એનાથી બોધ લઈ શકાય તેમ છે.

અમીર ખુસરો પોતાની મસ્નવી 'દોલરાની' માં નોંધે છે કે આગની પૂજા કરનાર એક હિન્દુઓ પૂછવામાં આવ્યું કે તે નોંધે છે કે આગની પૂજા કરનાર એક હિંદુને પૂછવામાં આવ્યું કે તે આગની પૂજા શા માટે કરે છે ? અને તેની ઉપર જાન નિછાવર શા માટે કરે છે. તો તેણે જવાબ આપ્યો કે આગને જોઈને

પ્રિયપાત્રને મળવાની ઈચ્છા ઝળહળતી રહી છે. અને આગમાં ફના થઈને અમરતા પ્રાપ્ત કરી શકાય છે. અમીર ખુશરોએ આગની પૂજા તો કરી નહીં પણ આગની પૂજા કરનારી શ્રધ્ધા કદર કરવાની સલાહ આપી છે.

(મસ્નવી ' દોલરાની ' ખિઝરખાન પાન ૧૯૫ /૧૯૬ )

અમીર ખુશરો પોતાનો મજહબ તો ઈસ્લામ હતો. એટલે હિંદુઓની માન્યતાઓને ઈસ્લામથી ઉપરવટ માનવાનું જરાપણ પસંદ કરતા નહી. પણ પોતાના વતનબંધુઓ તરફની હમદર્દી માટે એમના ધર્મને દુનિયાના બીજા ધર્મોથી સારો માનવા માટે તૈયાર થઈ ગયા. તેઓ વધુમાં લખે છે. : હિન્દુઓ પથ્થર, પ્રાણીઓ, સૂરજ અને વૃક્ષોની પૂજા જરૂર કરે છે.પરંતુ એમની પૂજામાં શ્રધ્ધા અને મનની સ્વચ્છતા છે. તેઓ એમ માને છે કે એ બધાં જ એક જ સર્જનહારની મખ્લૂક છે. તેઓ ઈશ્વરના હોવાનો ઈન્કાર નથી કરતા. પણ બીજી વસ્તુઓની પૂજા એ માટે કરે છે કે તેમના બાપદાદાઓ એમ કરતા આવ્યા છે. અમીર ખુસરો અલબિરુની જેમ હિન્દુઓના એકેશ્વરવાદ ( તોહીદ) ના પ્રશંસક રહયા. તેઓ લખે છે કે હિન્દુઓ આપણા મજહબ ( ઈસ્લામ )માં શ્રધ્ધા નથી રાખતા. પણ અનેક એમની માન્યતાઓ ઈસ્લામની માન્યતાઓથી મળતી આવે છે. જેમકે તેઓ ઈશ્વરના એક હોવામાં અને તેના વજૂદમાં શ્રધ્ધા ધરાવે છે. તેની સર્જન શકિતમાં અને તેના પાલનહાર હોવામાં, દરેકેદરેક કામના કર્તા હોવામાં, તેના સર્વ શકિતમાન હોવામાં અને પરલોકમાં શ્રધ્ધા ધરાવે છે.

હિંદુ પતિ પત્નિમાં એકબીજા સંગે વફાદારી નિભાવવાની ભાવના હોય છે. તેનાથી પણ અમીર ખુસરો પ્રભાવિત થયા. તેઓ કહે છે કે હિંદુ પોતાની વફાદારી નિભાવવા તલવાર અને આગથી પોતાનો પ્રાણ નિછાવર કરી શકે છે અને એક હિંદુ સ્ત્રી પણ પોતાના પતિ માટે બળીમરીને (સતી થઈને) રાખ થઈ જાય છે. હિંદુ પુરૂષ મૂર્તિ અને માલિક માટે પોતાના પ્રાણનું બલિદાન આપી દે છે. ઈસ્લામ એ બધી રીતરસમોને માન્ય રાખી નથી.

## ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા રહ. ની દિલાવરી

અમીર ખુસરોને અલ્લાહની મખ્લૂક (બંદાઓ) વચ્ચેની એકતા, સમાનતા અને મનની મોટાઈનું શિક્ષણ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા રહ.ની સંગત અને શીખામણોથી મળ્યું. જેમની નજરમાં અલ્લાહની મખ્લૂક (જીવન સૃષ્ટિ) ને ઈજા પહોંચાડવી અને તેમના દિલને ઠેસ પહોંચાડવી સૌથી મોટો ગુનો (પાપ)

હતો. હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયા રહ. પોતે પણ હિન્દુઓની કેટલીક સારી વાતો જોઈને તેમની તરફ માનની નજરે જોતા. એક દિવસે તેઓ અમીર ખુસરો સાથે પોતાના નિવાસેથી બહાર નીકળ્યા. તો જમનાનદીને કાંઠે હિન્દુ સ્ત્રીઓ અને પુરૂષો સ્નાન કરી રહયા હતા. એમને જોઈને આપે ફરમાવ્યું :

હર કૌમ રાસ્ત રાહે
દૈને વ કિબ્લા ગાહે (તરકે જહાંગીરી પાન - ૮૨)

હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ઔલીયા રહ. બ્રાહ્મણોની કેટલીક ખૂબીઓની તારીફ કરતા. એમના વહાલા વારસદાર અમીર હસન દહેલવી રહ. ( ઈ.સ. ૧૩૩૫ ) આપના બોધવચનો લખવાનું કામ કરતા હતા. જે ' ફવાઈદુલ ફવાઈદ ' નામના ગ્રંથમાં સંઘરાયેલા છે અને ખૂબ જ લોકપ્રિય થયેલાં છે. અમીર હસન દહેલ્વી રહ. પણ અમીર ખુસરોની જેમ શાહી દરબાર સાથે સંબંધ ધરાવતા હતા. તેઓ લખે છે તેમને શાહી દરબારમાંથી કેટલાક દિવસો સુધી પગાર મળ્યો નહીં. એટલે એ ચિંતાથી તેઓ બેચેન રહેતા હતા. હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ઔલિયાને એમની ચિંતાની જાણ થઈ. તો અમીર હસનને એક કહાણી સંભળાવી કે : એક શહેરમાં એક બ્રાહ્મણ રહેતો હતો. એની પાસે પુષ્કળ દોલત હતી. પણ શહેરના હાકિમે તેની ઉપર દંડ ફટકારીને તેની બધી જ દોલત અને માલ અસબાબ કબજે કરી લીધાં. આથી તે બધી જ રીતે તબાહ અને બરબાદ થઈ ગયો.

એક દિવસે એ કયાંક જઈ રહયો હતો કે રસ્તામાં તેનો એક ભાઈ રસ્તામાં તેનો એક ભાઈબંધ મળી ગયો. તેણે બ્રાહ્મણને પૂછયું કે દોસ્ત ! હાલચાલ કેવાં છે ? બ્રાહ્મણે જવાબ આપ્યો સારા છે, ખુશ છું. ભાઈબંધે કહ્યું તમે ખુશ કેવી રીતે રહી શકો છો ? તમારી બધી મિલકત તો હાકેમે કબજે કરી લીધી છે. બ્રાહ્મણે કહ્યું કે ભાઈ ! મારી જનોઈ તો મારા પાસે છે ને ? હઝરત ખ્વાજા નિઝામુદ્દીન રહ. એ એ કહાણી સંભળાવીને અમીર હસનને કહ્યું સાભળ્યું તમે ? અમીર હસને કહ્યું જી હા આ કહાણી સાંભળીને મારા દિલને ખૂબ જ રાહત અને શાંતિ મળી છે. ( ફવાઈદુલ ફવાઈદ પાન - ૫૫ / ૫૬ )

## હઝરત હસન દહેલવીની સમાનતાની ભાવના

અમીર હસન દહેલવીના કવિતા સંગ્રહમાં એવી ઘણી વાતો છે કે જેનાથી જાણી શકાય છે કે તેઓ પોતાના મઝહબી ભાઈઓન. (મુસલમાનોને) બધાંની સાથે સમાનતાનું અને મોટું મન રાખવાનું શિક્ષણ આપતા રહ્યા. એક કવિતામાં

તેઓ લખે છે કે : એક નાવડીમાં એક બિનમુસ્લીમ અને બીજા નવ્વાણું મુસલમાનો બેસેલા હતા. એકાએક નાવડી નદીમાં ડૂબવા લાગી. મુસલમાનોએ કહ્યું કે અમે તો અલ્લાહની કુદરતથી વાકેફ છીએ. પણ જે વાકેફ નથી તેને કારણે આ નાવડી ડૂબવા લાગી છે. એટલે જે આગની પૂજા કરે છે એવા બિનમુસ્લિમને નદીમાં ફેંકી દઈને ડૂબતી નાવડીને બચાવી લેવી જોઈએ.

બિનમુસ્લિમે જયારે આ વાત સાંભળી તો તેણે હતાશ થઈને એક આહ ભરી અને કહ્યું કે એક અગ્નિપૂજકની બદનસીબી અને નાપાકીને કારણે આ બલા આવી રહી છે અને નાવડી ડૂબી રહી છે. તો નવ્વાણું મુસલમાનોની પાકી (પવિત્રતા) ને કારણે નાવડી સલામત કેમ નથી ?

એ બધામાં એક બુદ્ધિમાન બુઝૂર્ગ બેઠાલા હતાં અગ્નિપૂજકની વાત સાંભળીને તેઓ ખૂબ પ્રભાવિત થીગયા અને પોતાના સાથીઓની શિખાણ આપી કે દરેકે દરેક હાલતમાં અલ્લાહપાકની મરજી અને તેમની મદદ ઉપર ભરોસો રાખવો જોઈએ ત્યારબાદ નાવડી સલામત રહી ગઈ.

ખુદા ઔર નાખુદાકા ફર્ક અબ સમઝા મૈં તૂફા મેં
તસલ્લી ઔર હોતી હૈ, સહારા ઔર હોતા હૈ ( સકબે બનારસી )

છેલ્લે અમીર હસન લખે છે કે અલ્લાહની મરજી અને તેના હુકમો ઉપર માથું નમાવવામાં જ જીવનની કામયાબી છે. બીજાઓના અવગુણો અને દોષો ઉપર નજર રાખવી વ્યાજબી નવ કવિતાઓનું ક્ષાર એ છે કે અલ્લાહ તઆલાની કૃપાઓના દિવાઓની રોશનીમાં જ એની રહેમતોની ઉમ્મીદ રાખવી જોઈએ.

( દીવાને હસન સંજરી પાન - ૫૮૧ / ૫૮૨ )

હસન દહેલ્વીએ એક બિનમુસ્લિમની સખાવત અને દિલાવરીનો કિસ્સો પણ ખૂબ જ અસરકારક અંદાજમાં લખ્યો છે. " એક બિનમુસ્લિમ માણસ ગરીબો અને જરૂરતમંદોની મદદ કરવા માટે ખૂબ જાણીતો હતો. એક ભિખારી તેની પાસે એવા સમયે પહોંચ્યો જયારે તે જંગના મેદાનમાં જખ્મી થઈને છેલ્લા શ્વાસ લઈ રહ્યો હતો. ભિખારીએ તેની પાસે જઈને તેની હાલત જણાવી. તો તેણે કહ્યું કે હવે તો મારી પાસે આપવા જેવું કશું જ નથી રહયું પણ આ મારા દાંતોમાં સોનાના તાર છે એને તું કાઢી લે અને એ રીતે તારી જરૂરીયાત પૂરી કરી લે.

## શેખ અહમદ અબ્દુલ હકની સુલેહ સંપની કહાણી

અલ્લાહની મખ્લૂક અને માણસ માણસ સુલેહ સંપની એક સુંદર મિસાલ

પાંડવા (બંગાલ) ના એક મુસલમાન હાકેમને ત્યાં પણ મળે છે. જેનું શેખ અબ્દુલ કુદ્દુસ ગંગોહી રહ. એ શેખ અહમદ અબ્દુલ હક રહ. ના બોધવચનો રૂપે વર્ણન કરેલ છે.

શેખ અહમદ અબ્દુલહકે (ર.હ.) સુલેહ સંપના માર્ગે ચાલવાના ઈરાદે બંગાળમાં જઈને પાંડવામાં વસવાટ કર્યો. તો એ સમયે ત્યાંનો હાકેમ એક રાતે વેશ પલટો કરીને શહેરમાં ફરવા નીકળ્યો. એક જગ્યાએ મસ્ત ફકીરોની એક જમાત ખાવા બેઠી હતી. હાકેમ એમની પાસે ગયો તો ફકીરોએ તેને ધુતકારી કાઢયો અને કહ્યું કે તું અમારા ખાવા ઉપર નજર લગાવી રહ્યો છે. હાકેમે તેમને તેની ગરીબ હાલત જણાવી તો તેઓ વધારે ગુસ્સે થઈ ગયા અને જયાં સુધી તેને ભગાવી ન દીધો ત્યાં સુધી હોબાળો કરતા રહ્યા.

હાકેમ ત્યાંથી એક એવી જગ્યાએ પહોચ્યો જયાં કેટલાક સાધુઓ બેઠા હતા. એ લોકો પણ ખાવાની તૈયારી કરી રહ્યા હતા. તેઓ અંદરો અંદર ખાવાનું વહેંચવા લાગ્યા. તેમાંથી એક ભાગ પેલા હાકેમને પણ આપ્યો. હાકેમે કહ્યું કે હું સાવ અજાણ્યો માણસ છું મારા માટે તમારા જેટલો જ ખાવાનો હિસ્સો શા માટે કાઢો છો ? સાધુઓએ કહ્યું કે એ તો અમારો રિવાજ છે. જો ખાવાના સમયે કૂતરો પણ આવી જાય તો અમે તેને પણ બરાબરનો હિસ્સો આપીએ છીએ. તમે તો માણસ છો. તમોને કેમ ન આપીએ ? સાધુઓના જવાબથી હાકેમ પ્રભાવિત થયો અને સવાર પડતાં જ તેણે હુકમ જારી કરી દીધો કે બધા જ ફકીરો અને દરવેશોને શહેરમાંથી તડીપાર કરવામાં આવે. પણ સાધુઓને શહેરમાં જ રહેવા દેવામાં આવ્યા. આખા શહેરમાં હોબાળો મચી ગયો. શેખ અહમદ અબ્દુલહકની શહેર છોડી દેવાની ઈચ્છા ન હતી. તેઓ હાકેમની ડેલીએ જઈને બેસી ગયા.કોઈએ પણ તેમને ત્યાંથી હટાવ્યા નહીં. તો તેઓ એમ કહીને પોતાના રહેઠાણે જતા રહયા કે આ હાકેમ ફકીરોને નહીં પણ ખુદાની મખ્લૂક સાથે ભેદભાવ રાખનારા, ગાફેલ લોકોને શહેરમાંથી કઢાવી રહયો છે.

( અન્વારૂલ ઉયુન પાન ૨૪ / ૨૫ )

## બહમની વંશનો પાયો નાખનારની દાસ્તાન

સુલેહસંપ, હમદર્દી અને સારા વહેવારનો એક સુંદર દાખલો દક્ષિણના બહમની સલ્તનતનો પાયો નાખનાર અલાઉદ્દીન હસન ગંગો બહમનીને સુલતાન ત્યાં મળે છે. ( અલમતૂફી હિજરી અથવા ઈ.સ. ૩૫૭)

અલાઉદ્દીન હસન ગંગોની શરૂઆતની જીંદગી ખૂબ જ એશ આરામમાં ગુજરી.

તે દિલ્હીમાં મુહંમદ તઘલખ જયારે શાહજાદો હતો એ સમયમાં તેના એક સંબંધી ગંગો બહમન નો નોકર હતો. પોતાની ગરીબ હાલતથી તે હંમેશા દુઃખી દુઃખી રહેતો. તેણે એક દિવસે ગંગોબહમનને પોતાની ગરીબ હાલતની વાત કરી. તો ગંગો બહમને તેની દયા ખાઈને તેને દિલ્હીની આજુબાજુમાં આવેલ ઉજજડ જમીનનો એક ટુકડો આપી દીધો. સાથે જ એક જોડ બળદની અને બે મજૂરોની સગવડ પણ કરી આપી. જેથી તે ખેતી કરીને પોતાનું ગુજરાન ચલાવી શકે.

એક દિવસે મજૂરો હળ ચલાવી રહ્યા હતાં કે અચાનક જમીનમાંથી એક વાસણ નીકળ્યું. જેમાં સુલ્તાન અલાઉદ્દીન ખીલજીના સમયના સિકકા હતા. હસનને પ્રામાણિકતાને કારણે એ ગમ્યું નહીં કે તે પોતાના માલિકે આપેલ જમીનમાંથી નીકળેલ સિકકા પોતે રાખી લે. એટલે તેણે એ તમામ દોલત ગંગોબહમનની સામે જઈને મૂકી દીધી. ગંગોએ તેની પ્રામાણિકતાની વાત શાહજાદા મુહંમદ તઘલખને કરી અને શાહજાદાએ પોતાના બાપ ગિયાસુદ્દીન તઘલખ સુધી પહોચાડી. સુલતાન ગિયાસુદ્દીનને પોતાની પાસે બોલાવ્યો. અને તેને કીમતી ભેટસોગાદો આપી તેની પ્રામાણિકતાની કદર કરી પોતાના શાહી દરબારમાં સામેલ કરી દીધો. ( તારીખે ફરીશ્તા પાન ૨૭૪ )

એક દિવસે ગંગોબહમને હસનને કહ્યું કે મને તારા નસીબની રેખાઓ જોતાં એવું લાગે છે કે તું ભારે નસીબદાર થવાના છે. તું અલ્લાહની મદદ અને મહેરબાનીથી ઊંચા દરજજે પહોંચી જશે. માટે એક વાતનો મારી સાથે વાયદો કરી લે કે અલ્લાહ પાક તને કોઈ બુલંદ દરજજે પહોંચાડી દે તો તારા નામની સાથે મારું નામો પણ જોડી દેજે. જેથી તારા બુલંદ દરજજાની સાથે સાથે હું પણ દુનિયામાં ઈજજત આબરૂથી જીવતો રહી શકું.

બીજું એકે તારા ખજાનાની સારસંભાળમાં મને અને મારી ઔલાદ સિવાય બીજા કોઈને સામેલ કરજે નહીં. હસને પોતાની ઉપર ભારે ઉપકાર કરનાર ગંગોબહમનની બંને વાતો કબૂલ કરી લીધી. અને કોઈ ઉંચો હોદદો મળે એ પહેલાં જ પોતાનાં નામની સાથે ગંગો લખવા લાગ્યો. અને તે દક્ષિણમાં બહમની સલ્તનત કાયમ કર્યા બાદ ખૂબ જ કામયાબ હાકેમ અને ફતેહો મેળવનાર તરીકે જાણીતો થયો.

એકવાર કોકે પૂછયું કે આપે આટલી વિશાળ સલ્તનત કેવી રીતે હાસલ કરી ? અને ટૂંક સમયમાં જ એનો આટલો બધો ફેલાવો કઈ રીતે કરી નાખ્યો? વળી બીજા હાકેમો અને રૈયતો તમારા તાબેદાર કેવી રીતે બનાવી લીધા ?

તેણે જવાબ આપ્યો કે પહેલાં તો મેં લાજશરમને મારા જીવનનો સિધ્ધાંત બનાવી લીધો. દરેક જણની સાથે લાજશરમ અને મર્યાદા રાખીને જ વર્તન કરતો. બીજું એ કે ક્યારેય કંજૂસાઈ કરી નથી. વળી સખાવત કે મદદ કરવામાં દોસ્ત કે દુશ્મનનો કોઈ ભેદભાવ રાખ્યો નથી. દરેકે દરેક માણસની સાથે સારુ વર્તન કર્યું છે. આ બાબતોને કારણે બધા જ લોકો મારા હમદર્દ અને તાબેદાર બની ગયા છે. (તારીખે ફરિશ્તા પાન ૨૮૧)

સૂફી બુઝૂર્ગો પણ હિન્દુસ્તાનના લોકોનાં દિલ જીતવા માટે અહીંની ભાષાઓ શીખી અને એ ભાષાઓમાં દોહા લખ્યાં. હઝરત ફરીદુદ્દીનગંજ શકર રહ. એ પંજાબીમાં અશ્આર લખ્યા. અબુઅલી કલંદર પાણીપતી, હઝરત ફરશુદ્દીન યાહયા મુનીરી, હઝરત અબ્દુલહક રદૌલવી, હઝરત શેખ અબ્દુદ કુદ્દુસ ગંગોહી અને શેખ બરનાવીના હિંદી દોહાઓ અને અશ્આર આજના હિંદી ભાષાના સંશોધનકારો અને વિદ્વાનો માટે ખૂબ ઉપયોગી થઈ પડયા છે. દક્ષિણમાં હઝરત ખ્વાજા ગેસૂદરાઝ રહ. એ મેઅરાજુલ આશિકીન અને શાહ મીરાન શમ્સૂલ ઉશ્શાકે ખુશ્નમાના ખુનનગમ અને શહાદતુલ હકીકત જેવા ગ્રંથો દકની ભાષામાં લખીને એ સંદેશો બુલંદ કર્યો કે મુસલમાનો પોતાની ફારસી ભાષા છોડીને હિન્દુસ્તાનની ધરતીની ભાષાઓ અપનાવે. સૂફી બુઝુર્ગોએ અહીંના લોકોની નજીક જવા માટે ફારસી અને અરબી ભાષાઓનો ત્યાગ કરીને અહીંના લોકોની ભાષાઓ અપનાવી. તેમાંથી ઉર્દુ ભાષાનો જે વિકાસ થયો એનાથી ન કેવળ લોકો વચ્ચેનો સુમેળ વધ્યો બલ્કે હિન્દુસ્તાનના ભાષાકિય ઈતિહાસનો એક એ એક મજબૂત હિસ્સો બની ગઈ.

તે સમયમાં એક હિંદુ ઈતિહાસકાર શ્રીવરનું કહેવું છે કે સુલતાન પોતાના ધાર્મિક નીતિનિયમોનો પણ ચુસ્ત રીતે પાલન કરનાર હતો. પાંચેય વખતની નમાઝ પઢતો. રમઝાન માસના રોઝા પણ રાખતો. અને ઈસ્લામી વિદ્વાનોના માર્ગદર્શનમાં હકૂમતનો કારભાર પણ ચલાવતો. તે સૂફી બુઝૂર્ગો તેમજ ઈસ્લામી વિદ્વાનોનો ભારે આદર કરતો. પરંતુ તેની સાથે સાથે બ્રાહ્મણો અને પંડિતોનો પણ એટલો જ આદર કરતો. તેણે જૂના પુરાણા મંદિરોની મરામતનું કામ કરાવ્યું. અને નવા મંદિરો બાંધવાની મંજૂરી પણ અપી અને કેટલાકનું તો તેણે જાતે સમારકાર કરાવ્યું અને નવીન બાંધકામ કરાવ્યું.

તેણે બ્રાહ્મણોને એવી જમીનો બક્ષિશમાં આપી કે જેની ઉપર કરવેરો માફ હતો. મંદિરોના નિભાવ માટે તેણે જમીનો દાનમાં આપી. કાશ્મીરમાં

આવેલ હિન્દુઓના કેટલાક પવિત્ર સ્થળોની યાત્રાએ આવતા પ્રવાસીઓને મફત ભોજન આપવામાં આવતું. અને તેના ખર્ચ માટે જાગીરો દાનમાં આપેલ હતી. તેમાં સુલતાને વધારો કરી આપ્યો અને આવનારા પ્રવાસીઓના ઉતારા માટે એક વિશાળ ઈમારત બંધાવી આપી. સુલતાન હિંદુઓના તહેવારમાં પણ હાજરી આપતો. શ્રી જૈન મઠના ભિક્ષુઓ પૂજાનો ઉત્સવ મનાવતા તો તેમાં હાજરી આપતો. ભિક્ષુઓને પોતાના તરફથી ભોજન આપતો. નાગપંચમી અને ગણેશ ચતુર્થીના તહેવારોના દિવસોમાં પાંચ દિવસ સુધી પૂજારીઓને ચોખા, માંસ અને ફળફળાદિ તે પોતે આપતો. ચાંદની તરેમી તારીખે એમને વસ્ત્રો અને બીજી ભેટ સોગાદો આપીને માનભેર વિદાય કરતો.

સુલતાન પોતાના રાજ્યના સારા સારા હોદ્દાઓ ઉપર હિંદુઓને નિમણુંક આપવામાં દિલાવરી દાખવતો. શિવભટ્ટ બ્રાહ્મણ અને બૌધ્ધ ધર્મના અનુયાયીઓ સુધી સુલતાનના પ્રશંસકો અને રાજકીય સલાહકારો હતા. શ્રી તેની ન્યાયની અદાલતો ખાસ સલાહકાર હતો. જયારે તેનું અવસાન થયું સુલતાનને ખૂબ આઘાત લાગ્યો. તેની પાછળ સુલતાને મોટી રકમોનું દાન કર્યું. કપૂર ભટ્ટ નામનો બ્રાહ્મણ સુલતાનનો ખાસ તબીબ હતો.

સુલતાન કાશ્મીરના લોકોમાં એટલો લોકપ્રિય હતો કે લોકો તેને લાડમાં " બડેશાહ " કહીને બોલાવતા અને જયારે સુલતાનનું મૃત્યું થયું તો લોકો તેની પાછળ ચીસો પાડીપાડીને વિલાપ કરવા લાગ્યા. એ ગમગીન દિવસે કોઈના ઘરનો ચૂલો સળગ્યો ન હતો કે કોઈના ઘરમાં ભોજન બનાવવામાં આવ્યું ન હતું. આજે પણ કાશ્મીરમાં તેનું નામ ખૂબ જ માનસન્માન સાથે અને ભરપૂર પ્રેમથી લેવામાં આવે છે. હિંદુઓ કે મુસલમાનોમાંથી કોઈ પણ તેનો ટીકાકાર નથી.

સુલતાનની આ બુલંદ લોકપ્રિયતા અને તેનો રાજ કારભાર સમગ્ર હિન્દુસ્તાન માટે એક સંદેશ છે કે એક રાજા લોકોના દિલોને કેવી રીતે જીતી શકે છે. સુલતાને ન તો પોતાની ધાર્મિક માન્યતાને બદલી ન તો લોકોની ધાર્મિક માન્યતાઓમાં કોઈ ફેરફાર કરાવ્યો અને છતાં પણ પોતાની સમાન ભાવના, દિલાવરી, માનવતા, હમદર્દી ઈન્સાન બિરાદરી અને સંસ્કારોથી જીવનના અંતિમ શ્વાસ સુધી લોકોના દિલો ઉપર રાજ કરતો રહ્યો.

## દિલ્હીના સુલતાનોના રાજયવહીવટ વિશે હિન્દુ ઈતિહાસકારોના અભિપ્રાય

આ પુસ્તકના પાછલા પ્રકરણોના વાંચનથી જાણી શકાય છે કે મુસલમાન

વિજેતાઓએ પોતાનું લોહી રેડીને હિન્દુસ્તાનની ધરતી ઉપર પોતાનું વર્ચસ્વ જમાવુ અને એ માટે અનેક લડાઈઓ લડીને લોહી પણ વહેડાવવું પડ્યું. પરંતુ માત્ર ખૂનરેઝી અને યુધ્ધોની ખાનાખરાબી થી જ એમનો ઈતિહાસ ભરેલો નથી. પણ એમાં ધાર્મિક સહિષ્ણુતા, ઈન્સાન, બિરાદરી, હમદર્દી, દિલાવરી અને ઉચ્ચતમ માનવીય ગુણોના વર્ણનોનું પણ ભરપૂર માણમો છે જેને કેટલાક સજજન હિન્દુ ઈતિહાસકારોએ પણ પોતાના લખાણોમાં બિરદાવેલ છે. દા.ત.

ડોકટર તારાચંદ પોતાના ગ્રંથ " હિંદુસ્તાનની કલ્ચર ઉપર ઈસ્લામની અસરો " માં નોંધે છે : જયારે મુસલમાનોની હકુમત હિન્દુસ્તાનમાં કાયમ થઈ ગઈ તો તેમણે હિન્દુઓને પણ પોતાના રાજયના જુદાજુદા હોદ્દાઓ ઉપર બેસાડવાનું જરૂરી માન્યુ. મહેમૂદ ગઝનવીના લશ્કરમાં પણ હિન્દુ સૈનિકો સારી એવી સંખ્યામાં હતા જેઓ પોતાના શહેનશાહના હુકમ મુજબ એશિયાભરમાં જુદે જુદે સ્થળે જઆને પૂરેપૂરી વફાદારીથી લડતા હતા.

મહેમૂદ ગઝનવીના લશ્કરના સેનાપતિ તિલકે પોતાના લશ્કરના એક મુસ્લિમ અફસરની બગાવતને શાંત પાડી હતી અને જયારે કુત્બુદીન ઐબકે હિન્દુસ્તાનમાં જ રહીને હકૂમત ચલાવવાનો ઈરાદો કર્યો ત્યારે પોતાના રાજયનો વહીવટ ચલાવવા માટે હિન્દુઓને જુદાજુદા હોદ્દાઓ સોપ્યા. કારણ કે એમના વગર રાજયનો વહીવટ વરેવિખેર જઈ જતો.

હિન્દુસ્તાનમાં આવેલ બાદશાહો પોતાની સાથે મુસ્લિમ કારીગરો લાવેલા નહી જ એટલે જ એમને માટે ઈમારતો બાંધવાનું કામ હિન્દુ કારીગરોએ કર્યુ. હિન્દુ સોનીઓએ જ બાદશાહો માટે ચલણી સિકકાઓ ઢાળવાનુ કામ કર્યું અને વિશ્વાસુ હિન્દુઓએ જ એમના રાજયના નાણાંકીય હિસાબો વ્યવસ્થિત કર્યા. પંડિતોએ હિન્દુ કાયદાઓને અમલમાં લાવવા માટે સુલતાનોને માર્ગદર્શન આપ્યું. વળી રાજય અને દરબારના જુદા જુદા કામો માટે બ્રાહ્મણ જયોતિષીઓની જ સલાહ સેવામાં આવતી. મુસલમાનો હિન્દુસ્તાનમાં આવ્યા તો એમણે હિન્દુસ્તાનની ધરતીને જ પોતાનું પ્યારું વતન બનાવી લીધું. તેઓ અહિના હિંદુઓ સાથે હળી મળીને રહેવા લાગ્યા. એકમેકની સાથે આમ હળીમળીને રહેવાથી એકબીજાને સમજવામાં પણ સરળતા રહી. પરિણામે મુસલમાનોની ઉત્તમ રીતભાત અને જીવન પધ્ધતિથી આકર્ષાઈને કેટલાય હિંદુઓએ રાજીખુશી ઈસ્લામ ધર્મ કબુલ કરી લીધો.

જયારે મુસલમાનોના આક્રમણોનું દુઃખ ઓસરી ગયું તો હિંદુઓ અને

મુસલમાનો બંનેએ એક એવી જીવન પધ્ધતિ અપનાવી કે જેનાથી બંને વર્ગો એકબીજાના સારા પાડોશી અને હમદર્દ બનીને શાંતિથી જીવી શકે.

(પાન ૧૩૬/૧૩૭)

પ્રોફેસર શ્રી રામ શર્મા " ધ ફિઝેનટ ઈન ઈન્ડિયા " માં લખે છે કે રાજયના વહીવટની સારાઈ અને ખરાબીનો આધાર સત્તા અને જો હુકમી ઉપર નિર્ધારીત નથી. બલ્કે લોકોની સુખશાંતિ ઉપર આધારીત છે. હા ! એ પણ હકીકત છે કે રાજયના વહીવટ અને કારભારનું વાતાવરણ હંમેશ માટે એક સરખું રહેતું નથી. બલ્કે સમય અને સંજોગો પ્રમાણે બદલતું રહે છે. એટલે જ મોગલોના સમય પહેલાં દિલ્હીના સુલતાનોએ પોતપોતાના રાજયનો વહીવટ જ તે રીતે ચલાવ્યો. તેને તે સમયના વાતાવરણ અને સંજોગોને ધ્યાનમાં રાખીને પારખવો અને સમજવો જોઈએ. એ સુલતાનો હિન્દુસ્તાનની ધરતી ઉપર વિજેતાઓ બનીને ભલે આવ્યા હોય પરંતુ અહીંના લોકોની સાથે એમના સંબંધો જેમ જેમ બંધાતા ગયા તેમ તેમ લડાઈઓની ખાનાખરાબીઓને ભૂલાવીને તેમના એકબીજાની સાથેના સંબંધો સુમેળ ભર્યા બનતા ગયા. સામાજીક અને સાંસ્કૃતિક રીતરિવાજોની સાથે સાથે સારા રાજકીય સંબંધો પણ સ્થપાયા તે જરૂરી હતું. એટલે જ મુસ્લિમ બાદશાહો રાજકીય વાતાવરણ અને સંજોગોને વહેલામાં વહેલી તકે સુધારવાની કોશિશોમાં લાગી ગયા.

સુલતાન બલબનના સમયથી લઈને બાબર સમય સુધીના તમામ બાદશાહોની એ જ કોશિશો રહી કે હકૂમતની સરહદો વધારવાની સાથે સાથે રાજયમાં સુખશાંતિનું વાતાવરણ પણ સતત વધતું રહે. આવું વાતારવણ સર્જવા માટે ખુદ સુલતાન અને પ્રાંતોના ગર્વનરોના જીવનની પ્રામાણિકતા અને સારા સંસ્કારો તેમજ માનવીય વહેવારો ખાસ ખાસ જરૂરી હતા.

(પાન ૧૮૯/૧૯૦)

ઈતિહાસકાર કે.એમ.પણિકર લખે છે કે " એવું માની લેવું સાચું નથી કે દિલ્હીના સુલતાનોના સમયમાં હિંદુઓના હાથોમાંથી વેપારધંધા ઝૂંટવી લેવામાં આવ્યા. અને મુસલમાનો માત્ર આક્રમક હુમલાખોરો અને સિપાહીઓ જ બની રહ્યા. તેઓ વેપાર ધંધાને પસંદ નહોતા કરતા. વળી તે સમયે હિન્દુસ્તાનમાં વેપાર ધંધાઓ હૂંડીઓ અને ઊછીની લેવડદેવડ ઉપર ચાલતા હતા. એ રીત રસમો મુસલમાનો માટે દોષ અને ગૂંચવણ ભરેલી હતી. હકૂમત અથવા સરકારી અમલદારોને કારણે વેપારીઓ ઉપર ભારે બોજ જરૂર પડતો હતો. પરંતુ વાણિયા

સમાજના લોકો એ સમયે એવી જ રીતે સમાજનો જરૂરી હિસ્સો બની રહ્યા હતા જેવા કે આજે પણ છે. આમ સમગ્ર હિંદુ સમાજ જેમનો તેમ અકબંધ માત્ર એ માટે રહયો કે હકૂમતઓના સ્થાનિક વહીવટ હિન્દુઓના હાથોમાં જ રહયો હતો. રાજયના ઊંચા હોદ્દાઓ ઉપર ભલે મુસલમાનો હતા પણ નીચેના તમામ હોદ્દાઓ હિન્દુઓને જ સોંપવામાં આવતા સોંપવામાં આવતા. તલાટીથી લઈને નાણાંકિય સલાહકાર જેવાં કેટલાંય હોદ્દાઓ હિન્દુઓના હાથમાં જ હતા. ગર્વનર અને બીજા ઊંચા હોદ્દાઓ મુસલમાનોને સોંપવામાં આવતા. આ પ્રકારની રાજયની વ્યવસ્થાને કારણે જ અલ્તમશ અને અલાઉદ્દીન ખિલજી બંનેએ ટુંક સમયમાં જ શાંતિનું વાતાવરણ બરાબર જમાવીને પોતપોતાની હકુમતના પાયા મજબૂત રીતે નાખ્યા. અને રાજપૂતના વહીવટની એવી જ પધ્ધતિને કારણે પ્રાંતોના ગર્વનરો થોડાક જ સૈનિકોની મદદથી લઈને સહેલાઈથી બીજા પ્રાંતોમાં પણ પોતાની હકુમત જમાવી નાખતા.

( વાય એ સર્ચ ઓફ ઈન્ડીયા હિસ્ટરી પાન ૧૨૮/ ૧૨૯)

<u>ડોકટર ઈશ્વરી પ્રસાદ</u> પોતાના પુસ્તક 'હિસ્ટરી ઓફ કર્ણાટિકસા' માં સુલતાન મુહંમદશાહ તઘલખની હકૂમત વિશે વર્ણન કરતા લખે છે કે તે સમયના સમગ્ર રાજય વહીવટનો ઊંડાણપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો જણાશે કે મુસલમાનોની હકૂમત ત્યારે એક સંગઠિતરૂપ ધારણ કરી ચૂકી હતી. મુસલમાનોના લશ્કરમાંથી પહેલાંનો જુસ્સો અને વેરભાવના પણ ઓસરી ગયાં હતાં. એમના વતનમાંથી સપ્લાઈથી ઓછી થઈ ગઈ હતી. જીવનમાં જયારે સંપૂર્ણ શાંતિ પથરાઈ ગઈ તો રાજકીય ફરજો અને કાર્યોમાં પણ ફેરફાર આવી ગયો અને પ્રગતિ તેમજ વિકાસના વિચારો જન્મ લેવા લાગ્યા. હિન્દુઓ સાથે સુમેળભર્યો વહેવાર કરવાનું શરૂ થયું. હાકેમોમાં પણ સમાજના બધા વર્ગોની સાથે સમાનતા, સામાજીક એકતા, ભાઈચારા અને સુલેહ સંપનો એહસાસ થવા લાગ્યો. એક વિકાસ કરી રહેલ હકૂમતમાં જુદા જુદા પ્રકારની સમસ્યાઓ પણ જન્મ લેતી રહી જેને હલ કરવા માટે બાદશાહોને એવી નિતીઓ ઘડવી પડી કે જેનાથી તેઓ પોતે પણ સલામતીથી રહે અને બીજા લોકો પણ સુખશાંતિથી રહી શકે. મુહંમદ તઘલખે હિન્દુઓ સાથે અણગમતી કે અણછાજતી રીતરસમો અપનાવી નહી. તેણે હિન્દુઓ સાથે સારો વહેવાર અખતિયાર કર્યો. એમને રાજયના હોદ્દાઓ ઉપર બેસાડયા. તેમજ સતિ થવાના કુરિવાજને બંધ કરાવ્યો. જે એના સારા વિચારોના પૂરાવા છે. (પાન ૩૦૪)

ડોકટર ઈશ્વર પ્રસાદ ટોપા એ ફિરોઝશાહ તઘલખની હુકુમત વિશે અભ્યાસ કરીને 'પોલિટિકસ ઈન પ્રિ મુગલ ટાઈમ્સ' માં લખ્યું છે : ફિરોઝશાહ હકૂમતની તાકાત અને સ્થિરતા રૈયતની સુખ શાંતિમાં અને સુરક્ષામાં છુપાયેલી હતી. તે રૈયતની ભલાઈ અને સુખાકારી માટે હંમેશા કોશિશો કરતો રહ્યો. રૈયતની ભલાઈ માટેના કામો વિશે તેનો એક દાખલો એ પણ આપવામાં આવે છે કે તેણે રૈયત ઉપરનું બે કરોડ ટંક (ચલણી નાણું) નું દેવું માફ કરી દીધું હતું.

સુલતાન મુહંમદ તઘલખના સમયમાં એક વખતે ભારે તબાહી મચી ગઈ. ત્યારે રૈયતને મદદરૂપે હકૂમત તરફથી બે કરોડ ટંક ( ચલણી સિક્કા) દેવા રૂપે આપવામાં આવ્યા. સુલતાન ફિરોઝશાહની હુકુમતના સમયમાં જયારે એ દેવું વસુલ કરવાનો સવાલ ઉઠયો તો એવી જાણકારી મળી કે જો રૈયત પાસેથી એ ભારે મોટી રકમનું દેવું વસુલ કરવામાં આવશે તો એની હાલત ઓરપણ બદતર બની જશે. અને રૈયતનું જીવવું મુશ્કેલ થઈ પડશે એટલે છેવટે રાજય તરફથી એ દેવું માફ કરી દેવામાં આવ્યું. એટલું જ નહીં પણ રૈયતના સંતોષ ખાતર દેવા વિશેનાં તમામ કાગળ જાહેર મર્ગ પર લાવીને તેમની સામે જ બાળી નાખવામાં આવ્યા. રૈફત તરફની બાદશાહની આ ભલી લાગણી હમદર્દીનો ઉત્તમ દાખલો હતો.

બાદશાહ તરફથી થતી આ પ્રકારની મેહરબાનીઓથી રૈયતમાં પણ બાદશાહ તરફ પૂરેપૂરી વફાદારી અને નિમક હલાલીનો જુસ્સો ઉભરાતો હતો. જેનાથી બંનેના સંબંધોમાં મીઠાશ પેદા થતી હતી.

બાદશાહ તરફથી આવી દિલાવરી અને રહેમદિલી ખેતી ઉપર લેવાતા કરમાં પણ દેખાડવામાં આવ હતી. ખેડૂતો રાજયની કરોડરજજુ સમાન હોય છે. એટલે એમના દુઃખ દર્દોમાં મદદરૂપ થવાથી સારા પરિણામો મળતા હતા. એટલે જ સુલતાન ફિરોઝશાહે ગામડાના લોકોની બદહાલી અને મુસીબતો વધારનારા તમામ જુલ્મી કાયદાઓનો સદંતર નાશ કરી દીધો અને ખેતી ઉપરના કર ખેતીની પેદાશને અને ખેડૂતોની આર્થિક હાલતને ધ્યાનમાં રાખીને લેવા માટેની ખાસ વ્યવસ્થા કરીને ખેતી ઉપરનો વેરો કોઈપણ રીતે ખેડૂતો ઉપર વેરો ન બને તેનું ધ્યાન રાખવામાં આવ્યું. એટલે જ એવા તમામ સખત કાયદાઓ સદંતર નાશ કરવામાં આવ્યાં જે ખેડૂતોને માટે નુકશાનકારક હતા.

ફિરોઝશાહની હકૂમત પહેલાં એવો રીવાજ હતો કે કે ખેડૂતોને માત્ર એક જ ગાય રાખવાનો અધિકાર હતો. ફિરોઝશાહે એ ખોટા રિવાજને બંધ કરાવીને

ખેડૂતોને રાહત કરી આપી. ખેતીની પેદાશ વધારવા માટે તેમજ રૈયતની ખુશહાલી માટે નવા નવા કાયદાઓ બનાવવામાં આવ્યા અને એ બાબતની પણ ખાસ તકેદારી રાખવામાં આવી કે હકૂમતને નિયમ મુજબ ચુકવવા માટેનાં કર રકમો નિયમથી વધારે લેવામાં ન આવે. જો કોઈ કાયદો કાનૂન તુટવાને કારણે ખેડૂતોને નુકશાન થતું તો તરત જ તેનું વળતર ચૂકવી દેવામાં આવતું.

ફિરોઝશાહના સમયમાં ન્યાય અને ઈન્સાફનું વાતાવરણ હતું. કોઈને પણ કોઈની ઉપર જુલમ કે ત્રાસ વતાવવાનો અધિકાર ન હતો. સમગ્ર રાજયમાં પૂરેપૂરી શાંતિ અને ખુશહાલિનું વાતાવરણ હતું. રાજયમાં બાદશાહ તરફથી એવું વાતાવરણ પેદા કરવામાં આવ્યું કે લોકોના જીવનમાં આપોઅપ પ્રગતિ થવા માંડી. ઊંચા અને નીચલા વર્ગના તમામ લોકો પૂરેપૂરી ખુશહાલ અને સંતોષનું જીવન જીવવા લાગ્યા. જીવન જરૂરિયાતની વસ્તુઓ પુષ્કળ પ્રમાણમાં હતી. જે લોકોને સસ્તા ભાવે મળતી હતી. પરિણામે સામાન્ય માણસો પણ સંતોષી અને શ્રીમંત થતા ગયા. સુલતાન ફિરોઝશાહની એ ઉત્તમ રાજય વ્યવસ્થા ઈસ્લામના મહાન પેગંબર સાહેબના એ કાનૂનોને આભારી હતી. જે કાનૂનો તેણે પોતાની હકૂમત ચલાવવા માટે અમલમાં લાવ્યાં હતાં.

પ્રો. ઈશ્વરી પ્રસાદ લખે છે કે, મધ્યયુગના મુસ્લિમ શાસકોએ પોતાની હુકૂમતને સેકયુલર બનાવવામાં ઘણી બહાદૂરીના પગલાં ભર્યા. એવા કાયદાઓ અમલમાં મુકયા જેનાથી સામાન્ય પ્રજાને (જેમાં બહુમતિ હિંદુઓની હતી) વધુથી વધુ રાહત પહોંચે. જીવન જરૂરિયાતની પ્રત્યેક વસ્તુ છુટથી મળતી. તેમણે ખેતી અને વેપારને ખુબ પ્રગતિ આપી. હિંદુઓને ધાર્મિક અને સાંસ્કૃતિક આઝાદી આપી હતી તેમના પર્સનલ લોને માન્યતા આપી. અને તેને અમલમાં મૂકવા સરકારી અદાલતોમાં પંડિતો નિયુકત કર્યા. તેમણે ધર્મને રાજકારણથી દૂર રાખી પોતાની સંપૂર્ણ શક્તિ પ્રજાહિત કાર્યોમાં લગાડી. પ્રથમ મુસ્લિમ ઈમારત કુતુબમિનારના પહેલા માળે આયત-'લા ઈકરાહ ફીદીન' (એટલે કે ધાર્મિક બાબતમાં કોઈ જ બળજબરી નથી) લખી. જેથી સ્પષ્ટ થાય છે કે મુસ્લિમ શાસન પહેલાથી જ બિનસાંપ્રદાયિક હતું.

મુસ્લિમ શાસનમાં હિંદુ સંસ્કૃતિ એટલા માટે સલામત રહી કે હકૂમતની વ્યવસ્થા હિંદુઓના હાથમાં જ રહી. ઘણા ઉંચા હોદાઓ ઉપર હિંદુઓને બિરાજમાન કરવામાં આવ્યા. ધાર્મિક સંતો, મહંતો અને બ્રાહ્મણોનું સન્માન કરવામાં આવતું હતું. અલાઉદ્દીન જેવા શક્તિશાળી રાજા આચાર્ય મહાસેનને કર્ણાટકથી

પોતાના દરબારમાં બોલાવી ધાર્મિક ચર્ચા કરાવતા હતા.

ઈતિહાસકાર એ.સી. ચેટરજી પોતાના પુસ્તક " એ શોટ હિસ્ટરી ઓફ ઈન્ડિયા " માં નોંધે છે કે :- એ સમયમાં એટલે કે દિલ્હીના (સુલતાનોના શાસનના સમયમાં) ઈસ્લામના ફેલાવાનો અંદાજો એ બાબતથી લગાવી શકાય કે હિન્દુસ્તાનનો ઉત્તર અને પશ્ચિમ ભાગો એટલે કે કાશ્મીર, પશ્ચિમ બંગાળ, પંજાબ અને સિંધની સરહદોની પોણા ભાગ ઉપરની વસ્તી મુસલમાન થઈ ગઈ છે.

એ જ રીતે બંગાળમાં પણ અડધાથી ઉપરાંત લોકો મુસલમાન છે. તેના ઉત્તરીય જીલ્લામાં આ પ્રવાહ વધારે ધસમસી રહયો છે અને બાકીના પ્રાંતોમાં મુસલમાનો લઘુમતિમાં છે. અહીં દસમાંથી એક અથવા તો તેનાથી પણ ઓછી સંખ્યામાં છે. મુસલમાનોની એક મોટી સંખ્યા શહેરો અને કસબાઓમાં વસેલી છે. હિન્દુસ્તાનના ઉત્તરીય અને પશ્ચિમ ભાગમાં મુસલમાનો અહી આવીને વસી ગયા હતા. એમના આગમન પછી જ સ્થાનિક લોકોએ પણ ઈસ્લામ ધર્મ કબૂલી લીધો. એ વાતનું ઊંડાણપૂર્વક સંશોધન કરી શકાયું નથી કે બંગાળમાં ઈસ્લામના ફેલાવાના કારણો કયા કયા હતા ? વળી આ પ્રશ્ન એટલો કે ગૂંચવાડા ભરેલો છે કે આ નાનકડી પુસ્તિકામાં તેની ઉપર વિસ્તારથી ચર્ચા કરી શકાય તેમ નથી.

એક આમ અને સર્વ સામાન્ય હકીકત એ પણ છે કે હિંદુધર્મના રીતરિવાજો અને તેની આંટીઘૂંટીઓ તેમજ બંધનોને કારણે બંગાળની નીચલા વર્ગની જાતિઓને આ નવો મજહબ ( ઈસ્લામ ) સ્વીકારવા માટે મજબૂર કરી દેવામાં આવી હતી.

ઈ.સ. આઠમી સદીથી લઈને બારમી સદી સુધી બંગાળમાં પાલવંશના ખાનદાનની હકૂમત હતી. જે ખાનદાન બૌધ્ધ ધર્મ પાળનારો હતો. પાલવંશની હકૂમતના સમયમાં નીચલા વર્ગની જાતીઓને ખૂબ સ્વતંત્રતા મળેલ હતી. જયારે હસૈન ખાનદાનના લોકો એ બંગાળના દક્ષિણ ભાગમાં પ્રવેશ કર્યો ત્યારે તેઓ પોતાની સાથે હિંદુ મત અને તેના તમામ રીતરિવાજો અને બંધનોને પણ સાથે લેતા આવ્યા જેનાથી નીચલા વર્ગની જાતીઓને હંમેશા દુઃખ પહોંચતું હતું અને જયારે ઈ.સ. બારમી સદીના ઈસ્લામનો સમાનતા, ભાઈચારો , શાંતિ અને સ્વતંત્રતાનો બુલંદ નારો બંગાળમાં પ્રવેશી ચૂકયો ત્યારે મોટાભાગના લોકોના દિલ આપોઆપ ઈસ્લામ તરફ ખેંચાવા લાગ્યા. લોકો હોંશે હોંશે

ટોળાબંદ મુસલમાન થતા ગયા. ઈસ્લામના ફેલાવાનું આજ એવું નક્કર અને ઠોશ કારણ છે કે પછી કોઈ બીજું કારણ શોધવાની પણ જરૂર રહેતી નથી.

(મુખ્તસર તારીખે હિંદ તરજુમો : મુહંમદ યુસુફ કોકણી પાન ૨૧૮-૨૧૯)

પંડિત સુંદરલાલ લખે છે કે આ ખ્યાલ સદંતર ગલત છે કે ઈસ્લામ તલવારના ઝોરે ફેલાયો, કારણકે જગતનો ઈતિહાસ સાક્ષી આપે છે કે કોઈ ધર્મ તલવારના ઝોરે ફેલાય શકતો નથી. (કારણકે ધર્મનો સબંધ આત્માની શ્રદ્ધાથી છે, બાહ્ય શરીરથી નથી.) ઈસ્લામનો ઉદય એવા સંજોગોમાં થયો જયારે પયગમ્બરની મદદ કરનાર કોઈ જ ન હતું, તો પછી તલવાર ચલાવનાર કયાંથી લાવ્યા ? અસલ વાત એ છે કે તે માણસના અંતરમાં પોતાનું સ્થાન મેળવી લે છે. ભારતમાં બહારથી આવનાર મુસ્લિમોની સંખ્યા આંગળાના વેઢે ગણી શકાય છે. વધુ પ્રમાણ અહિયાંના અસલ વતનીઓનું જ છે, જે ઈસ્લામથી પ્રભાવિત થઈ મુસલમાન થઈ ગયા. તેમાં ઈસ્લામની સાદગી અને સમાનતાના નિયમોએ મુખ્ય ભૂમિકા ભજવી છે. રાજપુતોના પ્રદેશો ઉપર મુસ્લિમોનો સંપૂર્ણ કબ્જો કદાપી થઈ શકયો નથી છતાં ત્યાં મુસ્લિમોની વસ્તી ઓછા વત્તા અંશે જરૂર છે. સિલોન અને બર્મા ઉપર મુસ્લિમોએ કદી કબ્ઝો કર્યો નથી. છતાં ત્યાં મુસ્લિમો સારા પ્રમાણમાં છે.

૭૦૦ વર્ષના શક્તિશાળી શાસન છતાં મુસ્લિમોની વસ્તી ઓછી હોવું એ જીવંત પુરાવો છે કે આ અરસામાં હિંદુ ધર્મ સલામત રહ્યો, બલ્કે આ સમય દરમ્યાન હિંદુ ધર્મગુરૂઓએ ધાર્મિક પ્રગતિ માટે વખતો વખત જરૂરી સુધારાઓ પણ કર્યા.

"હિન્દુસ્તાનની સંસ્કૃતિ અને ઈસ્લામ" શીર્ષકના એક એન.સી.મહેતા આઈ.સી.એસ.એ પોતાના વિચારો આ રીતે દર્શાવ્યા છે. હિન્દુસ્તાનના મુસલમાન બાદશાહોની મૂર્તિખંડનની પ્રવૃતિઓને તો બધા જ જાણે છે. પરંતુ મૈસૂરના એ ભવ્ય મંદિરો આજ સુધી એ મૂર્તિભંજકોના હાથોથી સુરક્ષિત રહયા છે. અજંટા અને ઈલોરાના બ્રાહ્મણો અને બૌધ્ધોના ધાર્મિક સ્થાપત્યોનું રક્ષણ કરવામાં મુસલમાનોનો પણ સહયોગ રહયો છે.

એટલે જ ઈસ્લામના ફેલાવા માટે આપણને કોઇ આશ્ચર્ય થવું જોઈએ નહીં. કારણ કે ઈસ્લામ હિન્દુસ્તાનમાં કોઈ નવી પ્રજાઓ લાવીને વસાવી નથી. પરંતુ ઈસ્લામ અહીંયા સત્યની એક ઝળહળતી જયોત બનીને આવ્યો હતો. જેણે ભૂતકાળમં જયારે કે સમગ્ર સામાજીક જીવન વ્યવસ્થા ચૂરેચૂરા થઈ ગઇ

હતી. દુષ્કર્મો અને પાયાચાર વધી ગયાં હતાં. પવિત્ર અને સારા રીતરિવાજો તેમજ આદર્શો માત્ર કલ્પના બનીને રહી ગયાં હતાં. ત્યારે તેવા સમયમાં ઈસ્લામે અહીંયા આવીને સમગ્ર માનવ સમાજમાં પ્રવેશી ચૂકેલ દૂરાચારોના અંધકારનો નાશ કર્યો. સત્ય અને શાંતિથી તેમજ માનવતાની નવી રોશની ફેલાવી.

બીજા મુલકોની જેમ હિન્દુસ્તાનમાં પણ ઈસ્લામની ફતેહોમાં પ્રચાર ખૂબ થયો. પરંતુ ઈસ્લામની સમાનતાનો, શાંતિનો, ભાઈચારાનો અને ઉત્તમ જીવન વ્યવસ્થાનો પ્રચાર જોઈએ તેટલો થયો નહી. એક જ ઈશ્વર પ્રત્યેની તેની અતુટશ્રધ્ધા વિશ્વભરમાં બેમિસાલ છે. દુર્ભાગ્યે આ દેશમાં ઇસ્લામનો ઈતિહાસ સદીઓ સુધી હકૂમતોના કબજામાં રહ્યો છે. જેને કારણે ઈસ્લામની સાચી અને અસલ ઓળખાણ પડદા પાછળ રહી ગઈ.

અતુલચંદ્ર ચેટરજી પોતાના પુસ્તક "એ શોર્ટ હિસ્ટરી" માં લખે છે કે સમય સંજોગો અને પરિસ્થિતિઓમાં રસ દાખવવો અને તેમને પોતાના પવિત્ર આદર્શોના બીબામાં ઢાળી અને તેમને નવીન રંગરૂપ આપવાનું કામ ઈસ્લામી ચમત્કારીક રીતે કર્યું છે. એ રૂહાની (અદ્રશ્ય) શકિત કે જેણે હાડચામના મામૂલી માણસને પ્રચંડ શકિતઓ બક્ષીને આશ્ચર્યજનક ખુબીઓ અને કૌશલ્યોથી માલામાલ કરી દીધો હતો. ઈસ્લામની એજ ચમત્કારીક રૂહાની શકિતઓ આજના નૂતન સમયમાં પણ મહાન ક્રાંતિઓ સર્જી શકે છે. અંધકારને પ્રકાશમાં ફેરવી શકે છે. ઈસ્લામનું શિક્ષણ કોઈ ખાસ સમાજ કે જાતિની જાગીર નથી. પરંતુ આખું જગત એનું સરખે સરખી રીતે વારસદાર અને હકદાર છે. હિન્દુસ્તાનમાં ઈસ્લામનો ફેલાવો અને તેની સફળતાઓ સાથે માત્ર મુસલમાનોનો જ સંબંધ નથી પરંતુ હિન્દુસ્તાનની તમામે તમામ પ્રજાઓ તેની ઉપર ગર્વ લઈ શકે તેમ છે. (ભૂતકાળમાં હિન્દુસ્તાનના સુલ્તાનોની સમાન વિચારધારા પાના ૧૦૬ થી ૧૪૬)

## સાદાત ખાનદાન

તઘલખ ખાનદાન અંતિમ સમયમાં જ દિલ્હીની હકૂમત કમજોર થઈ ગઈ હતી. અને એ ખાનદાનના પછી તો જાણે બરબાદીનું ઘોડાપૂર આવી ગયું. જેમાં તૈમૂરના હુમલાઓ અને સાદાત ખાનદાનની નબળાઈઓને કારણે દિલ્હીનો થોડો ઘણો બાકી રહેલ દબદબો પણ ખતમ થઈ ગયો.

ત્યાર પછી લોધીઓ અને તેમના પછી મોગલ બાદશાહ બાબરે દિલ્હી હકૂમતનો ફેલાવો કરવાની કોશિશ કરી. પરંતુ તેમના સમયમાં અનુકૂળ અને

પ્રતિકૂળ તમામ પ્રકારની પરિસ્થિતિઓ ફેલાયેલી હતી અને એ પણ એક હકીકત છે કે સુલતાન ગ્યાસુદ્દીન તઘલખના અવસાનથી અકબરે મેળવેલ ફતેહો સુધી દિલ્હીને એવી સ્થિરતા અને જાહોજલાલી નસીબ ન થઈ કે તેને સુલતાન અલાઉદ્દીન ખીલજી અને સુલતાન ગ્યાસુદ્દીન તઘલખની હુકૂમતના સમયમાં મળેલ હતી.

આ બે સદીઓમાં મુલકના કેટલાય સૂબાઓ આપ મુખતાર થઈ ગયા. કેટલાક સૂબાઓમાં મુસલમાન બાદશાહોએ પોતાની હકૂમત કાયમ કરી નાખી અને કેટલાકમાં હિન્દુ રાજાઓએ, પરિણામે કેન્દ્રની હકૂમતની નબળાઈનો ફાયદો ઉઠાવીને મોગલ હુમલાખોરોએ - જેમનો એક સમયે દિલ્હીના બાદશાહોને સફળતાપૂર્વક મુકાબલો કર્યો હતો. તેઓ તૈમૂરની આગેવાનીમાં દિલ્હી આવી ગયા. આમ છતાં દિલ્હીની નબળાઈઓથી મુલ્કના બીજા પ્રદેશોને લાભ પણ થયો. એક જગ્યાએથી બીજી જગ્યાએ જવા આવવા માટેની અસલામતીને કારણે દિલ્હીના બાદશાહોને પોતાની હકૂમતને દૂરસુદૂરના પ્રદેશોમાં શાંતિ અને સલામતી કાયમ રાખવી મુશ્કેલ બની ગયું હતું. પરંતુ જયારે ગુજરાત, દખ્ખણ, બંગાળ અને બીજા સુબાઓ આઝાદ થઈને ખુદમુખ્તાર બની ગયા તો એ હાકેમોને માટે પોતપોતાના નાના નાના વિસ્તારોની વ્યવસ્થા જાળવી રાખવાનું કામ સરળ બની ગયું હતું. એટલે જ એ સમયમાં એ પ્રદેશોની જાહોજલાલી ખૂબ વધી ગઈ. લોકોની જીવન પધ્ધતિ અને રીતરિવાજો તેમજ સંસ્કારોમાં પણ સુધારો થયો.

પહેલાં ઈસ્લામનું કેન્દ્ર માત્ર દિલ્હી જ હતું પરંતુ હવે અમદાવાદ, જોનપૂર, ગુલબર્ગા, અહમદનગર અને બીજા શહેરો પર ઈસ્લામના કેન્દ્રો બની ગયા અને ઈસ્લામનો ફેલાવો પણ બરાબર વ્યવસ્થિત રીતે થવા લાગ્યો. તેનું સારૂ પરિણામ એ આવ્યું કે બીજે જુદે જુદે ઠેકાણે રોપવામાં આવ્યાં હતા તેમને પોતાની જડો મજબૂત કરી દીધી. અને હિન્દુસ્તાન ભરમાં ઈસ્લામનું વૃક્ષ દિન પ્રતિદિન સતત વિકસવા લાગ્યું જેના ફળ આજે પણ આપણે ચાખી રહ્યા છીએ.

(આબે કૌસર પાન ૩૯૧)

## સુલતાન સૈયદ ખિઝરખાન

"તબકાતે મહેમૂદશાહી" અને "તારીખે મુબારકશાહી" બંને પુસ્તકોના લેખકો એ વાત ઉપર એક મત છે કે ખિઝરખાન ઘોર ખાનદાનનો પુત્ર હતો. એ જાતે સૈયદ હતો.

ખિઝરખાન મલીક સુલેમાનનો પુત્ર હતો. સૈયદ ખિઝરખાન દિલ્હીના તખ્ત પર હિજરી ૮૧૭ માં બિરાજમાન થયો.

" તારીખે મુબારકશાહી " ના લેખકે ખિઝરખાનના ખાનદાન અને તેના વંશવારસો વિશે બે હકીકતો જણાવી છે.

(૧) જે સમયમાં ખિઝરખાનનો બાપ સૈયદ મલિક સુલેમાન મરદાન દોલતને ત્યાં શિક્ષણ અને સંસ્કાર મેળવી રહ્યો હતો તે દરમિયાન એક વાર સૈયદ જલાલુદદીન બુખારી રહ. મલિક મરદાનને ત્યાં મહેમાન થઈને પધાર્યા.

જ્યારે જમવા માટે દસ્તરખાન બિછાવવામાં આવ્યું અને બધા જમવા બેઠા ત્યારે સૈયદ મલિક સુલેમાન મહેમાનોના હાથ ધોવડાવવા માટે પાણીનો લોટો અને વાસણ લઈને આવ્યો.

હઝરત મખ્દૂમ બુખારી રહ. એ તેને જોઈને ફરમાવ્યું કે સૈયદોને આવું હલકું કામ સોંપવું એ ભારે ગુસ્તાખી અને બે અદબી છે. આ શબ્દો એક પીઠ સાચા વલીની મુબારક જીભમાંથી નીકળ્યા હતાં એટલે સુલેમાન જરૂર સૈયદ હશે. અને એટલે જ તેનો પુત્ર ખિઝરખાન સૈયદ કહેડાવવાનો હકદાર છે.

(૨) બીજી દલીલ એ છે કે ખિઝરખાનની રહેણીકરણી સંસ્કાર, આદતો અને બીજી આદતો એવી હતી જે આપ સ.અ.વ.ની પવિત્ર આદતોથી મળતી આવતી હતી. એટલે એ નિશાનીઓ પણ ખિઝરખાનના સૈયદ હોવા વિશેના ઠોશ પૂરાવા સમાન છે.

સૈયદ ખિઝરખાન ૧૭ જમાદીઅવ્વલ હિજરી ૮૨૪ ના દિવસે આ ફાની દુનિયાને અલ્વીદા કરી ગયો. તેણે સાત વર્ષ અને ચાર માસ સુધી હકૂમત કરી. તે અદલ અને ઈન્સાફ માટે ખૂબ જ મકકમ હતો. તેની સચ્ચાઈ અને ઈમાનદારી એક મિસાલ બની ગઈ હતી. તે ખૂબ સખી પણ હતો. તેના સમયમાં તેની રૈયત ખૂબ સુખી હતી. તેનુ અવસાન થવાથી રાજયના લોકોથી લઈને નાના નાના બાળકો સુધી માતમમાં ડૂબી ગયા હતા તેના અવસાન બાદ બરાબર ત્રણ દિવસે સુધી ગમગીનીનો દોર ચાલતો રહયો. સૈયદ ખિઝરખાન બાદ તેનો મોટો પુત્ર મુબારકશાહ ગાદીએ બેઠો. ( તારીખે ફરિશ્તા અવ્વલ પાના ૪૯૫ )

## સુલતાન સૈયદ મુબારકશાહ

પોતાની બિમારી દરમિયાન જ ખિઝરખાનને ખ્યાલ આવી ગયો હતો કે હવે તેનો અંતિમ સમય નજીક આવી ગયો છે અને આ રોગ જીવલેણ છે. હવે તેનાથી છૂટકારો મળવો મુશ્કેલ છે. આથી તેણે દૂરંદેશી વાપરીને પોતાના

મોટા દીકરા મુબારકશાહને ગાદીનો વારસદાર તરીકે નકકી કરી નાખ્યો. મુબારક શાહે પોતાના પિતાના અવસાનના ત્રણ દિવસ બાદ તાજ પોશીની રસમ અદા કરી. અને હિજરી ૮૨૪ માં હકૂમતની લગામ હાથમાં લીધી.

મુબારક શાહ પોતાના પિતાના પગલે પગલે ચાલીને કુશળતાપૂર્વક હકૂમતનો કારભાર ચલાવતો રહ્યો અને ઠેકઠેકાણે માથું ઊંચકતી બગાવતોને શાંત પાડતો રહયો.

હિજરી ૮૩૭માં મુબારકશાહે એક નવા શહેરનો પાયો નાખ્યો. એને તેનું નામ બદલીને મુબારકઆબાદ રાખ્યું. એક વખતે બાદશાહ કેટલાક દરબારીઓને લઈને મુબારકઆબાદ ગયો અને શહેરની ઈમારતો હરીફરીને જુમ્આની નમાઝની તૈયારીઓ કરવા લાગ્યો. એ જ વખતે તેનું નિમક ખાનારા કેટલાક ગુલામોએ તેની સાથે નિમક હરામી કરી અને તેને શહીદ કરી નાખ્યો. ૯ રજબ હિજરી સન ૮૩૭ નો એ ગમખ્વાર દિવસ હતો. તેણે બાર વર્ષ ૩ માસ અને ૧૬ દિવસ સુધી હકૂમત કરી.

સુલતાન મુબારકશાહ કાબેલ અને કામયાબ હાકેમ હતો. તેણે પોતાની હકૂમતના સમય દરમિયાન કયારેય પણ મોંમાંથી ખરાબ શબ્દ ઉચ્ચાર્યો નથી. કે કદી પણ કોઈને અપશબ્દો બોલ્યો નથી. મકરૂહ વાતોથી તે હંમેશા દૂર રહેતો. ખાસ જવાબદારીના કામો તે દરબારીઓને કદી પણ સોંપતો નહીં અને તારીખે મુબારક શાહી પુસ્તક તેના જ મુબારક નામથી મશ્હુર છુ.

( તારીખે ફરિશ્તા પાના ૫૧૩ )

મુબારક શાહ પછી ખિઝરખાનનો પૌત્ર મુહંમદશાહ ફરીદખાન ગાદીએ બેઠા અને ૧૨ વર્ષ સુધી હકૂમત કરીને હિજરી ૮૪૯ માં મરણ પામ્યો. તેના પછી મુહંમદ શાહ નો પુત્ર અલાઉદદીન ગાદીએ બેઠો. અને હિજરી સન ૮૫૫ માં તેનું પણ અવસાન થયું. તેણે દિલ્હીની ગાદી ઉપર લગભગ ૭ વરસ સુધી રાજ કર્યુ. અને તેના પછી દિલ્હીની હકૂમત લોધી ખાનદાનના હાથમાં ગઈ.

## લોધી ખાનદાન

## સુલતાન બેહલોલ લોધી

હિજરી સન ૮૫૫ માં સુલતાન બેહલોલ લોધીને દિલ્હીના સુલતાન તરીકે સ્વીકારી લેવામાં આવ્યો. તેણે ખુત્બામાંથી અલાઉદ્દીનનું નામ કઢાવી નાખ્યું

અને ફકત પોતાનું નામ રાખ્યું અને અવારનવાર પેદા થતી બગાવતોને શાંત પાડી પાડીને રાજયનો કારભાર ચલાવી રાખ્યો.

તેના જીવનની ખૂબીઓનું વર્ણન કરવું મુશ્કેલ છે. તે શરીઅતનું ચૂસ્તપણે પાલન કરનારો હતો. પોતાનો મોટાભાગનો સમય તે પ્રવાસોમાં તેમજ ફકીરો અને અલ્લાહના નેક બંદાઓની ખિદમત કરવામાં ગુજારતો તે પોતાના અફઘાન બિરાદરો સાથે ખૂબ સારો વર્તાવ કરતો હતો. વળી અફઘાન અમીર ઉમરાવોની સામે કદીપણ ગાદીએ બેસતો નહી. બલકે નમ્રતાપૂર્વક તેમની સાથે જ હંમેશા નીચે આસન જમાવતો. દિલ્હી ઉપર ફતેહ મેળવ્યા બાદ જે ધનદોલતના ખજાના તેના હાથમાં આવ્યા તે તમામને અફઘાની અમીર ઉમરાવો વહેંચી દીધા. અને પોતાને માટે પણ એક જ હિસ્સો રાખ્યો.

રાજયના ખાસ તબાલાના શાહી ઘોડાઓ ઉપર કદી પણ સવારી કરતો નહી. એ કહેતો કે મારે માટે માત્ર સલતનતનું નામ જ કાફી છે. તેને મોગલ સિપાહીઓને બહાદૂરી ઉપર ખૂબ જ વિશ્વાસ અને ગર્વ હતો. એજ કારણથી મોગલ શાહજાદાઓ અને સિપાહીઓની સંખ્યા લગભગ વીસ હજાર જેટલી થઈ ગઈ હતી. જયારે જયાં પણ જાણી લેતો તે અમુક જગ્યાએ કોઈ બહાદુર નવયુવાન છે તો તેને તરત જ બોલાવતો અને તેની સાથે માનભર્યો વહેવાર કરતો.

સુલતાન બેહલોલે લોધી ખૂબ જ બુધ્ધિશાળી અને બહાદૂર હતો. દુન્યવી વહેવારોમં અને હકૂમતનો કારભાર ચલાવવામાં તેની ખાસ કાબેલીયત હતી. તે કદી પણ ઉતાવળમાં કોઈ પગલું ભરતો નહીં. હંમેશા રૈયતની સુખશાંતિ અને અદલ ઈન્સાફમાં જીંદગી ગુજારીને હિજરી સન ૮૯૪ મુજબ ઈ.સ. ૧૪૮૯ માં સુલતાને આ ફાની સંસારથી વિદાય લીધી. તેણે ૩૮ વર્ષ અને કેટલાક માસ સુધી હુકુમત ચલાવી.

" તારીખે એહદે મોઘલિયા " માં લખે છે કે જો લોધી ખાનદાનના હાથમાં દિલ્હીની હકૂમત ન આવી ઓત તો - જેને તૈમૂરના હુમલાઓએ ટાળી લીધેલ તે - હિંદુઓના વર્ચસ્વ નો ભય ફરીથી વ્યાપી જતો.

ઈસ્લામી હકૂમતની જાહોજલાલીની ખંડેર થઈ રહેલ ઈમારતને લોધી ખાનદાને ઉધારી લીધી. બેશક લોધી ખાનદાનનો ખૂબ જ મોટો ઉપકાર છે કે એણે મુસલમાનોની આથમી રહેલ જાહોજલાલીને મોગલ સુલતાનોના આગમન સુધી

સાચવી રાખી અને એ નાવ આવનારા ભયંકર તોફાનોથી સલામત રહી ગઈ.

## સુલતાન સિકંદર લોધી

સુલતાન બેહલોલ લોધીના અવસાન બાદ હકૂમતના અમીર ઉમરાવો એ એક સંપ થઈને તેના મોટા પુત્ર સિકંદર લોધીને તેના પિતાની ગાદીએ હિજરી સન ૮૪૯ માં બેસાડયો.

સુલતાન સિકંદર લોધીની રહેણીકરણી પણ ખૂબ સારી હતી. પિતાની જેમ જ એ પણ સારી આદતો અને સંસ્કારોનો નમૂનો હતો. તે દરેક અફઘાની સાથે સારો વર્તાવ કરતો અને તમે પોતાના ભાઈ સમાન માનતો.

## શેખ બહાઉદ્દીન પ્રત્યેની શ્રધ્ધા

ઈતિહાસકારો નોંધે છે કે જયારે સુલતાન બેહલોલ લોધીનું અવસાન થયું અને લોકોએ સિકંદર લોધીને તેના વારસદાર તરીકે નીમવાનું નકકી કર્યું ત્યારે સૌ પહેલાં સિકંદર લોધી દિલ્હીના શેખ બહાઉદદીન રહ.ની ખિદમતમાં દુઆ માટે હાજર થયો. જેઓ ખૂબ બુલંદ દરજજાના વલી હતા.

સુલતાને શેખ બહાઉદદીન રહ. એ કહ્યું કે મારુ મન ચાહે છે કે આપની કિતાબ "મિઝાનનું" વાંચન કરુ.એમ કહીને તેઓએ કિતાબ ખોલી અને વાંચવાનું શરૂ કર્યું. જયારે ઉસ્તાદ "ખુદાતઆલા તને દીન અને દુનિયા બંનેમાં ખુશકિસ્મતી નસીબ કરે" ત્યાં સુધી પહોચ્યા તો બાદશાહે ઉસ્તાદને એ વાકય દોહરાવવા અરજ કરી અને ઉસ્તાદે એ વાકયને ત્રણવાર દોહરાવ્યો. ત્યાર બાદ સુલતાને શેખના હાથોને ચૂમી લીધા. અને ઉસ્તાદની ઉપરોકત વાતને શુકનવંતી ગણીને ત્યાંથી રવાના થયો.

સુલતાન સિકંદર લોધી મજહબ અને શરીઅતના હુકમોનું ચૂસ્ત રીતે પાલન કરનારો હતો. તેણે રાજયની તમામ મસ્જિદો અને મઝારોની સફાઈ કરનારાઓ ખુત્બો આપનારાઓ અને કારી સાહેબોની નિમણુંક ખાસ ધ્યાન આપીને જાતે જ કરી હતી. અને તેમને માટે યોગ્ય પગારો તેમજ બક્ષિશો નકકી કરવામાં આવ્યા હતા.

સુલતાને શિક્ષણ અને કલાકારીગરીને પણ પ્રોત્સાહન આપીને તેનો વિકાસ કર્યો. તેના સમયમાં અમીર ઉમરાવો, સિપાહીઓ, નોકર ચાકરો, વિગેરે તમામ વર્ગો લોકો જુદી જુદી વિદ્યાઓ મેળવવામાં મશ્ગૂલ હતા. એટલું જ નહીં. ખુદ હિંદુઓ પણ ફારસી ભાષા શીખવામાં રસ ધરાવતાં થયા હતાં.

આબે કૌસરમાં લખેલ છે કે સુલતાન સિકંદર એક કાબેલ અને બુલંદ બુધ્ધિનો બાદશાહ હતો. તેણે આગ્રા શહેરનો પાયો નાખ્યો અને તેને રાજધાની બનાવી. તેનો મોટાભાગનો સમય અફઘાન અમીર ઉમરાવો અને ઈટાવાચંદમીરી તેમજ ગ્વાલિયરના હિંદુ રાજાઓ સાથેની લડાઈમાં વીત્યો. આમ છતાં પણ તેણે વિદ્યા અને કલા સંસ્કૃતિના વિકાસની તરફ ધ્યાન આપ્યું. તેના સમયમાં મુલતાનના બે મહાન વિદ્વાનો શેખ અબ્દુલ્લાહ તલનબી (તલનબા મુલતાનની પાસેનો એક કસબો છે) અને શેખ અઝીઝુલ્લાહ દિલ્હીમાં પધાર્યા. તેઓ શિક્ષણ અને સંસ્કારના સ્તરને ખૂબ ઊંચાઈ પર લઈ ગયા. બાદશાહે એ બંને વિદ્વાનોની ખૂબ કદર ફરમાવી. બાદશાહ પોતે શેખ અબ્દુલ્લના મદ્રેસામાં હાજરી આપતો અને પોતાના ત્યાં જવાથી કયાંક તાલીમનું કામ અટકી ન જાય એ વિચારથી ચૂપચાપ મદ્રેસાની બાજુમાં આવેલ મસ્જિદના ખૂણામાં બેસી જતો અને મૌલાનાની પવિત્ર વાણીનો લાભ લેતો.

સિકંદર લોધીના સમયમાં જ સિરાઝના ઈસ્લામી વિદ્વાન મૌલાના રફીઉદદીન દિલ્હી પધાર્યા. બાદશાહે એમનું ખૂબ જ માનપાન કર્યું અને મૌલાના આગ્રામાં રહીને વરસો સુધી હદીષ શરીફની તાલીમનું કામ કરતા રહ્યા.

સુલતાન સિકંદર જયારે કોઈ પ્રદેશનો ગર્વનર હતો. તે સમયનો એક કિસ્સો નોંધાયેલ છે કે એક દિવસે તેને કોઈએ સમાચાર આપ્યા કે રૂકેશ્તર નામની જગ્યાએ ઘણાબધા હિંદુઓ એકઠા થયા છે અને તળાવમાં સ્નાન કરવા અને મંદિરમાં પૂજાપાઠ કરવા ઉપરાંત તેમણે ત્યાં ભારે ધાંધલ ધમાલ મચાવેલ છે. સુલતાને એ બધાને મારી નાખવાનો તેમજ મંદિરને ખંડિત કરી નાખવાનો ઈરાદો કર્યો. પરંતુ સદનસીબે એણે શેખ અબ્દુલ્લાની સલાહ લીધી. તો એ મહાન ઈસ્લામી વિદ્વાને ફતવો આપ્યો કે હિંદુઓના એક પ્રાચીન ધર્મ સ્થળને ખંડિત કરવું એ શરીઅતના કાનૂન ને વિરૂધ્ધ છે અને તેમની સ્નાન કરવાની પુરાણી રસમને બંધ કરી દેવી યોગ્ય છે.

સિકંદર લોધી શેખની આ વાત સાંભળીને ગુસ્સાથી રાતોચોળ થઈ ગયો અને તેણે પોતાના ખંજર ઉપર હાથ મુંકીને જણાવ્યું કે તમે પણ કાફરોના સાથી છો. હું પહેલા તમને ખતમ કરીશ અને પછી કાફરોને.

આ સાંભળી એ વિદ્વાન બુઝુર્ગે ફરમાવ્યું કે દરેક માણસની જીંદગી અલ્લાહના હાથમાં છે. અને અલ્લાહના હુકમ સિવાય કોઈને પણ મોત આવી શકતું નથી. જયારે કોઈ માણસ કઈ જાલીમ માણસની સામે કોઈ હક વાત

ઉચ્ચારે તો એણે પહેલા મરવાની તૈયારી રાખવી જોઈએ. તમોએ જે કંઈ મને પુંછયું તેનો મે અલ્લાહના નબી સ.અ.વ. ના હુકમો મુજબ જવાબ આપ્યો. જો તમારે એ હુકમોની કદર કરવી ન હતી તો તમોએ મને એ બધું પૂંછયું જ શા માટે ? શેખ સાહબેની આવી બેબાકી અને નીડરતા જોઈને સુલતાનનો ગુસ્સો ઠંડો પડી ગયો અને તેણે પોતાનો ઈરાદો બદલી નાખ્યો.

( આબે કૌસર પાન ૪૫૫ )

જે પણ પ્રદેશના હાકેમને નામે હુકમનામું ફરમાવવામાં આવતું તે તેને ચબૂતરાની નીચે ઉતરીને લેતો અને હુકમનામાને માથે ચડાવતો. જો બાદશાહનું ફરમાન હોય તો ત્યાં જ બેસીને વાંચી સંભળાવવામાં આવતું. નહિતર તેના હૂકમ મુજબ મસ્જીદના મીંબર ઉપર ચઢીને વાંચી સંભળાવવામાં આવતું. જેમ કે અલાઉદ્દીન ખીલજીના દરબારનો શિરસ્તો હતો. દરરોજના અનાજના ભાવો તેમજ એ પ્રદેશો જેની ઉપર બાદશાહનો કબજો હતો. એની હકીકતો દરરોજ દરબારમાં બેસીને વાંચી સંભળાવવામાં આવતું જો કોઈ ખાનગી વાત હોય તો ફરમાન ખાનગી રીતે વાંચવામાં આવતું. બાદશાહ પોતાનો મોટા ભાગનો સમય રૈયતની ભલાઈમાં અને સુખશાંતિ માટે વીતાવતો. આ સિવાય પણ સુલતાનની કુનેહ હોશિંયારી અને સમજદારીની વાતો નોંધવામાં આવેલ છે.

સિકંદર લોધીની હકૂમતના સમયની એક ખૂબ જ હદય સ્પર્શી કિતાબ મઅદ્નુશિફા અથવા તિબ્બે સિકંદરી છે. તેનો લેખક 'મિયાં ભવા ' સિકંદરના દરબારીઓમાં ખૂબ જ માન મોભો ધરાવતો હતો. તેણે સુલતાનને જણાવ્યું કે યુનાની દવાઓ અને હિન્દુસ્તાનના લોકોની પ્રકૃતિમાં કોઈ ખાસ મેળ નથી. એટલે હિન્દુસ્તાનના હકીમોની કિતાબોના ફારસી ભાષામાં અનુવાદ કરીનેએક એવું ગ્રંથ તૈયાર કરવામાં આવે કે જેમાં હિન્દુસ્તાનના તમામ જાણીતા તબીબોના નુસખા અને જુદા જુદા રોગ ઉપર તેનો ઉપયોગ કરવા વિશેની માહિતી સમાવી લેવામાં આવે.

બાદશાહે તેની વાત કબૂલ કરી. અને મિયાંભવાએ પાંચસો પાનાની એક સમૃધ્ધ ગ્રંથ તૈયાર કર્યો. જેના એક હજાર એકસો સાત જેટલા રોગો અને તેના ઈલાજ માટેની દવાઓની વિગતો સમાયેલી હતી. હિન્દુસ્તાનમાં ઈસ્લામી પધ્ધતિની ઉપચારી વિધિઓના વિકાસમાં આ ગ્રંથનો ઐતિહાસિક ફાળો છે.

આ મૂલ્યવાન ગ્રંથ આજે પણ ઉપચાર પધ્ધતિમાં ઊંચા સ્થાને છે. અને નવલકિશોર પ્રેસે છાપીને તેને પ્રગટ કરે છે. (આબે કૌસર પાન ૪૫૯)

સુલતાન સિકંદરને શેરો શાયરીનો પણ ખૂબ શોખ હતો. શુધ્ધ અને ઊંચા વિચારની શેરો શાયરી સાથે તેને ખાસ લગાવ હતો. સારા સારા બુલંદ વિચારના શેર તે પોતે પણ લખતો હતો. તેનું ઉપનામ ગુલરૂખી હતું. આજ બાદશાહના સમયમાં ' ફરહંગે સિકંદરી ' અને બીજી કીમતી કિતાબોનું સર્જન થયેલ છે.

## અવસાન

બાદશાહને કોઈ ભયંકર રોગ લાગું પડી ગયો હતો. એવી નાજુક હાલતમમાં પણ તે હકૂમતના કામો બરાબર પાર પાડતો રહ્યો. પરંતુ છેવટે રોગ એટલી હદે વધી ગયો કે એ જીવલેણ નીવડયો અને તે ઝિલકદ હિજરી સન ૯૨૩ ના દિવસે ખુદાને પ્યારો થઈ ગયો. ફરહંગે સિંકદરીમાં લેખકે નોધ્યું છે કે સિકંદર લોધીએ ૨૮ વર્ષ અને ૫ માસ સુધી રાજ કર્યું.

## સુલતાન ઈબ્રાહીમ લોધી

સુલતાન સિકંદર લોધીનું અવસાન આગ્રામાં થયું. અને તેના પછી તેનો મોટો પુત્ર ઈબ્રાહીમ લોધી તેની ગાદીનો વારસદાર બન્યો. સુલતાન ઈબ્રાહીમ લોધી એક કમજોર હાકેમ હતો. છેવટે બાબરે હિજરી સન ૯૨૩ માં હિન્દુસ્તાન ઉપર ચઢાઈ કરી અને પાનીપતના મેદાનમાં ખુંખાર યુધ્ધ થયું. તેમાં બાબરને ફતેહ મળી અને ઈબ્રાહીમ લોધી યુધ્ધના મેદાનમાં જ માર્યો ગયો. પરિણામે દિલ્હીની હકૂમત અમીર તૈમૂરના વંશજ બાબરના હાથમાં આવી ગઈ. લોધી ખાનદાનની તવારીખનો અંત આવ્યો. ઈબ્રાહીમ લોધીએ નવ વરસથી થોડાક ઓછા સમય સુધી હકૂમત કરી. ત્યાર બાદ હિન્દુસ્તાનમાં મોગલ બાદશાહ બાબરાની હકૂમત કાયમ થઈ. ( તારીખે ફરિશ્તા પાના ૬૫૧ )

શેખ અબ્દુલ કુદદુસ ગંગોહી રહ. ને લોધી અફઘાનો ખાસ લગાવ હતો. એમણે જોયું કે લોધીઓએ અને એમાંય ખાસ કરીને સિકંદર લોધીએ ફરીથી હિન્દુસ્તાનમાં ઈસ્લામનો ઝંડો લહેરાવ્યો છે. એટલે તેઓ લોધીઓની ખૂબ કદર કરતા હતા. સિકંદર લોધીને નામે શેખનો એક પત્ર છે. જેમાં એમણે ખુદાની ખલકત પ્રત્યે રહમદિલી રાખવા અને આલિમો તેમજ ઈમામ સાહેબોની સારસંભાળ રાખવા માટે ખાસ ધ્યાન દોર્યુ છે.

ઉપરાંત ઈ.સ. ૧૫૨૬ માં બાબર અને ઈબ્રાહીમ લોધીનું પાનીપતના મેદાનમાં ધમસાણ યુધ્ધ થયું. એ સમયે શેખ અબ્દુલ કુદદુસ ગંગોહી રહ.

અને એમના મોટાભાગના અનુયાયીઓ ઈબ્રાહીમ લોધીના લશ્કરમાં મોજુદ હતા. અને શેખ ફરમાવી રહયા હતા કે ઈબ્રાહીમની ફતેહ થવામાં શંકા રહેલી છે. છતાં પણ બાદશાહે તેમને આગ્રહ કર્યો કે તેઓ શાહી લશ્કરની સાથે જ રહે. એટલે જયારે બાબરની ફતેહ થઈ તો શેખને પણ કેદ કરી લેવામાં આવ્યા. એમની સાથે એમના બે અનુયાયીઓ પણ હતા. એમને મુરશદનો કાળા રંગનો ફેંટો ગળામાં નાખી બાંધી દેવામાં આવ્યા અને શેખને હુકમ આપવામાં આવ્યો કે તેઓ પગપાળા ચાલે. એટલે તેઓ ચાલતા ચાલતા પાણીપતથી છેક દિલ્હી સુધી તશરીફ લાવ્યા. પરંતુ પાછળથી તેમને છોડી મુકવામાં આવ્યા. જયારે દિલ્હીના તખત ઉપર બાબર બિરાજમાન થયો. તો શેખ સાહેબે એક કાગળમાં બાબરને તાકીદ કરી ફરમાવી કે મુહંમદ સ.અ.વ. ની શરીઅતના અમલ માટે અને ઈસ્લામનો ફેલાવો કરવા માટે જરૂરી યોજનાઓ બનાવવામાં આવે.

( રૂહે કૌસર પાના ૫૬ )

## મોગલ સલતનતનો પાયો નાખનાર સુલતાન બાબર

હિન્દુસ્તાનમાં મોગલ સલતનતનો પાયો સુલતાન બાબરે નાખ્યો. જે તૈમૂરના વંશજોમાંથી હતો. અગિયાર વર્ષની ઉંમરે તે તુર્કસ્તાનના શહેર ફરગાનામાં ગાદી નશીન થયો. પરંતુ વિરોધીઓ સાથેની એક લાંબી લડતને અંતે તેને પોતાનું પ્યારુ વતન છોડવું પડયું. ત્યાર બાદ તેણે પહેલાં કાબુલમાં હકૂમત સ્થાપી અને પછી હિન્દુસ્તાનના અમીર ઉમરાવોના જેઓ પોતાના હાકેમ ઈબ્રાહીમ લોધીના વર્તાવથી નારાજ હતા. એમના નિમત્રંણથી હિન્દુસ્તાનમાં આવ્યો અને ઈ.સ. ૧૫૨૬ માં પાણીપતના મેદાનમાં ઈબ્રાહીમ લોધીને હરાવીને તેણે દિલ્હી ઉપર કબજો જમાવી દીધો.

નોંધ :- ફરગાના એ ઉઝબેકિસ્તાન ની ખૂબ જ ફળદ્રુપ અને બહાદૂર માણસોની ધરતી છે. જેને બાબરનું વતન હોવાનું સદભાગ્ય સાંપડેલું છે. (લાહોરથી લઈને છેક સમરકંદ બુખારા કુન્દુસ ૨૩ )મહાન ઈસ્લામી ગ્રંથ "હિદાયાના" લેખક કાઝી બુરહાનુદદીન અલમૂર ગિનાનીએ એ પણ આજ ધરતી ઉપર જન્મ લીધો હતો. આ પ્રદેશનું મશહૂર શહેર નમનિગાવ છે. જે સૈર નદીના કિનારે વસેલું છે. નદીના બીજે કિનારે બાબરના પિતા ઉમર શેખનો કિલ્લો છે. જયાં આજે પણ તેના ખંડેરના અવશેષો બાકી છે. બાબર આજ ઐતિહાસિક કિલ્લામાં જન્મ્યો હતો. સાત વર્ષ સુધી તેનો ઉછેર આજ કિલ્લામાં થયો હતો.

( હવાલાએ બાલા સ. ૩૪ )

સૈર અને કારા બંને નદીઓનું નમનિગાનની પાસે સંગમ થાય છે. એ
વિશે એવી લોકવાયકો છે કે સૈર અને કારાના ફળદ્રુપ પ્રદેશમાં ઉછરેલો મોગલ
બાળક ગંગા અને જમનાના પ્રદેશનો શહેનશાહ બન્યો. (ઈઝા પાના ૩૯)

'નમનિગાન' શહેરમાં રશિયાની ક્રાંતિ અને પહેલા એક હજાર મસ્જિદો
આબાદ હતી. પણ કમ્યુનિસ્ટોએ બે મોટી મસ્જિદો સિવાય બાકીની બધી જ
મસ્જિદો બંધ કરી દીધી હતી. હવે અલ્હમ્દોલિલ્લાહ બધી જ મસ્જિદોનું
નવેસરથી બાંધકામ કરવામાં આવી રહ્યું છે. ૨૨ મસ્જિદોમાં જુમ્આની નમાઝ
શરૂ થઈ ગઈ છે. બાકીની મસ્જિદોના બાંધકામનું કામ ચાલુ છે.

સમરકંદ વચ્ચે એક ઐતિહાસિક જગ્યા રેગિસ્તાન ચોક નામે જાણીતી
છે. એમાં મદ્રેસાઓની ત્રણ આલેશાન અને ભવ્ય ખૂબસૂરત ઈમારતો છે.
પંદરમી સદીમાં અમીર તૈમૂરના પુત્ર મિરઝા અલગ બેગે તેમાં સૌથી પહેલો
મદ્રેસો શરૂ કરેલ તે પોતે પણ આ મદ્રેસામાં ઉસ્તાદ તરીકે સેવા આતપો હતો.
તે પોતાના સમયનો પ્રખ્યાત ફિલસુફ અને જ્યોતિષિ હતો. આજ મદ્રેસામાં
કોઈક સમયે હઝરત દારમી રહ. અને હિદાયા ના લેખક જેવા ઈલ્મના દરિયા
સમાન ઉસ્તાદો ઈલ્મના પ્યાસાઓની પ્યાસ બુઝાવતા હતા.

(ઈઝા પાના ૨૮)

(૨) આ તુર્કસ્તાન જેને મોગોલિયન પણ કહેવામાં આવે છે તે ઈસ્તંબુલવાળા
તુર્કી નથી.

બાબરે દિલ્હીને તો જીતી લીધી. પરંતુ દિલ્હીની જીતથી હિન્દુસ્તાનને જીતી
શકાયું ન હતું. કેન્દ્રની હકૂમતની નબળાઈઓએ કારણે દરેક ઠેકાણે સુબાઓ
સ્વતંત્ર થઈ ગયા હતા. ઉત્તર ભારતમાં રાણા સાંગે ભારે કબજો જમાવી દીધો
હતો. બાબરની સૌથી મોટી લડાઈ ઈ.સ. ૧૫૨૯ માં તેની જ સાથે થઈ હતી.
દિલ્હીની હકૂમત નબળી પડી જતી કેટલાંય હિંદુ રાજાઓએ માથું ઊંચકયું
હતું. તેઓ પણ રાણા સંગની સાથે હતા. લગભગ પોણા બે લાખ જેટલા
સૈનિકોની ફોજ બાબરનો મુકાબલો કરવા માટે આવી પહોંચી. બાબરે એમની
પરવા નહીં. પરંતુ જયારેશાહી ફોજનો દરેક પ્રથમ જુથને રાજપૂતોએ હાર ખમવી
પડી. આમ બયાનાનું લશ્કર જે બાબરની મદદ માટે આવ્યું હતું એને પણ હાર
ખમવી પડી. ત્યારે શાહી લશ્કરમાં હતાશા અને ચિંતાનું મોજું ફરી વળ્યું. ત્યારે
કેટલાક ઉમરાવો એ બાબરને સલાહ આપી કે મોટા કિલ્લા વિશ્વાસુ
સેનાપતિઓને સોંપી દઈને પંજાબ પાછા જતા રહેવું જોઈએ. અને કોઈ ગેબી

મદદની રાહ જોવી જોઈએ. પરંતુ બાબરે ઉમરાવોની આ નિરાશા ભરેલી વાતો સાંભળીને એક નવી ચેતના જગાડનાર જુસ્સાદાર વાણીમાં બુલંદ અવાજે કહ્યું કે આસપાસમાં આવેલ મુસલમાન બાદશાહો આપણી ઉપર ફિટકાર વરસાવશે. અને કહેશે કે આપણે જીંદગીને વહાલીગણીને એક મહાન સલ્તનતને હાથમાંથી ખોઈ બેઠા. એટલે ગમે તે હાલમાં પૂરેપૂરી હિંમત અને જવામર્દીથી દુશ્મનોનો મુકાબલો કરવો જ જોઈએ.

જો આપણને કતલ કરી દેવામાં આવશે તો આપણું નામ શહીદોની યાદીમાં લખવામાં આવશે નહીં કે ભાગેડુઓમાં.

બાબરની આ જુસ્સાદાર વાણી સાંભળીને સૈનિકોમાં એક ગજબનો જુસ્સો પેદા થઈ ગયો. બધાંએ અલજિહાદ અલજિહાદના નારા બુલંદ કર્યા. અને સોગંધ ખાઈ લીધા કે અમો યુધ્ધના મેદાનમાંથી પીછેહઠ નહીં કરીએ. મરી જઈશું તો શહીદ થઈ જશું અને જીતી જશું તો બહાદૂર ગણાઈશું. ( રૂહે કૌસર પાના ૨૧ )

બાબરે શરાબ પીવાથી અને શરીઅત વિરૂધ્ધના કામોથી તૌબા કરી લીધી. અને સર્વશકિતમાન એવા અલ્લાહના દરબારમાં સાચા દિલથી દુઆ માંગીને યુધ્ધના મેદાનમાં હિંમતભેર ઝંપલાવ્યું. યુધ્ધ આખો દિવસ ચાલ્યું. રાજપૂતો પણ આ યુધ્ધને ઉત્તર ભારતના નસીબનો ફેંસલો કરનારુ માનીને પૂરેપૂરી બહાદૂરીથી લડયા પરંતુ ફતેહ આખરે બાબરના નસીબમાં આવી પડી. ત્યાર બાદ બાબરે ગાઝીનો ( બહાદુર ) ખિતાબ ધારણ કર્યો.

મોગલ ખાનદાનમાં મોટા મોટા નામવર બાદશાહો પેદા થયા છે. પરંતુ બાબરના વ્યકિતત્વમાં ગજબનું આકર્ષણ છે. તેનું વ્યકિતત્વ ઈસ્લામની ખાસ ખૂબીઓને ઉજાગર કરે છે. બાબર ફકત એક બહાદૂર લડવૈયો અને કુશળ સેનાપતિ જ ન હતો બલકે તે ફારસી અને તુર્કી ભાષાનો ઉત્તમ કક્ષાનો કવિ પણ હતો. તેણે લખેલ તઝકે બાબરી એક લાજવાબ પુસ્તક છે અને બાબરના વિવિધ સદગુણોનો મનહર ગુલદસ્તો છે.

એ પુસ્તકમાં તુકબંદીઓ નહી પણ ગહન ચિંતન અને ભારોભાર સચ્ચાઈનું સિચંન થયેલ છે. એમાં માત્ર સાંભળેલી વાતો નથી પરંતુ આંખે જોયેલી અને જાતે અનુભવેલી હકીકતોના વર્ણન છે. પ્રકૃતિમાં રમણીય દ્રશ્યો, વૃક્ષો અને પંખીઓ સથે બાબરને જે એક ખાસ પ્રકારનો પ્રેમ અને લગાવ હતો એનો ગિતવાર ચિતાર એમાં છે.વળી તેમાં તુર્કસ્તાન, અફઘાનિસ્તાન અને હિન્દુસ્તાન વિશેની

ખૂબ જ ઉપયોગી વાતો પણ વણાયેલી છે.

'તઝકે બાબરી' ના સર્જન ઉપરાંત બાબર સુંદર અક્ષરલેખનનો પણ માહેર અને કસબી હતો. કુરઆને પાકની કેટલીય આયતોને મનમોહક અક્ષરોમાં લખીને તેણે પવિત્ર મકકા શરીફ મોકલાવેલ.

તેને હિન્દુસ્તાનમાં ઝાઝો સમય રહેવાનો મોકો નથી મળ્યો. પરંતુ પોતાના બુધ્ધિ કૌશલ્યો અને દૂરંદેશીથી તેણે અહીના પ્રદેશની ખાસ ખાસ ખૂબીઓને પિછાણી લીધી હતી. પોતાના પુત્ર હુમાયુને માટે લખેલ વસિયતનામાથી એની સમજદારી, ન્યાયપ્રિયતા અને વિચારસરણીની ઝાંખી થાય છે. બાબરે હુમાયુ માટે લખેલ એ વસિયતનામું આ પ્રમાણે છે.

હે વહાલા ફરજંદ ! હિન્દુસ્તાનમાં જુદા જુદા ધર્મના લોકો રહે છે. અલ્લાહની ખરેખર તમારા ઉપર કૃપા થઈ છે કે એણે તમને મહાન દેશનો બાદશાહ બનાવ્યો છે. પોતાની બાદશાહતમાં તમારી નીચે દર્શાવેલ વાતોનો ખ્યાલ રાખવો જોઈએ.

(૧) ધાર્મિક કટ્ટરતાને તમો કયારેય દિલમાં જગા આપશો નહી અને લોકોના ધાર્મિક રીતરીવાજો તેમજ આસ્થાને ખયાલ રાખીને બધા લોકો સાથે ન્યાયપૂર્ણ વહેવાર રાખજો.

(૨) ગૌહત્યાથી ખાસ પરહેઝ રાખશો. જેથી તમો અહીના લોકોના દિલ જીતી શકશો અને એ રીતે ઉપકાર આભારની સાંકળમાં જકડાઈને તેઓ તમારે તાબે થઈ જશે.

(૩) કોઈપણ જાતીની ધાર્મિક ઈમારતને તમારે ખંડિત કરવી જોઈએ નહી અને હંમેશાં બધાની સાથે પૂરેપૂરા ન્યાયથી વર્તવું જોઈએ. જેથી બાદશાહ અને રૈયતના સંબંધો મૈત્રિપૂર્ણ થાય અને રાજયમાં સુખશાંતિનું વાતાવરણ જળવાઈ રહે.

(૪) ઈસ્લામના ફેલાવાનું કામ જુલ્મ સિતમ કે બળજબરીના શસ્ત્રોને બદલે કૃપાઓ અને ઉપકારોના હથીયારથી વધુ સારી રીતે થઈ શકેશે.

(૫) શિઆ - સુન્નીના મતમતાંતરો તરફ ધ્યાન આપશો નહીં. કારણ કે તેનાથી ઈસ્લામની શકિત ઓછી થશે.

(૬) પોતાની રૈયતની જુદી જુદી ખૂબીઓને વર્ષની જુદી જુદી ઋતુઓ માનો. જેથી હકૂમત બિમારી અને લાચારીથી સલામત રહી શકે.

# હિન્દુસ્તાનમાં મારો પ્રવેશ અલ્લાહનો મહાન ઉપકાર છે.

સુલતાન બાબરે પોતાના પુસ્તક " વાકેઆત બાબરી " માં લખ્યું છે કે હઝરત મુહંમદ સ.અ.વ. ના સમય બાદથી લઈને આજ સુધીમાં ઈસ્લામ મઝહબ પાળનારા ત્રણ હાકેમો હિન્દુસ્તાનમાં આવ્યા અને તેમણે આ વિશાળ મુલક ઉપર કબજો કર્યો.

સૌથી પહેલાં સુલતાન મહેમૂદ ગઝનવી આવ્યા. લાંબા સમય સુધી એ બાદશાહની ઔલાદ હિન્દુસ્તાન ઉપર હકૂમત કરતી રહી. ત્યાર બાદ બીજા સુલતાન શિહાબુદદીન ઘોરી આવ્યા. જેના પાલક પુત્રોએ ખૂબ જ દબદબાભેર હકૂમત કરી અને ત્રીજો હું પોતે આવ્યો. પરંતુ મારી જીવન કહાણી મારી અગાઉના બંને હાકેમોથી તદ્દન અલગ પ્રકારની છે.

સુલતાન મેહમૂદ ગઝનવી જયારે હિન્દુસ્તાન ઉપર હુમલો કર્યો. તે સમયે એ 'માવરાઉનનહર' ખ્વારઝમ અને ખુરાસાનનો પણ હાકેમ હતો. અને ગઝનવી લશ્કરની સંખ્યા પણ એક લાખ સિપાહીઓથી ઓછી ન હતી. બીજું એ સમયે હિન્દુસ્તાનની હાલત પણ સારી ન હતી. અહીયાં કોઈ મહાન હાકેમ હતો નહીં. ઠેકઠેકાણે નાના નાના રાજાઓ રાજ કરતા હતા. જો કે સુલતાન શહાબુદદીન ઘોરી ખુરાસનનો બાદશાહ ન હતો. પણ તેનો ભાઈ બાદશાહ હતો. એને સુલતાન ઘોરી એક લાખ વીસ હજાર સવારો લઈને હિન્દુસ્તાનમાં આવ્યો હતો. સુલતાન ગઝનવીના સમયની જેમ ઘોરીના સમયમાં પણ હિન્દુસ્તાનમાં અંધાધુંધી ફેલાયેલી હતી.

પરંતુ મારી તો હાલત એવી હતી કે જયારે હું પહેલીવાર હિન્દુસ્તાનમાં આવ્યો ત્યારે દોઢ બે હજાર સવારો મારી સાથે હતા. બદખ્શાં, કાબુલ અને કંદહારમાં મારી હકૂમત હતી. પરંતુ એ શહેરોમાંથી થોડી ઘણી પણ મદદ મારા સુધી પહોંચી શકે તેમ ન હતી. ત્યાંના કેટલાક વિસ્તારો એવા હતા કે તેમના દુશ્મનો નજીક હોવાથી ઉલ્ટ તેઓ જ મદદના મોહતાજ હતા.

હિન્દુસ્તાનમાં પહેરાથી લઈને બિહાર સુધી અફઘાનોનું વર્ચસ્વ હતું. હિન્દુસ્તાનની તાકાતને જોતાં તો મારી સાથે પાંચ લાખ સિપાહીઓની ફોજ હોવી જોઈતી હતી. તે સમયે ઈબ્રાહીમ લોધીના લશ્કરમાં એક લાખ સિપાહીઓ હતા. તે ઉપરાંત એક લાખ લડાયક હાથીઓ પણ તેના લશ્કરમાં હતા. તેનાથી પણ

વધારે નવાઈની વાત તો એ હતી કે ઉઝબેક જેવા જબરજસ્ત હરીફને પાછળ મુકી લોધી જેવા ખુંખાર દુશ્મનની સાથે મેં ટકકર લીધી. પરંતુ મહાન અલ્લાહની જાત ઉપર ભરોસો અને તેની અપાર કૃપાઓને કારણે અનેક મુશ્કેલીઓમાં પણ મને ફતેહ મળી અને હિન્દુસ્તાન મારા કબજામાં આવી ગયું. હું માત્ર તેને મારી કોશિશ અને મહેનતનું પરિણામ નથી મળતો. બલ્કે એ ફતેહ અને કામયાબી માત્રને માત્ર મને અલ્લાહની મહેરબાનીથી જ નસીબ થઈ છે. એ મારુ ઈનામ છે.

( તારીખે ફરિશ્તા અવ્વલ પાના ૫૯૫ )

"વાકેઆતે બાબરી" માં ખુદ બાબરે લખ્યું છે કે ૨૩ સફર હીજરી સન ૯૩૭ ના દિવસે મને મરા શરીરમાં કંઈક એવું અજુંગતું લાગવા માંડયું કે જુમ્આની નમાઝ મેં ખૂબ મુશ્કેલીથી અદા કરી. તેના ત્રીજા જ દિવસે મને તાવ આવી ગયો.

એ સમયમાં હઝરત ખ્વાજા અબ્દુલ્લાહ અહરાર રહ. ના પુસ્તક વિલાયાનું હું કવિતામાં ઢાળી રહયો હતો. ત્યારે મારા દિલમાં વિચાર આવયો કે મને મારી આ બિમારીમાંથી મુકિત મળી જશે. બિલકુલ એવી રીતે જેવી રીતે 'કસીદએ બુર્દાના' લેખકે રહ. પોતાની લાંબી કવિતાની લોકપ્રિયતાથી પોતાની બિમારીમાંથી તંદુરસ્તી મેળવી હતી. મેં પુસ્તક વિલાયાને એ વજનમાં (છંદમાં) કવિતાનું રૂપ આપેલ છે. જે હઝરત મૌલાના જામી રહ. નો છંદ છે. સજા, બેહરે, રમલ, મુસદસ મજનૂનમાં છે. જેનું વજન ફાઅલાત, ફાઅભત અને ફાઅલાત છે.

## ગ્વાલિયર અને બિહારનો પ્રદેશ

બાબરે હિજરી સન ૯૩૫ માં ગ્વાલિયરના કિલ્લા અને તેના બાગની સફર કરી. ઉપરાંત ગ્વાલિયરમાં સુલતાન શમશુદદીન બંધાવેલ મસ્જિદની ઝિયારતના દર્શન પણ કરી અને સુલતાનને માટે વારંવાર અલ્લાહના દરબારમાં દુવાઓ ગુજારી. ત્યારબાદ આગ્રા પાછો આવી ગયો અને ત્યાર બાદ તે મુનિરનામી કસબામાં પહોંચ્યો. ત્યાં તેણે હઝરત શેખ શરફુદદીન યાહયા મુનિરીના પિતા હઝરત શેખ રહ. ની મઝારની ઝિયારત કરી અને દિલ ખોલીને ખૂબ સખાવત કરીને આખેરત માટે નેકીઓ કમાવી.

## બાબરની ખૂબીઓ અને આદતો

એ વાત ઉપર તમામ ઈતિહાસકારો એકમત છે કે બાબર એક બહાદૂર

ગેરતમંદ અને હિંમતવાન બાદશાહ હતો. જેની મિસાલ બહું ઓછા બાદશાહોમાં મળે છે.

એની ખાસ ખૂબી ભૂલોને માફ કરવાની અને ગુનાહો ઉપર પડદો નાખવાની હતી. બાબર ઈસ્લામના હનફી પંથનો હતો. નમાઝ, રોઝાનો પાબંદ હતો. ફિકાહની વિદ્યાનો શેરો શાયરીનો તેમજ અન્ય વિદ્યાનોનો ભારે જાણકાર અને પરખંદો હતો. તેણે પોતાની હકૂમતના સમયમાં પ્રસંગો તુર્કી ભાષામાં એટલે ઉમદા રીતે લખ્યા છે કે તુકી ભાષાના મોટા મોટા વિદ્યાનોએ તેની વિદ્વતાની કદર કરી છે. સુલતાન અકબરના સમયમાં બેહરામખાનના પુત્ર ખાનખાનાએ એ પુસ્તકનો તુકી ભાષામાંથી ફારસી ભાષામાં અનુવાદ કરેલ છે. જે આજે પણ વખણાય છે.

બાબર ચહેરા મહોરથી અને દેખાવે દિલને ગમે એવો હતો. તેના વ્યકિતત્વમાં ગજબનું આકર્ષણ હતું. મધુરવાણી અને ખુશમિજાઝી તેના સુંદર દેખાવામાં ઔર વધારો કરી દીધો. બુધ્ધિમાં અને દૂરંદેશીમાં પણ તે ઉત્તમ નમૂનારૂપ હતો.

## બાબરનું મૃત્યું

બાબર જયારે બિમારીમાં સપડાયો ત્યારે તેણે પોતાની ગાદીના વારસદાર તરીકે પુત્ર હુમાયૂને નકકી કરી નાખ્યો. ૫ જમાદિલ અવ્વલ હિજરી સન ૯૩૭ મુજબ ઈ.સ. ૧૫૩૦ ના દિવસે બાબરે આ ફાની જગતને અલવિદા કરી. તેની વસિયત મુજબ તેની લાશને કાબુલ રવાના કરી દેવામાં આવી. અને ત્યાંજ દફન કરવામાં આવી. બાબરે ૩૮ વર્ષ સુધી હકૂમત કરી જેમાં હિન્દુસ્તાન ઉપરની હકૂમતના ચાર વર્ષ પણ શામેલ છે.

## સુલતાન હુમાયૂ

બાબરના અવસાન પછી તેનો પુત્ર હુમાયૂ ૩૦ વર્ષની ઉમરે હિજરી સન ૯૩૭ મુજબ ઈ.સ. ૧૫૩૦ માં દિલ્હીની ગાદીએ બેઠો. હુમાયૂ ઉમદા રીતભાત અને ઉત્તમ સ્વભાવ ધરાવતો હતો. તેને ઈલ્મી રિયાઝી જયોતિષ શાસ્ત્રમાં ખાસ રુચિ હતી. બંગાળના હાકેમ શેરશાહ સૂરીએ હુમાયૂને હરાવીને દિલ્હી છોડી જવા માટે મજબૂર કરી દીધો. હુમાયુ એ ભાગી જઈને છેક ઈરાનમાં શાહ તહમાસબની પાસે આશરો લીધો. લગભગ દસ વર્ષ સુધી હુમાયૂ હિન્દુસ્તાનનો હાકેમ રહયો. તેના પછી હિજરી સન ૯૪૭ મુજબ ઈ.સ.

૧૫૪૦ માં હિન્દુસ્તાન છોડીને ઈરાન જતો રહયો. ત્યારબાદ શેર શાહ સૂરી અને તેના કુટુંબીઓ દિલ્હીના હાકેમ તરીકે રહયા.

## સૂરી ખાનદાન : અફઘાનોની હકૂમત

સુલતાન શેર શાહ સૂરી એક મામુલી જાગીરદારના હોદ્દા ઉપરથી આગળ વધતો વધતો હિન્દુસ્તાનનો બાદશાહ બની ગયો. તેને પાંચ વર્ષ સુધી દિલ્હીની ગાદી ઉપર હકૂમત કરી. તેને જોનપૂરના મદ્રેસામાંથી શિક્ષણ મેળવ્યું હતું. ' સિકંદરનામા ' ' ગુલિસ્તા ' ' બોસ્તા ' જેવી જ્ઞાનની છલોછલ કિતાબો તેને મોઢે યાદ હતી. ફિલસૂફીનો પણ તે જાણકાર હતો. અને અરબીની ઉચ્ચ કિતાબોનો પણ તે અભ્યાસ કરી ચૂકયો હતો. પૂરાના સમયના બાદશાહોની તવારીખનો એ આશિક હતો. વળી જ્ઞાની પુરુષોની એ ભારે કદર કરતો હતો. ઈલ્મ અને અદબમાં રસ ધરાવવાની સાથે સાથે એક કુશળ રાજકારભાર ચલાવનાર કાબેલ હાકેમ પણ હતો.

ઈતિહાસકારકો એ નોધ્યું છે કે શેરશાહ ખૂબ જ જાગૃત દિમાગનો બાદશાહ હતો. કહેવાય છે કે જો મરણને તેને મોહલત આપી હોત તો હિન્દુસ્તાનનો નકશો કદાચ આજે જુદો જ હોત. તેની હકૂમતના સમયમાં તેણે બંગાળ અને સોનાર ગામથી સિંધુ નદીના પટ સુધી પંદરસો માઈલ લાંબી સડક બનાવી હતી. અને એ સમયે સમયે મુસાફરખાનાઓ પણ બંધાવતો હતો. જેમાં બાહરથી આવતા મુસાફરોને તૈયાર ભોજન મળતું હતું. વળી તેમાં મુસલમાનો અને હિંદુઓના જમવાને અલગ અલગ વ્યવસ્થા રાખવામાં આવી હતી. તેણે આવવા જવાના તમામ રસ્તાઓની બંને બાજુએ ફળદાર વૃક્ષો રોપ્યા હતા. જેથી રાહદારી ઓને આવવા જવામાં રાહત રહે. એવી રાહતો એ સમયના વાતાવરણની દ્રષ્ટિએ મુસાફરો માટે ખૂબ જ ઉપયોગી અને લાભદાયતી. મુસાફરખાનાઓમાં ખાવાનું બનાવવા માટે નાનબાઈની નિમણુંકો રાજય તરફથી કરવામાં આવેલ હતી. જેને આજે ભઠિયારા તરીકે ઓળખવામાં આવે છે. કહેવાય છે કે આ ભઠિયારા નાનબાઈના વંશજોમાંથી છે.

આ ઉપરાંત દૂર દૂર સુધીના લાંબા માર્ગો ઉપર આવતા જતા મુસાફરો માટે મસ્જિદો અને પાકા કુવાઓની સગવડો કરવામાં આવી હતી. અને એમની દેખરેખ અને સાફસફાઈ માટે ખાસ નોકરોને નિમણુંક કરવામાં આવી હતી. શેર શાહ સૂરીનું અસલ નામ ફરીદ હતું અને અફઘાની પઠાણોના એક કબીલાનું નામ સૂર છે.

જયારે એ બાદશાહ ન હોતો થયો એ પહેલાં ફરીદખાન બિહારમાં એક પ્રાંતમાં હાકેમ બહાદૂરખાન પાસે રહેતો હતો. એક વાર બહાદૂરખાન અને ફરીદખાન શિકાર કરવા માટે જંગલમાં ગયા. જયાં તેમનો એક સિંહ સાથે મુકાબલો થઈ ગયો. બહાદૂરખાનને સિંહ ફાડી ખાવાની તૈયારીમાં હતો. ત્યાં જ બહાદૂરીપૂર્વક ફરીદખાને સિંહ ઉપર તલવારનો ઘા કર્યો. તલવારના એક જ ઝાટકે સિંહ ઢગલો થઈ ગયો. બહાદૂરખાને ફરીદની આ જવામર્દી જોઈને તેને ઈનામ અકરામથી નવાજેશ કર્યો. અને ત્યાર થી તેનું નામ શેરખાન રાખી દીધુ જયારે શેરખાન બાદશાહ બની ગયો તો તે શાર શાહને નામે જાણીતો થયો.

શેરશાહ દસ વર્ષ સુધી બંગાળનો હાકેમ રહયો. અને પાંચ વર્ષ સુધી આખા મુલકનો હાકેમ તરીકે કારભાર ચલાવ્યો. એના પાંચ વર્ષના શાસન દરમિયાન કોઈપણ મોગલની તેમના રાજયમાં પગ મુકવાની હિંમત થઈ નહીં. હુમાયૂને તેને મુલ્કને બહાર કાઢી મૂકયો. હુમાયુ બીજીવાર હિન્દુસ્તાન સર કરવાની કોશિશમાં હતો. પરંતુ શેરશાહ હતો ત્યાં સુધી તે એવી હિંમત કરી શકયો નહી.

તે સમયના લેખકોએ નોધ્યું છે કે શેર શાહની પાંચ વર્ષની હકૂમતના સમયમાં જે સુંદર વ્યવસ્થા જોવા મળી હતી તેનાથી કોઈ પણ જાતની શંકા વગર કહી શકાય કે તે એના સમયનો અકબર હતો. બંનેનો ફર્ક માત્ર એટલો જ હતો કે અકબરે પોતાનો ધર્મ બદલી નાખીને નવા ધર્મની સ્થાપના કરી હતી. જયારે શેર શાહે પોતાની ચૂસ્ત ધાર્મિકતાને સાથે રાખીને જ બધું જ કરી દેખાડયું. બેશક તેના મહાન કાર્યો તેની ધર્મપ્રિયતા અને નેકનામીને કારણે જ હતા.

(મુન્તખિબુલ અસબાબ પાના ૧૨૮ )

શેરશાહ સુરીએ ૧ ૨ રબીઉલ અવ્વલ હિજરી સન ૯૫૨ મુજબ ઈ.સ. ૧૫૪૫ માં આ ફાની સંસારને ખુદા હાફિઝ કહી. તેના મરણ બાદ તેનો પુત્ર સલીમ શાહ સૂરી ગાદીએ બેઠો.

## સુલતાન સલીમ શાહ સૂરી

હિજરી સન ૯૫૨ મુજબ ઈ.સ. ૧૫૪૫ માં સલીમ શાહ ગાદીએ બેઠો. પરંતુ એની હકૂમતનો સમય બધો જ અંદરો અંદર લડાઈઓમાં અને અધાધૂંધીમાં જ વીતી ગયો. આમ છતાં એવી હાલતમાં પણ એ નવ વર્ષ સુધી હકૂમત ઉપર કાયમ રહયો. અને હિજરી સન ૯૬૧ મુજબ ઈ.સ.૧૫૫૨ માં મરણ પામયો.

સલીમ શાહ પછી સુલતાન ફિરોઝશાહ સુરી ગાદીએ બેઠો. પણ એણે

થોડાક જ દિવસ રાજ કર્યું હતુ કે હીજરી સન ૯૬૧ માં તેની કતલ થઈ ગઈ. તેના પછી સુલતાન મુહંમદ આદીલ અદલી શાહની હકૂમત કાયમ થઈ. એ પણ ફકત એક વર્ષ સુધી હકૂમત કરી શકયો. પછી હીજરી સન ૯૬૨ માં સુલતાન ઈબ્રાહીમ શાહ ગાદીએ બેઠો. એ પણ થોડાક જ મહિના સુધી હકૂમત પર કાયમ રહી શકયો.એની પછી સુરી ખાનદાનનો છેલ્લો હાકેમ સિકંદર શાહ સુરી હિજરી સન ૯૬૨ માં તખ્ત પર બેઠો.

( મુન્તખિબુલ બાબ પાના ૧૨૮ )

## સિકંદર સૂરી

સલીમ શાહ બાદ શેર શાહી સલતનત સૂરી ખાનદાનના હાથમાંથી નીકળીને સલીમશાહના સાળા અઅદલી શાહના હાથોમાં જતી રહી. પરંતુ જયારે સિકંદર શાહ સૂરીએ ઈબ્રાહીમખાનને હરાવીને આગ્રા ઉપર કબજો જમાવી લીધો હતો. ફરીથી બાદશાહત ઉપર સૂરી ખાનદાનનો કબજો થઈ ગયો. આમ કહી શકાય કે સિંકદરશાહ સુરી ખાનદાનનો ગાદીએ બેસેલ છેલ્લો બાદશાહ હતો.

## સિકંદરશાહનું જુસ્સાદાર ભાષણ

સુલતાન સિકંદરશાહ સૂરીએ ફતેહ મેળવીને હકૂમત પર દબદબો જમાવી લીધા બાદ પોતાની જાતીના તમામ સરસ સરદારો એકઠા કરીને નીચે મુજબનું ભાષણ આપ્યું.

''મારી કોમના સરદારો'' બુઝૂર્ગોએ સંપ અને એકતા જ દુનિયામાં સૌથી મોટી દોલત અને ખુશનસીબી છે સુલતાન બેહલોલ લોધી અને શેરશાહે પોતાના ભાઈઓ અને જાતી - બિરાદરોની મદદ અને સાથ સહકારથી જ દિલ્હીની સલતનત ઉપર બાદશાહત કરી હતી. તેનાથી ઉલ્ટું સુલતાન ઈબ્રાહીમ લોધી અને અદલી એ પોતાના બુઝૂર્ગોની માન્યતાઓથી વિરૂધ્ધ પોતાના ભાઈઓ સાથે ખરાબ વર્તન કર્યુ. અને તેમની સાથે ગદ્દારી ભર્યો વહેવાર કર્યો અને એ જ બદીઓ એમની બાદશાહતોના સર્વનાશનું કારણ બની ગઈ.

હવે હું સાફ સાફ શબ્દોમાં તમોને કહું છું કે હું પોતે સલતનત ચલાવવાનો લાયક નથી. એટલે તમોને અરજ કરુ છું કે તમે સૌ જેને પણ લાયક માનતા હોય એને તખ્ત ઉપર બેસાડી દો. હું પોતે એના હુકમોને શિરે ચડાવીશ. પરંતુ સારી પેઠે જાણી લો કે આ નાજુક સમયમાં કે જયારે હુમાયુ એક જબરજસ્ત લશ્કર લઈને આપણા પ્રદેશના એક ભાગ ઉપર ફરીથી કબજો જમાવી લીધો છે. ત્યાં સુધી કે કાબુલ ઉપર પણ તે જીત મેળવી ચૂકયો છે. અને બહુજ જલ્દીથી

એ હિન્દુસ્તાનમાં દાખલ થઈ જવાનો છે.

આપણે પઠાણો તો હજુ સૂરીયો અને લોધીઓની સાઠમારીઓમાં જ અટવાયેલા છીએ. આ અંદરો અંદરની ખાનદાની લડાઈઓ આ મૂલ્કમાંથી આપણી સલતનતનું નામો નિશાન મિટાવી દે છે. અને પઠાણોને જડમૂળથી ઉખાડીને ફેંકી દે છે. એટલે આ સમયે અંદરોઅંદર લડવાનો નથી. હળીમળીને એક થઈને દુશ્મનનો મુકાબલો કરવાનો છે. (મુન્તખિબુલ બાબ પાના ૧૪૪)

સિકંદર શાહનું ઉપરોકત પૂરજોશ ભાષણ સાંભળીને પઠાણ સરદારો અને અમીરોએ એકતા અને સંપ કાયમ રાખવાના સોંગધ લીધા. તેમજ વફાદારી અને આજ્ઞાપાલન કોલ કરારો કરીને શેરશાહના કાકાના દીકરા ભાઈ એવા સિકંદરશાહને તખ્ત ઉપર બેસાડી દીધો. અને તેને ભેટસોગાદો અને નજરાણાની નવાજેશ કરી.

પરંતુ એમની બદનસીબી જાણે તેમના માથા ઉપર જ બેસેલી હતી. એક સપ્તાહ સુધી સંપ અને એકતાનું દેખાવ કરવામાં આવ્યો. ત્યાર બાદ જાગીરો, હોદ્દાઓ અને મોભાઓની વહેંચણી માટે હુંસાતુંસીઓ અને બોલાચાલીઓ થવા લાગી અને છેવટે અંદરો અંદર કુસંપના બીજ રોપાઈ ગયા. જેનું પરિણામ એ આવ્યું કે હુમાયૂ લાંબા સમયથી એમની અંદરો અંદરની ફુટફાટન. રાહ જોઈ રહયો હતો. એ સમયે આવી ગયો કે હિન્દુસ્તાન ઉપર કબજો મેળવવાનો માર્ગ સરળ થઈ ગયેલો લાગતા તે ફતેહના જંડાઓ લહેરાવતો લહેરાવતો પંજાબમાં દાખલ થઈ ગયો. અને એ પ્રદેશ હીજરી સન ૯૬૧ માં બહાદુરી પૂર્વક કબજો જમાવી લીધો.

## સિકંદરની હાર

સિકંદર પોતે એંસી હજાર સિપાહીઓની ફોજ લઈને હુમાયૂનો મુકાબલો કરવા માટે નીકળી ગયો અને લાહોરની બહાર બંનેના લશ્કરોમાં ભારે મુકાબલો થયો. લડાઈમાં અસંખ્ય સૈનિકોનો કચ્ચરઘાણ નીકળી ગયો. છેવટે હારી જઈને સિકંદર જાન બચાવવા પહાડોની તરફ ભાગી છુટયો.

## હુમાયૂનો ફરીવાર દિલ્હીમાં પ્રવેશ

વિજેતાના રૂપમાં હુમાયૂનો ફરીવાર દિલ્હીમાં પ્રવેશ હિજરી સન ૯૬૩ મુજબ ઈ.સ. ૧૫૫૫ ના પવિત્ર રમજાન માસમાં થયો. એ દરમિયાન રાજયની બધી જ વ્યવસ્થા વેરણછેરણ થઈ ગઈ હતી. હુમાયૂએ નવેસરથી બધી જ વ્યવસ્થાને ઠેકાણે પાડી દીધી.

## હુમાયૂનું મરણ

દિલ્હીના રાજયની વ્યવસ્થા બરાબર ગોઢવીને હુમાયૂ આગ્રા જવાનું વિચારી રહ્યો હતો. પરંતુ તેનું મોત દરવાજે ટકોરા મારી રહ્યું હતું. હિજરી સન ૯૬૩ માં રબીઉલ અવ્વલની પાંચમી તારીખે સાંજના સમયે મગરીબની અઝાન સાંભળવા માટે જયારે હુમાયૂ કુતુબખાના (પુસ્તકાલય) છત પર ચડયો ત્યારે તેનો પગ લપસી ગયો અને તે ગબડતો ગબડતો છેક નીચે સુધી આવી પડયો. આ ઘટનામ થોડાક જ દિવસો બાદ એ જ દરદમાં મગરીબના સમયે બાબરના ખાનદાનનો એ સૂરજ હંમેશાને માટે આથમી ગયો. દિલ્હીમાં જ તેની દફનવિધી કરવામાં આવી.

નોંધ :- 'તારીખે ફરિશ્તા' નામના ગ્રંથમાં નોંધેલ છે કે હુમાયૂ કુતુબખાનામાં ચડેલ હતો. જયારે તે સીડી ઉપરથી નીચે ઉતરી રહયો હતો. ત્યારે અઝાનનો અવાજ સાંભળી અદબ ખાતર પગથિયા ઉપર જ બેસી ગયો અને ત્યારબાદ ઉતરતી વખતે અચાનક એનો પગ લપસી ગયો અને તે છેક નીચે સુધી પટકાઈ ગયો. (પાના ૬૭૮ જી - ૧)

## હુમાયૂની ખૂબીઓ

કહેવાય છે કે હુમાયૂ શરીઅતના હુકમોનું ચુસ્તપણે પાલન કરનારો પાકો ધાર્મિક બાદશાહ હતો. વઝુ કર્યા વગર કદી અલ્લાહનું નામ લેતો નહી. એટલે કે હમેશા વઝુ (પાકીની હાલતમાં રહેવાની કોશિશ કરતો) નમાઝ, રોઝા અને કુરઆને પાકનું વાંચન વિગેરે ચોકસાઈ પૂર્વક પાબંદીથી કરતો. હુમાયૂ એક વિદ્યા પ્રિય બાદશાહ હતો.વિદ્વાનો અને શાયરોથી તેની મહેફિલ ભરચક રહેતી. જ્ઞાનની ચર્ચાઓમાં તે ભાગ લેતો. માણસના મોભાનો જાણકાર હતો. દરેક માણસની સાથે તેના માન મરતબા પ્રમાણે વર્તન કરતો. ખુદ મિલનસાર સ્વભાવનો અને વિવેકી હતો.

તારીખે ફરિશ્તામાં લખ્યું છે કે હુમાયૂ ઈમામે આઝમ અબુ હનીફહ રહ. ના મઝહબ પર કાયમ હતો. આમ છતાં તેને તેના બાપ દાદાઓ ખાસ કરીને અમીર તૈમૂર અને તેના મઝહબના લોકો પ્રત્યે પણ ભારે આદર અને માન હતા. હુમાયૂ કુદરતી રીતે જ બહાદૂર અને જાંબાઝ હતો. લાજ, શરમ અને ગૈરત તેના લોહીમાં વણાયેલી હતી. એની મહેફિલમાં જ્ઞાનની ચર્ચાઓ સતત ચાલ્યા કરતી. બાદશાહનો ખુદનો મઝહબ હનફી હતો. પરંતુ કામરાન અને બીજા ચુગતાઈ ઉમરાવો તેને હંમેશા શિઆ પંથી માનતા હતા. એમની

ગેર સમજનું કારણ એ હતું કે હુમાયૂ જયારે શાહજાદો હતો. ત્યારથી ઈરાકી અને ખુરાસાની શિઆપંથીઓ બાદશાહની આંજુબાજુ ટોળે વળેલા રહેતા હતા. બાદશાહ એમની પૂરેપૂરી સારસંભાર રાખતો. એટલું જ નહી. પણ શિઆ લોકોને બાદશાહ રાજયના કામકાજોમાં પણ નિયુકત કર્યા હતા. છતા સાચી હકીકત એ છે કે હુમાયૂ સુન્ની પંથનો હતો.

કોઈ તકદીર કે મન તક સમજતા હી નહી વરના
નથે તુર્કાને ઉસ્માની સે કમ તુર્કાને તેમૂરી

## સાદાત ખાનદાનથી લઈને હુમાયૂની હકૂમત સુધીની ઝાંખી

સાદાત ખાનદાન, લોધી વંશ, મોગલ, બાબર, હુમાયૂ, સુરખાનદાન વિગેરેનો સમય લગભગ દોડ સો વર્ષનો થાય છે.

## હિન્દુસ્તાન ઉપર તૈમૂરનો હુમલો

તૈમૂર મુસલમાન હતો. તે છતાં પણ હિન્દુસ્તાનની ઈસ્લામી હકૂમત ઉપર તેના હુમલાઓ અને ઈસ્લામી હકૂમતને બરબાદ કરવાની તેની હરકતો જાહેરી રીતે તો તેના જંગલીપણાની નિશાની દેખાઈ છે. પરંતુ કેટલાક ઈતિહાસકારોએ તૈમૂરની એ હરકતો ઉપરથી પડદો હટાવતાં તેને તે સમયની તાતી જરૂરિયાત ગણાવી છે. જેમ કે તઘલખ સુલતાનોની હકૂમત બાદ હિન્દુસ્તાનની ઈસ્લામી હકૂમત અંદરથી ખોખલી થઈ રહી હતી. તેમાં એટલુ કૌવત રહયું ન હતું કે કોઈ બહારના કે અંદરના હુમલાઓનો મુકાબલો કરી શકે.

ઈસ્લામી હકૂમતની એ નબળાઈઓને મુલ્કની હિંદુ શકિતઓ પિછાણી રહી હતી અને જુદે જુદે ઠેકાણે બંડખોરીઓ જગાવવાની પેરવીઓ પણ શરૂ થઈ ચૂકી હતી. ત્યાંજ એક ગેબી ચમત્કાર એ થયો કે તૈમૂર જેવા બહાદૂર વિજેતાએ હિન્દુસ્તાન ઉપર ચડાઈ કરીને આ મુલ્કના હિન્દુઓના વધી રહેલ વર્ચસ્વને અટકાવી દીધો. જાણે કે ઈસ્લામી હકૂમતને બરબાદ થતા થતા તૈમૂરના હુમલાઓએ ઉગારી લીધી.

## રાજકીય ઉથલપાથલો

તઘલખ ખાનદાનની બાદ દિલ્હીની હકૂમતની નબળાઈઓ દિનપ્રતિદિન વધતી જઈ રહી હતી. ઉપરાંત તૈમૂરના હુમલાઓથી સાદાત ખાનદાનની કમજોરીઓને કારણે દિલ્હીની થોડી ઘણી બચેલ જાહોજલાલી પણ નાશ પામી.

ત્યારબાદ લોધીઓએ અને મોગલ બાદશાહ બાબરે દિલ્હીની હકૂમતને મજબૂત કરવાની કોશિશો કરી. પરંતુ એમના સમયમાં એમની તરફેણમાં અને વિરૂધ્ધમાં સંજોગો અસર કરી રહ્યાં હતાં.અને અસલ હકીકત તો એ છે કે સુલતાન ગ્યાસુદ્દીન તઘલખના અવસાનથી લઈને અકબરની ફતેહો સુધી દિલ્હીની હકૂમતને એ વિશાળતા અને અણતા નબીસ ન થઈ જે અને સુલતાન અલાઉદ્દીન ખીલજી અને ગ્યાસુદીન તઘલખની હુકૂમતના સમયમાં મળી હતી. એ બે સદીઓના સમયગાળામાં મુલ્કના કેટલાય સુબાહો સ્વતંત્ર થઈ ગયા. કેટલાકમાં મુસલમાન બાદશાહોએ પોતાની હકૂમતો કાયમ કરી નાખી તો કેટલાકમાં હિન્દુ રાજાઓએ.

પરંતુ દિલ્હીની નબળાઈથી મુલ્કના કેટલાક પ્રદેશોને લાભ પણ થયો. આવવા જવાના સાધનોની અસલામતિને કારણે દિલ્હીના બાદશાહોને માટે મુલ્કના દૂરદૂરના પ્રદેશોમાં શાંતિ જાળવી રાખવી મુશ્કેલ હતું. પરંતુ જયારે ગુજરાત, દખ્ખણ, બંગાળ અને બીજા સુબાઓ સ્વતંત્ર થઈ ગયા તો એમના હાકેમો માટે નાના નાના પ્રદેશોની સાચવણી કરવાનું કામ આસાન હતું. પરિણામે એ સમયમાં એ પ્રદેશોમાં ખૂબ પ્રગતિ થઈ. કલા અને સંસ્કૃતિને પણ એવા સંજોગોમાં લાભ થયો. પહેલાં ઈસ્લામી સંસ્કૃતિ અને ધર્મનું કેન્દ્ર ફકત દિલ્હી હતું. જે હવે અહમદઆબાદ, જોનપૂર, ગુલબર્ગા, અહમદનગર અને બીજા શાહેરોમાં પણ એના કેન્દ્રો બની ગયા અને ઈસ્લામના અને એની સંસ્કૃતિના પ્રચાર પ્રસારનું કામ વ્યવસ્થિત રીતે થવા લાગ્યું. પરિણામ એ આવ્યું કે જે બીજે જુદે જુદી જગ્યાઓએ રોપવામાં આવ્યા હતા. એની જડો મજબૂત થઈ ગઈ અને હિન્દુસ્તાનભરમાં ઈસ્લામ અને એની સંસ્કૃતિ વૃક્ષ ફાલવા ફુલવા લાગ્યું. જેમાં પણ આપણે આજે પણ જોઈ રહયા છીએ.

## આસપાસના પ્રદેશોમાં કાયમ થનારી હકૂમતોની ટૂંકી માહિતી

### ગુજરાત

ગુજરાતના બાદશાહોમાં સૌથી પહેલા મુઝફ્ફરશાહ. ઈ.સ. ૧૪૦૧માં સ્વતંત્ર થઈ જવાનું એલાન કર્યુ અને ઈ.સ. ૧૫૭૨ સુધી જયારે અકબરે ગુજરાતને ફરીથી જીતી લીધું ત્યાં સુધી ગુજરાતનો એ પ્રદેશ સ્વતંત્ર રહયો.

નોંધ :- મુઝફ્ફરશાહ અહમદ આબાદનો પાયો નાખનાર સુલતાન અહમદશાહના દાદા છે. અને એજ ખાનદાને ગુજરાતમાં લગભગ એક સો સત્તર વર્ષ હિજરી

સન ૮૧૦ થી લઈને હિજરી સન ૯૮૦ સુધી સફળતાપુર્વક હુકૂમત કરી છે. એ સમયગાળા દરમિયાન લગભગ ૧૪ જેટલા બાદશાહો થયા.

ગુજરાતના બાદશાહોમાં સૌથી શકિતશાળી હાકેમ સુલતાન મહેમુદ બેગડો હતો. જેણે ઈ.સ. ૧૪૫૫ થી લઈને ઈ.સ. ૧૫૧૧ સુધી ભારે આનબાનથી હકૂમત કરી. એણે એના દાદા અહમદશાહે વસાવેલ અહમદાબાદને ખૂબ રોનક બક્ષીને રળિયામણું બનાવ્યું. ઉપરાંત મુસ્તુફાબાદ અને મહેમૂદાબાદ નામે નવાં શહેરો વસાવ્યા.

નોંધ :- સુલતાન મહેમૂદ બેગડાને 'બેગડા' તરીકે ઓળખવાનું કારણ એ છે કે ગુજરાતમાં આવેલ જુનાગઢ અને ગિરનાર મજબૂત કિલ્લા જીતવા અશકય ગણાતા હતા. જેને સુલતાન મહેમૂદે જીતી લીધા હતા. એટલે તે બેગઢવાળો અર્થાત 'બેગડો' ના ખિતાબથી જાણીતો થઈ ગયો.

સુલતાન મહેમૂદ બેગડો ખૂબ જ ન્યાયી, રહમદિલ અને ઈસ્લામનો સેવક હતો. એણે મુસાફરખાના, વિધાર્થીઓ માટે મદ્રેસાઓ આમ મુસલમાનો માટે મસ્જિદો બંધાવી હતી. તેને ઈસ્લામ અને મુસલમાનોથી અનહદ મહોબ્બત હતી. ખાસ કરીને ઈસ્લામના જ્ઞાની વિદ્વાનોની સાથે એ ખૂબ જ અદલ અને આદરનું વર્તન કરતો. ગુજરાતનું પાટનગર એ સમયે અહમદઆબાદ હતું. તે છતાં આખરી અવસ્થામાં એ (નહરવાલા) પાટણ ગયો. જેથી ઈસ્લામી વિદ્વાનો અને બુઝુર્ગોની ઝિયારત (દર્શન) અને મુલાકાતોનો લાભ ઈલ શકાય.

પાટણમાં જઈને તેણે બધા ઈસ્લામી વિદ્વાનો અને વડીલોને ભેગા કર્યા અને તેમણે જણાવ્યું કે મારા જીવનનો પ્યાલો છલોછલ થઈ ચુકયો છે એટલે હું આપ સાહેબોના આખરી દીદાર કરવા અને આપ સૌની મુલાકાત કરવાં ઉપરાંત આપ સૌની દુવાઓ મેળવવા માટે અહીં આવ્યો છું.

મહેમુદની આ દર્દભરી વાણી સાંભળીને હાજર રહેલ તમામ વિદ્યાર્થીઓ અને વડીલોની આંખો ભીની થઈ ગઈ.

જે બાદશાહે જીવનભર ઈસ્લામ અને મુસલાનોની બેહદ ભલાઈઓ કરતાં જોયો હોય અને જે સુલતાનના હોદ્દાની પરવા કર્યા વગર જાતે ઈસ્લામના વિદ્વાનોની પવિત્રતા અને એમનો માન મરતબો ધ્યાનમાં લઈને સૌથી મુલાકાત માટે હાજર થયો હોય તેના દિલમાંથી નીકળેલી દર્દીલી વાતો સાંભળીને સૌ કોઈની આંખોમાં આંસુ ઉભરાઈ આવે એ સ્વાભાવિક છે. પાટણમાં ત્રણ દિવસ

રોકાઈને બાદશાહ અહમદાબાદ પાછો ગયો અને કેટલાક સમય બિમાર રહીને તેણે ૩ રમઝાન હિજરી સન ૯૧૭ ના પવિત્ર દિવસે આ ફાની જગતને અલ્વીદા કરી. સલતનતના સમંદરનું એક અણમોલ રતન માટીમાં ભળી ગયું. મહેમૂદે ૬૭ વર્ષની ઉંમરમાં ૫૪ વર્ષ સુધી હકુમત કરી.

## ( મફહૂમ અઝઝીરાતે અહમદી અર્થાત આઈનએ ગુજરાત )

ગુજરાત અને કાઠિયાવાડ ( સૌરાષ્ટ્ર ) માં એવો કેટલાક મજબૂત કિલ્લા હતા જેની ઉપર લાંબા સમયથી હિંદુ રાજાઓનો જ કબજો રહેતો હતો. અને મુસલમાન હાકેમો તેમને જીતી શકયા ન હતા. સુલતાન મહેમૂદે બેગડાએ એ કિલ્લાઓને જીતીને રાજયની વ્યવસ્થા સરળ બનાવી. એ કિલ્લાઓમાં ચાંપાનેર અને ગિરનાર ખાસ જાણીતાં છે.

સુલતાન મહેમૂદ બેગડાએ બે ત્રણવાર સિંધ ઉપર હુમલો કર્યા. ઈ.સ. ૧૪૭૩ માં સિંધીઓએ મુકાબલો કરવાની કોશિશ કરી પરંતુ ગુજરાતના લશ્કરે આવીને સુલેહ કરવાની દરખાસ્ત મુકી. સુલતાને એ જોઈને કે સિંધી લોકો ઈસ્લામ ધર્મમાં આવવાની ઈચ્છા ધરાવે છે. એમની સુલેહની દરખાસ્તને મંજૂર કરી લીધી. ત્યાર બાદ સુલતાન ઘણા બધા સિંધીઓને જૂનાગઢ લાવ્યો અને એ સૌને ઈસ્લામનું સાચું શિક્ષણ આપ્યું જેથી તેઓ પાછા પોતાના વિસ્તારોમાં જઈને પોતાના બાંધવામાં ઈસ્લામનો ફેલાવો કરે.

ગુજરાતના મુસલમાન બાદશાહોની યાદગારો શાનદાર ઐતિહાસિક ઈમારતો છે. જે અહમદાબાદ અને બીજા શહેરોમાં બંધાવવાં આવેલ છે. બીજું એ બાદશાહોએ ધંધા ઉધોગોને પણ ખૂબ વિકાસ કર્યો.જેમકે પથ્થરની કોતરણીનું કામ, ભરતકામ, સુખડ અને હાથી દાંતની બેનમૂન વસ્તુઓ બનાવવાનું કામ, ઉપરાંત રેશમ અને કિનખાનના કાપડના ઉદ્યોગો એ બધા જ ધંધા ઉધોગો ગુજરાતના સુલતાનોની મદદ અને પ્રોત્સાહનથી શરૂ થયાં. એટલે જ બાદશાહ ઔરંગઝેબ ગુજરાતને હિન્દુસ્તાનની રોનક અને શોભા કહેતો હતો. અને ગુજરાતના ઉધોગપતિઓની ભારે કદર કરતો હતો. ખંભાત, સૂરત, દીવ અને દમણ એ સમયના મોટા બંદરો હતા. ત્યાંથી લોકો મકકા મદીના જતા હતા અને ત્યાંથી ઈસ્લામી શિક્ષણ અને સંસ્કારો વતનમાં પાછા ફરી પોતપોતાના વિસ્તારોમાં ઈસ્લામનો ફેલાવો કરતા હતા. પયગંબર

મુહંમદ સ.અ.વ. ના જીવન વિશેનું શિક્ષણ (હદીષ શરીફ) દિલ્હીમાં શરૂ થઈ ચૂક્યું હતું. તે પહેલાં ગુજરાતના મદ્રેસાઓમાં તેનું શિક્ષણ આપવાનું શરૂ થઈ ચૂક્યું હતું. એ સમયમાં પાટણના ઈસ્લામી શિક્ષણના મહાન વિદ્વાન શેખ તાહીર પટણી રહ. એ પવિત્ર પુસ્તક મજમએ બહારુલ અનવારનુ સર્જન કર્યું હતું. જેમાં આજે પણ ઈસ્લામી વિદ્વાનો લાભ ઉઠાવે છે.

મૌલાના અબ્દુલ હઈ એ 'યાદે ઐયામ' નામના પુસ્તકમાં ગુજરાતના ઈસ્લામી વિદ્વાનો અને ઈસ્લામી જ્ઞાની પુરૂષોની દાસ્તાનો લખી છે. અને ખાસ નોંધ્યું છે કે ગુજરાતના બાદશાહોના સમયમાં આ પ્રદેશ ઈસ્લામી વિદ્વાનોમાં દિલ્હી અને આગ્રાથી પણ મોખરે હતો. (આબે કૌસર પાના ૪૪૯)

## બંગાળ

મુહંમદ તઘલખના સમયમાં જ બંગાળ સ્વતંત્ર થઈ ગયું હતું અને જયાં સુધી શેર શાહ સૂરીએ ઈ.સ.૧૫૩૮ માં તેને બીજીવાર જીતી ન લીધું ત્યાં સુધી આ પ્રદેશ સ્વતંત્ર રહયો. બંગાળના સ્વતંત્ર બાદશાહોમાં સૌથી વધારે દબદબો ધરાવનાર બાદશાહ અલાઉદદીન હુસૈન શાહ હતો. જેણે આસામનો ઘણો પ્રદેશ જીતી લીધો હતો અને શાનથી હકૂમત કરી હતી.

બંગાળના મુસલમાન બાદશાહોની ખુબીઓમાંની એક ખાસ ખુબી એમની બધા લોકો તરફ સમાન ભાવનાની હતી.એમણે કલા અને શિક્ષણને પ્રોત્સાહન આપ્યું અને બંગાળી સાહિત્યનો ખૂબ વિકાસ કર્યો. જેનો વિરોધ સંસ્કૃત ભાષાને ચાહનારા હિંદુ રાજાઓ કરતા હતા. મુસલમાન બાદશાહોએ સંસ્કૃતના કેટલાય પુસ્તકોના બંગાળી ભાષામાં અનુવાદો કરાવ્યા. અલાઉદદીન હુસૈન શાહે ભગવતગીતાનો અને તે તેના પુત્ર નુસરત શાહે મહાભારતનો બંગાળી ભાષામાં અનુવાદ કરાવ્યો. (આબે કૌસર પાના ૪૪૯)

બંગાળી ભાષાને સમૃધ્ધ કરવા ઉપરાંત બંગાળમાં ફારસી ભાષાનો પણ ભારે પ્રભાવ હતો. દરબારી કામકાજની વહીવટીય ભાષા ફારસી જ હતી. જેણે બંગાળ પ્રત્યેના પ્રગાઢ પ્રેમને કારણે દિલ્હીના તખતને ઠુકરાવી દીધો હતો એ બલબનના પુત્ર બગરાખાને ખૂબ જ કોશિશો કરી કે મહાન કવિ અમીર ખુશરો બંગાળમાં આવીને વસી જાય અને કવિતા તેમ જ સાહિત્યમાં બંગાળને દિલ્હી કરતાં પણ વધારે માનમોભો મળે.

## જોનપૂર

બંગાળની પશ્ચિમ તરફ જોનપૂરના શુરકી બાદશાહોએ ઈ.સ. ૧૩૯૪

માં સ્વતંત્ર હકૂમતની સ્થાપના કરી અને ઈ.સ. ૧૪૮૬ સુધી સ્વતંત્ર રહ્યા એ એંસી વર્ષના ગાળામાં જોનપૂર ખૂબ પ્રગતિ કરી. શિક્ષણ અને સંસ્કારનું જોનપૂર કેન્દ્ર બની ગયું. જે રીતે અઢારમી સદીમાં દિલ્હીના શાયરો માટે લખનૌ સમાન હતું. એ જ રીતે ચૌદમી સદીમાં શિક્ષણ અને સંસારનું કેન્દ્ર જોનપૂર હતું.

એટલે સુલતાન ઈબ્રાહીમ શરકીના સમયમાં જોનપૂરનો ખૂબ વિકાસ થયો. બંગાળમાં જયારે રાજા ગણેશે મુસલમાનો ઉપર ત્રાસ ગુજારવાનું ચાલુ કર્યું.તો હઝરત નુરકુતુબ આલમ રહ. ની સલાહથી જ સુલતાન ઈબ્રાહીમે એક લશ્કર ત્યાં મોકલ્યું. જેના ભયથી આખરે રાજા ગણેશે પોતાનું જુલ્મી વર્તન બદલી નાખ્યું અને હઝરત નુરકુતુલ આલમ રહ. થી સુલેહ કરી લીધી.

સુલતાન ઈબ્રાહીમના દરબારના જબરજસ્ત ઈસ્લામી વિદ્વાન કાઝી શહાબુદદીન દૌલતાબાદી હતા. એમને 'કાઝી ઉલકઝાત'નો હોદો અને 'મલિકુલ ઉલમા'નો કિતાબ આપવામાં આવ્યો હતો. કાઝી સાહેબે કેટલાંય પુસ્તકો લખ્યાં હતાં. જેમકે 'બદાએઉલ બયાન', હાશિયા એ કાફિઆ, શરહેબઝદવી વિગેરે. ઉપરાંત ફતાવાએ ઈબ્રાહીમ શાહી નામે એમના કેટલાંય ફતવાઓનો સંગ્રહ થયો. કાઝી સાહેબ ઈ.સ. ૧૪૪૫ માં અલ્લાહને પ્યારા થયા.

કાઝી સાહેબે ઉપરાંત જોનપૂરમાં બીજા પણ એવા કેટલાંય જ્ઞાની પુરૂષો થયા છે. જેમને કારણે જોનપૂર ઈસ્લામી શિક્ષણનું એક મોટું કેન્દ્ર બની ગયું. શેર શાહ સૂરી જે કેટલીય બાબતોમાં ઈસ્લામી હકૂમતના હિન્દુસ્તાનનો સૌથી મોટો જાગૃત દિમાગનો બાદશાહ હતો. એણે જોનપૂરમાં જ શિક્ષણ મેળવ્યું હતું. એટલે જ સુલતાન શાહજહાં આ શહેરને "શિરાઝએ હિંદ" કહેતો હતો.

## ગુલબર્ગા શરીફ

બીજાપૂરમાં મોટા મોટા જ્ઞાની અને ધ્યાની બુઝૂર્ગો પેદ થયા છે. પરંતુ ઈસ્લામી હકૂમતના સમયમાં અહીંયાં સ્થાપત્ય અને બાંધકામની કલાનો જે પ્રચંડ વિકાસ થયો તેણે આ શહેરની બીજી ખૂબીઓને પડદા પાછળ મૂકી દીધી છે. હવે લોકો ત્યાંની આલીશાન ઈમારતો જોવા માટે જાય છે. ધાર્મિક બાબતો તરફ બહુ ઓછું ધ્યાન આપવામાં આવે છે.

ધાર્મિક પવિત્રતામાં જે શહેર આમ લોકોમાં ભારે નામના મેળવી છે. ધાર્મિક - જ્ઞાની બુઝૂર્ગોનું આ શહેર તરફ શરૂથી જ ખૂબ ધ્યાન હતું. હઝરત સૈયદ બંદાનવાઝ ગેસૂદરાઝ રહ. ને કારણે ગુલબર્ગા ને ખૂબ નામના મળી.

હઝરત નસીરૂદ્દીન ચિરાગે દેહલવી રહ. હિજરી ૭૫૭ માં અલ્લાહને પ્યારા થયા. તેના ત્રણ દિવસ પહેલાં જ એમણે હઝરત ગેસૂદરાઝ રહ. ને સોંપી દીધી હતી. આપ ત્યાર પછી લાંબી મુદ્દત સુધી દિલ્હીમાં રહ્યા અને હિજરી સન હિજરી સન ૮૦૧ માં દિલ્હીથી દખ્ખણ તરફ રવાના થયા. ગ્વાલિયર, વડોદરા, ખંભાત થઈને ગુજરાતમાં થોડો સમય રોકાઈને તેઓ દૌલતાબાદ પધાર્યા. ત્યારબાદ ગુલબર્ગા તરફ સફર કરી. જયાં એ સમયે બહમની બાદશાહોનું પાટનગર હતું.

તે સમયના બાદશાહે ખૂબ જ આદર અને શ્રધ્ધાથી એમનું સ્વાગત કર્યું. અને પછી આપ ગુલબર્ગામાં જ વસી ગયા. થોડાક વર્ષો બાદ ઈ.સ. ૧૪૨૨ એમણે આ ફાની સંસારને અલ્વીદા ફરમાવી. હઝરત ગેસૂદરાઝ રહ.ને ઈસ્લામનો ફેલાવો કરવામાં ખૂબ જ રસ હતો. આપના પવિત્ર હાથે મોટી સંખ્યામાં હિન્દુઓએ ઈસ્લામ ધર્મ અંગિકાર કર્યો હતો.

હઝરત ગેસૂદરાઝ રહ. નો જે રીતે સૂફીવાદ અને અલ્લાહવાળાઓમાં ઊંચો દરજજો છે.એ જ રીતે શિક્ષણ અને સંસ્કારનો ફેલાવો કરવામાં તેમજ ધાર્મિક પુસ્તકોના લેખનમાં પણ એમનું નામ સૂરજની જેમ ઝળહળી રહયું હતું.

ઉત્તર ભારતના જાણીતા મઝહબીપંથો ચિશ્તિયાં અને સુહરાવર્દિયાના જ્ઞાની લોકોમાં જે હસ્તીએ ગ્રંથ લેખન અને તેના પ્રકાશનમાં સૌથી પહેલાં પૂરેપુરું ધ્યાન આપ્યું એ જ્ઞાની બુઝૂર્ગ હઝરત ગેસૂદરાઝ રહ. હતા. આપના પુસ્તકોની સંખ્યા આપની ઉમરના વરસો મુજબ જ એકસો પાંપ દર્શાવવામાં આવે છે. (અલ્લાહ બેહતર જાણે)

'સેરે મુહંમદી ' માં ૩૧ પુસ્તકોના નામ ગણવામાં આવ્યા છે. જેમાં વધારે પુસ્તકો તસવ્વુફ (અધ્યાત્મ) વિશેનાં છે. પરંતુ ઈસ્લામી જ્ઞાનનો કોઈ વિષય બાકી રાખવામાં આવેલ નથી. હઝરત ગેસૂદરાજ રહ. નો દરજજો એમના જ્ઞાનથી છલોછલ પુસ્તકોથી જાણી શકાય છે. પરંતુ દક્ષિણમાં લોકોમાં આની નામના ઈલ્મ અને જ્ઞાનને કારણે નહીં બલ્કે ઉચ્ચતમ આદતો, સંસ્કાર અને રૂહાની (આત્માના) જ્ઞાનને કારણે છે. પણ એમાં એટલી અતિશ્યોકિત કરવામાં આવે છે કે બુધ્ધિ અને શરીઅત બેઊને અફસોસ કરવામાં થાય. "તારીખે ફરિશ્તામાં લખ્યું છે કે" દખ્ખણનો એક માણસ જે હજરત ગેસૂદરાઝમં ખૂબ શ્રધ્ધા ધરાવતો હતો. તેને કોઈકે પૂછયું કે મહમંદ (સ.અ.વ.) જ્ઞાની બુઝૂર્ગ છે, કે સૈય્યદ ગેસૂદરાઝ રહ. ? તો તે માણસે જવાબ આપ્યો કે મુહંમદ (સ.અ.વ.)

તો અલ્લાહના પયગમ્બર છે. પણ અમારા સૈયદ ગેસુદરાઝ તો કોઈ જુદી જ વસ્તુ છે " (જીલ્દ અવ્વલ પાના ૩૨૦)

## કાશ્મીર

કાશ્મીરમાં ઈસ્લામનો પ્રવેશ ઘણો મોડો એટલે કે ચૌદમી સદીની શરૂઆતમાં થયો. સવાતના એક બુઝૂર્ગ શાહ મીરઝા ઈ.સ.૧૩૫૧ માં કાશ્મીરના રાજા સિંઘદેવને ત્યાં નોકર તરીકે રહયા અને અલ્લાહે બક્ષેલ આવડતો અને હોશિંયારીથી ઊંચા હોદ્દા ઉપર પહોંચી ગયા. એમના સંતાનોને પણ રાજાએ સારા સારા હોદ્દાઓ ઉપર બેસાડયા અને શાહ મીરઝાને રાજા સિંઘદેવના એક વારસદારે પોતાના કાયમી વકીલ તરીકે નિમણૂંક આપી.

છેવટે જયારે રાજયની વ્યવસ્થા બગડવા લાગી તો ઈ.સ. ૧૩૪૩ માં શાહ મીરઝા સાહેબ શમસુદ્દીન નામ ધારણ કરીને ગાદીએ બેઠા. અને પોતાના નામનું ચલણી નાણું તેમજ ખુત્બો શરૂ કરાવ્યાં. 'કેમ્બ્રિજ હિસ્ટરી' માં એમના વિશે લખાયેલ છે કે.

નવા બાદશાહે પોતાની સત્તાના અધિકારોનો ઉપયોગ સૂઝબૂઝથી અને સાફ દિલથી કર્યો. તે સમયના કાશ્મીરના હિંદુ રાજાઓ ભારે જુલ્મી હતા. એમની ખુલ્લમખુલ્લાં એવી નીતિ હતી કે રૈયતની પાસે ફકત દાળરોટીથી વધારે કંઈ પણ રહેવા દેવું જોઈએ નહી. જયારે નવા બાદશાહની હકૂમત સૌની ખુશહાલી અને સમાનતાના ધોરણે કાયમ થઈ હતી. એણે ખોટા સરકારી કરવેરાઓ અને અન્યાયી ટેક્ષ નાબૂદ કરી દીધા. કરવેરા વસુલ કરવાની જુલ્મી રીતરસમો પણ બંધ કરાવી દીધી. અને સરકારી કરવેરા દરેકની ઉપજવા છઠ્ઠા ભાગ રૂપે નકકી કરી નાખ્યા. શાહ મીરઝાએ કાશ્મીર સાથે ઈસ્લામના (રાજકીય) સંબંધોનો પાયો નાખ્યો. એ જ સદીની આખરમાં અમીર કબીર સૈયદ હમદાની રહ. ઈરાનથી કાશ્મીર તશરીફ લાવ્યા. તેઓ ઈસ્લામના ઘણા મોટા દરજજાના જ્ઞાની પુરૂષ હતા. અને ઈસ્લામી જગતના રૂહાની (આધ્યાત્મિક) ઈતિહાસમાં આપનો દરજજો ઘણો બુલંદ હતો.

આપ હિજરી સન ૭૧૪ મુજબ ઈ.સ. ૧૩૧૪ માં હમદાનમાં પૈદા થયા હતા. આપે વરસો સુધી ઈસ્લામી દેશોની સફર કરેલી કહેવાય છે કે આપે એક હજાર ચારસો જેટલા ઔલિયા (અલ્લાહવાળા બંદાઓ)ની ઝિયારત (દર્શન) કરી. આપ ઈરાન છોડી સાત સો સૈયદોની સાથે કાશ્મીર પધાર્યા ત્યારે તે

સમયના બાદશાહે એમને માન સન્માન સાથે આવકાર આપ્યો. આપે આપના સાથીઓ સાથે કાશ્મીરમાં ઈસ્લામને ફેલાવાનું કામ શરૂ કર્યું : કહેવાય છે કે આપની કોશિશોથી સાડાત્રીસ હજાર જેટલા કાશ્મીરીઓ ઈસ્લામની છત્રછાયામાં દાખલ થયા. આપે અનેક પુસ્તકો પણ લખ્યા છે આપની કોશિશોથી કાશ્મીરમાં ઈસ્લામનો પાયો મજબૂત બની ગયો. આપ ઈ.સ. ૧૩૮૪ માં અલ્લાહને પ્યારા થયા અને આપને તુર્કસ્તાનના ખતલાન શહેરમાં લઈ જઈને દફન કરવામાં આવ્યા. (આબે કૌસર પાના ૩૭૮)

## માળવા

ગુજરાત, બંગાળ , જોનપૂર ઉપરાંત ચોથી સ્વતંત્ર હકૂમત માળવાની હતી. જેની યાદગીરી રૂપે માંડુ શાહી આબાદની ભવ્ય અને શાનદાર ઈમારતો છે. માળવાની હકૂમત આમ વિશાળ ન હતી પરંતુ અહીંના કેટલાક હાકેમોએ શિક્ષણ અને સાહિત્યમાં ખુબ પ્રોત્સાહન અપાયું અને કેટલાકોએ નવી યોજનાઓનો પાયો નાખનાર (જેમ કે મહેંદી જોનપૂરીની ચળવળ) અને શેખ અબ્દુલ્લા શત્તારી જેવા પ્રચારકોની ભારે આગતા સ્વાગતા કરી માળવાની હકૂમત છેવટે ગુજરાતના સુલ્તાન બહાદૂરશાહના કબજામાં આવી ગઈ.

દુન્યવી સલ્તનત અને રૂહાની (અધ્યાત્મિક) સલ્તનતનો તાલમેળ

હિન્દુસ્તાનમાં શરૂથી જ દુન્યવી અને રૂહાની સલ્તનત સાથે સાથે જ વિકાસ પામતી રહી છે. રૂહાની સલ્તનતનો પાયો નાખનાર ખ્વાજા મુઈનુદીન ચિશ્તી રહ. હતા. એ જ સમયમાં સુલતાન શાહબુદીન ઘોરીએ દુન્યવી સલ્તનતનો સિલસિલો શરૂ કર્યો અને બંને સલ્તનતના પ્રવાહો નદીના બે કાંઠાઓની જેમ એકબીજાની સાથે ધબતા રહ્યા.

ત્યારબાદ ત્યાસૂદીન તઘલખના અવસાન અને મુહંમદ તઘલખના ગાદીએ બેસવાથી મુલ્કના રાજકીય વાતાવરણમાં જે ફેરફારો થયા તેનાથી પણ વધારે પ્રમાણમાં ફેરફારો મૂલકની રૂહાની હાલતમાં હઝરત નિઝામુદીન ઔલિયા રહ. ના અવસાનથી થયા જાણે સૂફી બુઝૂર્ગોનો ઝળહળતો દૌર ખતમ થઈ ગયો.

હઝરત નિઝામુદીન ઔલિયા રહ. ના ગાદીના વારસદાર હઝરત ચિરાગ દહેલવી રહ. શરીઅતના નીતિનિયમોનું પાલન કરવામાં અને મજબૂતાઈથી અલ્લાહના હુકમોને શિરે ચડાવવામાં પોતાના ગુરૂથી જરા પણ ઓછા ઉતરે તેવા ન હતાં. આમ છતાં એમને અથવાતો દીલ્હીના કોઈ બીજા સૂફી બુઝુર્ગને એ શાહી દબદબો અને બુલંદ દરજજો નસીબ ન થયો. હઝરત ખ્વાજા

નિઝામુદ્દીન ઓલિયા રહ. ના હિસ્સામાં આવ્યો હતો. આપ હઝરતનો રૂઆબ અને દબદબો એટલી હદે હતો કે ખુદ સુલતાન અલાઉદ્દીન ખીલજી જેવો જોરાવર બાદશાહ પણ એનાથી થરથરતો હતો. કેટલાક બાદશાહો અને શાહઝાદાઓ તો આપના શિષ્યોમાં સામેલ હતા એ સિલસિલો હઝરત નિઝામુદ્દીન ઓલિયા રહ. ના અવસાનની સાથે જ ખતમ થઈ ગયો. જે રીતે દિલ્હીની હકૂમતને નબળાઈયોનું પરિણામ એ આવ્યું કે દિલ્હી વેરાન થઈ ગયું. અહમદાબાદ, જોનપૂર તે ગુલબર્ગા આબાદ થઈ ગયા. એ જ રીતે રાજકીય ફેરફારોનું પરિણામ એ આવ્યું કે મઝહબની અને રૂહાનીયતની શમાઓ દિલ્હીમાંથી હોળવાઈને મૂલ્કના બીજા ભાગોમાં રોશન થઈ ગઈ.

એટલે હઝરત નસીરૂદ્દીન ચિરાગ દહેલવી રહ. ના અવસાનથી લઈને હઝરત ખ્વાજા બાકી બિલ્લાહના આગમન સુધી દિલ્હી બુલંદ દરજજાના બુઝૂર્ગોથી ખાલી રહી અને બે સદીઓ દરમિયાન ત્યાં એકપણ બુઝૂર્ગ એવો ન થયો કે જેને બંગાળના હઝરત નુરૂલહક કુત્બે આલમ કુદુસ રહ. કે કાશ્મીરના અમીર કબીર સૈયદ અલી હમદાની રહ. કે સિલહર - આસામના હઝરત શાહ જલાલ મુર્જરદ રહ. કે ગુલબર્ગાના હઝરત ગેસૂદરાઝ રહ. કે ઔચના મખદૂમ જહાનિયાને જહાંગશ્ત રહ. કે જોનપૂરના સૈયદ મહેદીની સરખામણીમાં મુકી શકાય.

મુલ્કની આસપાસના વિસ્તારોમાં આવી બુલંદ દરજજાની હસ્તીઓની મહેનતોથી એવા એવા મહાન કામો પાર પડયા કે જે દિલ્હીના દરબારની મહેફિલમાં બેસીને કરી શકાય તેમ ન હતાં. હિન્દુસ્તાનના કેટલાક પ્રદેશોમાં તો જેમ કે કાશ્મીર અને આસામમાં તો ઈસ્લામનો એ સમયમાં પહેલી જ વાર પ્રવેશ થયો અને બીજા પ્રાંતો જેમ કે બંગાળા અને પશ્ચિમ પંજાબમાં તેમજ સિંધમાં ઈસ્લામનો પાયો મજબૂત થઈ ગયો.

## બાદશાહ અકબર : ઈસ્લામી હકૂમતની મજબૂતાઈ

મુગલ ખાનદાનનો પાયો બાબરે નાખ્યો એ દિલ્હી ઉપર ફતેહ મેળવ્યાને હજુ તો ચાર વરસ વીત્યા હતા ત્યાં ઈ.સ.૧૫૦૩ માં બાબરને મોતનું તેડું આવી ગયું. તેના દસ વરસ પછી એની ગાદીના વારસદાર પુત્ર હુમાયુને શેરશાહે દિલ્હીમાંથી નસાડી દીધો હુમાયૂએ પંદર વરસ આમતેમ રઝળપાટમાં વીતાવ્યા. પરંતુ જીવનનાં તદન છેલ્લા વરસમાં ઈરાનની મદદથી એને એવી તક મળી ગઈ કે શેરશાહના પૌત્ર સિકંદરશાહ સૂરીને હરાવીને તેણે દિલ્હી અને આગ્રા

ફરીથી મુઘલવંશનો ઝંડો ફરકાવી દીધો.

હુમાયૂને હિન્દુસ્તાનમાં ફરીથી આવ્યે થોડાક જ મહિના વીત્યા હતા અને સૂરી ખાનદાન તેમજ મુગલો વચ્ચે ઝપાઝપી હજુ ચાલુ જ હતી કે બાદશાહ અચાનક એક આકસ્મિક ઘટનાનો શિકાર બની અવસાન પામ્યો એટલે મોગલોની હકૂમતને ટકાવી રાખવાની બલ્કે તેની અસલ સ્વરૂપે શરૂઆત કરવાનો ભાર હુમાયૂના ચૌદ વરસના પુત્ર અકબરના શિરે આવી પડયો.

અકબર ઈ.સ. ૧૫૫૬ માં દિલ્હીના તખત ઉપર બેઠો અને તેના તખત ઉપર બેસવાથી હિન્દુસ્તાનની ઈસ્લામી તવારીખમો એક તદ્દન નવા દૌરની શરૂઆત થઈ અકબરની પહેલા ઈસ્લામી હાકેમના ખાનદાનને અડધી સદીથી વધારે હકૂમત નસીબ નથી થઈ.

અકબરના સમયમાં ઈસ્લામી કમઝોરીનું કારણ એ હતું કે પહેલાની બે સદીઓમાં હકૂમત પ્રગતિ કરવાને બદલે પીછેહઠ રહી હતી. અને હિન્દુ ધર્મ રાજકીય તેમજ ધાર્મિક રીતે મજબૂત થઈ રહ્યો હતો. ધાર્મિક ચળવળોએ ભકિતમાર્ગનું રૂપ ધારણ કરી લીધુ હતું. જેના કેટલાક ધાર્મિક સંતોએ જેમ કે ગુરૂ નાનાક માનવ માનવ વચ્ચે સુલેહ સંયમ અને ભાઈચારાના હિમાયતી હતા અને કેટલાક હિન્દુ ધર્મ સિવાય જેમકે તુલસીદાસ બીજા ધર્મોથી દૂર હતાં તો કેટલાંક જેમ કે ચૈતન્યના અનુયાયીઓ મુસલમાનોના વિરોધી હતા.

( રૂહે કૌસર પાના ૭૮ )

## અકબરની ફતેહો

હકૂમતને શકિતશાળી અને સ્થિર બનાવવા માટે અકબરે સૌથી પહેલુ કામ એ કર્યુ કે મુલ્કમાં જે જે સૂબહ સ્વતંત્ર થઈ ગયા હતા અને લાંબા સમયથી આઝાદ હતા એ બધાને ફરીથી દિલ્હીની હકૂમતને તાબે કરી દીધા. ઈ.સ. ૧૫૫૬ માં અકબર ગાદીએ બેઠો અને ૧૫૬૧ માં તેણે માળવા પર ફતેહ મેળવી. ઈ.સ. ૧૫૬૪ માં ગોંડવાના મોગલ હકૂમતમાં ભળી ગયું. તેના બે વરસ પહેલા અકબરે અંબ્ર ( જયપુરના ) રાજા બિહારીમલ સાથે સુલેહ કરી લીધી હતી. રાજાએ અકબરને તાબેદારી કબૂલ કરી એને પોતાના ખાનદાનની એક કન્યાનું બાદશાહ સાથે લગ્ન કરાવી દીધું. રાજા ભગવાનદાસ અને એનો પૌત્ર માનસિંહને હકૂમતમાં ઊંચા હોદ્દાઓ ઉપર બેસાડવામાં આવ્યા.

મેવાડના રાજાએ તેનો વિરોધ કર્યો એટલે ઈ.સ. ૧૫૬૮ માં અકબરે ચિતોડ પર કબજો જમાવી દીધો આગલે વરસે 'કાલંજર' અને થંભોરના

પ્રખ્યાત કિલ્લા મોગલોના કબજામાં આવી ગયા. ઈ.સ. ૧૫૭૦ માં જેસલમેર અને બિકાનેર ના રાજાઓએ તાબેદારી સ્વીકારી લીધી.ઈ.સ. ૧૫૭૨ માં ગુજરાત ઉપર ફતેહ મેળવી અને ઈ.સ. ૧૫૭૫ માં તકરાઈના યુધ્ધ પછી બંગાળઓ પર મોગલોનો કબજો થઈ ગયો જોકે જુલાઈ ઈ.સ. ૧૫૭૨ સુધી બંગાળાનો હાકેમ દાઉદખાન મોગલો સામે લડતો રહ્યો અને ત્યાર પછી પણ લાંબા સમય સુધી બંગાળમાં અમન અને શાંતિ કાયમ ન થઈ આ ફતેહો અકબરની હકૂમતનો પહેલો દૌર હતો. બીજા દૌરમાં સંબંધ એ સમય સાથે છે કે જયારે ઈ.સ. ૧૫૮૫ થી ઈ.સ. ૧૫૯૮ સુધી અકબર લાહોરમાં રહ્યો એ દરમિયાન કાશ્મીર જે કયારે પણ દિલ્હીની હકૂમતના તાબેમાં ન હતો. ઈ.સ. ૧૫૮૬ માં તેની ઉપર ફતેહ મેળવી ત્યારબાદ ઈ.સ. ૧૫૯૧ માં સિંધ અને બલૂચિસ્તાન ઉપર ફતેહ મેળવી અને કંદહાર અકબરના કબજામાં આવી ગયું હવે અકબરને દક્ષિણની તરફ ધ્યાન આપવાની ફુરસદ મળી.

૬ નવેમ્બર ઈ.સ. ૧૫૯૮ માં એણે લાહોર છોડી દીધુ અને થોડાક મહિના આગ્રામાં રોકાયા બાદ અગલે વરસે દક્ષિણ તરફ જઈ પહોચ્યોં એટલે એ જ વરસમાં અહમદનગરના કિલ્લા પર ફતેહ મેળવી અને એક વિશાળ સામ્રાજય અકબરના કબજામાં આવી ગયું. ઈ.સ. ૧૬૦૧ માં ખાનદેશનો મજબૂત કિલ્લો અમીરગઢ સર કર્યો અને અહમદનગર તેમજ ખાનદેશના વિશાળ પ્રદેશો મોગલ હકૂમતમાં સમાઈ ગયા. અકબર મે ઈ.સ. ૧૬૦૧ માં આગ્રા પાછો આવ્યો અને તેના ચાર વરસ પછી આ સંસારમાંથી કુચ કરી ગયો. ( રૂહે કૌસર પાના ૮૦ )

## મોગલોની રાજય વ્યવસ્થા

અકબરે મેળવેલ એક ધારી ફતેહો તેને ઈતિહાસમાં એક ખાસ દરજજો આપે છે પરંતુ " મુલ્કો જીતવા આસાન છે તેની ઉપર રાજય ટકાવી રાખવું મુશ્કિલ છે. " ફતેહો મેળવવા કરતા પણ વધારે અગત્યનું કામ અકબરે પોતાની વિશાળ હકૂમત ચલાવવાની સુંદર વ્યવસ્થા ઘડવાનું કર્યુ છે જે સુંદર વ્યવસ્થાના નાના નાના ફેરફારો સાથે તમામ મોગલ બાદશાહોના સમયમાં ચાલતી રહી અને કેટલીય બાબતોમાં તો બ્રિટીશ હકૂમતના પાયા સમાન બની રહી જેની ઉપર ભારત અને પાકિસ્તાન બેઉ આજે પણ અમલ કરી રહ્યા છે મોગલ સલ્તનતનો ઘડવૈયો અકબર હતો. ઔરંગઝેબ તેની રાજય વ્યવસ્થાના નીતિ નીયમોમાં કેટલાક ફેરફારો કર્યા.

અકબરે મેળવેલ એક ધારી ફતેહોના અને તેના સફળ રાજયના વહેવટનો ભેદ સૌથી વધારે તેના અમીર ઉમરાવોની કુનેહ કાબેલીયતો, ફરજપાલન અને વફાદારીમાં છુપાયેલો છે. જેમને અકબરે પોતાની આસપાસ ગોઠવી લીધા હતા. એ વફાદાર અમીર ઉમરાવોની હોદ્દા પ્રમાણે ગોઠવણી એમના માનસન્માન અને કદરદાની અને હમદર્દીની જે એક ધારી કોશિશો અકબરની હકૂમતમાં થતી રહી તેના વિશેની માહિતી અકબરના દરબારના અબૂલફઝલ ફૈઝીના લખાણોમાંથી મળી રહે છે. (રૂહે કૌસર પાના ૭૮)

મોગલ હકૂમતની સફળતાના દૂર દૂરના પ્રદેશો ઉપર દિલ્હીની હકૂમતની એક ધારી પકડના, અને હકૂમત સામે બગાવતો ન થવાના ખાસ કારણો એ હતા કે અકબરે તમામ ઊચ્ચ હોદ્દાના દરબારીઓ માટે એક જવાબદારી સહીતની વ્યવસ્થા ઘડી કાઢી હતી. જેના હોદ્દેદારોને તમામ અગત્યના હોદ્દાઓ સોંપવામાં આવ્યા હતા.

જે કોઈ પણ હોદ્દેદાર પોતાના વિસ્તારમાં વફાદારીથી સારી કામગીરી કરતો તેની કદર કરીને ઊંચા હોદ્દા ઉપર બઢતી આપવામાં આવતી. વળી એ હોદ્દેદારોની એક જગ્યાએથી બીજી જગ્યાએ બદલી કરવામાં આવતી. તેઓ દિલ્હીની હકૂમતના નોકરો હતા અને તેમની પસંદગી કરવામાં તેમજ તેમને તાલીમ આપવામાં ખૂબ ધ્યાન આપવામાં આવતું. ( રૂહે કૌસર પાના ૭૮)

અકબરનું ત્રીજુ ખાસ કારનામું જમીનની વ્યવસ્થા કરવાનું હતું. જે વ્યવસ્થા થોડાક ફેરફારો સાથે દેશભરમાં આજે પણ ચાલુ છે. એક ખેતી પ્રધાન દેશમાં જમીન અંગેની વ્યવસ્થાનું કામ કેટલુ અગત્યનું હોય છે એ દેખીતુ અને એટલે જ તેની ઉત્તમ વ્યવસ્થા માટે અકબરે સૌથી અનુભવી જેમ કે ટોડરમલ અને બુધ્ધિશાળી જેમ કે અમીર ફતેહુલ્લાહ શિરાઝી જેવા હોદ્દેદારોની નિમણુંક કરી હતી. તેનાથી જાણી શકાય છે કે હકૂમતના ખાસ કામો પાછળ કેટલું ઊંડાણથી ધ્યાન આપવામાં આવતું હતું.

અકબરે ઘણી બધી ભૂલો પણ કરી. ખાસ કરીને મઝહબની બાબતમાં. એક સમયે તો એણે એવી જોહુકમી અને ખરાબ પરિણામો લાવનારી નીતિ ઈખ્તિયાર કરી કે એને કારણે આજે એની સારી વાતો પણ પાછળ રહી ગઈ છે.

પરંતુ જયારે સુંદર રાજય વહીવટ ચલાવવા વિશે ઊંડાણથી અભ્યાસ કરીએ તો જાણવા મળે છે કે અકબરની હકૂમતમાં મોટેભાગે બધાને માટે ન્યાયની સમાનતા, સત્યની તરફદારી અને રૈયતની દેખભાળની બાબતો સર્વોપરી દેખાય

છે. અને એ જ રવૈયો લગભગ બધા જ બાદશાહોનો હતો. બેશક કેટલીક વાર સારા વિચારો અને એના અમલમાં ફેર ઘડી જાય છે અને મોટેભાગે રાજય વહીવટમાં જુલ્મ અને અન્યાયની બંદીઓ પ્રવેશી જતી હોય છે. પરંતુ કમ સે કમ ન્યાયની સમાનતામાં અને સચ્ચાઈની તરફદારી કરવાની નીતિ બધા જ હાકેમોના દિલોમાં સમાયેલી હતી. જેનાથી કોઈપણ જાતની ખરાબી વગર રાજનો કારભાર બરાબર સારી રીતે ચાલતો રહ્યો. પરિણામે મોગલ સલ્તનત મજબૂતી થતી ગઈ અને તેના અંત પછી પણ લોકોના દિલોમાં તેની યાદો જીવંત રહી ગઈ.

## સાહિત્ય અને કલાની કદરદાની

સલ્તનતના વિકાસ અને ઉત્તમ કક્ષાના રાજય વહીવટ ઉપરાંત અકબરે પોતાના આવનારા વંશજો માટે સાહિત્ય કલાનો વિકાસ કરવા માટે પણ ઉદાર દિલે મદદ કરી. એણે સાહિત્યકારો અને કલાકારોની કદર કરવાની એવી એવી રીત રસમો કાયમ કરી કે જેનાથી મોગલ સંસ્કૃતિ ઝળહળી ઉઠી. મોગલો પહેલા પણ દિલ્હીના તખત ઉપર બુલંદ આનબાન અને શાન ધરાવનાર બાદશાહો પૈદા થયા હતાં. પરંતુ કવિતા, સાહિત્ય અને બીજી કલાઓની કાયદેસરની મદદ કરવાની રસમો કાયમ થઈ ન હતી.

અમીર ખુસરો જેવા મહાન શાયર સાથે સુલતાન અલાઉદ્દીન ખીલજીએ બેદરાકરી દાખવી એ ભારે શરમજનક હકીકત છે. "મલેકુશ્શોસરા " નો માનવંતો હોદ્દો સૌ પ્રથમવાર અકબરના સમયમાં કાયમ થયો.દરબારી ઈતિહાસકારની શરૂઆત પણ એજ સમયમાં થઈ. ચિત્રકલા અને સંગીતની મોટાપાયે મદદ કરવામાં આવી. અકબર પોતે અભણ હતો. પરંતુ જ્ઞાની માણસોની તે ખૂબ કદર કરતો હતો. અને જાણીતા પુસ્તકોનું વાચન કરાવીને સાંભળતો અને એ રીતે એણે પોતાના અભણપણાની મોટાભાગની ખોટ પૂરી કરી લીધી. એ સમયમાં અકબરના દરબારમાં લેખનકાર્ય અને અનુવાદનો એવો સિલસિલો શરૂ થઈ ગયો કે જાણે એક પ્રકારની એકેડમી કાયમ થઈ ગઈ. જેમાં રાજયના ઉત્તમ કક્ષાના લેખકો અને સાહિત્યકારો પુસ્તકો લખવામાં અને તેને પ્રકાશિત કરવામાં મશ્ગૂલ હતા. જેમણે સાહિત્યને ખૂબ બુલંદી બક્ષી. અબુલફઝલ ફૈઝીએ " આઈનએ અકબરી " માં એ પુસ્તકોની લાંબી યાદી આપેલ છે. જેને વંચાવીને અકબર સાંભળતો હતો. એ પુસ્તકોમાં મોટાભાગના જીવન જીવવાની રીતભાત વિશેના તેમજ સૂફીવાદ અને ઊચ્ચ પ્રકારના સાહિત્યના પુસ્તકો છે. જેમ કે " અખલાકે નાસરી " કીમીયાએ સઆદત, ગુલિસ્તાં, બોસ્તાં,

કાબૂસનામા, શાહનામા, મૌલાના રૂમની મસ્નવી, શેખ શરફુદીન મુજારીના પત્રો, મુલ્લા જામી અને અમીર ખુસરોના પુસ્તકો વિગેરે બલ્કે અબુલ ફઝલ ફૈઝી તો ત્યાં સુધી કહે છે કે તે સમયનો મશહુર પુસ્તકોમાંથી ભાગ્યે જ કોઈ એવું પુસ્તક હશે જેનું અકબરની સામે વાંચન કરવામાં ન આવ્યું હોય.

અકબરે માત્ર સાહિત્ય અને કલાના વિકાસ માટે જ મદદ નથી કરી બલ્કે ઉદ્યોગ ધંધાઓના કારીગરોને બોલાવી લાહોર, આગ્રા અને અમદાવાદમાં એકઠા કર્યા. જેથી તેઓ શાલ વણવાતાં, ગાલીચા બનાવતા તેમજ જુદા જુદા કાપડના કારખાના કાયમ કરે. અને રાજયના હોદ્દેદારો ઉપર ફરજ પાડી કે તેઓ અહીંની બનાવટની ચીજવસ્તુઓનો ઉપયોગ કરે. તેનું સુંદર પરિણામ એ આવ્યું કે ધંધા ઉદ્યોગો ખૂબ ફાલ્યા ફૂલ્યાં. જે અકબરની પછી પણ ચાલુ રહ્યા.

## સૌની સાથે સુલેહ અને સદભાવનો વહેવાર

અકબર પોતાના ખાસ કૌશલ્ય એટલે કે પ્રદેશો ઉપર ફતેહ મેળવવામાં અજોડ હતો અને ઈસ્લામી હકૂમતનો પાયો એણે જે રીતે મજબૂત કર્યો એ રીતે બીજા કોઈ હિન્દુસ્તાની બાદશાહે કર્યો નથી. પરંતુ અફસોસ કે એણે પોતાના અસલ કૌશલ્યોને છોડી દઈને મઝહબી બાબતોમાં પણ દખલગીરી શરૂ કરી દીધી. અને ખુશામતખોર દરબારીઓની ખોટી વાહવાહમાં ફસાઈને કેટલીક એવી અણછાજતી હરકતો પણ તેનાથી થઈ ગઈ કે આજે એના સુંદર રાજકીય વહીવટના ઉપકારો પણ ભૂલાઈ ગયા. અકબરની મઝહબ વિશેની અણછાજતી હરકતોને ઈસ્લામ મઝહબનો કોઈ પણ સાચો જાણકાર માણસ પસંદ નહી કરે. પરંતુ જે જે કારણોસર અને જે જે વિકટ સમસ્યાઓ અને મુંઝવણોમાંથી પસાર થઈને અકબરે મઝહબી બાબતોમાં દખલગીરી કરી એની હકીકતો પણ ખૂબ દર્દનાક અને બોધ લેવા જેવી છે.

અકબરના જે જે પગલાંએ મુસલમાનોને વધારેમાં વધારે દુઃખ પહોંચાડિયું અને જેનો સારી રીતે સખત વિરોધ પણ થયો એ પંદરવીસ વરસ પછી અમલમાં આવનારા એના નવા મઝહબી કાયદા કાનૂન અને હુકમો હતા. જેને ઈતિહાસકારોએ પાછળથી " દીને ઈલાહી " નું નામ આપ્યું હતું. એના પાયામાં ઈબાદતખાનામાં થનારી કડવી અને ગરમા ગરમ તોફાનો જગાડનારી ચર્ચાઓ હતી. જેના નીચોડરૂપે ઈ.સ. ૧૫૭૯ માં થયેલ કરારો મુજબ કેટલાક સંજોગોમાં બાદશાહને મઝહબના વિરોધાભાસી નીતિનિયમો વિશે ચુકાદો

આપવાનો અધિકાર આપવામાં આવ્યો હતો.

ખુશામદખોર દરબારીઓએ જોરશોરથી પ્રચાર પણ શરૂ કરી દીધો કે જૂની ભવિષ્યવાણીઓ મુજબ મઝહબી વિરોધોને નાબૂદ કરી દેવાનો સમય આવી ગયો છે. દક્ષિણમાં તો એક બાદશાહે પોતાને માટે " જગદગુરૂ " ખિતાબ ધારણ કરી લીધો. અકબરે પણ વધારેમાં વધારે મઝહબી અધિકારો પોતાની પાસે રાખ્યાં. અને પોતાના મુરીદો - અનુયાયીઓ બનાવવાનો સિલસિલો શરૂ કરી દીધો. નવા નવા ફેરફારો કરીને સ્થપાયેલ મઝહબમાં જુદા જુદા ધર્મોના વિચારો રીતરીવાજો અને કાયદા કાનૂનોનો સમાવેશ કરવામાં આવ્યો અને એને ઈતિહાસકારોએ પાછળથી ' દીને ઈલાહી ' નામ આપ્યું. અકબરનું આ નવો મઝહબ સ્થાપવાનું પગલું ખરેખર તો બધા જ ધર્મના લોકો પ્રત્યેના સદભાવ અને સમભાવની વિરૂધ્ધ નું પગલું છે. (રૂહે કૌસર પાના ૮૪)

## અકબરની શરૂઆતની મઝહબી હાલત

અકબરનો જન્મ ઈ.સ. ૧૫૪૩ માં થયો અને તેર વર્ષની ઉંમરે તે દિલ્હીની ગાદીએ બેઠો. ત્યારબાદ અઢારવીસ વરસ સુધી તે મઝહબી નીતિ નીયમો અને કાયદા કાનુનોનો બરાબર દિલથી પાલન કરનારો એક નેક અને સીધો સાદો મુસલમાન બની રહ્યો. એણે પોતાના પિતા હુમાયુની રઝળપાટ ના દિવસોમાં જીવનની ઘણી લીલી સૂકી જોઈ હતી. અને એના સ્વભાવમાં દર્દ, લાગણી તેમજ મઝહબનો રૂહાની રંગ પેદા થઈ ચુકયો હતો. જયારે હુમાયૂને બાર વરસની લાંબી રઝળપાટ બાદ ફરીથી દિલ્હીની ગાદી હાથ લાગી અને દિલ્હીની બાદશાહતની ખુશનસીબી હાંસલ થઈ તો સર્વશકિતમાન અલ્લાહના દરબારમાં આભારથી મસ્તક આપોઆપ નમી જવા લાગ્યું.

બાદશાહે રાજયના મઝહબી બુઝૂર્ગોને ખૂબ જ માનસન્માન અને અધિકારો બક્ષેલ હતા. એનાં રાજયની કેટલીક મસ્લહતો પણ હતી. અને સંતોષ પણ અકબરે એ મઝહબી બુઝૂર્ગોના માનસન્માનમાં અને અધિકારોમાં ઓર વધારો કરી દીધો. ઠેક ઠેકાણે કાઝી સાહેબો અને મુફતી સાહેબોની નિમણુંકો કરવામાં આવી. ઈસ્લામના ઉચ્ચ દરજજાના બુઝૂર્ગ " મખ્દુમુલ્ક " ની સત્તા અને માન અકરામમાં અનેક ગણો વધારો કરી આપ્યો. એવા પાક બુઝુર્ગને એવા અધિકારો આપવામાં આવ્યા જે પહેલાં કયારેય આપવામાં આવેલ નહી. ' મખ્દુમુલ્ક ' તો રાજયના વહીવટીય કામોમાં સલાહકાર અને દરબારના ખાસ

રાજય બની રહ્યા. મઝહબી બુઝૂર્ગ શેખ અબ્દાલ નબીના તો બાદશાહ દિલો જાનથી ચાહક અને શ્રધ્ધા ધરાવનાર બની રહ્યા. કયારેક કયારેક પયેગંબર સાહબના બોધવચનો સાંભળવા માટે બાદશાહ એમને ઘેર જતો. એક વખતે તો એ પાક બુઝૂર્ગના જોડાં ઉપાડીને બાદશાહે એમની સામે મૂકયા. વળી શાહજાદા સલીમને એમના શિષ્યોમાં દાખલ કર્યો. જામીની ચાલીસ હદીસોનું (પયગંબર સાહેબના બોધવચનો) એમની પાસેથી જ્ઞાન મેળવી શકે. ' સદરુસ્સુદુર ' અબ્દુલ ગંગોહી રહ. ના પૌત્ર હતા અને ખુદાઈ હુકમોનું પાલન કરવામાં તેમજ ચૂસ્તપણે અલ્લાહની બંદગી કરવામાં અજોડ હતા. એવી ઊંચા દરજજાના પાક બુઝુર્ગની સંગતોમું શુભ પરિણામ એ આવ્યું કે બાદશાહમાં નમાઝ જમાઅતની સાથે પઢવામાં પાબંદી આવી ગઈ. એટલું જ નહીં પરંતુ અઝાન પણ પોતે આપતો, નમાજ પઢાવતો અને મસ્જિદમાં ઝાડૂ પણ વાળતો.

અકબરના સ્વભાવમાં વિનય, વિવેક, ધીરજ અને સહનશીલતાનાં જે ગુણો હતાં એ પરિવારના રીતરીવાજોને કારણે ઓર ખીલી ઉઠયાં એક વખતે જયારે તેની ભરપૂર યુવાની હતી. ત્યારે જન્મ દિવસની ખુશાલીના અવસરમાં કેસરી રંગનો પોષાક પહેરીને શાહી મહેલની બહાર આવ્યો. ત્યારે તેને જોઈને શેખ અબ્દાલે બધાની વચ્ચે તેને ટકોર કરી અને એટલા જુસ્સામાં આવીને ટકોર કરીને તેમની પાસેથી લાકડીનો હાથો અકબરને લાગી ગયો. અકબર કશું જ બોલ્યો નહીં. પણ મહેલમાં જઈને માતાએ કહ્યું : બેટા આ દુઃખ કે અફસોસ કરવાની વાત નથી પરંતુ ખુશીની વાત છે. કિતાબોમાં આ ઘટનાની નોંધ લેવામાં આવશે કે એક ઘરડા બુઝુર્ગે આટલા મોટા દરજજાના શાહઝાદાને લાકડી મારી અને તે માત્ર'શરીઅતના અદબની ખાતર સબ્ર કરીને કશું જ બોલ્યા વગર બધું જ સહન કરી ગયો. ( રૂહે કૌસર પાના ૮૪ )

## ઈબાદતખાનું

અકબર મહાન ઔલિયા શેખ સલીમ ચિશ્તી રહ. પ્રત્યે ભારે શ્રધ્ધા ધરાવતો હતો. જયારે જહાંગીરનો જન્મ થવાનો હતો. ત્યારે ઔલિયાની દુવાઓ અને આશીર્વાદ મેળવવા માટે તેની માતાને ઔલિયાના નિવાસે સ્ત્રીઓના ઓરડામાં મોકલી આપી.

ઔલિયાના પવિત્ર નામ ઉપરથી જ પુત્રનું નામ સલીમ રાખવામાં આવ્યું. આ ઘટનાના બે વરસ બાદ અકબરે નકકી કર્યું કે જે જગ્યા આટલી બરકતવતી અને નૂરાની હોય ત્યાં એક શાનદાર શહેરની સ્થાપના કરવી જોઈએ.

એટલે ઈ.સ.૧૫૭૮ માં ફતેપૂર સિક્રીમાં શાનદાર ઈમારતો બનવી શરૂ થઈ ગઈ અને એ નાનકડું ગામ હિન્દુસ્તાનના શહેનશાહની સલ્તનતની રાજધાની બની ગયું.

ફતેપૂર સિક્રીમાં અકબર એક પુરાણા ઓરડામાં પોતાનો મોટા ભાગનો સમય દુવાઓ અને ઈબાદતોમાં પસાર કરતો. મઝહબી કામોમાં છેવટે તેમી રસ રુચી એટલી હદે વધી ગઈ કે ઈ.સ. ૧૫૭૮ માં તેણે શેખ સલીમ ચિશ્તી રહ. ની નવી ખાનકાહ ( નિવાસ ) પાસે એક ભવ્ય અને શાનદાર ઈમારત બંધાવી. જેનું નામ ઈબાદતખાના રાખવામાં આવ્યું. દરેક જુમ્આની નમાઝ બાદ શેખની ખાનકાહમાંથી આવીને આ ઈબાદતખાનામાં " દરબારે ખાસ " ભરવામાં આવતો. જેમાં મઝહબી વડાઓ, વિદ્વાનો અને ખાનકાહના પાક બુઝુર્ગો શામેલ થતા હતા. અને સર્વ શકિતમાન ખુદાને પિછાણવાની તેમજ સચ્ચાઈથી ભરપૂર કહાણીઓ રજુ કરવામાં આવતી.

( રૂહે કૌસર પાના ૮૪ )

## અકબરનું મઝહબી વલણ કેમ બદલાયું ?

અકબરે ઈબાદતખાનાની મહેફિલોનું આયોજન ખાસ તેના મઝહબી વલણને કારણે કર્યુ હતું. પરંતુ છેવટે એ જ કારણોએ તેને મઝહબની વિરૂધ્ધના માર્ગે પહોંચાડી દીધો. અને એને માટે કસૂરવાર એ મહેફિલોમાં શામેલ થનાર મઝહબી વિદ્વાનોની નબળાઈઓ હતી.

પહેલી જ બેઠકમાં હુંસાતુંસીઓ શરૂ થઈ ગઈ કે ફલાણો માણસ મારાથી ઉપલી હરોળમાં શા માટે બેસે ? અને હું તેનાથી નીચે શા માટે રહુ ? જયારે આ લડાઈ છેડાઈ ગઈ તો દરેક માણસ એવું ઈચ્છતો હતો કે પોતાની વડાઈ અને બીજાની હલ્કાઈ જાહેર કરું આમ વાત વાતમાં એક બીજા સાથે આથડી પડતા. આ બધું જોઈને બાદશાહનું મન ખાટું થઈ ગયું અને છેવટે તેને ફરમાન છોડયું કે જે કોઈ અયોગ્ય અને ઝેર ઓકનારી વાતો કરે તેને મહેફિલમાંથી ઉઠાડી મૂકવામાં આવે. અને મુલ્લા બદાપૂનીને એ કામ નિયુકત કરવામાં આવ્યા. એ સમયે આસિફખાન પાસે ઊભો હતો. મુલ્લા સાહેબે ધીમેથી તેના કાનમાં કહ્યું કે જો એમ કરવામાં આવશે તો ઘણાને મહેફિલમાંથી ઉઠી જવું પડશે. બાદશાહે આ વાત સાંભળી તો બહુ ખુશ થયો. અને બીજાઓને પણ મુલ્લા બદાપૂનીએ કહેલ શબ્દો કહી સંભળાવ્યા! જો વાત માત્ર એકબીજાથી ઉપરવટ જવાની અને આપ વડાઈઓ જ તેમજ બીજાને હલકો બનાવવાની જ

હોય તો પણ કદાચ અકબરના દિલમાં ઈસ્લામ તરફની બદગુમાની પેદા થઈ ન હોત. પરંતુ મઝહબી વિદ્વાનોએ શરીઅતના ખાસ ખાસ બાબતો ઉપર એવી ખેંચાતાણી શરૂ કરી દીધી કે બાદશાહ હેરાન પરેશાન થઈ ગયો. જો એક મઝહબી વિદ્વાન એક વસ્તુને હરામ કહેતો બીજો એને હલાલ હોવાનો ફતવો આપતો હતો. બાદશાહ ધાર્મિક વિદ્વાનોના આ વાદવિવાદોથી એટલો તંગ આવી ગયો કે તેના દિલમાં હરામ હલાલની સમજણ પણ ઓસરી ગઈ. તે મઝહબી વિદ્વાનો અને અકબર વચ્ચે વિરોધો પેદા થવાનું જે ખાસ કારણ હતું તેને ખુદ અકબરે અબ્દુલ્લાખાન ઉઝબેક ઉપર લખેલ એક પત્રમાં જાહેર કરી દીધેલ છે કે પોતાના જ્ઞાન અને અકકલ હોંશિયારીની મહત્તા બતાવીને દરબારના મઝહબી વિદ્વાનો રાજકારભર અને વહીવટમાં બાદશાહની જોડે ભાગીદારી ચાહે છે. દુર્ભાગ્યે અકબર અને ધાર્મિક વિદ્વાનો વચ્ચેના આ વાદવિવાદો અકબરના અડગ સ્વભાવને કારણે માત્ર દુન્વયી કામો સુધી જ સીમિત ન રહેતાં તેની અસરો મઝહબી રીતરીવાજો અને માનતાઓ ઉપર પણ પડી.

## અકબરના અંતિમ દિવસો

ડોકટર ઈશ્તિયાક હુસૈન કુરેશી લખે છે કે એ વાતમાં કોઈ શંકા નથી કે ઈ.સ. ૧૫૯૫ પછી અકબરની મઝહબી બદગુમાનીઓ ઠંડી પડી ગઈ મુરીદો (અનુયાયીઓ) બનાવવાનો સિલસિલો લગભગ છેવટ સુધી ચાલતો રહ્યો. પણ હવે તેના બાદશાહ પ્રત્યેની વફાદારી અને શ્રધ્ધા બનાવવાનું પ્રમાણ વધારે હતું મઝહબી માન્યતાઓ અને રીતે રસમોનું પ્રમાણ ઓછું હતું. જેમણે ‘દીને ઈલાહી ’ નામે એક પુસ્તક લખ્યું છે એ પ્રોફેસર ચૌધરીનું એમ માનવું છે કે ઈ.સ. ૧૫૯૫ મં જયારે લાહોરના કિલ્લામાં નવરોઝનો ઉત્સવ ઉજવવામાં આવી રહયો હતો ત્યારે આકાશમાંથી વીજળી પડી. જેનાથી બાદશાહ માટે બંધાવેલ શમિયાણું અને બીજો ઘણો બધો સામાન બળીને રાખ થઈ ગયો. અને મોટું નુકશાન થયું. આ અચાનક આસમાની મુસીબતને બાદશાહની આપખુદી અને તેના ખોટે માર્ગે ચાલવાની સજા માનવામાં આવી. ખુદ બાદશાહના દિલ ઉપર એકાએક આવી પડેલ આ આસમાની કહેરની ભારે અસર થઈ અને તેના અભિમાનમાં તેમજ જો હુકમીમાં ઓટ આવી ગઈ.

## અકબરનું અવસાન અને જહાંગીરનું ગાદીએ બેસવું

જહાંગીરની નાનકડી આત્મકથામાં લખ્યું છે કે અકબરે મરતી વખતે ઈસ્લામના કલેમએ શહાદત ફરીથી દોહરાવ્યો. યાસીન શરીફની સૂરત વંચાવીને સાંભળી અને ઈસ્લામમાં સાચી શ્રધ્ધા ધરાવનારા એક પાકા મુસલમાન તરીકે મર્યા. યુરોપનો અંગ્રેજ પ્રતિનિધી સર ટોમસરો પણ જે આ ઘટનાના પંદરવીસ વરસબાદ હિન્દુસ્તાનમાં આવ્યો હતો અને જેણે હિન્દુસ્તાનની તે સમયની સ્થિતિ વિશે એક વિગતવાર પત્ર યુરોપના પાદરીને લખ્યો હતો. તેનું માનવું છે કે અકબરનું મૌત એક મુસલમાન તરીકે થયું. એ જ રીતે પોર્ટુગીઝી પાદરી બોટેલોને બીજાપૂરના આદિલશાહી બાદશાહે પૂછયું કે અકબરનું મોત થયું ત્યારે તે કયો મઝહબ પાળતો હતો ? તો પાદરી સાહેબે ભારે અફસોસની સાથે કહ્યું કે મારી તો ખુદા પાસે એ અરજ હતી કે એવું ન થાય કે પરંતુ અકબર અમને ખોટો વિશ્વાસ અપાવતો રહયો. પરંતુ છેવટે આપના " દીને મુહંમદી " (પયગંબર મુહંમદ સાહેબના મઝહબ) ઉપર જ મર્યો. એ સમયે ઈસ્લામને માટે અકબરના જે તે મઝહબ ઉપર રહેવા કરતાં પણ વધારે મહત્વની બાબત તેના વારસદારના મઝહબની હતી. અકબરનો વારસદાર જહાંગીર થયો અને તેણે પોતાના શાસન દરમિયાન અકબરના સમયના મોટાભાગના કાયદા કાનૂનો જે ઈસ્લામની વિરૂધ્ધના હતા બંધ કરાવી દીધા.

અકબરના જીવનના છેલ્લા દિવસોમાં એવી કોશિશો થઈ રહી હતી કે જહાંગીરને બદલે તેનો પુત્ર ખુશરો અકબરની ગાદીનો વારસદાર બને. ખુશરોની બેગમ ખાનઆઝમની પુત્રી હતી અને રાજા માનસિંગનો પણ એ નજીકનો સગો હતો. એ બન્ને એ ખુશરોને માટે કોશિશો કરી પરંતુ શેખ ફરીદ બુખારીએ જહાંગીરને ગાદીએ બેસાડવાની પૂરેપૂરી વ્યવસ્થા કરી. એટલું જ નહી પણ નવા બાદશાહ જહાંગીર પાસેથી એવું વચન લીધું કે તે ઈસ્લામના કાનૂનોનો પૂરેપૂરો આદર કરશે. ( રૂહે કૌસર પાના ૮૪ )

જહાંગીરે ઈસ્લામ પ્રત્યે વફાદાર રહેવાનું એ વચન બરાબર પાળી બતાવ્યું અને અકબરના નવા મઝહબ વિશેની જે કોઈ અસરો બાકી રહી ગઈ તે જહાંગીરના શાસનમાં નાશ પામી.

## અકબરના સમયમાં સાહિત્ય અને કલા

અકબરના દરબારમાં ચાલતા મઝહબી ઝઘડાઓનું વર્ણન અમોએ

અગાઉ વિગતવાર કરી દીધેલ છે. પરંતુ એ વાદવિવાદોની રાજયના લોકો ઉપર કોઈ ખાસ અસર થઈ નહીં. લોકોની ઈસ્લામ પ્રત્યેની શ્રધ્ધા અને વફાદારી બરાબર ટકી રહે. બલ્કે ઈસ્લામી સાહિત્યના બહોળા પ્રમાણમાં પ્રચાર અને પ્રસારની શરૂઆત એ જ સમયથી થાય છે. એ સમયમાં જોનપૂર, દિલ્હી, લાહોર, સિયાલકોટ, અહમદાવાદ અને બીજી જગ્યાઓએ ઈસ્લામી વિદ્યાનો પ્રચાર અને પ્રચાર જોરશોરથી વ્યવસ્થિત રીતે ચાલી રહયા હતો. લાયક વિદ્વાનોની પણ અછત ન હતી. હઝરત મુજદદીદ અલફસાની રહ. અને શેખ અબ્દુલ હક જેવા ઈસ્લામના ઉચ્ચ કોટિના વિદ્વાનોએ હિન્દુસ્તાનની ધરતીને ઈસ્લામના ઉચ્ચતમ જ્ઞાન અને વિદ્યાર્થી રસતરબોળ કરી હોય તો પછી ઈસ્લામની સાહિત્યનો દુષ્કાળ હતો તેમ કઈ રીતે કહી શકાય ?

દિલ્હી અને ગુજરાતના રાજકીય સંબંધો અકબરના સમય દરમિયાન ફરીથી મજબૂત થયાં. ગુજરાત એ સમયે ઈસ્લામી વિદ્યાનું બહું મોટું કેન્દ્ર હતું. એક તો દરિયાકિનારાનો પ્રદેશ હોવાથી અરબસ્તાનથી આવતા લોકો સૌપ્રથમ ગુજરાતમાં જ રોકાતાં. બીજું ગુજરાતના સુલતાનનો પણ સાહિત્ય કલા અને ધંધા ઉધોગોને ખાસ મદદ કરીને તેમનો ખૂબ વિકાસ કર્યો હતો. એટલે જ એમ કેહવું બધી જ રીતે યોગ્ય છે કે અકબરના શાસનથી પણ પહેલાં સો વરસ સુધી ગુજરાત સાહિત્ય કલા અને હુન્નરોની બાબતમાં દિલ્હી કરતા આગળ હતું. પરંતુ જયારે અકબરે ગુજરાતને કબજે કરી લીધું. અને અહીંના દિલ્હીના સૂબાઓ ગુજરાતમાં આવવા લાગ્યા ત્યારે લોકો પણ દિલ્હી આવતા જતા થયા. મઝહબી વિદ્વાનોનું પણ આગમન થયું. વળી ગુજરાતના બંદરોએથી દરિયાઈ માર્ગે હિન્દુસ્તાનના વિદ્યાર્થીઓને પણ અરબસ્તાનના મકકા મદીના શરીફ જઈને વિદ્યા મેળવવાનું સરળ થઈ ગયું.

## હઝરત મુજદદીદ અલફેસાની રહ. ની મઝહબી સેવાઓ

ઈબાદતખાનામાં ચાલતી કડવી અને કડવી ચર્ચાઓએ જ વેરઝેર ભર્યું વાતાવરણ પૈદા કર્યુ અને ખુશામતખોર દરબારીઓ તેમજ ખુદગરજ મઝહબી આગેવાનોની હુસાતુંસી અને ચડસાચડસીઓએ જે કુસંપના બીજ વાવી દીધા તેને નાબુદ કરવા માટે કેટલાય સાચા મઝહબી મુસલમાનો અને ઉમરાવોએ ખૂબ કોશિશો કરી. કેટલાકોએ એ માટે ઘણી મોટી કુરબાનીઓ આપી. એ કોશિશોને સફળ બનાવવા માટે જે જે નેક બુઝૂર્ગોએ મહેનતો કરી તેમાં હઝરત ખ્વાજા બાકીઉલ્લાહ કુદુસસરા નું નામ સૌથી મોખરે છે.

મઝહબી વાતાવરણમાં પેસી ગયેલ બદીઓ ઉપરાંત એકબીજી પણ ખરાબી એ હતી કે આસપાસના વિચારોમાં હિંદુ કટ્ટરવાદીઓએ મુસલમાનોની વિરૂધ્ધમાં અનેક પ્રકારની સાજીસો રચી હતી. જેની જાણ બહુ મુસલમાનોમાં ન હતી. એ દિશામાં મુસલમાનો જાગૃત કરવામાં પણ હઝરત મુજદદીદ રહ. એ મહત્વનો ભાગ ભજવ્યો એટલું જ નહી.ઈસ્લામના કાયદા કાનુન અને રીત રીવાજોનું ઠોશ રીતે પાલન કરવા માટે દરબારમાં અમીર ઉમરાવો તેમજ આમ મુસલમાનોનું ધ્યાન આપે દોર્યું. અકબરના નવા મઝહબની ભૂલને કારણે જે જે ખરાબીઓ પેદા થઈ હતી તેને નેસ્તનાબૂદ કરીને ઈસ્લામના સાચા કાયદા કાનૂનો અને રીતરસમોને આમ કરવામાં આપ હઝરતનો ઐતિહાસિક ફાળો રહ્યો છે.

હઝરત મુજદદીદ રહ. એ સુફીવાદનો જે પ્રકાશ હિન્દુસ્તાનમાં ફેલાવ્યો તેના વિશે " જવાહિરે મુજદદીયાં " ના લેખકે નોંધે છે કે સૂફીવાદના માર્ગના તમામ નિયમોથી પયગંબર સાહેબ દર્શાવેલ નીતિનીયમો ઉપર ચાલવાનું સરળ થયું તેમજ બિદઅત એટલે કે જે રીતરીવાજો અને માન્યતાઓ ઈસ્લામમાં છે જ નહીં તેની નાબૂદી માટેનું વાતાવરણ પેદા થયું.

સૂફીવાદના નીતિનિયમો મુજબ ન તો કબરો ઉપર રોશની કરવાની છૂટ છે ન તો ચાદર ચડાવવાની. ન તો કબર ઉપર માથું નમાવવાની છૂટ છે ન તો સિજદો કરવાની. ન તો મુરીદોને પોતાના પીરોની કદમબોશી કરવાનો હુકમ છે ન તો મુરીદ સ્ત્રીઓને એમના પીરો સામે ખુલ્લે મોંઢે પડદા વગર જવાની છૂટ છે. આપે જહાંગીરની સામે દરબારમાં માથું ન નમાવીને કેદખાનાની તકલીફો પણ હિંમતભેર સહન કરી અને શરીઅતના નિયમોનું ચૂસ્ત રીતે પાલન કર્યું. હજરત મુજદીદ રહ. એ મઝહબને એવો સરળ માર્ગ અપનાવ્યો કે જેમાં ઈસ્લામના આદર્શો અને હુકમોનું સહેલાઈથી પાલન થઈ શકે. તેઓ ફરમાવતા કે સમય અને સંજોગો ઈસ્લામી શરીઅતને તાબે છે. નહીં કે શરીઅત સમય સંજોગોને આધીન. આમ હઝરત મુજદદીદ રહ. ની ઈસ્લામી સેવાઓ ઐતિહાસિક મહત્વ ધરાવે છે. એ સમયના બગડતા જતા મઝહબી વાતાવરણને સચ્ચાઈની રોશની બક્ષવામાં આપતી કોશિશો કદી ન ભૂલી શકાય તેવી છે.

## હિંદુ મુસ્લિમ વિરોધોનું નિવારણ

હઝરત મુજદદીદ રહ. એ હિંદુઓની ઈસ્લામ દુશ્મનીનો અને એમના કટ્ટરવાદનો સમય સમય પર સારી રીતે જવાબ આપ્યો છે. તેઓ એવી કોશિશોના પણ વિરોધી હતા કે જેમાં ઈસ્લામ અને હિંદુમતની કેટલીક બાબતોને એકમેકમાં

ભેળવી દઈને કેટલાક મુસલમાનો અને હિંદુઓ ખુશ થતા હતા.

આ વિશેનો એક પત્ર આપે હરદેરામ નામના એક હિંદુ સજજનને પાઠવેલો છે. જેણે હઝરત મુજદ્દીદ રહ. ને લખેલ બે પત્રોમાં ઈસ્લામના સૂફી બુઝૂર્ગો તરફ પોતાનો પ્રેમ અને આદરભાવ દર્શાવેલ છે. જેમાં લખ્યું છે કે રામ અને રહેમાન હકીકતમાં એક જ છે.

હઝરત મુજદ્દીદ રહ. ને ઈસ્લામ અને હિંદુમતની બાબતોમાં આવા સંગમમાં ભારે જોખમ અને ખતરો દેખાતો હતો. એમણે હરદેરામને જવાબમાં એક જોરદાર પત્ર લખ્યો. જેમાં એમના રામ રહેમાનના એક હોવાના વિચારનો સખત વિરોધ કર્યો. અને લખ્યું કે રામ અને રહેમાનને એક માનવા એ બહું મોટી મૂર્ખાઈ છે. સર્જનહાર એના સર્જનની બરાબર હોતો નથી. બિનમુસ્લિમોની બાબતમાં હઝરત મુજદ્દીદની માન્યતાં બીજા સૂફી બુઝૂર્ગોથી અલગ હતી. સમય અને સંજોગો પ્રમાણે એમણે કેટલીક વાર ભારે સખત શબ્દોનો પણ ઉપયોગ કર્યો છે. એમણે પોતાના ચિંતનમનનથી એવું તારણ કાઢયું હતું કે હિંદુ અને મુસલમાનોના ધાર્મિક વિરોધોના મૂળ એટલી હદે ઊંડા છે કે “ દીને ઈલાહી ” નામનો નવો મઝહબ બનાવીને કે રામ અને રહમાનને એક ગણાવીને એ વિરોધોનાં મૂળીયા નાબૂદ કરી શકાશે નહીં. આવી કોશિશોનું કશું સારું પરિણામ આવતું નથી. બલકે એવી કોશિશો બંને પક્ષ વધુ ગૂંચવણો પેદા કરે છે અને ખાસ કરીને મુસલમાનો માટે ભયંકર ખતરો કરે છે.

હા ! હિંદુ મુસલમાનોના અરસપરસના શાંતિ અને સુલેહભર્યા સંબંધોને ખાતર વધુમાં વધુ એટલું સ્વીકારી શકાય અને એ છે કુરઆને પાકની આયત “ લકુમદીનોકુમવલિયદીન ”................

બિનમુસ્લિમોનાં સંબંધમાં હઝરત મુજદદીદ રહ. એ ઘણીવાર ખૂબ જ કડવી અને આક્રોશ ભરેલી વાણીમાં પોતાના વિચારો દર્શાવ્યા છે અને એમનું ચિંતનમનન તેમજ વિચારસરણી બીજા સૂફી બુઝુર્ગોથી તદ્દન વિરોધી પ્રકારનાં હતાં આમ છતાં એમના વિચારોને ઈતિહાસે ટેકો આપ્યો છે. હિંદુ અને મુસલમાનોની એકતા વિશેનાં સપનાં કયારેય સાચાં પડયાં નહીં. બલ્કે અંગ્રેજોની હકૂમતના સમયમાં તો એ ખાઈ વધારે પહોળી થઈ ગઈ. અને છેવટે અખંડ ભારતને પાકિસ્તાન અને હિંદુસ્તાન નામના બે ટુકડાઓમાં વહેંચી દેવું પડયું. કદાચ આ બંને દેશોના રાહબરો અને વિદેશોના એમના શુભચિંતકો પણ દૂરંદેશ સૂફી હઝરત મુજદદીદ રહ. ની વિચારસરણી સાથે સહમત થશે

કે હિંદુ અને મુસલમાન એ બંને પ્રજાઓ વચ્ચે સુલેહશાંતિનો માર્ગ બંનેની એકતામાં નથી બલ્કે બંને એ સારા સંસ્કારી પાડોશી બનીને જીવવામાં છે.

( રૂહે કૌસર પાના ૩૨૪ )

## અકબરની ખૂબીઓ

અકબર એક ઈન્સાફ પસંદ, બુધ્ધિશાળી અને બહાદૂર બાદશાહ હતો. સફળતાઓ અને ફતેહો એના ચરણ ચૂમતી હતી. એટલે એણે દૂર દૂરના અંતરો કાપીને ફકત સો બસો ઘોડેસવારોની સાથે વીસ હજારથી લઈને ત્રીસ હજાર સુધીના લશ્કરો ઉપર બેધડક હુમલાઓ કર્યા. અને એમને હાર આપીને નસાડી દીધા.

અકબરની ધારદાર બુધ્ધિ, પ્રચંડ હિંમત અને દૂરંદેશીનો પૂરાવો સલીમની સાથે થયેલ બગાવતો ઉપરથી પણ મળી રહે છે કે એણે એવા સ્વચ્છંદી અને તુંડ મિજાજી પુત્રને ખુલ્લમખુલ્લી બગાવત કરીને અને પોતાની કુનેહ અને હોંશિયારી કોઈપણ જાતની ખૂનામરકી કર્યા વગર ફરીથી પોતાને તાબે કરી લીધો.

અકબરના સમયમાં બાંધકામોમાં એક અકરાબાદનો કિલ્લો છે. જેની ઈમારતો અને બાગબગીચાઓ નવેસરથી બનાવવામાં આવ્યા. બીજો અલાહાબાદનો કિલ્લો છે. ત્રીજી ફતેહપૂરની બુલંદ અને ભવ્ય મસ્જિદ છે. એ સિવાય પણ બીજી ઈમારતો છે જે અકબરના હુકમથી તૈયાર કરવામાં આવી. સાથે સાથે એના રાજનો વહીવટ ચલાવવાના નવા નવા કાયદા અને નિયમો બનાવ્યા. અને બાદશાહતની તેમજ તેની સત્તાની ચોકકસ નીતિઓ કાયમ કરીને તેને અમલમાં લાવ્યો.

અકબરના શાસન દરમિયાન તુર્ક, તાજીક, અરબી, હિન્દુસ્તાની દરેક પ્રદેશના અને જાતિના શાયરો, લેખકો, વિદ્વાનો, કલાકારો, હાકેમો, બુધ્ધિશાળીઓ હિન્દુસ્તાનમાં એકઠા થઈ ગયાં હતાં અને એ માત્રને માત્ર એ બાદશાહની કદરદાની અને સાહિત્ય તેમજ કલાઓની મદદનું પરિણામ હતું.

૧૨ જમાદિલસાની હિજરી ૧૦૧૪ મુજબ ઈ.સ. ૧૬૦૫ માં અકબર આ સંસારને આખરી અલ્વીદા કહી ગયો. અકબરે કુલ એકાવન વરસ અને બે માસ સુધી બાદશાહત કરી.

દુનિયા કા ઉરૂજો ઝવાલ સાની વ ફાની
ઠહરા નહી કરતી કભી દરિયા કી રવાની

# બાદશાહ જહાંગીર

અકબરના અવસાન બાદ એનો પુત્ર સલીમ જહાંગીર નામ ધારણ કરીને ગાદીએ બેઠો. તેના ભાઈયોનું મરણ પિતાની હયાતીમાં જ થઈ ચૂકયું હતું. જહાંગીરમાં અકબર જેવી જ ચેતના અને સ્ફૂર્તિ હતી. ખૂબ જ લાડકોડમાં તેનો ઉછેર થયો હતો. આમ છતાં તે હોશિયાર અને બુધ્ધિશાળી હતો કે બાવીસ વરસ સુધી સલ્તનતનો કામ કાજ સફળતા પૂર્વક સંભાળ્યું અને સલ્તનતનું વિકાસ પણ કર્યો. રાજપૂતાના ઉપર અકબરે જ કાબૂ મેળવી લીધો હતો. પણ ઉદેપુર બાકી હતું. તેને જહાંગીરે જીતી લીધું. એ જ રીતે જેનો થોડોક ભાગ અકબરે જીતો લીધો હતો એ અહમદનગર ઉપર જહાંગીરે પૂરેપૂરો કબજો કરી લીધો.

જહાંગીર વિશે લખાણોમાં જે માહિતી આપેલ છે તે આ પ્રમાણે છે. જહાંગીરનો જન્મ દુવાઓ માંગવાથી થયો હતો. તેનો ઉછેર ખૂબ લાલનપાલન અને લાડકોડથી કરવામાં આવ્યો. શિક્ષણ પણ વ્યવસ્થિત રીતે મેળવ્યું. જયારે તે ચાર વરસ ચાર માસ અને ચાર દિવસનો થયો ત્યારે તેના વિધાપ્રેમી પિતા અકબરે તેના શિક્ષણ મેળવવાના પ્રથમ દિવસની ધૂમધામથી ઉજવણી કરી. ફૈઝી અને મૌલાના મીર કાલા હરવી જેવા વિદ્વાનોની એને શિક્ષણ આપવા માટે ખાસ નિમણુંક કરવામાં આવી. તો ઉચ્ચ સંસ્કારોની તાલીમ માટે કુત્બુદીનખાન અને અબ્દુલ રહીમખાનખાનાની ની નિમણુંક કરવામાં આવી. મૌલાના અહમદ અલીના વિદ્વાન પિતાશ્રી પણ જહાંગીરના ઉસ્તાદોમાંના એક હતા. જહાંગીરે હદીસ શરીફ પયગંબર સાહેબના જીવન વિશેનું જ્ઞાન સૈયદ સદર જહાં પાસેથી મેળવ્યું. આવા આવા બુલંદ દરજજાના વિદ્વાનો અને સંસ્કારો પુરુષોની તાલીમનું જે સુંદર પરિણામ આવવું જોઈએ એ આવ્યું અને જહાંગીરનું જીવન સૂર્યના પ્રકાશની જેમ ઝળહળી ઉઠયું.

અબ્દુર્રહીમ ખાનખાનાં પાસેથી એણે તુર્કી ભાષા શીખી. જહાંગીર પોતે લખે છે કે બાળપણથી મારો ઉછેર હિન્દુસ્તાનમાં થયો. આમ છતાં તુર્કી ભાષા હું સારી રીતે બોલી લખી અને વાંચી શકું છું.

જહાંગીરને ફારસી ભાષાનો એક ઉચ્ચ દરજજાનો લેખક માનવામાં આવે છે. એની કલમનો જાદૂ એની પોતાની જીવન દાસ્તાન આલેખ પુસ્તકમાં પથરાયેલો જોવા મળે છે. મહાન વિદ્વાન શિબ્લી રહ. ના કથન મુજબ એ પુસ્તકની મોટામાં મોટી ખુબી એ છે કે તેમાં સમાયેલ પ્રસંગો એવી કલાત્મક રીતે કંડારવામાં આવ્યા છે કે મોટા મોટા સિધ્ધ હસી લેખકો પણ કલમનો

એવો કૃસબ બતાવી શકતા નથી.

જયારે તે કોઈ ધમસાણ યુધ્ધનું વર્ણન કરે છે તો વાંચનાર જાણે પોતે યુધ્ધના મેદાનમાં ઊભો હોય એવો અનુભવ થાય છે અને જયારે તે કોઈ આનંદદાયક અવસરનું વર્ણન કરે છે. તો એ અવસરની તમામે તમામ રંગીનીઓ અને ખુશીઓ શબ્દે શબ્દથી નીતરતી જણાય છે. અને જયારે તે કોઈ જ્ઞાનપ્રચૂર વિષયની ચર્ચા છેડે છે તો તેના ઊંડામાં ઊંડા પાસાઓની છણાવટ ખૂબી પૂર્વક આલેખે છે. અને વળી જયારે તે કોઈ પ્રદેશ કે સ્થળ વિશે પોતાની કલમ ચલાવે છે તો ભૂગોળના કોઈ પીઢ નિષ્ણાંતની જેમ મનહર માહિતી રજુ કરે છે. વળી જયારે તે કોઈ શહેર વિશે કે ત્યાંના રહેણીકરણી વિશેનું વર્ણન કરે છે તો એક સફળ ઈતિહાસકારની જેમ તેનો ચિતાર ખેંચી આપે છે અને જયારે તે ફૂલો, ફળો, વૃક્ષો, પંખીઓ અને પ્રાણીઓ વિશેની માહિતી કંડારે છે ત્યારે તેની ભાષાની મીઠાશ ઉપરાંત એક સફળ પ્રકૃતિ શાસ્ત્રીના દર્શન કરાવે છે.

## જહાંગીરનો સમય અને મુજદદીદ અલફસાની રહ.

હઝરત અહમદ સરહિંદ રહ. ની મઝહબી સેવાઓની સામે બીજા મઝહબી બુઝુર્ગોની મહેનતો ઝાંખી પડી ગઈ હતી. આપ મુજદદીદ અલફસાનીના નામથી જાણીતા થયા. એમણે લખેલ મઝહબી જ્ઞાનથી ભરપૂર પુસ્તકોથી આજે પણ ઈસ્લામી જગત લાભ ઉઠાવી રહેલ છે. એમની મઝહબી સેવાઓનો ખાસ સમય જહાંગીરની હકૂમતનું સમય હતું એટલે જ જહાંગીર જયારે ગાદીએ બેઠો ત્યારે પોતાની ખુશી જાહેર કરતા આપ લખે છે : ઈસ્લામી બાદશાહની ગાદીએ,બેસવાની ખુશખુબરી લોકોમાં દૂર દૂર સુધી પહોંચી. ઈસ્લામ મઝહબ પાલનારાઓ માટે જરૂરી છે કે તેઓ બાદશાહના મદદગાર અને હમદર્દ બની રહે. શરીઅતના કાયદા કાનૂનોનું પાલન કરવા - કરાવવા માટે તેમજ ઈસ્લામનો પાયો મજબૂત બનાવવા માટે બાદશાહ માર્ગદર્શક બની રહે. ભલે પછીએ મદદ માત્ર વાણી વર્તનની જ કેમ ન હોય.

સૌથી પહેલું જરૂરી કામ એ છે કે કુરઆન અને પયગંબરી ફરમાનોએ બતાવેલ છે કે એજ રીતે ઈસ્લામી નીતિનિયમોનું પાલન કરવા - કરાવવામાં આવે જેથી મઝહબમાં ન હોય એવી બિદઅતની ઉપજાવી કાઢેલ વાતો ફેલાવીને લોકોને ગુમરાહ થતાં અટકાવી શકાય અને લોકો ખરાબ કામો તરફ ન વળી જાય. મઝહબની સાચી વાતોને ફેલાવવા માટે એવા જ વિદ્વાનોની મદદ લેવામાં આવે જેઓ આખિરત ( પરલોક ) તરફ પોતાનું ધ્યાન રાખતાં હોય.

પેટભરૂ અને દુનિયાની લાલચોમાં ફસાયેલ મઝહબના સ્વાર્થી ઠેકેદારોની સંગતો કાતિલ ઝેર જેવી છે. એમની હરકતો બરબાદીને માર્ગે લઈ જનારી હોય છે. ભૂતકાળમાં ઈસ્લામી જગત ઉપર આફતો એવા જ લોકોને કારણે ઉતરી આવી હતી.

એ પેટભરૂ અને લાલચું મઝહબી ઠેકેદારોએ ભૂતકાળના બાદશાહોને પણ સાચે માર્ગેથી ભટકાવી દીધા હતા.

(મકતુબાતે ઈમામે રબ્બાની જિલ્દ ૧ પાના ૪૭)

શેખ ફરીદ બુખારી અને બીજા ઉમરાવોના સહયોગથી હઝરત અહમદ હિંદી રહ. બાદશાહ જહાંગીરની મદદ મેળવવામાં સફળ થયા. તેઓ પોતાના પત્રોમાં શેખ ફરીદ બુખારીને ફરમાવે છે કે મે સાંભળ્યું છે કે બાદશાહ જે ઈસ્લામ તરફ હમદર્દી અને નેક નિયત રાખે છે એણે આપને ફરમાવ્યું છે કે ચાર સાચા દિનદાર મઝહબી વિદ્વાનો પસંદ કરવામાં આવે જેઓ દરબારમાં નોકરી ઉપર રહીને શરીઅતના કાયદા કાનૂનો જણાવતા રહે. જેથી શરીઅતની વિરૂધ્ધની કોઈ પણ વાત થાય નહીં. મુસલમાનોને માટે આનાથી વધારે ખુશકિસ્મતીની વાત કંઈ હોય શકે ? હું નાચીઝ એ કામ માટે આપનું ધ્યાન હંમેશા દોરતો રહયો છું. એટલે જ એ વિશે કહેતા અને લખતાં હું રહી શકતો નથી કે આજના સમયમાં મઝહબના ચૂસ્ત વિદ્વાનો બહુ ઓછા છે. જેઓ દુન્યવી લાલચો અને રાજદરબારની મહેરબાનીઓના ભૂખ્યા ન હોય. અને શરીઅતની પાબંદી તેમજ મુસલમાનોની ભલાઈ સિવાય જેઓની કોઈ બીજી ગરજ ન હોય. દુનિયાની લાલચોને કારણે દરેક સ્વાર્થી મઝહબી વિદ્વાન બાદશાહને પોતાની તરફ ખેંચવાની કોશિશ કરતો રહેશે.અને પોતાની મોટાઈ જાહેર કરતો રહેશે. વાદવિવાદો ઊભા કરીને બાદશાહની મહેરબાનીઓ મેળવવાની કોશિશો થશે. ભૂતકાળમાં પણ આજ રીતે એવા મઝહબી વિદ્વાનોના વાદ વિવાદો અને ખેંચાતાણીઓએ જ દુનિયાને આફતોમાં ગરક કરી હતી. આનાથી ઈસ્લામને શો ફાયદો થશે ? દુનિયાની લાલચો રાખનાર મઝહબના ખુદગરજ ઠેકેદારોથી અલ્લાહ આપણને સૌને બચાવે. એટલે જ કહું છું કે ચાર ચાર નહી પણ એક જ સાચા મઝહબી બુઝૂર્ગની દરબારમાં નિમણુંક થાય એ દરેક રીતે લાભદાયક રહેશે.

મને કંઈ સમજમાં નથી આવતું કે હુ શું લખું ? જેવી રીતે મખલુકની ભલાઈ અને ખુશહાલી મઝહબના ચૂસ્ત સાચા બુઝૂર્ગો સાથે જોડાયેલી છે.

એવી જ રીતે મખલૂકનું નુકશાન પણ મઝહબના સ્વાર્થી ઠેકેદારો ઉપર ઊભું રહેલું છે. પાક અને સાફ દિલના મઝહબી બુઝૂર્ગો દુનિયાની ઉત્તમમાં ઉત્તમ મખલૂક છે. એ જ રીતે મઝહબના ઠેકેદાર બની બેસેલા સ્વાર્થી અને લાલચૂં લોકો દુનિયાની કામયાબી અને બરબાદી એ બંને પક્ષો ઉપર જ રહેલી છે. કોઈ એક બુઝૂર્ગ શૈતાનને જોયો કે તે સાવ નવરો અને બેકાર બેસી રહયો છે. બુઝૂર્ગે એનું કારણ પૂછયું તો શેતાને જવાબ આપ્યો કે મારૂ કામ મઝહબના લાલચૂં ઠેકેદારો કરી રહયા છે. લોકોને ભરમાવવા અને ભટકાવવા માટે એ લોકો જ બસ છે.

આલમ કી કામરાનીઓ તન પરવરી કુનદ
ઓ ખોશ્તન ગુમઅસ્ત કરા રહબરી કુનદ

(પત્ર નં. ૫૩ જિલ્દ ૧ )

અગાઉના સમયમાં બાદશાહ અકબર પેટભરૂ અને દુનિયાના લાલચૂં એવા મુલ્લાઓની સંગતોમાં રહીને સાચે માર્ગેથી ભટકી ગયો હતો. એટલે જ હઝરત મુજદદીદ અલફસાનીએ જહાંગીરના સમયમાં મૌલવીઓ, ઉમરાવો અને સૂફીઓને પત્રો લખી લખીને એમનું સાચું માર્ગદર્શન પુરુ પાડયું હતું. કારણ કે એ જ લોકો પોતાના વાણી અને વર્તનથી બાદશાહ ઉપર પ્રભાવ પાડી શકે તેમ હતા.

હઝરત મુજદદીદ રહ. પોતાના એક પત્રમાં અમીર સદર જહાંને લખે છે : બાદશાહના ઘણા બધા ઉપકારો લોકો ઉપર હોંય છે. એને કારણે બાદશાહોના સારા અને બુરા કામો અને સારી બુરી આદતોની અસરો લોકો ઉપર પડતી હતી હોય છે. એટલે જ કહેવાય છે કે લોકો પોતાની બાદશાહના મજહબ ઉપર ચાલતાં હોય છે. ભૂતકાળમાંથી એ વાતના અનેક પુરાવા મળી રહે છે. એટલે જ ઈસ્લામના મઝહબી આગેવાનો મોભાદાર લોકોની એ ફરજ થઈ પડી છે કે પોતાની તમામ શકિતઓ અને હિંમતને તેઓ શરીઅતની રોશનીનો ફેલાવો કરવા પાછળ કુરબાન કરી દે. અને સૌથી પહેલું કામ ઈસ્લામના ખખડી પડેલ નીતિનિયમોને મજબૂત કરવાનું કરવામાં આવે. કારણ કે હવે મોડું કરવામાં મોટું નુકશાન થવાનો સંભવ છે.

ભૂતકાળમાં આવી પડેલ આફતોની અસરો હજું સુધી મુસલમાનોના દિલોમાં મોજુદ છે. એવું ન થાય કે ભૂતકાળની ભૂલોને સુધારી લેવામાં ન આવે, તો ઈસ્લામની નબળી પડી ગયેલી હાલત વધારે નબળી પડી જાય.

( બઝમે તૈમૂરીયા જિલ્દ પાના ૧૨૮ )

એ જ રીતે જહાંગીરના દરબારના એકબીજા જાણીતા આગેવાન ખાન આઝમને લખે છે કે ઈસ્લામી હાલત એટલી હદે કથળી ગઈ છે કે મુસલમાનોએ ઈસ્લામના હુકમોને ફેલાવવાનું કામ અટકાવી દીધું છે. અને શરીઅતના હુકમોનું પાલન કરવા માટે કશું જ કરતાં નથી. આવા નાજુક સમયમાં હયાતી મુબારક અને લાભદાયક છે. અલ્લાહ તઆલા આપની પૂરેપૂરી મદદ ફરમાવો. અગાઉની હકૂમતમાં હઝરત મુહંમદ (સ.અ.વ.) ના મઝહબ સાથે દુશ્મનો જેવો વર્તાવ કરવામાં આવતો હતો. આજની હકુમતમાં જાહેરમાં તો એ પ્રકારની ખરાબી નથી. અને જે કંઈ ખરાબી છે. એ અજ્ઞાનતાને કારણે છે. કયાંક એવું ન થાય કે આવી અજ્ઞાનતાને કારણે મુસલમાનોની મજહબી હાલત વધારે બગડી જાય.

અમીર ઉમરાવોની સુધારણાની સાથે સાથે મઝહબી હસ્તીઓનું ધ્યાન પણ દોરવામાં આવ્યું કે એમણે મઝહબની શાન શોકત વધારવા માટે શું શું કરવાનું છે. દુનિયાની લાલચમાં સપડાયેલા મુલ્લા મૌલવીઓને લપડાક મારતાં તેમને પેટભરૂ અને સ્વાર્થી ગણાવ્યાં. અને એમના વિશે લખ્યું કે સાચા માર્ગેથી ભટકી ગયેલ મુલ્લાં મૌલવીઓ મઝહબના ચોર લોકો છે. એમની એક જ ખ્વાહેશ છે કે ગમે તેમ કરીને દરબારમાં ઉચ્ચો હોદો મળી જાય અને બાદશાહની મહેરબાનીઓ હાસલ થઈ જાય. હા એમનામાં જેઓ સાચા માર્ગે છે. તેઓ તમામ મખલૂકમાં સૌથી સારા છે. કયામતના દિવસે એમની કલમની શાહીને શહીદોના લોહીની સાથે તોળવામાં આવશે. અને એમની કલમની શાહી શહીદોના લોહીથી પણ વજનદાર સાબિત થશે.

હઝરત મુજદ્દીદ રહ. એ વાતને જરાપણ પસંદ કરતાં નહી કે મઝહબી હસ્તીઓ દુનિયાની મહોબ્બતમાં ડૂબી જાય. કારણ કે એમની માન્યતા મુજબ દુનિયાની મહોબ્બત મઝહબી હસ્તીઓના ખૂબસુરત ચેહરા ઉપર લાગેલો કાળો ડાઘ છે. તેઓ એવી નેક હસ્તીઓને પારસ પથ્થરની જેમ જોવા ઈચ્છતા હતા. કે જો તાબું અને લોખંડ પણ એને અડકી જાય તો એ સોનું થઈ જાય. જે મૌલવી દુનિયાની મહોબ્બતમાં જકડાઈ જાય છે. એ મઝહબનો ચોર છે. જો કે એ પોતાની જાતને મઝહબનો આગેવાન માને છે.

હઝરત મુજદ્દીદ રહ. મઝહબમાં પેસી ગયેલ ખરાબીઓને માટે પેટભરૂ મુલ્લાઓને જ ગુનેહગાર ગણતા રહ્યા. એટલે જ આપે ફરમાવ્યું કે મઝહબના નીતિનિયમોને પાળવામાં જે સૂસ્તી અને ગફલતો પેદા થાય છે. એ આવા પેટભરૂ

ભટકી ગયેલ મુલ્લા મૌલવીઓની ગંદી હરકતો અને ભ્રષ્ટ દાનતોનું કારણે જ થાય છે. એમણે અધકચરા સૂફીઓ ઉપર પણ ભારે આક્રોશ ઠાલવ્યો છે. એમનો ખાસ આગ્રહ રહયો છે કે જે વિદ્યાર્થીઓ કુરઆન અને પયગંબર સાહબેના હુકમો મુજબની છે. એ જ સ્વીકારવા લાયક છે.

હઝરત મુજદ્દીદ રહ. બાદ એ સમયમાં શેખ અબ્દુલ હક દેહલવી રહ.ના મઝહબી ઈલ્મ અને જ્ઞાનનો પ્રભાવ રહયો. મૌલાના સૈયદ સુલેમાન નદવી લખે છે કે મૌલાના અબ્દુલહક દેહલવી રહ. ની હસ્તી એવી છે કે જેણે હિંદુસ્તાનમાં રહીને પયગંબર સાહેબના બોધવચનોના ખજાનાઓ સામાન્ય માણસ માટે પણ ખોલી આપ્યા. અને પોતાના જ્ઞાનથી ભરપૂર નૂરાની પુસ્તકોથી મોટા મોટા વિદ્વાનોની ભારે પ્રશંસાઓ મેળવી.

દરબારના અમીર ઉમરાવો એ શરૂ શરૂમાં તો બાદશાહ જહાંગીરને હઝરત મુજદ્દીદ રહ. તરફની ગેરસમજણોમાં ડૂબાવી દીધો હતો. જેને કારણે જહાંગીરે આપને ગ્વાલિયરની ઝેલમાં કેદ કરી લીધા હતા. પરંતુ આપ તેમાંથી જલ્દીથી આઝાદ થઈ ગયા. ત્યાર બાદ પોતાની મરજીથી જહાંગીરના લશ્કરની સાથે ત્રણ ચાર વરસ સુધી રહ્યા. એ દિવસોમાં બાદશાહ પોતે હઝરત મુજદ્દીદ રહ. ના સંબંધો ખૂબ સારા થઈ ગયા હતા. ત્યાં સુધી કે જહાંગીર રોજ સાંજની જ્ઞાન પચૂર મહેફિલોમાં હાજરી આપતો ને આપના નૂરાની ઈલ્મનો લાભ મેળવતો જેમકે પુસ્તક "બઝમે તૈમૂરી"યામાં લખ્યું છે કે એ હકીકત છે કે જહાંગીર અને હઝરત મુજદ્દીદ રહ. પછી આપની મુલાકાતે આવતો. હઝરત મુજદ્દીદ રહ.ની પવિત્ર સંગતો અને જ્ઞાનથી જહાંગીરના જીવનમાં જે સુંદર ફેરફારો આવ્યાં એને આપે આપનાં પુત્રો ખ્વાજા મુહંમદ સઈદ અને ખ્વાજા મુહંમદ માસુમને પત્રોથી જણાવતા રહ્યા. જે પત્રો આપના પુસ્તકાલયમાં મૌજુદ છે.

( બઝમે તૈમૂરીયા જિલ્દ પાના ૧૨૮ )

## પુસ્તકાલય અને મદ્રેસાઓ

જહાંગીરના સમયનો સૌથી અગત્યનો અને વિશ્વાસપાત્ર ઈતિહાસકાર જહાંગીર પોતે છે. એની આત્મકથા ઐતિહાસિક અને સાહિત્યના ગુણોથી અજોડ ગણાય છે. એના હવાલાથી લખ્યું છે કે જહાંગીરની પાસે એક સમૃધ્ધ પુસ્તકાલય હતું. જયારે એ પ્રવાસમાં જતો ત્યારે એ પુસ્તકાલય પણ તેની સાથે રહેતું. અને જે જે વિદ્વાન હસ્તીઓની એ કદર કરતો એમને કિંમતી પુસ્તકોની ભેટ આપતો.જહાંગીર પોતાની હકૂમતની બારમી વર્ષગાંઠે અહમદાવાદ ગયો હતો.

ત્યારે ત્યાંની મશહુર વિદ્વાન હસ્તી શેખ ઈસ્માઈલની સાથે એણે મુલાકાત કરી હતી. અને ભેટેસોગાદોની તેમજ જાગીરોની નવાજેશ કરી હતી. ઉપરાંત પોતાના ખાસ પુસ્તકાલયમાંથી તફસીરે કશ્શાફ, તફસીરે હુસૈન અને રોઝતુલ અહબાબ જેવા કીંમતી પુસ્તકોની ભેટ ધરી હતી. અને આવી હસ્તીઓના સંતાનોને પણ દરેક પ્રકારની સુવિધાઓ આપવામાં આવી હતી.

( બઝ મે તૈમૂરીયા જિલ્દ ૨ પાના ૧૨૮ )

## જહાંગીરનું અવસાન

જહાંગીરનું અવસાન હિજરી ૧૦૩૭ મુજબ ઈ.સ. ૧૬૨૭ માં લાહોર મુકામે થયું. તેણે બાવીસ વરસ સુધી રાજ કર્યું.

તારીખે જહાંબાની સદીયોં સે બતાતી હૈ
બેજહદ નહીં ખૂલતે અસરારે જહાંગીરી

## બાદશાહ જહાંગીર

જહાંગીરના અવસાન બાદ શાહજાદો ખુર્રમ શાહજહાં નામ ધારણ કરીને દિલ્હીની ગાદીએ બેઠો. અકબરના સમયમાં મઝહબમાં સુધારા વધારા કરીને જે ખરાબીઓને નાબૂદ કરીને ઈસ્લામની સાચી છબી પેશ કરવાના પ્રયત્નો કર્યા હતા. જહાંગીર પછી શાહજહાં એ પણ એ દિશામાં આગળ વધીને ઈસ્લામની સાચી હકીકતોને વધારે સારી રીતે મજબૂત બનાવીને પેશ કરી. ઈસ્લામના નીતિનિયમો અને કાયદા કાનૂનોનું ચૂસ્ત રીતે પાલન કરવા ઉપર તેણે ખાસ ભાર આપ્યો. તેના આવા પગલાંથી ઈસ્લામની તાકાતમાં વધારો થયો.

જહાંગીરના સમયમાં સામાન્ય માણસો માટે દરબારમાં દાખલ થતી વખતે માથું મૂકાવવાનો નિયમ અમલમાં હતો. શાહજહાંએ આ નિયમને પણ નાબૂદ કરી દીધો. લોકોને ઈન્સાફ પણ તે શરીઅતના હુકમો પ્રમાણે જ આપતો. ઉપરાંત ઈસ્લામના વિદ્વાનોની અને એક બુઝૂર્ગોની પણ તે ભારે કદરદાની કરતો. નમાઝ રોઝાનો તે પાબંદ હતો. ઈસ્લામી કાયદાકાનૂનો પાળવામાં શાહજહાં અકબર અને જહાંગીર કરતાં પણ વધારે ધ્યાન રાખતો હતો.

શાહજહાંને બાબર, હુમાયું અને જહાંગીરના જેટલો સાહિત્યમાં ઊંડો રસ હતો નહી. એટલે એણે તેઓની જેમ કોઈ પુસ્તક લખેલ નથી. આમ છતાં પણ એના જીવનરૂપી પુસ્તકનું કોઈ પણ પાનું ઈલ્મ અને વિદ્યાની રસ રુચીથી ખાલી નથી. એના દરબારનું ઈલ્મી વાતાવરણ અને વિદ્વાનો, લેખકો અને શાયરો તરફની એની ચાહના એમની કદરદાની અને મદદો ઉપરાંત

પુત્રો દારાશીકોહ, શુજાઅ, મુરાદ અને ઔરંગઝેબને ઊચ્ચ પ્રકારની વિદ્યાઓ અને કેળવણી અપાવવી આ બધી જ બાબતો એની ઈલ્મ અને વિદ્યા પ્રત્યેની રસરુચી અને આદરની શાહેદી આપે છે.

શાહજહાં જયારે ચાર વરસ અને ચાર દિવસનો થયો ત્યારે ખાનદાની રિવાજ પ્રમાણે તેને વિદ્યા અપાવવા માટેની વ્યવસ્થા કરવામાં આવી. એ માટે કાબેલ અને વિદ્વાન ઉસ્તાદોની નિમણુંકો કરવામાં આવી. જેમની દેખરેખ નીચે તેણે ઊચ્ચ પ્રકારની વિદ્યા હાસલ કરી. સુંદર અક્ષરલેખનનો તે ખાસ જાણકાર હતો.

## ઐતિહાસિક બાંધકામો

શાહજહાંએ બંધાવેલ અજોડ અને આલીશાન ઈમારતો તેની સ્થાપત્ય કલાની સૂઝબૂઝના ઠોશ પૂરાવા સમાન છે.તેની શકિતઓનો મોટો ભાગ બેનમૂન ઈમારતોના બાંધકામો પાછળ જ વપરાયો છે. બાબરની બુધ્ધિની બુલંદીઓ એની આત્મકથામાં, હુમાયૂની વિચાર સમૃધ્ધિ એની શાયરીમાં, અકબરનો વિદ્યા પ્રેમ એના દરબારના વિદ્યા અને હુનર કલાઓથી સમૃધ્ધ વાતાવરણમાં અને જહાંગીરની રંગબેરંગી દુનિયા એની આત્મકથામાં જોવા મળે છે. તો શાહજહાંની સૂઝબૂઝનો પૂરાવો તેણે બંધાવેલ તખ્તે હાઉસ, લાલ કિલ્લો અને તાજ મહેલના અદભૂત સૌંદર્યથી મળી રહે છે.

એટલે ભલે શાહજહાં એ એના પૂર્વજો અને પુત્રોની જેમ કોઈ પુસ્તકની રચના કરી ન હોય. પરંતુ એની વિચક્ષણ બુધ્ધિ અને સૂજબૂજના રંગબેરંગી નમૂના કાગળના પાનાંને બદલે દીવાને ખાસ અને દીવાને આમની દીવાલોં ઉપર જડાઈ ગયેલા છે. તેના વિચારોનું સૌંદર્ય સાહિત્ય અને કલાને બદલે દિલ્હીની જુમ્આ મસ્જિદની બે નમૂન ભવ્યતા અને ખૂબસુરતીથી જાહેર થાય છે. પ્રેમનું અમરગીત એણે શેરો શાયરીમાં નહીં પરંતુ તાજમહેલ દ્વારા વિશ્વભરમાં ગુંજતું કર્યું છે. (બઝમે તૈમૂરીયા જિલ્દ ૨ પાના ૧૬૦)

## શાહજહાંની ઈલ્મી લાયકાત

શાહજહાંની ઈલ્મી લાયકાત એની વિદ્વતા અને હિકમત ભરેલી વાતોંથી જાણી શકાય છે. જેને તે પોતાના દરબારીઓને સંભળાવતો રહેતો હતો. જેનો એક દાખલો આ પ્રમાણે છે. મહિનાની ૧૯ મી તારીખે જયારે દરબારના તમામ સરદારો અને શાયરો દરબારમાં હાજર હતા. ત્યારે ત્યાં જાતજાતની ચર્ચાઓ શરૂ થઈ ગઈ. દરમિયાનમાં એક દિવાની હોદેદારની વાત પણ છેડાઈ કે તે પોતાના

વહીવટની બાબતોમાં લોકો સાથે ખૂબ જ સજ્જાઈભર્યુ વૂતન કરે છે.

શાહજહાંએ આ વાત છેડનારને અટકાવતા કહ્યું કે કોઈ હોદેદારની કામગીરી વિશેની માહિતી આપવાની આવી રીત બરાબર નથી. કારણ કે વહીવટીય બાબતોમાં નરમાશથી વર્તવાથી પરિણામ એવું આવશે કે વહીવટી કામો તરફ ઉદાસીનતા આવી જશે. લોકોના જરૂરી કામો પણ કથળી પડશે. જેનાથી રાજયમાં અંધાધૂંધી અને લડાઈ ઝઘડાઓ ફેલાઈ જશે. જેમ કે હઝરત અલી રહ. ની ખિલાફતના સમયમાં થયું હતું. જો કે તેઓ બધી જ રીતે સાચા હતા અને પયગંબર હઝરત મુહંમદ સ.અ.વ. ના હુકમો મુજબ જ દરેક કામ કરતા હતા. પોતાની ખુદની મરજીથી એમણે કોઈ કામ કર્યું નથી. કારણકે તેઓ દુનિયા કે આખિરત (પરલોક) ના કામોમાં પોતાની મરજી કે નામરજીથી કામ ન હોતા કરતા પરંતુ અલ્લાહ અને પયગંબર સ.અ.વ. ના હુકમો મુજબ જ ચાલતા હતા. એટલે જ જેઓ દુનિયાની લાલચમાં ડૂબેલા હતા અને શરીઅતના હુકમોની બિલકુલ વિરૂધ્ધમાં હતા. જેમને આખિરત (પરલોક) નો કોઈ ડર ન હતો અને બધી જ રીતે પૂરેપૂરા સાચા માર્ગથી ભટકેલા હતા. એ બધાં જ લોકો ઊભા થઈ ગયા અને એમણે અંદરો અંદર ઝઘડાવાનું શરૂ કરી દીધું.

આ ચર્ચા ચાલતી એ જ સમયે સૈયદ જલાલ બુખારીએ શાહજહાંના બોધવચનો યાદ અપાવ્યા કે દુનિયા બે પગો ઉપર ઊભેલી છે. એક પગ સચ્ચાઈનો છે અને બીજો જુઠનો. સૈયદ જલાલ બુખારીએ કહ્યું કે હું ચાહું છું કે આપણે બધાં સચ્ચાઈ ઉપર અડગ રીતે ઊભા રહીએ. શાહજહાંએ કહ્યું કે સત્ય અને જુઠ દરેક સમયમાં મોજુદ રહ્યા છે. આગળ જણાવ્યું કે રસુલુલ્લાહ સ.અ.વ. ના સમયમાં તમામ કામોના પાયામાં સચ્ચાઈ હતી. અને દરેક દરેક બાબતમાં કામયાબી એટલે મળતી હતી કે આપ સ.અ.વ. ની મુબારક હાજરીને કારણે એ સમયના લોકો સચ્ચાઈના મારગ ઉપર અડગ હતા. ઉપરાંત આપ સ.અ.વ.ની વાએજો અને નસિહતોને કારણે પણ એમના દિલ તમામ પ્રકારની ગંદકીઓથી પાક થઈ ગયો હતો. સચ્ચાઈ સિવાય કોઈ પણ બાબતની અસર એ સમયના લોકોના દિલોપર થતી નહી. જુઠને માટે તો એમના દિલોમાં જરા પણ જગ્યા હતી જ નહી. એટલે જ તેમના તમામ કામો સચ્ચાઈ અને ઈન્સાફથી પાર પડતા હતા.

એવી જ હાલત ખલીફાઓના સમયમાં પણ હતી. જે રીતે સૂરજના ડૂબી ગયા બાદ પણ થોડાક સમય સુધી અજવાળું બાકી રહે છે. બરાબર એ જ રીતે નબુવ્વતનો સૂરજ આથમી ગયા બાદ પણ ખલીફાઓના સમયના લોકોના

દિલોમાં ગફલતનો રંગ લગ્યો નહી. પરંતુ જયારે ધીરે ધીરે સંજોગો બદલાયા તો લોકોના દિલોમાં ફરીથી ગફલતનો કાટ લાગવા માંડ્યો. અને ધીરે ધીરે વાતાવરણ એટલી હદે બગડી ગયું કે ખલીફા હઝરત ઉસ્માન રદી. ને જાલિમ લોકોએ મોતને ઘાટ ઉતારી દીધા હતા. અને એવા વાતાવરણમાં લોકો સચ્ચાઈના માર્ગ ઉપરથી અડગ રહી શક્યા નહીં અને એ જ કારણથી હઝરત અલી રદી. ને પણ સચ્ચાઈનું વાતાવરણ જમાવવામાં ધારી સફળતા મળી શકી નહી.

( બઝમે તૈમૂરીયા જિલ્દ ૨ પાના ૧૬૧ )

શાહજહાં પોતાના રાજકાજના રોજીંદા કામોમાં ડૂબેલો રહેવા છતાં પુસ્તકોનું વાંચન નિયમિત કરતો હતો. જયારે તે દીવસભરના તમામ કામોથી પરવારીને રાતે સૂવા માટે જતો હતો ત્યારે તેના ખાસ વિશ્વાસુ દરબારીઓ પડદા પાછળ રહીને તેને પુસ્તકો વાંચી સંભળાવતા. જેમાં મોટા ભાગના પયગંબરો અને ઔલિયાની દાસ્તાનો, બાદશાહોના જીવનની કહાણીઓ અને ઈતિહાસના પુસ્તકો રહેતા. એ ઝફરનામા અને વાકેઆતે બાબરીને ખૂબ પસંદ કરતો. એના ચારેય પુત્રો દારાશિકોહ, શુજાઅ, મુરાદ અને ઔરંગઝેબ ઈલ્મની દોલતથી માલામાલ હતા. દારાશીકોહે લખેલ બે પુસ્તકો સકીનતુલ્ઔલિયા અને સફી નતુલ્ઔલિયા શરૂઆતના સમયની છે. જેને આજે પણ નવી આવૃતિઓ થતી રહે છે. આ શાહજાદાઓ યુધ્ધના મેદાનના અને ઈલ્મી મહેફિલોના બંનેના બાહોશ મહારથી હતા.

## શાયરો

અકબર અને જહાંગીરે શાયરોની કદરદાની કરીને એમને અનેક પ્રકારની મદદોની નવાજેશો કરી હતી. એમની મનોહર રચનાઓની હિન્દુસ્તાન ને ઈરાનમાં ધૂમ મચેલી હતી. કદરદાનીઓની આ વર્ષાથી ઈરાની શાયરો હિન્દુસ્તાનમાં ઉમટી રહ્યા હતા અને મૌલાના શિબલી રહ. ના કહેવા મુજબ હિન્દુસ્તાન અને ઈરાન એ સમયે જાણે એક મકાનાના બે ઓરડા સમાન બની ગયા હતા. એટલે જ શાહજહાંના દરબારમાં પણ શાયરોની સંખ્યા ખાસા પ્રમાણમાં થઈ ગઈ હતી. શાહજહાં પોતાની દિલાવરી અને સખાવતમાં અકબર અને જહાંગીરથી પણ આગળ નીકળી ગયો હતો. એણે શાયરો અને વિદ્વાનોની કદરદાની રૂપે જે ભેટસોગાદો, ઈનામ અકરામો અને મદદો આપી એની જોડ ઈતિહાસમાં ભાગ્યે જ કોઈ શાહી ખાનદાનમાં મળી શકે.

## પ્રદેશો ઉપર ફતેહ

શાહજહાના સમયમાં હિન્દુસ્તાનની ખૂબ જ પ્રગતિ થઈ રાજયના ખજાનામાં રોકડ રકમ રૂપે સાડા સુણત્રીસ કરોડની રકમ પહોંચી ગઈ. જુદી જુદી મનોહર અને ભવ્ય ઈમારતો બંધાવવામાં આવી. દક્ષિણમાં મોગલોની તાકાત શરૂથી જ જામી ગઈ હતી. હવે ઈ.સ. ૧૬૩૧ માં દૌલતાબાદ અને અહમદનગરના પ્રદેશો સંપૂર્ણ રીતે કબજામાં આવી ગયા . ચાર વરસ બાદ બાદશાહ ખુદ શાહજહાં દક્ષિણમાં ગયો અને બીજાપૂરનું રાજય પણ તેના તાબામાં આવી ગયું.

જહાંગીરના સમયમાં કધંહાર ઉપર ઈરાનીઓએ કબજો જમાવી લીધો હતો. ઈ.સ. ૧૬૩૭માં એ પણ શાહજહાંના કબજામાં આવી ગયુ. ત્યાર બાદ શાહી લશ્કરોએ બલ્ખ અને બદખ્શાં ઉપર કબજો જમાવવાની કોશિશ કરી પણ સફળતા ન મળી. (હિન્દુસ્તાનકી કહાની)

## શાહજહાંની આખરી વિદાય

શાહજહાં હિજરી સન ૧૦૬૭ મુજબ ઈ.સ. ૧૬૫૬ માં બિમાર પડયો. તે પોતાની ગાદીનો વારસદાર અને મોટા પુત્ર દારાશિકોહને બનાવવા ચાહતો હતો. પરંતુ ગાદીને લાયક ઔરંગઝેબ જ હતો. ઉપરાંત દારાશિકોહ મઝહબી હાલત શંકાસ્પદ હતી. એટલે ઔરંગઝેબ પણ ઈચ્છતો ન હતો કે દારાશિકોહ ગાદીએ બેસે. અને રાજયની હાલત મઝહબની રીતે પણ બગડી જાય. એટલે ઔરંગઝેબે હકૂમતનો કબજો પોતાના હાથમાં લઈ લીધો. જેને કારણે શાહજહાંની ઔરંગઝેબ તરફની નારાજગી વધી ગઈ. ઔરંગઝેબે સમય સંજોગો પારખીને પિતા શાહજહાંને આગ્રાના કિલ્લામાં નઝરબંદ કરી લીધા. અને ત્યાં જ તેમનું અવસાન થયું. શાહજહાંએ લગભગ ૨૯ વરસ સુધી હકૂમત કરી.

ખંડર સહી અય દોસ્ત યે અઝમત કે નિશાં હૈં
પોશીદા ઈસી ખાકમે શાહાને - જહાં હૈં
માઝીકી યે તાબીર હૈ ઔર હાલકી ઈબરત
તમહીદે કયામત કે યે રખ્શીન્દા નિશાં હૈં.

## બાદશાહ ઔરંગઝેબ (આલમગીર)

ઔરંગઝેબ શાહજહાંનો ત્રીજા નંબરનો પુત્ર હતો. દારાશિકોહ અને સુજાઅ તેનાથી મોટા હતા. પરંતુ હોંશિયારી અને સદગુણોમાં ઔરંગઝેબ

એમનાથી આગળ ઘણો આગળ હતો. એ મહેનતું દૂરંદેશ અને વહેવાર કુશળતામાં કાબેલ હતો. એને રાજ્યના દૂર દૂરના પ્રદેશોમાં સૂબાગીરી કરીનુ રાજ વાહીવટનો અનુભવ મેળવ્યો હતો. અને સૂબાગીરી દરમિયાન એન કામિયાબ સેનાપતિ અને બહાદૂર સિપાહીની નામના મેળવી હતી. બાદશાહનો શાહજાદો હોવું એને માટે ફૂલોની સે જ જેવું ન હતું. બલકે પોતાનો દબદબો અને સત્તા ટકાવી રાખવા માટે એને શરૂથી જ રાજકાર ભારના જુના જોગીઓનાં દાવપેચ શીખવા પડ્યાં હતાં. સ્વાભાવે એ શાંત અને ગંભીર હતો. જરૂરતના સમયે પોતાના જુસ્સા ઉપર ખૂબ કાબું રાખતો. અને એવાં માર્ગ તરતજ શોધી કાઢતો જે એને માટે લાભદાયક હોય.

શાહજહાં જયારે જયારે પોતાના ચાર પુત્રો વિશે વિચારતો ત્યારે ઔરંગઝેબની હિંમત, બુધ્ધિ, હોંશિયારી અને કાબેલિયતને એ દિલથી માનવા લાગતો. શાહજહાં ઔરંગઝેબના મજબૂત ઈરાદાઓ અને દૂરંદેશીથી ખૂબ વાકેફ હતો. પરંતુ તેણે પોતાની હકૂમતના છેલ્લા પંદરવીસ વરસોમાં ઔરંગઝેબની સાથે કોઈ સારો વહેવાર કરેલો નહીં. શાહજહાંના એ સમયના પુત્રો અને હુકમોનું વાંચન કરવામાં આવેતો એ હકીકત સાફ જણાઈ આવે છે કે ઔરંગઝેબ તરફ શાહજહાંનો વર્તાવ એક પ્રેમાળ અને લાગણીશીલ પિતા જેવો ન હતો બલ્કે ઘણીવાર એનો વર્તાવ ખૂબજ ઝનૂની થઈ જતો. એ નાની નાની બાબતો વિશે ઔરંગઝેબની પુછપરછ કરતો. ઔરગંઝેબના પ્રશંસાને લાયક કામોને પણ તેણે કોઈ કદર કરી નથી. બલકે મોગલ સલ્તનતના વિસ્તાર માટે લીધેલ પગલાં (જેવા કે ગોલકૂંડા અને બીજાપુરમાં) જે પિતાના હુકમથી લીધેલાં એમાં પણ તેનો વિરોધ કરવામાં આવેલ અને એને લોકોની નજરમાં બેઈજ્જત કરવામાં આવેલ. શાહજહાં ચાહતો હતો કે તેના પછી દારાશિકોહ કોઈ પણ જાતના વિરોધ વગરગાદીનો વારસદાર બની જાય. અને એ માટે એના સૌથી મજબૂત હરીફ ઔરંગઝેબને શાહજહાં દબાવી રાખવા માંગતો હતો. અથવા તો એને એમ લાગતું હશે કે ઔરંગઝેબની નાની નાની બાબતો ઉપર નજર રાખવાની આદત અને સાવ બરછટ સ્વભાવ ભવિષ્યને માટે જોખમ રૂપ છે. અને એટલે જ શાહજહાં વારંવાર ઔરંગઝેબની સાથે એવી બાબતોમાં પણ ઝઘડી પડતો જે આજે આપણને સાવ નકામી લાગે.

શાહજહાં અને ઔરંગઝેબની વચ્ચે જે વિરોધો હતા એ તો આમ જુઓ તો સાવ સામાન્ય અને ઉપર ઉપરના હતા પરંતુ દારાશિકોહની સાથેનું ઘર્ષણ

ખૂબજ પાયાનું હતું. એક તો એ બંને પિતાની ગાદીના દાવેદાર હતા. જેનો મોગલાઈ ભાષામાં એવો અર્થ કાઢવામાં આવે છે કે એ બંને ભાઈ ભાઈ હતા છતાં પણ એક બીજાના લોહીના તરસ્યા હતા. અને બંને વચ્ચે માત્ર અંગત વેરઝેર કે વિરોધો ન હતા. બલકે એમની મઝહબી માન્યતાઓ, એમના વિચારો, એમની રહેણી કરણી અને એમના સ્વભાવમાં પણ ભારે વિરોધાભાસ હતો. દારાશિકોહ અને ઔરંગઝેબ બંને મઝહબમાં રસરૂચી લેતા હતા. પરંતુ એમના બંનેના મઝહબમાં ઝમીન આસ્માનનો ફરક હતો. દારાશિકોહ સ્વતંત્ર વિચારોના સૂફીઓને માર્ગે ચાલનારો હતો અને ઔરંગઝેબ ચુસ્ત અને પાબંદ મઝહબી હસ્તીઓનો.

દારાની સ્વતંત્ર વિચાર સરણી તો એવી હતી કે હિંદુ સંતસાધુઓની સભાઓમાં પણ એ જ રસ અને શોખથી હાજરી આપતો જેવી રીતે ઈસ્લામી સૂફીઓની મહેફિલોમાં જયારે ઔરંગઝેબનું વલણ એવું હતું કે એની નજરમાં તો શિયા મુસલમાનો પણ મઝહબથી ભટકેલા હતા.

ઔરંગઝેબ અને દારાશિકોહ બંને અલગ અલગ વિચાર સરણી ધરાવતાં એબ બીજાના હરીફ હતા. અને જે રીતે કાબેલ અને હિંમતવાન સાથીઓની મદદથી છેવટે એકની જીત થઈ છે એ જ રીતે મોગલોના સમયમાં પણ થયું.

આ પ્રસંદથી લગભગ એંસી વરસ અગાઉ નવા મઝહબ ''દીને ઈલાહી'' અને ઈસ્લામી શરીઅતના વાદ વિવાદોમાં અકબર અને મુહંમદ હકીમ મીરઝાનો મુકાબલો થયો. પરંતુ હકીમ મીરઝા કરતા અકબર વધારે પ્રભાવશાળી હતો. એટલે વાદ વિવાદમાં અકબરની જત થઈ. અને એ જીતને કારણે ઈસ્લામી શરીઅતમાં માનવાવાળાઓને ખરાબ દિવસો જોવા પડ્યા.

હવે શરીઅત અને તરીકત વચ્ચે મુકાબલો હતો. અને એના મુખ્ય હરીફો હતા ઔરંગઝેબ અને દારાશિકોહ, પરંતુ ઔરંગઝેબ દારાશિકોહની સરખામણીમાં અનેકઘણો હોંશિયાર અને બહાદુર હતો. એટલે જીત છેવટે એની જ થઈ.

ઔરંગઝેબે એની બહાદૂરી અને નીડરતાનો પુરાવો એની ચૌદ વરસની ઉંમરે જ આપી દીધો હતો. જયારે તે એક અલમસ્ત હાથીની સામે ખુલ્લા મેદાનમાં કૂદી પડ્યો હતો. બીજો યાદ કરવા જેવો પ્રસંગ ઈ.સ. ૧૬૪૬નો છે. જયારે બલ્ખના મોરચે ઔરંગઝેબ અને અબ્દુલઅઝીઝ બલ્ખી વચ્ચે યુધ્ધ થયું. બંનેના લશ્કરો એકબીજાથી બરાબર ટક્કર લઈ રહ્યા હતા. એવામાં ઝોહરની નમાઝનો

સમય થઈ ગયો. ઔરંગઝેબ આવા ઘમસાણ યુધ્ધનાં કટોકટીના સમયે પણ મેદાનમાંથી નકળ્યો. અને પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતરીને નમાઝ માટે ઊભો થઈ ગયો. ને પૂરેપૂરી નમાઝ ખૂબજ શાંતિથી અદા કરી. સામેના લશ્કરના સેનાપતિ અબ્દુલ અઝીઝખાનના દિલ ઉપર ઔરંગઝેબની આ હિંમત અને નીડરતાની એટલી અસર થઈ કે તેણે ઔરંગઝેબ સાથે સુલેહની દરખ્વાસ્ત મૂકી દીધી. દારાશિકોહ અને ઔરંગઝેબના ગુણોમાં આ રીતનો પાયાનો તફાવત હતો. એટલે દેખીતું છે કે સફળતા કોને મળવાની છે ? પરિણામે અલ્લાહ અને પયગંબર સ.અ.વ.ના હુકમોનું દિલથી પાલન કરનાર ઔરંગઝેબ બધી જ રીતે સફળ થયો. અને છેવટે દિલ્હીની ગાદી એના જ હાથમાં આવી.

## ઔરંગઝેબના વહીવટીય સુધારા

ઔરંગઝેબ આલમગીરે ગાદીએ બેઠા પછી તરતજ ભાંગની ખેતી કરવા ઉપર મનાઈ ફરમાવી દીધી. દારૂ અને જુગાર જેવી બદીઓ સખ્તાઈ પૂર્વક બંધ કરાવી દીધી. દેહ વેચનારી સ્ત્રીઓને હુકમ આપી દીધો કે કાં તો એ લગ્ન કરી લે નહિતર મુલ્ક છોડીને જતી રહે. અને એ બધા હુકમોનું પાલન કરાવવા માટે ખાસ અધિકારીઓની નિમણુંક કરવામાં આવી. ઈ.સ. ૧૬૬૪માં એણે સતી થવાના રિવાજ ઉપર પણ મનાઈ ફરમાવી. વળી બાળકોને ગુલામ તરીકે વેચવાની પ્રથા ઉપર પણ મનાઈ ફરમાવી. અને તે માટે ખાસ હુકમો આપ્યા. (રૂહે કૌસર પાના ૪૫૯)

આ ઉપરાંત તેણે પોતાની ખુદની મઝહબના હુકમોની પાબંદી અને સાદગી થી પોતાની રૈયતને માટે એક દાખલો બેસાડ્યો. બાદશાહના દર્શન કરવાની વિધીને નાબૂદ કરી. જો કે તે પોતે સંગીતનો જાણકાર હતો . આમ છતાં તેણે ગાવાવાળાઓ અને ગાવાવાળીઓને દરબારમાંથી હટાવી દીધાં.

તેની વર્ષગાંઠ ઉજવવાના અવસર જે ખોટો ખર્ચ કરવમાં આવતો તે બંધ કરાવી દીધું. અને શાહજહાંના સમયના ભોજન સમારંભમાં ફુઝુલ ખર્ચા બંધ કરાવીને લોકો ઉપર કરવેરાનો મોટો બોજો પડેલો હતો તેને ઓછો કરી નાખ્યો. આવી રીતે તેને લગભગ ૮૦ પ્રકારના કરવેરા માફ કરી દીધા.

વિદ્વાનો અને મઝહબી હસ્તીઓને તે બહું માન આપતો. તેને રાજ્યોનું વહીવટ ઈસ્લામી શરીઅતના હુકમો પ્રમાણે ચલાવવાની વ્યવસ્થા કરી હતી. અને ન્યાયતંત્રનું ખાતું મઝહબના ઊંડા જાણકાર વિદ્વાનોને હાથમાં રાખ્યું હતું. અને સમયમાં ઈસ્લામી નીતિનિયમો અને કાયદાકાનૂનો નો કોઈ આધારભૂત

અને ઠોશ ગ્રંથ હતો નહીં. એટલે ઔરંગઝેબે રાજયના તમામ મઝહબી વિદ્વાનો અને શરીઅતના ઊંડા અભ્યાસીઓને એકઠાં કરીને ફતાવાએ આલમગીરી નામે હનફીપંથનો દળદાર ગ્રંથ તૈયાર કરાવ્યો. જે ગ્રંથને આજે આજે પણ ખૂબજ પ્રમાણભૂત માનવામાં આવે છે. ઔરંગઝેબે પોતે ખૂબજ સાદગી થી જીવન જીવતો હતો. રાજયના કે પ્રજાના પૈસાને કદી પોતાના અંગત ખર્ચ માટે હાથ લગાડતો નહીં. પોતાનું ભરણ પોષણ ટોપીઓ સીવીને તેની આવકમાંથી ચલાવતો. પોતાના અંગત ખર્ચ માટે તે કુરઆનની નકલો કરીને કમાણી કરતો.

ઔરંગઝેબે ૨૧ ફેબ્રુઆરી ઈ.સ. ૧૭૦૭ શુક્રવારના દિવસે ૯૦ વર્ષની ઉમરે અહમદનગર મુકામે દુનિયાને છેલ્લી અલ્વીદા કરી. અને તે ઔરંગાબાદથી બારગાઉના અંતરે રોઝએ ખુલ્દ આબાદ માં દફન થયો. મરતી વખતે તેણે વસીયત કરી હતી કે ચાર રૂપિયા બે આના જે મે ટોપિયો સીવીને કમાવ્યાં છે. એ રકમ ને મારા કફન દફન માટે વાપરવામાં આવે. અને ત્રણસો પાંચ રૂપિયા જે મે કુરઆન શરીફની નકલો કરીને કમાવ્યાં છે. તેને ગરીબોમાં વહેંચી દેવામાં આવે. તેની વસીયત મુજબ તેની દફનવિધિ ખૂબજ સાદાઈથી કરવામાં આવી. અને તેની કબર ઉપર કોઈ પણ આલી છત ઈમારત ચણવામાં આવી નહીં. (રૂહેકૌસર પાના ૪૫૯)

## ઈસ્લામી મદ્રસાઓ અને તેમનો અભ્યાસક્રમ

ઔરંગઝેબ એક પ્રમાણિક અને ચૂસ્ત મઝહબી બાદશાહ હતો. એણે ઈસ્લામી શરીઅતના હુકમો પ્રમાણે પોતાનો રાજ વહીવટ ચલાવવાની વ્યવસ્થા કરી હતી. અને એ પ્રમાણે જ બરાબર ચલતો રહ્યો.

પરંતુ એ ટૂંકી દષ્ટિનો કે સંકુચિત વિચારોનો ન હતો. એને પોતાના સમયના મઝહબી વિદ્વાનો અને મૌલવીઓ વિશેની પૂરેપૂરી જાણકારી હતી. એટલે એણે એક મૌલવી ઉસ્તાદની સામે એ સમયના શિક્ષણની રીતીનીતિ ઉપર જે ટીકા ટીપ્પણી કરી હતી તેનાથી અંદાજો મળી રહે છે કે એ સમયની શિક્ષણ પધ્ધતિમાં રહેલી ખામીઓ અને ત્રુટીઓથી એ પૂરેપૂરો વાકેફ હતો.

( રૂહે કૌસર પાના ૪૬૩)

## ઔરંગઝેબ વિશે હિંદુ વિદ્વાનોના અભિપ્રાયો

(૧) વિખ્યાત હિંદુ ઈતિહાસકાર શ્રી ઈશ્વરીય પ્રસાદ પોતાના વિખ્યાત પુસ્તક "ભારતનો ઈતિહાસ" માં લખે છે :

"પરમાત્માની શાન છે કે ઔરંગઝેબ પોતાની પ્રજાનો જેટલો શુભેચ્છક હતો તેટલો જ કુદરતે તેને બદનામ પણ કર્યો છે. કોઈ તેને ખુની કહે છે (ને કોઈ તેને પૂર્વગ્રહયુકત કહે છે), પરંતુ વાસ્તવમાં તે આલમગીર (વિશ્વવ્યાપી, વિશ્વવિજયી)ના ઈલ્કાબનો યોગ્ય રીતે હકદર હતો."

ઈતિહાસ અમને દર્શાવે છે કે ઔરંગઝેબ અત્યંત ન્યાયી રાજા હતો તે બધા સામે સમાન રીતે વર્તતો હતો. હિંદુ હોય કે મુસમાન. તે ધર્મના આધારે ભેદભાવ રાખતો ન હતો. એટલે જ ઈશ્વરી પ્રસાદ આગળ જઈ લખે છે કે :

"ઔરંગઝેબ એક કડક સ્વભાવના શાસક હતા, પરંતુ તેમનો ગુસ્સો માત્ર હિંદુઓ માટે ન હતો. તેમણે રાજકીય હિતો સાધવા જો હિંદુઓ પર સખ્તાઈ કરી છે, તો મુસ્લિમો ઉપર તેનાથી વધારે સખ્તાઈ કરી છે. તેમના કાળમાં ઘણા બધા હિંદુઓ નોકરીઓમાં મોટા મોટા હોદ્દા પર હતા. તેમણે હિંદુઓને ફરસી ભાષા શીખવા માટે પ્રોત્સાહન આપ્યું. અને નાણાં ખાતુ તો પુરેપુરૂં હિંદુઓના જ હાથોમાં હતું તેઓ હિંદુ તિર્થધામોનો ઘણો આદર કરતા હતા. કાશી, પ્રયાગ અને બીજા હિંદુ મંદિરો માટે તેમણે જે જાગીરો આપી છે. અને હિંદુ ધર્મગુરૂઓ માટે જે સુવિધાઓ તથા વ્યવસ્થાઓ કરી છે તેનાથી તેમની ન્યાયપ્રિયતા તથા વિશાળ હૃદયતા સાબિત થાય છે. (ભારતો ઈતિહાસ : પૃ. ૬૫૮)

(૨) વિખ્યાત અંગ્રેજ ઈતિહાસકાર ઈટસેન્લી લેનપોલ, જેને ઔરંગઝેબનો વિરોધી સમજવામાં આવે છે, તે પણ ઔરંગઝેબની ન્યાયશીલતાને સ્વીકારે છે. તેના કહ્યા મુજબ તેમના પચાસ વર્ષના શાસનમાં કોઈ એક ઘટના એવી રજૂ કરી શકાય એમ નથી જેનાથી તેમનો કોઈક પર અત્યાચાર પુરવાર થાય. એટલે લેનપોલ આલમગીરના 'ન્યાય' ની સમીક્ષા કરતાં કહે છે કે :

"મુગલે આ'ઝમનો ન્યાય એક દરિયા (સમાન) છે. તેનો ન્યાય હંમેશ સમતોલ છે. તેના દરબારમાં અમીરો અને હોદ્દેદારોની કાંઈ નથી ચાલતી. તે સામાન્યમાં સામાન્ય માણસને સાંભળે છે. અને કોઈના અંદર એટલી તાકાત નથી કે તે તેને ન્યાયના માર્ગથી હટાવી શકે. તે પ્રજાનો સાચો હમદર્દ છે."

(૩) એલેકઝાંડર વારૂદ પોતાની કૃતિ 'ભારતનો ઈતિહાસ'માં લખે છે કે, ઔરંગઝેબે જો કે નવમુસ્લિમો સાથે ઉદાર રીતે વર્તતા હતા. (પરંતુ તેનો અર્થ એ નથી કે તેઓ બિનમુસ્લિમો પ્રત્યે અનુદાર હતા) તેની સાથે જ તેઓ બિનમુસ્લિમો સાથે ધર્મની બાબતમાં બળજબરી કરવાને પાપ સમજતા હતા."

(૪) એવી જ રીતે પ્રો.. આર્નોલ્ડે "પ્રિચિંગ ઓફ ઈસ્લામ" માં ઔરંગઝેબ

વિશે લખ્યું છે કે,

"ઔરંગઝેબકાળના પુસ્તકોના અભ્યાસથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે તેમણે કયારેય કોઈ બિનમુસ્લિમને જબરદસ્તી મુસલમાન નથી બનાવ્યો, બલ્કે તેમનેણ બિનમુસ્લિમોને ખુશ કરવાના અંતિમ કક્ષાના પ્રયત્નો કરી જોયા. જેથી તેમના વિશે કોઈ પ્રકારની ગેર સમજ પેદા ન થાય.

(૫) ઉપરોકત ઈતિહાસવિદો સિવાય ભારતના પહેલા રાષ્ટ્રપતિ ડો. રાજેન્દ્ર પ્રસાદ પોતાની કૃતિ 'ભારતનું ભવિષ્ય'માં ઔરંગઝેબ વિશે લખે છે કે,

" સામન્યતઃ એમ સમજવામાં આવે છે કે ઔરંગઝેબે બળજબરીપૂર્વક હિંદુઓને મુસલમાન બનાવ્યા છે, પરંતુ આ વાત તદન ખોટી છે. અહીં એક દિલચશ્પ ઘટના રજૂ કરવામાં આવે છે. તેનાથી ઔરંગઝેબના સ્વાભાવની ઝલક મળી જાય છે. એક વખત શાહજહાંએ આંધ્રના રાજા ઈન્દ્રમાનને એક પછી એક નાફરમાનીઓ (અવજ્ઞા)ના આક્ષેપમાં જેલ ભેગા કરી દીધો. પરંતુ જયારે ઔરંગઝેબ દક્ષિણના સૂબેદાર બની ત્યાં ગાય તો તેમણે ઈન્દ્રમાનને છોડી મૂકવા પર શાહજહાંથી બહુ ભારપૂર્વક ભલામણ કરી. પરંતુ શાહજહાં પેલા રાજાથી કંઈક એવો નારાજ હતો કે તેણે ઔરંગઝેબની ભલામણ પાછી મોકલતાં લખ્યું કે, "ઈન્દ્રમાને અમને બહુ નારાજ કર્યા છે, તે છતાં પણ જો તે મુસલમાન બની જાય તો તે છૂટી શકે છે." ઔરંગઝેબને આ સૂચન બહુ નાપસંદ પડ્યું. તેમણે લખ્યું કે, "ઈસ્લામ આપણને આમ બળજબરી કરવાની પરવાનગી નથી આપતો. આલા હઝરત (શાહજહાં)નું સૂચન ન ધર્મ મુજબ છે, ન નીતિ મુજબ છે. જો તેને છોડી મૂકવો હોય તો તેની જ શરતો પર છોડવો જોઈએ.

માત્ર આ એક ઘટનાથી અંદાજો લગાવી શકાય એમ છે કે ઔરંગઝેબ ધાર્મિક બાબતોમાં કેટલા વિશાળ મનના હતા. આ એક ઐતિહાસિક વાસ્તવિકતા છે કે તેઓ પોતે એક ધાર્મિક માણસ હતા. પરંતુ તેમનું શાસન સાચા અર્થમાં બિનસાંપ્રદાયિક હતું. બલ્કે તેનો સર્વશ્રેષ્ઠ નમૂનો હતો. આ કારણે જ તેમણે સરકારી કામોમાં કયારેય હિંદુ-મુસલમાન વચ્ચે ભેદભાવ રાખ્યો નહીં.

આ બાબત ઘણી જ ખેદજનક છે કે, યુરોપિયન તથા ભારતના કોમવાદી ઈતિહાસકારોએ જેટલા આ નેક હૃદયી બાદશાહને બદનામ કર્યા છે તેનો જોટો જડવો ભારતના ઈતિહાસમાં અશકય છે. તેમને હિંદુઓનો શત્રુ નંબર એક દર્શાવવામાં આવે છે. તેમના પર આક્ષેપ છે કે તેમણે લાખો હિંદુઓને મુસલમાન

બનાવ્યા અને લાખો લોકોને માત્ર ઈસ્લામ ન લાવવાના ગુનામાં રહેંસી નાખ્યા. તેમના માટે એમ કહેવામાં આવે છે કે, તેમણે હિંદુઓના હજ્જારો મંદિરો તોડ્યા, પરંતુ આ બધી મનઘડત કહાનીઓ છે. ઈતિહાસ સાથે આ વાતોનો કોઈ સંબંધ નથી. બલ્કે ખુદ હિંદુ ઈતિહાસકારોએ આ ગેરસમજોનો સાફ શબ્દોમાં રદિયો આપ્યો છે. અને તેમની ધાર્મિક સહિષ્ણુતાની બહુ જ પ્રશંસા કરી છે.

ઔરંગઝેબ કેટલા મોટા "હિંદુ શત્રુ" હતા તેનો ખ્યાલ એ વાતથી આવી શકે છે કે, તેમના સૌથી મોટા બે સેનાપતિઓ હિંદુ જ હતા. યાને જયસિંધ અને જસવંતસિંધ. તેમના મુકાબલે તે બીજા મુસ્લિમ સેનાપતિને તો જવા દો, પોતાના બેટાઓ (પુત્રો) ઉપર પણ ભરોસો કરતા ન હતા. ઔરંગઝેબ પર એક આરોપ એ પણ લગાડવામાં આવે છે કે, તેઓ હિંદુ રાજાઓના બહુ મોટા વિરોધી હતા. જો કે આ બાબતમાં પણ તેમને ત્યાં કોઈ ભેદભાવ ન હતો. જે રાજા તેમની સામે શીષ નમાવી દેતો તેને તેઓ ગળે વળગાડી લેતા. ચાહે તે હિંદુ હોય કે મુસલમાન. અને જે રાજા માથું ઉંચકતો હતો તેનું ગળુ કાપી નાંખતા હતા, ભલે પછી તે હિંદુ હોય કે મુસલમાન.

## મીસ્ટર ટી. ડબલ્યુ આર્નલ્ડ :

મી. ટી. ડબલ્યુ આર્નલ્ડ પોતાના પુસ્તક પ્રિચિંગ ઓફ ઈસ્લામના નવમા ભાગમાં લખે છે કે ઔરંગઝેબના ફરમાનો અને પત્રોનો એક હસ્તલિખિત સંગ્રહ જે હજુ સુધી પ્રગટ થયો નથી. તેમાં રાજકારભાર ચલાવવાનો એક સોનેરી નિયમ એક કિસ્સાના સંદર્ભે રજૂ કર્યો છે. જે દરેક રાજાએ પોતાની બીજા ધર્મ પાળતી રૈયત વિશે અપનાવવો જરૂરી છે. કિસ્સો એ બન્યો કે ઓરંગઝેબને કોઈએ એક અરજી કરી. તેમાં બાદશાહના બે પારસી ઓફીસરો જે પગાર વહેંચવા નિયુકત હતા. તેમને બરતરફ કરવાનું એ કારણ દર્શાવ્યું હતું કે આ અગ્નિપૂજક છે. તેમની જગ્યાએ કોઈ અનુભવી મુસલમાનને નિયુકત કરવામાં આવે. બાદશાહ ઔરંગઝેબે આ અરજીના જવાબમાં હુકમ લખ્યો કે ધર્મનો સબંધ દુન્યવી કારોબાર નથી. અને આ પ્રકારના મામલામાં ભેદભાવની નિતિની કોઈ આવશ્યકતા નથી. અને પોતાના આ હુકમનામાને પાકુ કરવા કુરઆન શરીફની આયત પણ લખી. જેનો ભાવાર્થ આ થાય છે : "તમારા માટે તમારો ધર્મ અને અમારા માટે અમારો ધર્મ છે." સાથે લખ્યું કે વહીવટી નોકરીઓ સબંધ લાયકાત અને કાબેલિય્યત સાથે સબંધ ધરાવે છે.

## કાબુલથી બર્મા અને કાશ્મીરથી કર્ણાટક...

ભારતનો કાબુલથી બર્મા અને કાશ્મીરથી કર્ણાટક સુધી વિસ્તાર કરી સીમાબધ્ધ કરનાર, તેના એક એક અંગને જોડનાર, તેની સંસ્કૃતિ તથા તેના સામાજિક જીવનથી પ્રેમ કરનાર. અશોક તથા અકબરથી પણ વિશાળ ભારતનો નકશો બનાવનાર, (પ્રાચિનકાળથી અંગ્રેજોના યુગ સુધી ફકત એક જ બાદશાહ,) ભારતમાં જ જન્મ લેનાર અને અહિંના જ વાતાવરતમાં બાળપણ, યુવાની તથા વૃદ્ધાવસ્થાની મંઝિલો પસાર કરી, આજ ભૂમીની માટીમાં ભળી જનાર શુધ્ધ ભારતિય પ્રશાસક, જેણે આટલી વિશાળ સલ્તનતની સ્થાપના કરી. પચાસથી સાઠ વર્ષ સુધી તેને પારદર્શક વહીવટીતંત્ર આપ્યું. અને સમગ્ર દેશનો રાજકીય કારોબાર તથા વ્યવસ્થા નાના-નાના રાજા-મહારાજાઓના હસ્તક ન રહેતા સીધા કેન્દ્ર સરકાર (બાદશાહ) દ્વારા નિયુકત કરેલ અધિકારીઓ દ્વારા જ થતો રહ્યો. આ વિશેષતાના કારણે ઔરંગઝેબના કાળનો ભારત દેશ અશોક, સમુદ્રગુપ્ત અને રાજા હર્ષના કાળના ભારતથી વધારે વિશાળ તથા સંપૂર્ણ હતો. અર્થાત ભારતિય એકતાનો પાયો ઔરંગઝેબના ભારતમાં સંપૂર્ણ રીતે ઉપસીને પોતાના અંતિમ ચરણમાં પહોંચી ગયો હતો. આટલી મોટી વિશાળ સલ્તનત ઔરંગઝેબની કાર્યક્ષમતા તથા બહુમતિ પ્રજાજનોની તરફેણનું પરિણામ હતું. આટલી વિશાળ સલ્તનતની સ્થાપના અને પછી તેનો કુશળ વહીવટ ત્યારે જ શક્ય છે, જ્યારે ભારતમાં વસતી બધી જ કૌમોને સમાન અધિકારો, સાધનો તથા સગવડો મળી હોય. તેમના કાળની અન્ય જેટલી સત્તાઓ હતી, તે બધી પ્રાદેશિક કક્ષાની હતી, રાષ્ટ્રીય કક્ષાની નહીં.

- ઓમપ્રકાશ પ્રસાદ

(ઈતિહાસ વિભાગ - પટના)

## ઔરંગઝેબ અને બિનમુસ્લિમો

ઔરંગઝેબ વિશે એવું કહેવામાં આવતું રહ્યું છે કે એણે બિનમુસ્લિમો સાથે ન્યાયી વર્તન કર્યું નહીં. અને મોગલ સલ્તનતોની 'સર્વ ધર્મ સમભાવ'ની પૂરાણી પરંપરાને છિન્નભિન્ન કરી નાખી. એ વિશે મૌલાના શિબલી રહે. એ એક સામયિકમાં અને મિસ્ટર ફારૂકીએ એક વિસ્તાર પૂર્વકના પુસ્તકમાં ઔરંગઝેબ વિશેની એ માન્યતાઓનું જોરદાર ખંડન કર્યું હતું. ઉપરાંત ઔરંગઝેબ વિશે એવી પણ ગેરસમજણ જોરશોરથી ફેલાવવામાં આવે છે કે એના વિચારો અને વર્તનથી હિંદુઓ નારાજ થઈ

ગયા હતા અને એટલેજ મોગલ સલ્તાનતની પડતી થઈ હતી. એ વિશે ઈતિહાસકાર ડોકટર તારાચંદના વિચારો જાણવા જેવા છે. તેઓ લખે છે કે,

"કેટલાક લોકોનું માનવું છે કે ઔરંગઝેબની હકૂમતના પતનનું કારણ તેની ચૂસ્ત મઝહબી રીતિનીતિઓ હતી. આ માન્યતા ભૂલ ભરેલી છે. હિન્દુઓની મદદ લઈને જે ઔરંગઝેબે હિન્દુઓને પરાજીત કર્યા છે. એમાં કોઈ શંકા નથી કે મરાઠાઓ સામેની લડાઈ મોગલ સલ્તનત માટે ભારે મુશ્કેલી રૂપ બની રહી. પરંતુ એમની દુશ્મનાવટો ના તો ધાર્મિક હતી ના તો રાજકીય. ફકત એક કબીલાની જૂથની દુશ્મનાવટ હતી. વળી એ લડાઈઓ બીજા કબીલાની લડાઈઓથી જુદા પ્રકારની ન હતી. રાજપૂતો, બુંદેલો અને શિવાજીના પોતાના સગાં સંબંધીઓ ઔરંગઝેબન લશ્કરમાં રહીને ઔરંગઝેબ માટે જ શિવાજી અને એમના શૂરવીરો સામે લડ્યા. અને ત્યાર બાદ મરાઠાઓએ હિન્દુઓની સામે પણ હુમલા કર્યા. ત્યારે એ બંનેના લશ્કરોમાં મુસલમાનો પણ શામેલ હતા."

સર પીસી રાયે પણ પોતાના એક નિવેદનમાં એક અગત્યની બાબત તરફ ધ્યાન દોર્યું છે કે " જે લોકો શિવાજી વિશે એમ કહે છે કે એમનો આશય હિન્દુ ધર્મનો ફેલાવો કરવાનો હતો. અને તે મોગલોની વિરૂધ્ધમાં સાંપ્રદાયિક શક્તિઓની ચળવળોના સેનાપતિ હતા. એ માન્યતા ખોટી છે.

મરાઠાઓના ઈતિહાસનો ઊંડાણથી અભ્યાસ કરીશું તો એ સત્ય હકીકત ખાસ જાણવા મળશે કે શિવાજીના દાદા મુસલમાન પીરો, ધર્મ ગુરૂઓમાં ખૂબ શ્રધ્ધા ધરાવતા હતા. એટલું જ નહીં તેઓ હઝરત શાહ શરીફના શિષ્યોમાં શામેલ હતા. જેઓ અહમદનગરમાં દફન થયેલા છે. પોતાના પીરની યાદગીરી રૂપે શિવાજીના દાદાએ પોતાના પુત્રોના નામ "શાહૂજી" અને "શરીફજી" રાખ્યાં. જે ખરેખર તો મુસલમાનોનાં નામો છે. મરાઠા ઉપરાંત ઔરંગઝેબના સૂબાઓને ગુરૂ ગોવિંદસિંહ સાથે ઘર્ષણમાં ઉતરવું પડ્યું. એ બધી જ અવઢવોને કારણે કેટલાક દુઃખદ કિસ્સાઓ જાહેરમાં આવ્યાં.

પરંતુ બિનમુસ્લિમ ઈતિહાસકારોએ સત્યનો ભૂલી જાય છે કે પોતાના અવસાન અગાઉ ગુરૂગોવિંદસિંહજી મોગલોના લશકરમાં એક હોદ્દા ઉપર નિયુંકત થઈ ગયા હતા. અને એમને જયારે કોઈ પઠાણે સંગત અદાવતને કારણે જખ્મી કર્યા તો ઔરંગઝેબના વારસદાર બહાદૂર શાહે પોતાનો ખાસ તબીબ એમની સારવાર માટે મોકલી આપ્યો. (રૂહે કૌસર પાના ૪૬૭)

## ફતાવા આલમગીરી

ઔરંગઝેબની હકૂમતના સમય દરમિયાનનો સૌથી હોષ્ઠ મુલ્યવાન ગ્રંથ "ફતાવા આલમગીરી" છે. ઔરંગઝેબે આ ગ્રંથના સંપાદન માટે હિન્દુસ્તાનના બુલંદ દરજજાના મઝહબી વિદ્વાનોના એક જુથને હુકમ આપ્યો કે શરીઅતના કાયદાકાનૂનોનો એક એવો પ્રમાણભૂત ગ્રંથ તૈયાર કરવામાં કે જે તમામ પુસ્તકો કરતાં ઉત્તમ હોય, એ જુથના પ્રમુખ શેખ નિઝામી હતા. ગ્રંથ તૈયાર કરવામાં જોડાયેલા તમામ વિદ્વાનો માટે યોગ્ય મહેનતાણાં નક્કી કરવામાં આવ્યાં. અને આઠ વરસની ભારે જહેમત બાદ એ સર્વ શ્રેષ્ઠ ગ્રંથ તૈયાર કરવામાં આવ્યો. બાદશાહ પોતે ગ્રંથના એક પાનાનું દરરોજ મુલ્લા નિઝામી પાસે વાંચન કરાવીને સાંભળતો. ઈસ્લામી કાયદાકાનૂનોના એ સર્વ શ્રેષ્ઠની પાછળ એ સમયે બે લાખ રૂપિયાનું ખર્ચ કરવામાં આવ્યું હતું.

## સુલેખનની કળા

ઔરંગઝેબે સુલેખની કળા માત્ર પોતાની નામના કે શોભા માટે નહોતી શીખી.બલ્કે એ કલા દ્વારા એ મઝહબની સેવા કરીને નેકીઓ કમાવતો હતો. ઉપરાંત પોતાના ભરણપોષણ માટેની આવક પણ મેળવતો હતો. એ નવરાશના સમયમાં ખાસ કરીને સવારે પાંચ વાગ્યાથી સાત વાગ્યા સુધી અને બપોરે અઢી વાગ્યાથી સાડા પાંચ સુધી કુરાન શરીફની નકલો કરવાનું કામ હાથે કરતો હતો. જે પરંપરા એણે શાહજાદાની ઉંમરથી લઈને જીવનના અંતિમ દિવસો સુધી ચાલુ રાખી.

ઔરંગઝેબે કુરાન શરીફની બે નકલો પોતાને હાથે ખાસ લખીને બંને નકલો મદીના શરીફમાં હઝરત મુહંમદ પેગંબર સ.અ.વ. સાહેબના રોઝામાં નજરાણા રૂપે મોકલાવી હતી. ઔરંગઝેબના હાથે લખેલી કુરાન શરીફની નકલોની પ્રતો આજે પણ હિન્દુસ્તાનના જુદા જુદા શહેરોમાં મૌજૂદ છે.જેની એક પ્રત નિજામની મિલકતમાં છે.બીજી પ્રત મૌલવી સૈયદ ખુરશીદઅલી સાહેબ દિવાન હૈદરાબાદની પાસે છે. અને ત્રીજી પ્રત માંગરોલના નવાબ સાહેબી પાસે છે. (બઝમે તૈમૂરીયા - ૩, પાન - ૧૦)

લોકોને માટે બોધ લેવા જેવી હકીકત એ છે કે દુનિયાના સૌથી મોટા દેશ અને સૌથી મોટી સલ્તનત હિન્દુસ્તાનના શહેનશાહે કુરાન શરીફની નકલો કરીને જે રકમો મેળવી હતી. તેને પોતાની આખેરત (પરલોક) ની ભલાઈ માટે

ઉપયોગમાં લીધી. એટલે જ એણે મરણ પહેલાં પોતાની વસીયતમાં લખ્યું હતું કે ટોપીઓ સિવવાથી મળેલ પૈસા મારા કફન દફન માટે વાપરવામાં આવે અને કુરાન શરીફની નકલોની આવક ગરીબોને ખેરાત (દાન) રૂપે વ્હેંચી દેવામાં આવે.

આલમગીર હઝરત મુજદીદ અલફસાની રહ.ની મઝહબી તાલીમથી ભારે પ્રભાવિત હતો.એટલે જ એમના સુપુત્ર હઝરત મુહંમદ કુદુસ્સરાની સંગતોનો એ લાભ લેતો રહેતો. અને એમની પવિત્ર સંગતોએ આલમગીરના જીવનને મજહબની રોશનીથી ઝળહળાવી દીધું.

ઔરંગઝેબની મઝહબ વિશેની માન્યતાઓનો અને વિચારોનો પ્રવાહ હઝરત ખ્વાજા માસૂમ સરહિન્દી રહ.ની તાલીમ તરફ જ હતો.એટલે જ એ એમના શિષ્યોમાં શામેલ થઈ ગયો.એમની પાસેથી તાલીમ મેળવીને ઔરંગઝેબે પોતાની મઝહબી શકિતઓને અનેકગણી વધારી દીધી.હઝરત ખ્વાજા માસૂમે પોતાના એક સુપુત્ર શેખ સૈફુદીનને ભલાઈના કામો કરવા અને બુરાઈથી બચવાની સલાહ આપવા માટે ઔરંગઝેબ પાસે મોકલ્યો હતો. શેખ સૈફુદીન પોતાના પિતાની જેમ મઝહબના બુલંદ દરજજે પહોંચી ગયા હતા. ઔરંગઝેબ એમને દિલોજાનથી ચાહતો અને પોતાની પાસે જ રાખતો હતો.

ઔરંગઝેબે એમની પાસે દુનિયા અને આખેરતની ભલાઈ માટે ખાસ દુવા કરવાની અરજ ગુજારી હતી.હઝરત ખ્વાજા માસૂમ ઔરંગઝેબને એક પત્રમાં લખે છે કે :- "અલ્લાહે આપને એની ખાસ કૃપાઓથી બંને જહાંનની ફિકર અને ખૌફની નવાજેશ કરી છે એટલે આપની બંને જહાંનની કામયાબી માટે મને પૂરેપૂરો વિશ્વાસ છે.અલ્લાહનો ખૌફ મુશ્કેલમાં મુશ્કેલ કામોને આસાન બનાવી દે છે. કારણ કે પેગંબરે સ.અ.વ. સાહેબે ફરમાવ્યું છે કે દુનિયાનો ડર અને આખેરતનો ડર બંને કોઈ પણ એક માણસના દિલમાં સાથે રહી શકતા નથી. એટલે કે જો કોઈ માણસના દિલમાં આખેરતનો ડર હશે તો એ દુનિયાના ડરથી સુરક્ષિત રહેશે."

## મદ્રેસાઓનું મઝહબી શિક્ષણ

ઔરંગઝેબને મઝહબી શિક્ષણ તરફ જે ચાહના હતી એનો પુરાવો એ વાત ઉપરથી મળી રહે છે કે એણે પોતાની હકૂમતના તમામ શહેરો અને કસબાઓમાં મદ્રેસાઓની સ્થાપના કરી હતી અને એમાં કાબેલ ઉસ્તાદોની નિમણૂંક કરી હતી. તાલીમાર્થીઓને આર્થિક મદદો પણ કરવામાં આવતી હતી.

એ સમયે ગુજરાતમાં જે મદ્રસાઓની સ્થાપના થઈ અને ત્યાંના તાલીમાર્થીઓ માટે આર્થિક મદદની જે સુવિધાઓ આપવામાં આવી એની વિગતો " મીરાતે અહમદી " માંથી આ પ્રમાણે મળી રહે છે." દિવાન સુબાને નામે હુકમ જારી કરવામાં આવ્યો કે મદ્રંસાઓમાં મૌલવીઓની નિમણુંકો કરવામાં આવે અને દરેકની લાયકાત અને કામગીરી પ્રમાણે મહેનતાણું ચૂકવવામાં આવે. એટલે હાલમાં અમદાવાદ,પાટણ અને સૂરતમાં ત્રણ મૌલવી સાહેબોનો અને અમદાવાદમાં પીસ્તાલીસ તાલીમાર્થીઓનો વધારો કરવામાં આવ્યો છે.ગુજરાતના વહોરા સમાજના શિક્ષણ માટે પણ ઉસ્તાદોની નિમણુંક કરવામાં આવી. જેથી એમને મઝહબનું સાચું શિક્ષણ મળી રહે.મદ્રસાઓની માસિક પરીક્ષાઓનાં પરિણામોની માહિતી સીધી જ ઔરંગઝેબને મોકલવામાં આવતી. (મીરાતે અહમદી બઝમે તૈમૂરીયાના હવાલાથી પાન - ૮૯, જિલ્દ - ૩)

## ઔરંગઝેબની જીવન ઝરમર

હિન્દુસ્તાનના આ મુસલમાન બાદશાહનું જે શબ્દચિત્ર " મઆસરે આલમગીરી " ના સંપાદકે દોરેલ છે એની હૂબહૂ ઝલક અહીં રજૂ કરવામાં આવે છે.

હઝરત ઔરંગઝેબ પોતાની પવિત્ર વિચારસરણીને કારણે મઝહબી કાયદા કાનુનોનું ચૂસ્ત રીતે પાલન કરતા હતા. આપ ઈસ્લામના હનફીપંથે ચાલનારા ચૂસ્ત સુન્ની મુસલમાન હતા.નમાઝ,રોઝા,ઝકાત અને શરીઅતના આદેશોનું ખૂબ જ ચોકસાઈથી ચૂસ્ત રીતે પાલન કરવામાં ડૂબેલા રહેતા હતા. તેઓ હંમેશા વઝૂ (પવિત્રતા) ની હાલતમાં રહેતા હતા.અને " તૈયબ કલેમા "તેમજ બીજાં ખુદાઈ કલામો આઠે પહોર જીભ ઉપર રટતા રહેતા હતા.નમાઝ એના શરૂઆતના સમયે જ મસ્જિદમાં જમાઅતની સાથે અદા ફરમાવતા અને પૂરીપૂરી નમાઝ ખૂબ જ ચિંતનથી,શાંતિથી અને ગંભીરતાથી પૂરી કરતા હતા.રમઝાનના તેમજ બીજા ખાસ પવિત્ર દિવસોના રોઝાઓ પાબંદીથી રાખતા હતા.શુક્રવારની નમાઝ પણ તમામ મુસલમાનોની સાથે મસ્જિદમાં અદા ફરમાવતા હતા.

ઈસ્લામી મહિનાઓની પવિત્ર રાતોમાં આખી રાત જાગીને ઈબાદત - બંદગી કરતા હતા.મઝહબી ઈલ્મની રોશનીથી પોતે ઝળહળતા હતા.એટલે એ ઈલ્મની રોશનીથી બીજાઓને પણ પ્રકાશીત કરતા હતા.પોતે સચ્ચાઈ અને ઈન્સાફને માર્ગે ચૂસ્ત રીતે ચાલનારા હતા. આપનો હંમેશનો નિયમ હતો કે

પોતાના નિવાસે આવેલ મસ્જિદમાં આખી રાત અલ્લાહના નેકબંદાઓ સાથે મઝહબી વાર્તાલાપોમાં મશગૂલ રહેતા. એકાન્તમાં સૂતી વખતે તકીયાનો કે પલંગનો ઉપયોગ ફરમાવતા નહી.

શરીઅતના કાયદા કાનૂન મુજબની ઝકાત (દાન) બરાબર અદા ફરમાવતા હતા અને એનાં નાણાં પોતાની અંગત આવકમાંથી ચૂકવતા હતા. પોતાના સંતાનો અને સગાં સંબધીઓને પણ ઝકાતનાં નાણાં બરાબર શરીઅતના નિયમ મુજબ અદા કરવાની તાકીદ ફરમાવતા હતા. આખો પવિત્ર રમજાન માસ ખુદાની બંદગીમાં , કુરાનના વાંચનમાં અને ખુદાની યાદોમાં વીતાવતા હતા.

રમઝાનના છેલ્લા દિવસો - એતકાફ - મસ્જિદમાં રોકાઈને પસાર કરતા હતા.મકકા શરીફની પવિત્ર હજયાત્રાએ જવાની ખૂબ જ તમન્ના હતી પરંતુ જાતે જઈ શકયા નહી પણ હજયાત્રાએ જનાર હાજી સાહેબોને ખૂબ જ સુવિધાઓ પૂરી પાડતા હતા.અને એ રીતે હજની નેકીઓથી માલામાલ થતા હતા. હજયાત્રાએ જનાર હાજી સાહેબોને નાંણાકીય મદદ પણ પૂરી પાડતા. પોતાના તરફથી એક જૂથ કાયમ મકકા શરીફની હજયાત્રાએ જતું અને એનો તમામ ખર્ચ આપ ઉઠાવતા હતા. ટૂંકમાં હકીકત એ છે કે આપની મુબારક હસ્તી નેક અને પવિત્ર કામોના ગુલદસ્તા સમાન હતી.

બાદશાહ ઔરંગઝેબે યુવાનીમાં પ્રવેશ કરતાં જ ઈસ્લામે દર્શાવેલ તમામ બદીઓથી અને બુરાઈઓથી પોતાની જાતને ચૂસ્તીથી પવિત્ર રાખી હતી. પરિવારની સ્ત્રીઓ સિવાય પરાઈ સ્ત્રીઓ સામે આંખ ઉઠાવીને આપે કયારેય જોયું નથી.

બાદશાહ ઔરંગઝેબની મહેફિલોમાં કયારેય પણ કોઈની નીંદા કે કૂથલી થઈ નથી. દરબારમાં હાજર રહેનારાઓ માટે ખાસ શાહી હુકમ હતો કે કોઈ માણસના એબ ના છૂટકે જાહેર કરવાની ફરજ થઈ પડે તો એને પણ સારી ભાષામાં રજુ કરવામાં આવે. જેથી એ નીંદા કે કૂથલીમાં ન ખપી જાય.

બાદશાહે કયારેય પણ એવો હુકમ જારી કર્યો નથી કે જેનાથી રૈયતનું નુકશાન થાય. અને પોતાએ કયારેય એવાં કામો કર્યા નથી કે જેથી અલ્લાહની મખ્લૂક (લોકો ) ને મુશ્કેલીમાં મૂકાવવું પડે. શરીરના સોદા કરનારી સ્ત્રીઓ અને વ્યભિચારીઓને હકૂમતની સરહદો બ્હાર કાઢી મૂકવામાં આવતાં હતાં. અને હકૂમતના તમામ વિસ્તારોમાં એ માટેનાં શાહી ફરમાનો જારી કરવામાં આવ્યાં હતા.

બાદશાહ ઔરંગઝેબે કયારેય પણ પોતાની મરજીને વશ થઈને માત્ર પોતાની અંગત દુશ્મનાવટને કારણે કોઈની પણ કતલ ફરમાવી નથી. અને ન તો કોઈ બીજાને એવું ભયંકર કૃત્ય કરવાની હિંમત થઈ છે.

બાદશાહે મઝહબી હસ્તીઓ, મૌલવીઓ, વિદ્વાનો, ઔલિયાઓ વિગેરે તરફ ભારે આદર ધરાવતા હતા. હંમેશાં એમનું માર્ગદર્શન કરતા. અને પોતાના વિશાળ ઈલ્મથી એમનું પણ માર્ગદર્શન કરતા. ટૂંકમાં ઔરંગઝેબની હકૂમતના સમયમાં ઈસ્લામની જે ચડતી થઈ અને હિન્દુસ્તાનમાં ઈસ્લામની શરીઅતની જે જાહોજલાલી થઈ એની મિસાલ ભૂતકાળના મુસલમાન બાદશાહોમાં કયાંય જડતી નથી.

## ઔરંગઝેબનું સમગ્ર કુરઆનને મોંઢે યાદ કરવું

ઔરંગઝેબ એક દૂરંદેશ અને ગંભીર સ્વભાવનો મઝહબી વિદ્વાન હતો. એ જીવનના છેલ્લા શ્વાસ સુધી પુસ્તકોથી પ્રેમ કરતો રહ્યો અને સલ્તનતના કામોમાં ખૂબ ડૂબેલો રહેવા છતાં જયારે પણ ફુરસદ મળતી ત્યારે મઝહબી પુસ્તકોના ઉંડા અભ્યાસમાં ડૂબેલો રહેતો.

ઔરંગઝેબે આખું કુરઆન શરીફ મોંઢે કરેલું હતું અને એ ખુશનસીબી મોગલવંશના તમામ બાદશાહો માં માત્ર ઔરંગઝેબને જ મળી હતી. એમાં સૌથી વધારે નવાઈ પમાડે તેવી હકીકત એ છે કે તેણે આખું કુરઆન એ સમયે મોંઢે કરી લીધું હતું કે જયારે તે જીવનનાં તેંતાલીસમા વરસમાંથી પસાર થઈ રહયો હતો.વળી કુરઆને પાક મોંઢે કરવાની ખુશનસીબી માત્ર એક જ વરસમાં મેળવી લીધી હતી. ઈ.સ. ૧૦૭૧ માં તેની શરૂઆત કરી ઈ.સ. ૧૦૭૨ માં આખું કુરઆન મોંઢે કરી લીધું.

ઔરંગઝેબ ઈ.સ. ૧૬૫૮ માં ગાદીએ બેઠો અને સ.ઈ.૧૭૦૭ માં આ ફાની દુનિયાને કાયમી અલવીદા કરી ગયો.તેણે લગભગ પચાસ વરસ સુધી સફળતાપૂર્વક હકૂમત કરી.તેના અવસાન બાદ તેના પુત્રો એક પછી એક ગાદીના વારસદાર થયા.

યાદ કરતા હૈ ઝમાના ઉન્હીં ઈન્સાનોં કો
રોક દેતે હૈં જો બળતે હુએ તૂફાનો કો

## મોગલ બાદશાહોના સમય ઉપર એક નજર

તમામ મોગલ બાદશાહો મહેફિલો અને યુધ્ધના મેદાનો બંનેમાં બાહોશી

બતાવનાર મર્દો હતા. તેઓ જે દરજ્જાના વિજેતાઓ અને પ્રદેશો ઉપર કબજો કરનારા હતા. એટલાજ દરજ્જાના શિક્ષણ, સાહિત્ય,હુન્નર અને કલાઓમાં પણ રસ ધરાવનારા અને તેમનો વિકાસ કરનારા હતા.તેઓ તુર્કી તેમજ ફારસી બંને ભાષાઓ ઉપર કાબૂ ધરાવતા હતા. તેમના છેલ્લા દૌરના બાદશાહો તો ઉર્દૂમાં પણ શાયરી અને સાહિત્ય ઉપર ખૂબ બુલંદ પ્રકારની રસરુચિ ધરાવતા હતા.

એમના સમયમાં યુધ્ધો કરવા,પ્રદેશો જીતવા,રાજકારભારની ભારે આંટીઘૂંટીઓમાંથી પસાર થવા ઉપરાંત સાહિત્ય અને વિદ્યાની મહેફિલો પણ ધમધમતી રહેતી હતી.એમનો દરબાર દરેક પ્રકારની ખૂબીઓ ધરાવનાર વિદ્વાનો, મૌલવીઓ, શાયરો અને મઝહબી હસ્તીઓની હાજરીથી ભરચક રહેતો. એ બાદશાહોની મદદોથી અને હૂંફથી ઈલ્મના અને સાહિત્યના અનેક મહાન કામો પાર પડયાં છે.

ઉર્દૂ ભાષાના વિકાસમાં મોગલ બાદશાહોનો મોટો હિસ્સો રહયો છે. મોગલોના અંતિમ દૌરના બાદશાહો મુહંમદશાહ, શાહઆલમ અને બહાદુરશાહ ઝફરની શાયરી દુનિયામાં મશ્હૂર છે.

ઔરંગઝેબ ભારે બુધ્ધિશાળી અને દૂરંદેશ હતો.જીવનના છેલ્લા શ્વાસ સુધી એ પુસ્તકો સાથે પ્રેમ કરતો રહ્યો હતો. તે એક ભારે વ્યસ્ત હાકેમ હોવા છતાં પોતાની નવરાશનો સમય મઝહબી પુસ્તકોના વાચન મનનમાં વીતાવતો. ફારસી અને અરબી ભાષા ઉપર તેની પકડ તેના પુરાવારૂપ છે. તે હંમેશાં પોતાના લખાણોમાં ઠેકઠેકાણે યોગ્ય શેરો શાયરીનો ઉપયોગ કરતો. એનાથી એના લખાણોની ખૂબસૂરતીમાં ઓર નિખાર આવી જતો. અરબી અને ફારસી ભાષાઓ ઉપરાંત તુર્કી અને હિંદી ભાષા પણ સારી રીતે બોલી શકતો.એના વિદ્યા - શિક્ષણ અને સાહિત્યના પ્રેમને કારણે જ આજે હિન્દુસ્તાનના મુસલમાનો પાસે શરીઅતના કાયદાકાનૂનોથી સમૃધ્ધ એવો શ્રેષ્ઠ ગ્રંથ " ફતાવા આલમગીરી " મોજૂદ છે. જે ગ્રંથનું નામ ઔરંગઝેબના નામ ઉપરથી પાડવામાં આવ્યું છે જે બધી જ રીતે યોગ્ય અને વ્યાજબી છે.આ મહાન ગ્રંથને હિન્દુસ્તાનમાં ઈસ્લામી ન્યાય પધ્ધતિને સમજવામાં ભારે અગત્યનો અને આધારભૂત ગણવામાં આવે છે." (ઔરંગઝેબ જિલ્દ - ૫, લેખક જદૂનાથ સરકાર)

ઉપરોકત શબ્દો ઔરંગઝેબ વિશેના એ ઈતિહાસકારનાં છે કે જેણે ઔરંગઝેબને ધર્મઝનૂની અને હિંદુ વિરોધી ગણાવવાને પોતાના જીવનનો એકમાત્ર ઉદ્દેશ બનાવી લીધો હતો.આમ છતાં ઔરંગઝેબના ઈલ્મ અને સાહિત્યપ્રેમ

વિશે પ્રશંશાના શબ્દો લખવા માટે એ ઈતિહાસકારને એ કારણથી મજબૂર થઈ જવું પડયું હશે કે કદાચ એ બુલંદ દરજજાના બાદશાહના વિશાળજ્ઞાન અને સાહિત્યપ્રેમ ઉપર કાદવ ઉછાળવાની એની કોશિશો સદંતર નિષ્ફળ જવાની ભીતી હશે.

અંતમાં હિંદુ ઈતિહાસકારોના લખાણોમાંથી ટૂંકાવીને કેટલાંક લખાણો અહીં રજૂ કરવામાં આવે છે. જેમાં ઈતિહાસકારોએ પોતાની સજજનતા, સદ્‌ભાવ,દિલાવરી અને દૂરંદેશીથી મોગલોની હકૂમત વિશે પોતાના વિચારો રજૂ કર્યા છે. આ લખાણોથી એ બાદશાહોની રાજકીય અને મઝહબી સદ્‌ભાવના અને સૌ કોઈની સાથે એક સમાન વર્તન કરવાની - ઈન્સાન બિરાદરીનાં દર્શન થાય છે. (હવાલો : હિન્દુસ્તાન એહ દે માઝી મે જિલ્દ -૩ પાન -૨૮૦)

## પ્રોફેસર રામપ્રસાદ ખલસલાની નજરે મોગલ હકૂમત

પ્રોફેસર રામપ્રસાદ ખોસલા એમ. એ. પંજાબના રહેવાસી હતા અને તેઓ પટણા યુનિવર્સિટીમાં ઈતિહાસના પ્રોફેસર હતા. હિન્દુસ્તાનના ઈતિહાસ વિશેનું એમનું પુસ્તક "મોગલ કિંગ શબ એન્ડ ટોલીલીટી ". ઈ.સ.૧૯૩૭ માં ઈન્ડીઅન પ્રેસ અલાહાબાદમાંથી પ્રકાશીત થયેલ.એના અંત ભાગમાં એમણે જે કંઈ પણ લખ્યું છે તેના કેટલાંક અંશો વાચકો માટે અહીં પ્રસ્તુત છે.

## લાભ પહોંચાડનારો બાદશાહ

મોગલ બાદશાહત હિન્દુસ્તાનમાં વસનારા લોકોને માટે દરેક દરેક રીતે લાભદાયક હતી.એમની હકૂમત પોતાને જ સર્વે સર્વા માનનાર ભલે હતી.પરંતુ એ બાદશાહોએ હિન્દુસ્તાનની સંસ્કૃતિના પુરાણા રીતરીવાજો અને કાયદા કાનૂનોમાં કોઈ દખલગીરી કરી નથી. એમની બાદશાહતના દુર્ગુણો એમની જગ્યાએ છે અને પોતાને સર્વેસર્વા માનનારા કોઈ પણ હકૂમત બધાને માટે બધી જ રીતે કૃપાળુ હોતી નથી.પરંતુ નીચોડરૂપે એમ કહી શકાય કે મોગલોની હકૂમત પોતાના દબદબા અને શાન શોકતની સાથે બિલકુલ યોગ્ય હતી. અને પોતાની ખૂબીઓને કારણે જ એ હકૂમતો લાંબી મુદ્દતો સુધી ટકી રહી.

મોગલવંશમાં છ બાદશાહ એવાં થયાં છે કે જેમનું જીવન ખૂબ જ બુલંદ દરજજાની ખૂબીઓથી ભરપૂર હતું. સામાય રીતે એ હકૂમતોમાં રહેમદિલી અને નમ્રતા હતી. એમણે કયારેય પોતાના લશ્કરોનો ઉપયોગ રૈયતની ખુશહાલી અને ભલાઈથી બેપરવા થઈને રૈયતના નુકશાન માટે નથી કર્યો.

એ બાદશાહો કયારેય લોકોના જીવનની ખાનગી બાબતોમાં માથું મારતા નહી. રાજયના કાયદાકાનૂનોથી કયારેય પણ લોકોના રીતરીવાજોનું ઉલંઘન કરતા ન હતા. આમ ઉપરથી જોઈએ તો મોગલોની હકૂમતો સ્વાભીમાની જરૂર હતી પરંતુ હકીકતમાં રૈયતને માટે ખૂબ જ લાભદાયી હતી.

## રાજયનું શાંત વાતાવરણ

આખા મુલકમાં એક એવા પ્રકારનો દબદબો છવાયેલો હતો કે દૂરદૂરના પ્રદેશોના હાકેમો પણ એ બાદશાહોની સામે માથું ઉંચકી શકતા નહી.એવી હિંમત ભાગ્યે જ કોઈ કરતું.મોગલોના સમયમાં જયારે કોઈક જગ્યાએ અશાંતિ ઉભી થતી તો તેને તરત જ સખ્તાઈથી દાબી દેવામાં આવતી.એ સમયના બાદશાહોએ પોતાના રાજયમાં સુલેહ અને શાંતિનું વાતાવરણ કાયમ કરીને રાજયને કમજોર હકૂમત અને ગેરવ્યવસ્થાની બદીઓથી સલામત રાખ્યું. એમને સત્તાની અને રાજગાદીની ભૂખ જરૂર હતી પરંતુ એની સાથે સાથે તેઓ રૈયતની ખુશહાલી અને પ્રગતિ માટે પણ હરહંમેશ કોશિશો કરતા રહેતા. જો દરબારના અમીર ઉમરાવોને ખુશ થઈને બાદશાહ તરફથી બઢતી આપવામાં આવતી તો સામાન્યમાં સામાન્ય દરજજાના માણસોને પણ બાદશાહની મહેરબાનીઓ મળી રહેતી અને તેઓ આનંદથી જીવતા.

## ખેડૂતોનું રક્ષણ

હકૂમત તરફથી ખેતીના વિકાસ માટે ખૂબ કોશિશો કરવામાં આવતી. ખેતીની સમૃધ્ધી ઉપર ખાસ દેખરેખ રાખવામાં આવતી.રાજયની આવકનો મોટો હિસ્સો ખેતીની પેદાશોથી મળતો હતો. એટલે જ ખેડૂતોની ખુશહાલી અને પ્રગતિનું ખૂબ ધ્યાન રાખવામાં આવતું હતું. જયારે કોઈ જગ્યાએથી લશ્કર પસાર થતું તો ત્યાંના લોકોની સલામતીની પૂરેપૂરી વ્યવસ્થા કરવામાં આવતી હતી.

અબ્દુલ હમીદ લાહોરી કહે છે કે : શાહજહાં ઈ.સ. ૧૬૩૩ માં લાહોર જઈ રહયો હતો. તો તેણે અધિકારીઓને હુકમ આપ્યો હતો કે તેઓ તીરંદાજોને લઈને રસ્તાની એક બાજુનું રક્ષણ કરે અને મીર આતિશને રસ્તાની બીજી બાજુનું બંદૂકધારીઓથી રક્ષણ કરવાનો હુકમ આપ્યો હતો. જેથી શાહી લશ્કર ખેતીની પેદાશોને નુકશાન પહોંચાડી શકે નહીં. આમ છતાં પણએમ લાગતું કે ઉપરોકત વ્યવસ્થા કરવા છતાં પણ ખેતરના પાકોને કંઈને કંઈ નુકશાન જરૂર થશે એટલે પહેલાંથી જ પહેરેગીર મુશર્રફ અને અમીનને ગોઠવી દેવામાં આવ્યા હતા કે જેથી ખેડૂતો અને જાગીરદારોને થયેલ નુકશાનનું વળતર ચુકવી દેવામાં

આવે. એક વખતે શાહી લશ્કર ઈ.સ. ૧૬૪૯ માં કંધહાર તરફ જઈ રહયું હતું તે સમયે ગઝનીમાં આવેલ ખેતરોના પાકને ભારે નુકશાન પહોંચ્યું. એટલે ત્યાંના ખેડૂતોને નુકશાન બદલ ખાસ હુકમથી બે હજાર અશરફીઓ આપવામાં આવેલ. દરેક મોગલ બાદશાહ ખેડૂતો સાથે ભારે હમદર્દી ભર્યુ વર્તન કરતો હતો. કારણ કે ખેડૂતો ઉપર જ રાજયની અસલ આવકનો દારોમદાર હતો.

## સાહિત્ય અને શિક્ષણના વિકાસ માટે મદદ

રાજયમાં મોટા મોટા ગ્રંથાલયો હતા. જયારે બાબરના લશ્કરોએ લાહોરની પાસે કિલ્લામાં દાખલ થઈને એ ગ્રંથાલયો લૂંટવાનું શરૂ કરી દીધું તો બાબરે ત્યાંના ગ્રંથાલયને સહીસલામત બચાવી લીધો.એ ગ્રંથાલયને સાહિત્યપ્રેમી સજજન ગાઝીખાને વસાવ્યું હતું. રાજયમાં જુદી જુદી કલાઓના જાણકારો, શાયરો અને વિદ્વાનોની બહોળી સંખ્યા એ વાતનો પુરાવો હતી કે મોગલ બાદશાહો એ કલાઓ અને એના વિકાસ માટે કયારેય બેધ્યાન નથી રહયા.

જયારે જયારે પણ એમને યુધ્ધના મેદાનોમાંથી ફુરસદનો સમય મળી જતો ત્યારે તેઓ તરત જ રૈયતની હાલતની સુધારણાના અને એમની સુખ શાંતિના કામોમાં લાગી જતા. એ બાદશાહોની આવક પુષ્કળ પ્રમાણમાં હતી. પરંતુ જે નાણાં બાદશાહના હાથમાં આવતાં એને જુદી જુદી રીતે ફરીથી રૈયતના હાથમાં પહોંચાડી દેવામાં આવતાં.

## અદલ ઈન્સાફ

મોગલ બાદશાહો ઈન્સાફને પોતાની એક પવિત્ર ફરજ માનતા હતા. એ સમયમાં એક મામૂલી માણસને પણ એવો અધિકાર આપવામાં આવ્યો હતો કે તે સીધે સીધો જ બાદશાહ પાસે પહોંચીને ઈન્સાફ મેળવી શકતો. જો કે એવું ઓછું બનતું હતું. પરંતુ લોકોને આપેલ એ અધિકારથી અન્યાય અને ગેરઈન્સાફી ઉપર લગામ રહેતી હતી. કેટલીક વાર એ અધિકાર રૈયતને માટે મોટી રાહત સમાન બની રહેતો હતો.

## મઝહબી સદભાવ

અદલ ઈન્સાફની સુંદર વ્યવસ્થા અને મઝહબી સદભાવને કારણે લોકો હંમેશાં સુખશાંતિથી જીવી શકયા. ઈસ્લામી હકૂમતોમાં રાજકારણ અને મઝહબનો ગાઢ સંબંધ રહેલો છે. પરંતુ મોગલોની સૌની સાથે સરખી ભાવનાથી કોઈ ખતરો ઉભો થયો નહીં અને કોઈ પણ સમયે એવી કોશિશો

કરવામાં આવી નહી કે બાદશાહોના મઝહબને એમના તાબામાં રહેલ લોકો ઉપર લાદી દેવામાં આવે. ત્યાં સુધી કે મઝહબના ચૂસ્ત બાદશાહ ગણાવનાર ઔરંગઝેબે પણ રાજયની નોકરીઓ માટે ઈસ્લામ ધર્મી હોવાની શરત રાખી ન હતી. મોગલોના સમયમાં **Five miles Act** અથવા **Corporation Act** જેવી કોઈ મિસાલ મળતી નથી. લોકોની મરજી વિરુધ્ધનો **Act of Uniforty** જેવો કોઈ કાયદો ઘડવામાં આવ્યો ન હતો.

એલિઝાબેથના સમયમાં એક એવો કાયદો હતો કે જેના વડે બળજબરીથી બંદગી કરાવવામાં આવતી હતી. મોગલોના સમયમાં આવા પ્રકારની કોઈ બળજબરી કરવામાં આવી નહીં.

**Bortho Landas Salary** જેવી કત્લેઆમથી મોગલોનો ઈતિહાસ કયારેય કલંકિત થયો નથી. ધાર્મિક યુધ્ધોથી થયેલ ખૂનખરાબીઓથી યુરોપનો ઈતિહાસ ખરડાયેલો છે. પરંતુ મોગલોના સમયમાં એવા ધાર્મિક યુધ્ધનો કોઈ દાખલો મળતો નથી. બાદશાહને ઈસ્લામ મઝહબનો રક્ષક અને પહેરેગીર જરૂર માનવામાં આવતો પરંતુ એણે કયારેય પોતાની હિંદુ પ્રજાઓ ઉપર ઈસ્લામ ધર્મના કાયદા કાનૂનો પાળવાનો દબાવ નાખ્યો નથી. બાબરથી લઈને ઔરંગઝેબ સુધીનો મોગલોનો ઈતિહાસ સંકુચિત દૃષ્ટિ અને સાંપ્રદાયિક કડવાશોથી મોટે ભાગે સ્વચ્છ રહ્યો છે.

## રૈયત તરફની હમદર્દી

મોંગલો તરફથી સમય સમય પર જે એલાનો થતાં રહેતાં હતાં એનાથી એમની રૈયત તરફની હમદર્દી અને કદરદાની જોવા મળે છે. અકબર હંમેશાં કહેતો કે જુલ્મ દરેક માણસ માટે ધિક્કારવા પાત્ર છે અને બાદશાહને માટે તો જુલ્મી વર્તન કોઈ પણ રીતે વ્યાજબી નથી. કારણ કે રૈયતનું રક્ષણ કરવાની એની તો ફરજ છે.

શાહજહાંએ ગાદી છોડી એની બાદ ઔરંગઝેબે એક વખતે એને પત્રમાં લખ્યું હતું કે અલ્લાહતઆલા એને જ કંઈક નવાજેશ ફરમાવે છે જેનામાં રૈયતની હાલત સુધારવાની અને તેનું રક્ષણ કરવાની આવડત હોય છે. બાદશાહતનો અર્થ લોકોની દેખરેખ રાખવાનો છે નહીં કે પોતાની જાતનું જ ભલું કરવું અને ઐશ વૈભવ તથા ઐયાશીમાં ડૂબેલા રહેવું.

મોગલો પોતે જે કહેતા હતા એનો પૂરાવો એનું આચરણ કરીને આપતા હતા. એમના રાજયનો વહીવટ માત્ર અડગ અને શક્તિશાળી જ નહી બલ્કે રૈયતને

માટે લાભદાયક પણ હતો. સ્થિર અને અડગ હકૂમત અને બાદશાહની વિશાળ સત્તા લોકોને ખૂબ જ લાભ પહોંચાડનારી હતી. એને કારણે જ લાંબા સમય સુધી રાજયમાં સુલેહ શાંતિ અને આર્થિક ખુશહાલીનું વાતાવરણ રહયું. મોગલોની રાજય વહીવટ ચલાવવાની રીતભાત જો કે જોહુકમી અને આપખુદી ભરેલી હતી પરંતુ એ સમય માટે એ વાતાવરણમાં એજ રાજવ્યવસ્થા બરાબર હતી.

હકૂમતને માટે લોકોના પસંદ કરીને મોકલેલ જૂથને ઉપયોગી ગણવામાં આવતું હતું. લોકોને એ વ્યવસ્થાથી સંતોષ હતો. હકૂમતનો આધાર આમ તો લશ્કરી તાકાત ઉપર હતો પરંતુ હકીકતમાં એ રૈયતને માટે લાભદાયી હતો. લોકોની તમામ પુરાણી વસ્તુઓને જેમની તેમ સાચવીને રાખવામાં આવી હતી. એમના પુરાણા રીતરીવાજોને એ જ રીતે કાયમ રાખવામાં આવ્યાં જેનાથી રાજયની પ્રગતિ થતી રહી. અને ગેરકાનૂની વાતાવરણ ઉભું ન થયું. લોકોની સુખશાંતિ અને ખુશહાલી ઉપર ખૂબ ધ્યાન આપવામાં આવ્યું. મોગલોની વ્યકિતગત રહેણીકરણી અને રીતભાતમાં ગંભીરતા અને બાહોશી હતી. એટલે જ તેઓ સફળ રહ્યા. મોગલોએ પોતાના રાજયમાં ભાંગફોડ કે અશાંતિ ફેલાવનાર તત્વોને ફાલવા ફૂલવા દીધા નહીં. કાયદા કાનૂનની સ્થિતિ ગમે તેવા સંજોગોમાં પણ બરાબર જાળવી રાખી. જો કે મોટેભાગે બાદશાહની ઈચ્છાઓનું નામ જ " કાયદા કાનૂન " હતું. પરંતુ લોકોએ એ સમયના વાતાવરણ પ્રમાણે એ જ વ્યવસ્થાને કબૂલ રાખી હતી. જે એમને માટે સંતોષજનક બાબત હતી. એટલે જ એમ કહેવું બધી જ રીતે યોગ્ય છે કે આપખુદશાહીમાં ડૂબેલા હોવા છતાં એ સમયના બાદશાહો ભારે બુધ્ધિશાળી, કાબેલ અને રૈયતનું ભલું ચાહનારા હતા.

## ડોકટર પી. સરણની નજરે મોગલ હકૂમત

બનારસ હિંદુ યુનિ. ના ભુતપૂર્વ પ્રોફેસર ડો. પી. સરણ એમ.એ.પી.એચ.ડી. એ પોતાના જાણીતા પુસ્તક " ધી પોદન્શલ ગર્વમેન્ટ ઓફ ધી મોગલ્ઝ " માં મોગલોના ઈન્સાફ અને લશ્કરી વ્યવસ્થા વિશે વિસ્તારથી લખ્યું છે. એમાંથી કેટલાક અંશો અહીં રજુ કરવામાં આવે છે.

## મોગલ બાદશાહોની ઈન્સાફ પસંદી

મોગલ બાદશાહોએ પોતાની ન્યાય વ્યવસ્થાથી લોકોને સંપૂર્ણ સંતોષ આપ્યો હતો. તેઓ દીવાને આમમાં લોકોની ફરિયાદો સાંભળતા અને ન્યાય

આપવા માટે દરરોજ દરબાર ભારવામાં આવતો. ન્યાય મેળવવાનું એટલું સહેલું હતું કે સામાન્યમાં સામાન્ય માણસ પણ સીધો જ બાદશાહની પાસે પહોંચી શકતો હતો. જે પણ ચાહતો તે દરબારમાં હાજર થઈ પોતાની ફરિયાદ રજૂ કરી શકતો. દરબારના હોદ્દેદારો તેને લઈને બાદશાહની સામે રજૂ કરી દેતા.બાદશાહ એની ફરિયાદ વંચાવી સાંભળતો. ફરિયાદીને પૂછપૂરછ કરતો. પછી યોગ્ય કાર્યવાહી કરવા માટે પોતાનો ફેંસલો સંભળાવી દેતો.અબુલ ફઝલ કહે છે કે " અકબરે દરરોજ દોઢ કલાક જેટલો સમય ન્યાય આપવા માટે નક્કી કરી રાખ્યો હતો. જહાંગીર એનાથી પણ સખત હતો. એ દરરોજ બે કલાક સુધી લોકોની ફરિયાદો સાંભળતો હતો. એણે તો પોતાના મહેલની બહાર એક મોટી સાંકળ પણ લટકાવી રાખી હતી. જેથી કોઈ પણ માણસ કોઈની રોકટોક વગર સીધો જ સાંકળ ખેંચીને બાદશાહને ફરિયાદ કરી શકે. આવી ન્યાય પધ્ધતિ એના શુધ્ધ આચરણ અને સ્વચ્છ મનનો પુરાવો હતી.

એ જયારે પોતાની હકૂમતની તેરમી વર્ષગાંઠે અમદાવાદ ગયો. ત્યારે એ વાતની ખાસ તકેદારી રાખવામાં આવી કે શાહી લશ્કરનો કોઈ પણ સિપાહી ત્યાંના લોકો ઉપર કોઈ પણ પ્રકારનો જુલમ કરે નહી. એટલે જ જહાંગીર દરરોજ ત્રણ કલાક ઝરૂખામાં બેસીને અન્યાયનો ભોગ બનેલ લોકોની ફરિયાદો સાંભળતો અને જુલમ કરનારાઓને સજા આપતો.જહાંગીર અમદાવાદમાં બીમાર પડી ગયો હતો. પરંતુ બીમારીની હાલતમાં પણ એણે ઝરૂખામાં બેસવાનું બંધ કર્યું નહી. દુઃખી લોકોને ન્યાય આપવાની બાબતમાં એ શારીરિક આરામને હરામ માનતો હતો.

ખાસ અગત્યના મુકદમાઓ સાંભળવા માટે અઠવાડિયામાં એક દિવસ નક્કી કરવામાં આવ્યો હતો. અકબર એવા ખાસ મુકદ્દમા ગુરૂવારના દિવસે, જહાંગીર મંગળવારે અને શાહજહાં બુધવારે સાંભળતો હતો. એ અદાલત દીવાને ખાસમાં ભરવામાં અવતી હતી. અને એમાં અદાલતના કામકાજમાં રોકાયેલા કાનૂનના નિષ્ણાતો,મઝહબી વિદ્વાનો અને કેટલાક ઉમરાવોને જ પ્રવેશ આપવામાં આવતો.

'બરનીઝે' પણ મોગલોના ઈન્સાફની પ્રશંસા કરી છે. જયારે મોગલ બાદશાહ પ્રવાસમાં કે કોઈ ખાસ જરૂરી કામમાં રોકાયેલા રહેતા હતા ત્યારે એવા સમયે પણ એમની અદાલતનું કામ બરાબર ચાલુ રાખવામાં આવતું.

જયારે એમનું લશ્કર કૂચ કરતું ત્યારે એ વાતનું ખાસ ધ્યાન રાખવામાં

આવતું કે કોઈ ખેડૂતના પાકોનું નુકશાન ન થાય. શાહજહાં શાહી લશ્કરની કૂચના સમયે ખેડુતોના પાકનું રક્ષણ કરવા માટે ખાસ હોદ્દેદારોની નિમણુંક કરી નાખતો. અને છતાં પણ જો કોઈની ખેતીને નુકશાન પહોંચતું તો એની સુનાવણી માટે એક ખાસ અદાલતની રચના કરવામાં આવતી.

## પંચાયતની વ્યવસ્થા

ન્યાયતંત્રની જે વ્યવસ્થા હતી અને એને માટે જે સગવડો આપવામાં આવતી હતી. એને કારણે ફરિયાદોનો ભરાવો થતો નહી. ભરાવો ન થવાનું એક બીજું ખાસ કારણ એ પણ હતું કે ગામડાઓમાં પંચાયતની કામગીરી ચાલુ રાખવામાં આવી હતી. બ્રિટીશ હકૂમતના અફસરોએ પણ એ વાતની શાહેદી આપી છે કે ગામડાઓમાં ઓગણીસમી સદી ઈસવી સુધી પંચાયતી અદાલતો બરાબર કામગીરી કરતી રહી.

નાના નાના કજીયાઓનું કામ પંચાયતી અદાલતોમાં જ આટોપી લેવામાં આવતું હતું. એટલે જ આજના સમયમાં અદાલતોમાં કેશોનો જે જંગી અંબાર ખડકાયેલો જોવા મળે છે એવું મોગલોના સમય ન હતો. ગામડાઓની પંચાયતોમાં ખૂબ જ પ્રામાણિકતાથી અને કોઈપણ જાતની તરફેણ કર્યા વગર ફરિયાદોનો નિકાલ તરત જ કરવામાં આવતો હતો. એટલે જ ફરિયાદીઓને નાહકના ખોટા ખર્ચાઓમાં ઉતરવું પડતું નહી. વળી એમને એ વાતનો પણ પૂરેપૂરો અધિકાર આપવામાં આવ્યો હતો કે તેઓ પોતાના મુકદદમાઓની અપીલ ઉપલી અદાલતોમાં કરી શકે. કેશોની સંખ્યા ઓછી હોવાનું બીજું કારણ એ હતું કે એનો નિકાલ ઝડપીમાં ઝડપી રીતે કરી દેવામાં આવતો હતો.

## મોગલોની ન્યાય પધ્ધતિના ઉત્તમ નમૂના

મોગલ બાદશાહો લોકોની ફરિયાદોને પૂરેપૂરી પ્રામાણિકતાથી ચુકાદો આપવામાં ખૂબ ચોકકસ હતા. જો ગુનેગાર દરબારનો કોઈ મોટો હોદ્દેદાર અથવા ખુદ બાદશાહનો સગોસંબંધી પણ હોય તો પણ એને સખતમાં સખત સજા કરવામાં જરા પણ ઢીલાશ કરવામાં આવતી નહીં.અને કોઈના પણ દબદબા અને પ્રભાવ કે માન મોભાને ન્યાયની આડે આવવા દેવામાં આવતા નહી. દરેક દરેક બાબતમાં હકૂમતની ઈજ્જત આબરૂનો ખૂબ ખ્યાલ રાખવામાં આવતો હતો. મોગલ બાદશાહો તમામ લોકોનો વિશ્વાસ મેળવીને પોતાની આબરૂ જાળવી રાખવાનું પસંદ કરતા હતા. તેઓ ખોટા રૂવાબ દેખાડવાના આદિ ન હતા.

એમને જયારે કોઈ હોદ્દેદાર સત્તાધીશે ગેરઈન્સાફ કર્યાની ખબર મળતી તો એને સખતમાં સખત સજા કરવામાં જરા પણ વાર કરવામાં આવતી નહીં. આ બાબતમાં તમામ મોગલ બાદશાહોની એક જ પરંપરા રહી. પાદરી મોન્સરેટે અકબરની હકૂમત વિશે લખ્યું છે કે જયારે કોઈ હોદ્દેદાર કોઈ પણ અપરાધ અથવા ગેરવર્તણુંક કરતો તો એની ઊંડાણથી પૂછપરછ કરવામાં આવતી. જે બાબતમાં રૈયતના વિશ્વાસને નુકશાન પહોંચતું જણાતું એવા અપરાધની સજા કરવામાં જરા પણ છૂટછાટ આપવામાં આવતી નહી. એટલે જ તમામ સત્તાધીશો બાદશાહની કડકાઈથી ડરતા હતા. અને એના હુકમોનું પાલન પૂરેપૂરી પ્રામાણિકતાથી કરતા હતા. બાદશાહ ન્યાય અને લોકોના અધિકારોનો પૂરેપૂરો આદર કરતો હતો. જો કે જહાંગીર અને શાહજહાંએ હકૂમત ચલાવવાની બાબતમાં અકબર જેટલી ચોકસાઈ બતાવી નહી. પરંતુ ન્યાયની બાબતમાં કોઈ પણ જાતની ખામી રાખી નથી. એમાં કોઈ શંકા નથી કે સારામાં સારી હકૂમતમાં પણ અન્યાય અને વહીવટની ખામીઓના દાખલા મળી આવે છે. કોઈપણ હકૂમત બૂરાઈઓનો સંપૂર્ણ નાશ કરી શકતી નથી. પરંતુ મોગલોના સમયમાં જયારે હકૂમતમાં થોડી ઘણી પણ ગેરવ્યવસ્થા થઈ જતી એવા સમયે પણ રૈયતની ભલાઈ અને સલામતીનું પૂરેપૂરુ ધ્યાન રાખવામાં આવ્યું. એ વાતની શાહેદીઓ દેશવિદેશના લેખકોની કલમોમાંથી મળી રહે છે.

ઈ.સ.૧૫૮૪ માં હાજી ઈબ્રાહીમ સરહિંદી ગુજરાતનો હાકેમ અને કાઝી હતો. અમદાવાદના લોકોએ એની વિરૂધ્ધમાં બાદશાહને અરજ કરી મુલ્લા અબ્દુલ કાદર બદાયૂની જણાવે છે કે હાજી ઈબ્રાહીમ લાંચ લેતો હતો. જયારે એ વાતની ઉંડી તપાસ કરવામાં આવી અને એનો ગુનો સાબીત થઈ ગયો તો એને એના હોદ્દા ઉપરથી બરતરફ કરવાની સાથે સાથે રણથંભોરના કિલ્લામાં કેદ પણ કરી લેવામાં આવ્યો.

## કાનૂની કાર્યવાહી

બાદશાહની સામે જયારે કોઈ ફરિયાદ કરવામાં આવતી તો સૌપહેલા ફરિયાદીની અરજ વંચાવીને બાદશાહ સાંભળતો. પછી બંને પક્ષોને બોલાવીને એમની રજૂઆતો સાંભળતો. ફોજદારી કેશોમાં પણ કાઝી અને સુબાનો હાકેમ પણ એજ નિયમ મુજબ ચાલતા. દિવાની કેશોમાં લેખિત પુરાવાઓ માટે કાગળો

રજૂ કરવામાં આવતા. જેને ખૂબ જરૂરી ગણવામાં આવતાં. સાક્ષી આપવાની અને લેવાની જુદી જુદી ચોકકસ રીતરસમો હતી. કાં તો સાક્ષીઓને પોતાને અદાલતમાં હાજર કરવામાં આવતા.અથવા તો લેખિત કાગળોથી પૂરાવાઓ મેળવવામાં આવતાં. જો સાક્ષી આપનાર ઈસાઈ હોય તો તે એનું ધર્મ પુસ્તક 'ઈનજીલ 'હાથમાં લઈને સોગંદ લેતો. મુસલમાનના હાથોમાં પવિત્ર કુરઆન આપવામાં આવતું અને હિંદુઓ ગાય ઉપર હાથ રાખીને સોગંદ લઈ સાક્ષી આપતાં. અકબરે ફરિયાદોની ઊંડી તપાસ માટે કેટલાંક નિયમો નકકી કર્યા હતા. જે નિયમોને એના વારસદારો પણ પાળતા રહ્યા. ન્યાયતંત્રના હોદ્દેદારોને ખાસ તાકીદ કરવામાં આવી હતી કે તેઓ સાક્ષીઓ અને રજુઆતો ઉપર સંપૂર્ણ રીતે વિશ્વાસ ન મૂકી દે.બલ્કે પોતાની ખુદની અકકલ હોંશિયારીનો પણ ઉપયોગ કરે. જો તેમને સત્યને બહાર લાવવા માટે કોઈ બીજો યોગ્ય માર્ગ દેખાતો હોય તો એ માર્ગે ચાલવાની પણ છૂટ આપવામાં આવી હતી.

મોગલોની હકૂમતની સમગ્ર વ્યવસ્થાનો ઊંડાણથી અભ્યાસ કરવામાં આવે તો એ સત્ય તરત જ સમજાઈ જશે કે એ સમયમાં હિન્દુસ્તાનની હકૂમત બીજી શાનદાર હકૂમતોમાંથી એક હતી. અને એ સમયની તમામ હકૂમતોમો મોગલોની હકૂમત જેટલી વિશાળ અને મજબૂત બીજી કોઈ હકૂમત હતી નહી. એ હકૂમતના કારનામાઓ માત્ર સાહિત્ય,કલા કે હુન્નરો સુધી જ મર્યાદિત ન હતા. બલ્કે એ હકૂમતોએ મોટી મોટી રાજકીય હસ્તીઓની ભેટ આપી છે. હિંદુઓ અને મુસલમાનોમાં એકતા સ્થાપીત કરી છે. આમ મોગલોની હકૂમતનું વાતાવરણ એવું હતું જેની ઉપર ગર્વ અને ગૌરવ લઈ શકાય તેમ છે.

અઢારમી સદી ઈસવીમાં સર જોન શોર નામે બહુ મોટો અંગ્રેજ વિદ્વાન થઈ ગયો. જેને હકૂમતોના કારભાર અને વહીવટીય બાબતોનું જ્ઞાન હતું એનું કહેવું છે કે જયારે ઈસ્ટ ઈન્ડીઆ કંપની સત્તા ઉપર આવી ત્યારે જે પ્રકારની રાજકીય આબોહવા હતી એના ઉપરથી જાણી શકાય છે કે મોગલોની હકૂમત સ્થિરતા,મજબૂતાઈ,કાબેલીયત,રૈયતની ભલાઈ અને બાદશાહોની દૂરંદેશીના મજબૂત પાયા ઉપર ટકેલી હતી. જેમાં જુદાજુદા ધર્મો અને જાતિના લોકોના અધિકારોનું પૂરેપૂરું રક્ષણ કરવામાં આવતું હતું.

મોગલોની રાજવહીવટ કરવાની વ્યવસ્થા એક બહુ મોટો રાજકીય પ્રયોગ હતો. જેની અસરો હાલની રાજય - વ્યવસ્થા ઉપર પણ પડેલી છે. એ સમયમાં જે રાજકીય પ્રયોગો કરવામાં આવ્યાં અને એમાં જે સફળતાઓ અને નિષ્ફળતાઓ

મળી એ આવનારી પેઢીઓ માટે પણ રાજકીય વારસો બની રહી.અને એનાથી સૌથી મોટો બોધ તો એ મળ્યો કે હકૂમત ફકત એ જ ટકી શકે છે જેને લોકોનો પ્રેમ અને વિશ્વાસ મળેલો હોય.અને એ બંને વસ્તુઓ ત્યારે જ મળી શકે છે કે જયારે રાજયમાં શાંતિ અને ખુશહાલીનું વાતાવરણ હોય.

અકબરે પોતાની કુનેહ અને દૂરંદેશીથી એ બધું કરી બતાવ્યું.પરંતુ જયારે એણે નકકી કરેલ નીતિનિયમ મુજબ અમલ કરવામાં આવ્યો નહી.ત્યારે હકૂમતનો પાયો હચમચવા લાગ્યો. એમાંથી એવો સાર નીકળે છે કે જે હકૂમતની સફળતા ફકત એના બાદશાહના જ સારા ગુણો અને જીવન પધ્ધતિ ઉપર ટકી હોય એની પ્રગતિ ઠોશ રીતે નથી થઈ શકતી. કારણ કે જયાં સુધી એ સારો હાકેમ છે ત્યાં સુધી જ તેની હકૂમતનું વાતાવરણ સારું રહી શકે છે. પરંતુ ખરાબ હાકેમના આવી જવાથી હકૂમતની બધી જ વ્યવસ્થા વેરવિખેર થઈ જાય છે.

મોગલ હકૂમત એ વાતનો જ નમૂનો છે. એ બાદશાહોએ જે રાજય વ્યવસ્થા ઉભી કરી હતી. તેનાથી લોકોને અનહદ લાભ થયો. લશ્કરના ત્રાસ અને પોલીસના જુલ્મોથી તેઓ સલામત રહ્યા. ચોર અને ડાકુઓથી પણ તેમનું ઓછામાં ઓછું નુકશાન થયું. અંદરો અંદર ઝઘડાઓ માટે પણ તેમને સંતોષકારક ન્યાય મળી રહે તો. ગામડાઓના મુખીઓ અને પંચાયતના હોદ્દેદારો એમના અધિકારોની પૂરેપૂરી દેખરેખ રાખતા હતાં. આજના સમયમાં જે રીતે ખેડૂતો હાલાકીઓ ભોગવી રહ્યા છે એવી હાલાકી મોગલ સલ્તનતના વહીવટમાં એમને ભોગવવી પડતી ન હતી.

## શાહ આલમ : બહાદુરશાહ પહેલો

બાદશાહ ઔરંગઝેબના અવસાન બાદ શાહઆલમ " બહાદુરશાહ પહેલો " નામ ધારણ કરીને ગાદીએ બેઠો. ઔરંગઝેબની આંખ મીંચાતાં હિન્દુસ્તાનના ઈતિહાસનો નકશો બદલાઈ ગયો. હિમાલયથી લઈને કન્યાકુમારી સુધી ફેલાયેલી વિશાળ હકૂમતને ટકાવી રાખવા માટે ઔરંગઝેબ જેવી હિંમત,બહાદુરી અને દિલોદિમાગ જોઈએ. પરંતુ ઔરંગઝેબની હકૂમત બદલાતાં જ સમય પણ બદલાઈ ગયો. અને ઈતિહાસ પણ બદલાઈ ગયો. " તખ્તે તાઉસ " રાજ સિંહાસન તો એજ હતું. પરંતુ તેની ઉપર બેસનારની જાહોજલાલી નાશ પામી હતી.મોગલ વંશનો દરબાર તો એ જ હતો.પરંતુ

તેની રોનક ખતમ થઈ ગઈ હતી. કાબેલ દરબારીઓ, વિદ્વાનો અને બુધ્ધિમાનો તો એ જ હતા. પરંતુ એમની ખૂબીઓ અને આવડતોનો લાભ ઉઠાવનાર કોઈ હતું નહી. દીવાને ખાસ ની ઈંટે ઈંટમાંથી નિરાશા અને હતાશા વરસવા લાગી હતી. દીવાને આમની દીવાલો ઉપર ઉદાસીઓ પથરાઈ ગઈ હતી. અને લાલ કિલ્લો માતમમાં ડૂબી ગયો હતો. કંઈ જ સમજાતું ન હતું કે એ બધી કુદરતની કરામતો હતી કે ઔરંગઝેબની ઔલાદે પેદા કરેલી મુસીબતો હતી ? મોગલ સલ્તનત બુલંદીઓની ચરમ સીમાએ પહોંચેલી હતી. એની પડતીને રોકવા માટે એક લોખંડી તાકાતની જરૂર હતી. કુદરત એનું કામ કરતી રહી અને તેમૂરવંશની મોગલ સલ્તનતનો એજ કરૂણ અંજામ થયો જે રોમ , બાબુલ અને નેનવાનો થયો હતો.

ઔરંગઝેબને એની હયાતીમાં જ આ ખરાબ દિવસોની ઝાંખી થઈ ગઈ હતી એટલે જ એ પોતાનો એક લાયક વારસદાર શોધવા માટે એટલો દુ:ખી અને બેચેન રહેતો હતો કે એટલો બેચેન કોઈ મોગલ બાદશાહ થયો ન હતો.

એ પોતાના સંતાનોને યુધ્ધના મેદાનમાં લડવાનો હુન્નર , દરબારમાં રાજકારભાર ચલાવવાનો હુન્નર અને લાલકિલ્લામાં વિદ્યા મેળવવાના હુન્નરની તાલીમ અપાવતો હતો. એટલું જ નહી એમને બેસવા ઉઠવા, રહેવા સેહવા અને બોલવા ચાલવાની રીતભાતો એ પોતે શીખવતો હતો. એની જ કોશિશોને કારણે એનો પુત્ર શાહઆલમ બહાદુરશાહ નાની વયે કુરાનેશરીફ મોંઢે યાદ કરી શકયો અને તેમાં કુરઆનના વાચનની સાચી તાલીમ પણ મેળવી શકયો અને તેમાં નિષ્ણાંત થઈ ગયો. ઉપરાંત બીજી અગત્યની મઝહબી કિતાબોનું જ્ઞાન પણ ઊંડાણથી મેળવી શક્યો. અને એ કિતાબોના અભ્યાસમાં લીન રહેવા લાગ્યો. (બઝમે તૈમૂરીયા જિલ્દ-૩ પાન - ૧૦૨ )

આમ રાજકારભાર ચલાવવાના ગુણો તો મૌજૂદ હતા અને મોગલ સલ્તનત બુલંદીઓની ટોચે ગઈ હતી. પરંતુ જાણે અલ્લાહ તરફથી જ એની પડતીનો ફેંસલો થઈ ચૂકયો હતો.એટલે રાજયમાં બગાવતો ઊભી કરીને ઉદેપૂર અને જોધપૂરના રાજાઓએ માથું ઊંચકયું. બીજી તરફ શીખોએ બગાવત કરી. એ બગાવતોને શમાવી દઈને સલ્તનતનું વાતાવરણ કંઈક ઠીક કરી લીધું હતું. પરંતુ હિજરી સન ૧૧૨૩ મુજબ ઈ.સ. ૧૭૧૨ માં બહાદુરશાહ પહેલો પાંચ વરસ રાજ કરીને અલ્લાહને પ્યારો થઈ ગયો.

## સુલતાન જહાંદાર શાહ

બહાદુરશાહના અવસાન બાદ મોગલ સલ્તનતની જાહોજલાલીનો સુરજ બહુ ઝડપથી આથમવા લાગ્યો. કાળા વાદળોમાંથી કયારેક આશાનું કરણ ઝબકી જતું પરંતુ એમાં પણ રોશનીને બદલે અંધારું જ દેખાતુ હતું.મોગલાઈ દરબારનો મહેકતો ગુલદસ્તો વેરવિખેર થઈ ગયો. એનો દબદબો અને શાનશૌકત છિન્ન ભિન્ન થઈ ગયા. બહારના પ્રદેશો જીતવાને બદલે અંદરો અંદરની લડાઈઓ શરૂ થઈ ગઈ હતી.એ ઘરેલું ઝઘડાઓના ખૂનખરાબાઓ શાંત પડયા અને સલ્તનતનું વાતાવરણ ઠેકાણે પણ પડયું. પરંતુ હવે એમાં ન તો પૂર્વજોના જેવો દબદબો હતો, ન તો એમના જેવા ગુણો હતા ન સંસ્કારો. બહાદૂર શાહ પછી જહાંદારશાહ ગાદીએ બેઠો. જો કે એની હકૂમતની મુદ્દત દસ મહિનાની જ હતી.પરંતુ એની અણઆવડતો અને ભૂલોએ દરબારની આબરૂ ઉપર એવો ડાઘ લગાવી દીધો કે ભવિષ્યમાં આવનાર તમામ મોગલ બાદશાહોની હકૂમત માત્ર બેઈજજતીનો અને બદનામીનો દસ્તાવેજ બનીને રહી ગઈ.

## સુલતાન ફર્રુખ સિયર

જહાંદારશાહ પછી ફર્રુખ સિયર બારહાના સૈયદોની મદદથી ગાદીએ બેઠો. પરંતુ દરબારની અંદરો અંદરની ખરાબીઓ અને છળકપટો એ બરબાદીની એવી આગ ફેલાવી દીધી કે સલ્તનત માત્ર રાખનો ઢેર બનીને રહી ગઈ. અને સુલતાન પણ સૈયદોને હાથે કતલ થયો.એણે સાત વરસ સુધી રાજ કર્યુ.

## સુલતાન મુહંમ્મદશાહ

મુહંમદશાહના સમયમાં સૈયદની કતલ બાદ અંદરોઅંદરની લડાઈઓ થોડાક સમય સુધી શાંત પડી. પરંતુ એ સમય દરમિયાન એવા સંજોગો પણ પેદા થઈ ગયા જે એક શાનદાર સલ્તનતનો વિનાશ કરવા માટે પૂરતા હતા. હવે દરબારમાં અકબરના દબદબાની જગ્યાએ શરાબની પ્યાલીઓ છલકતી હતી. શાહજહાંની શાન શૌકત અને માનમરતબાની જગ્યાએ હતાશા અને નિરાશા છવાયેલી હતી. અને ઔરંગઝેબના બુલંદ રૂઆબને બદલે લાચારી અને બેબસીની આઘાતજનક તસ્વીરો હતી.

એ સમયનો બાદશાહ અમીર ઉમરાવ અને દરબારીઓનો ગુલામ બની ગયો હતો. ગરજવાન અને સ્વાર્થી દરબારીઓની ન તો દાન તો ચોકખી રહી હતી ન તો એમના કોઈ ઉચ્ચ ઉદ્દેશો બાકી રહયા હતાં. બાકી રહી ગયેલ

બરબાદી નાદીરખાનની કત્લેઆમે, મરાઠાઓના હુમલાઓએ અને રોહિલોની બંડખોરીઓએ પૂરી કરી નાખી.

તૈમૂરવંશની બુલંદ શાનશૌકતવાળી હકૂમતનો તખતો પલટવાની તૈયારી હતી. સદીઓ સુધી સિંચીને મઘમઘતો કરેલો બાગ હંમેશને માટે વેરાન થવાની તૈયારીમાં હતો. એક શાનદાર પરંપરા અને સંસ્કૃતિનો ગુલદસ્તો વેરવિખેર થવામાં હતો. સલ્તનતનો દબદબો અને હકૂમતની આન બાન ઓસરી ગયા. એટલું જ નહીં સુલતાનો પોતાની ભાષા પણ ગુમાવી ચૂકયા. દરબારમાં અને બજારોમાં ફારસીને બદલે હિન્દુસ્તાની ભાષાનો પ્રભાવ પથરાયેલો હતો. એક બાહોશ હાકેમ કોમના હાથમાં થી જયારે દોલત ગઈ, ઈજ્જત ગઈ અને ભાષા પણ ચાલી ગઈ તો પછી એનું પતન થવામાં કયાં વાર લાગવાની હતી!

આવા જ વાતાવરણમાં મુહંમદશાહ હિજરી સન ૧૧૬૧ મુજબ ઈ.સ. ૧૭૪૮ માં અવસાન પામ્યો અને એનો પુત્ર અહમદશાહ ગાદીએ બેઠો. પરંતુ હિજરી સન ૧૧૬૧ મુજબ ઈ.સ. ૧૭૫૩માં તેને ગાદીએથી ઉતારીને જેલમાં નાખી દીધો અને મોઅઝઝમશાહનો પૌત્ર આલમગીર બીજો ના નામે ગાદીએ બેઠો.

## સુલતાન આલમગીર બીજો

જયારે આલમગીર બીજો ગાદીએ બેઠો ત્યારે એના કબજામાં દોઆબા અને સતલજના કેટલાક જિલ્લાઓ રહી ગયા હતા. ગુજરાતને મરાઠાઓ પાયમાલ કરી રહ્યા હતા. બંગાળ, બિહાર અને ઓરીસ્સા અલીવર્દીખાનના વારસદારોના કબજામાં હતા. અવધમાં સફદરજંગનો ઝંડો લહેરાઈ રહયો હતો. રોહિલખંડ રોહિલોના કબજામાં હતું.પંજાબ અહમદશાહ દુર્રાનીને સોંપી દેવામાં આવ્યું હતું. દક્ષિણમાં નિઝામના સંતાનોનો અંદરો અંદર ઝઘડી રહ્યા હતા. એ ઉપરાંત યુરોપીયન શકિતઓ પણ જુદીજુદી યુકિતઓથી કદમ જમાવી રહી હતી. એવા વાતાવરણમાં આલમગીર બીજાને કતલ કરી દેવામાં આવ્યો. અને મરાઠાઓ પણ દિલ્હી ઉપર કબજો જમાવવામાં સફળ થઈ જશે તેવો ભય હતો પરંતુ અહમદશાહ અબ્દાલી પાછો હિન્દુસ્તાનમાં આવ્યો અને એણે પાણીપતના મેદાનમાં મરાઠાઓના ત્રણ લાખ સૈનિકોના લશ્કરનો મુકાબલો કર્યો. જેમાં બે લાખ મરાઠાઓની કતલ થઈ અને મરાઠાઓની કરોડરજજુ ભાંગી ગઈ. અહમદશાહ થોડાક દિવસ દિલ્હીમાં રહીને અને હકૂમતને શાહઆલમ બીજાને હવાલે કરીને પાછો ચાલ્યો ગયો.

## સુલતાન શાહઆલમ બીજો

આલમગીર બીજાની દર્દનાક કતલ બાદ શાહઆલમ બાદશાહ થયો. પહેલાં તે અંગ્રેજોની આર્થિક મદદ ઉપર ગુજારો કરવા લાગ્યો પછી મરાઠાઓને હાથે લાલ કિલ્લામાં - આબરૂદાર - કેદી બન્યો. અને ત્યારબાદ રોહિલા ગુલામ કાદિરના કરતૂતોથી તૈમૂરવંશના મોગલ સુલતાનનો જે દર્દનાક અંજામ આવ્યો એ કોઈ પણ સમજુ માણસને તડપાવી દેનારો છે.

જે ભવ્ય લાલ કિલ્લામાં વસનારા સુલતાનોના દબદબા અને પ્રભાવથી હજ્જારો માથા ભારે લોકો પણ ધ્રુજી ઉઠતા હતા.ખુદ એમના જ સંતાનો એક જાલિમ માણસના પાશવી પંજાઓમાં કેદ થઈ ગયા હતા. જેમના રૂઆબ અને દબદબાની સામે મોટામોટા શૂરવીરો અને વૈભવશાળી લોકો માથું નમાવીને ચાલતા હતા એવા સુલતાનોનું સંતાન એક જાલિમ અને કપટી બંડખોરની સામે માથું નમાવીને ઉભું હતું. જેના ભયથી ગમે તેવા ચમરબંદીઓ આંખ ઉંચી કરવાની પણ હિંમત ન હોતા કરી શકતા એમનો જ એક શાહજાદો એના જ મહેલમાં લાચાર થઈને મડદાની જેમ પડયો હતો. અને એની છાતી ઉપર એક કપટી, કાવત્રાખોર રોહિલો ઉભો હતો. ધન દોલતની શોધખોળ કરવા માટે શાહી ઓરડાઓની દિવાલોને ખંડિત કરવામાં આવી રહી હતી. જનાનખાનામાં રહેલ ફૂલ જેવી નાજુક બેગમોનાં ગાલ તમાચાઓ મારીમારીને લાલ કરવામાં આવી રહ્યાં હતાં. માસૂમ અને નિર્દોષ શાહજાદીઓની આંખોમાંથી લોહીના આંસુ વહી રહ્યાં હતા. વિલાપો,ચિત્કારો અને માતમના શોરબકોરથી લાલ કિલ્લાથી મજબૂત દિવાલો ગૂંજી રહી હતી. આવી દર્દનાક હાલતમાં એક જુલ્મી અને કપટી રોહિલાએ જુલમની હદાવી દઈને

" નિકાલી શાહે તૈમૂરી કી આંખેં, નોકે ખંજર સે " (ઈકબાલ)

આમ છતાં શાહ આલમને મોત ન આવ્યું. એને પાછો બાદશાહ બનાવવામાં આવ્યો. પરંતુ હવે એ બાદશાહ ન હતો. પણ લોકોને માટે બોધ લેવા જેવો એક બદનસીબ અભાગીયો હતો.

શાહઆલમ બાદ એનો પુત્ર અકબર બીજો અંગ્રેજોની આર્થિક મદદ ઉપર નભીને ગાદીએ બેઠો અને તેની બાદ તેનો પુત્ર અબુઝફર બહાદુરશાહ બીજો હિજરી સન ૧૨૫૩ મુજબ ઈ.સ. ૧૮૩૭ માં બાદશાહ બન્યો.

શાહ વલીઉલ્લાહ રહ.ની બરબાદ થઈ રહેલ મોગલ સલ્તનતને ફરીથી આબાદ કરવા માટેની - ઐતિહાસિક કોશિશો

મરાઠાઓની, જાટોની, શીખોની અને નાદિરશાહની લોહિયાળ બગાવતોના કાળજાં કંપાવી દેનારા અને દિલ્હીની ધરતીને ધ્રૂજાવી દેનારા, આફતોથી ભરપૂર વાતાવરણમાં પણ શાહ વલીઉલ્લાહ રહ. જરા પણ ડગ્યા કે ડર્યા વગર,હીંમતભેર લેખન,વાંચન,સંશોધન અને શિક્ષણના પવિત્ર કામમાં એવી મકકમતાથી ડૂબેલા હતા કે ભયંકર આંધીઓ પણ એમના પુસ્તકના એક અક્ષરને પણ હાની પહોંચાડી શકતી ન હતી.

શાહ વલીઉલ્લાહ રહ. ખોફનાક સ્થિતિમાં પણ આફતોથી ભરપૂર વાતાવરણને રાહતોમાં બદલી નાખવાના અને બરબાદીઓ તરફ જઈ રહેલ સમયની ધારાને આબાદીની દિશા તરફ લઈ જવાના અને મુલ્કમાં મુસલમાનોની નાશ પામેલી જાહોજલાલી તથા શાનશોકતને ફરીવાર પાછી લાવવાના અને એક બેદાર, ફરજનું પાલન કરનાર, સમયને ઓળખનાર, શરીઅતના હુકમોનું સખ્તીથી પાલન કરનાર રૈયતના જાનમાલ અને ઈજ્જત આબરૂનું રક્ષણ કરનાર, બગાવતો ફેલાવનાર શકિતઓનો ખાત્મો બોલાવનાર, બળવાન અને કાબેલ સલ્તનતની સ્થાપના કરવાની કોશિશોમાં પણ ડૂબેલા હતા. અને તે માટે તેઓ એક એવા બાહોશ, દૂરંદેશ અને બહાદૂર આગેવાનની ભૂમિકા અદા કરી રહયા હતા. જેને કોઈ મહાનમાં મહાન રાજકીય નેતા જ અદા કરી શકે.

જેમને પોતાના લેખન, વાંચન અને સંશોધનના કામોમાંથી ઘડીભરની પણ ફુરસદ મળતી ન હોય તેઓ શાહ સાહેબની મુલ્ક અને કૌમે પ્રત્યેની આબાદી, સ્થિરતા અને જાહોજલાલી માટેની ઐતિહાસિક કોશિશોને સમજવા માટે ડો. ઈકબાલના આ શેર ઉપર ચિંતન મનન કરી જુએ. જેમાં શાહ સાહેબની બેમિસાલ કોશિશોની આબેહૂબ છબી કંડારાયેલી છે.

હવા હૈ ગો તુન્દ - ઓ - તેઝ લેકિન
ચિરાગ અપના જલા રહા હૈ
વો મર્દે - દુરવેશ જિસકો હકને
દિયે હૈં અંદાઝે ખુસ્રવાના
( તારીખે દાવતે અઝીમત જિલ્દ - ૫ પાન - ૨૯૪ )

## શાહ વલી ઉલ્લા સાહેબનું ચિંતન - મનન

શાહ સાહેબ કે જેમણે પોતાની યુવાનીના શરૂઆતના સમયમાં ઔરંગઝેબ આલમગીર રહ. ની હકૂમતનો દબદબો અને તેની સલ્તનતની જાહોજલાલી

જોઈ હતી. અને દિલ્હીના પરિવારોના ઘરડા લોકો પાસેથી ભૂતકાળની કહાણીઓ સાંભળી હતી. એમની આંખોએ મહાન મોગલ હકૂમતની પડતીનો સમય અને ફર્રુખસિયર તેમજ મુહંમદશાહના સમયમાં ફેલાયેલ અંધાધૂંધીઓ, મુલ્કમાં ફેલાયેલ બદીઓ, અશાંતિઓ, રૈયતના તમામ વર્ગના લોકોનાં જાનમાલ અને ઈજ્જત આબરૂની અસલામતિ તેમજ નિર્દોષ લોકોની જાનહાનીઓનું લોહીયાળ વાતાવરણ, ઈસ્લામના પાક પવિત્ર બૂઝૂર્ગોની બેઈજ્જતી અને મુસલમાનો કે જેઓ છ સો વરસથી આ વિશાળ મુલક ઉપર હકૂમત કરતા હતા એમની લાચારીઓ, બેહાલીઓ, મજબૂરીઓ અને હાલાકીઓ જોઈ તો શાહ સાહેબનું દર્દ ભરપૂર દિલ લોહીનાં આસું વહાવવા લાગ્યું અને એ આંસુઓ એમણે એ સમયના મહાન અને વિશ્વાસુ માણસોને લખેલ પત્રોનાં દસ્તાવેજ બનીને રહી ગયાં. એનાં કેટલાંક અંશો અહીં રજુ કરવામાં આવે છે.

નવાબ નજીબુદ્દોલા ઉપર લખેલ એક પત્રમાં શાહ સાહેબ પોતાના દિલની વેદના આ રીતે ઠાલવે છે :- હિન્દુસ્તાનના મુસલમાનોએ દિલ્હીની બરબાદીનાં લોહિયાળ મંઝરો જોયાં છે અને બીજી પણ જુદી જુદી જગ્યાઓનાં આઘાતો સહન કર્યા છે." એમની હાલત દયાને પાત્ર થઈ ગઈ છે."

એક બીજા પત્રમાં નોંધે છે :- જો કુફ્રની તાકાત આજ રીતે વધતી રહી તો (અલ્લાહ ન કરે ) ઘણાં મુસલમાનો ઈસ્લામથી દૂર થઈ જશે. અને થોડાક સમય બાદ આ મુસલમાન કૌમ એક એવી કૌમ બની જશે કે જેની નજરમાં ઈસ્લામ અને બિનઈસ્લામમાં કોઈ તફાવત રહેશે નહીં.

વળી એક બીજા પત્રમાં ફરમાવે છે : - ચિંતાના સમંદરમાં ડૂબેલ ફકીર વલીઉલ્લાની તરફથી સલામ કબૂલ ફરમાવશો અને જાણશો કે મુસલમાનોની મદદ માટે અહીં સતત દુઆઓ કરવામાં આવી રહી છે અને અલ્લાહની તરફથી દુ:ખી દિલોની એ દુઆઓ કબૂલ થઈ રહેલ હોવાના અણસારો પણ મળી આવ્યાં છે. એવી આશા બંધાય છે કે અલ્લાહ તરફથી આપના મુબારક હાથે મઝહબી વાતાવરણ ફરીથી તૈયાર કરાવીને એની બરકતો બંને જહાંનમાં અતા ફરમાવશો.

શાહ સાહેબે અહમદશાહ અબ્દાલીને હિન્દુસ્તાનમાં બોલાવવા માટે નવાબ નજીબુદૌલાને ખાસ પત્રો લખ્યા અને નવાબ નજીબુદૌલા પાસે પણ અહમદશાહ અબ્દાલીને નામે પત્રો લખાવ્યાં અને તેમને અહમદશાહ અબ્દાલીને હિન્દુસ્તાન બોલાવવા માટે ખાસ વારંવાર તાકીદ ફરમાવી. શાહ

સાહબેના આઠ વરસ બાદ નવાબ નજીબુદ્દૌલાનું રજબ ૧૧૮૪ હિજરી મુજબ સ.ઈ. ૧૭૭૦ માં અવસાન થયું.

પ્રોફેસર ખલિક અહમદ નિઝામી નવાબ નજીબુદ્દૌલા વિશે નોંધે છે કે :- એના અદલ ઈન્સાફ અને રૈયત પ્રત્યેની સમાનભાવનાની એક ઘટના ઈતિહાસમાં હંમેશ માટે યાદગાર બની રહેશે કે જયારે તે મરણપથારીએ જીવનના છેલ્લા શ્વાસ લઈ રહ્યો હતો ત્યારે તેને પોતાના સિપાહીઓને (જે એ સમયે એની સાથે હાપૂળ મુકામે હતા અને ત્યારે ગઢનો મેળો થઈ રહ્યો હતો.) હુકમ આપ્યો કે " મેળામાં આવતા - જતા હિંદુ યાત્રિકોના જાનમાલનું પૂરેપૂરું રક્ષણ કરવામાં આવે."

( તારીખે દ અવતવ અઝમીયત જિલ્દ - ૫, પાન - ૨૯૪ )

શાહ સાહેબ રહ. એ અહમદશાહ અબ્દાલીને નજીબુદ્દૌલા તરફથી સીધો જ ભાર દઈને એક પત્ર લખ્યો. જે એમની રાજકીય સૂજબૂઝ, મઝહબી આસ્થા, ઉચ્ચ સંસ્કાર અને પ્રચંડ હિંમતની સાથે સાથે એમની વિદ્વાન કલમના કસબનો પૂરાવો આપે છે.એ પત્રમાં હિન્દુસ્તાનના તે સમયના વાતાવરણનું,તેની પુરાણી રાજયપધ્ધતિનું, તેમજ જુદા જુદા પ્રદેશોની રાજકીય સ્થિતિનું, મુલકની જુદી જુદી જાતિઓ અને જુદા જુદા ધર્મના લોકો વચ્ચે ચાલતા ઘર્ષણોનું,એમની તરફે મુસલમાન બાદશાહોએ કરેલ ભૂલો અને બેદરકારીનું, હિંદુ પ્રજાઓનું ધીરે ધીરે બળવાન થઈ જવાનું અને હકૂમતો ઉપર કબજો જમાવી દેવાનું, એ વિશે ખાસ કરીને મરાઠાઓ અને જાટોનું વર્ણન કરવામાં આવ્યું છે. ઉપરાંત એમની વધતી જતી રાજકીય તાકાત, તેમના વારંવારના હુમલાઓથી થયેલ મુસલમાનોની બેહાલી અને લાચારીઓનું વિગેરે બાબતોનું વિગતવાર અને અસરકારક ભાષામાં વર્ણન કરવામાં આવેલ છે.

અને એ બાહોશ તેમજ બહાદુર મુસલમાન બાદશાહને જે એ સમયમાં હિન્દુસ્તાનથી લઈને છેક ઈરાન સુધીની સૌથી મોટામાં મોટી લશ્કરી તાકાતનો માલિક હતો. તેને સમય અને સંજોગોનો હિંમતભેર મુકાબલો કરવા માટે અને મોગલ સલ્તનતને ફરીવાર પોતાના પગ ઉપર ઉભી કરવા માટે અને સલ્તનતની બાગડોર પોતાના હાથમાં લેવા માટે પુરજોશ અપીલ કરવામાં આવી હતી. અને એમાં સ્પષ્ટ શબ્દોમાં લખવામાં આવેલ કે :- આજના સમયમાં જે બધી જ રીતે રાજવહીવટ ઉપર દબદબો ધરાવતો હોય અને દુશ્મનોના લશ્કરને બહાદૂરીથી હરાવી શકતો હોય તેમજ દૂરંદેશી અને

હિંમતથી મેદાને જંગમાં પાણી બતાવી શકે તેવો બાદશાહ આપના સિવાય કોઈ મોજૂદ નથી.

આગળ લખે છે " અમો અલ્લાહના બંદાઓ હઝરત મુહંમદ સ.અ.વ. ને વસીલો બનાવીને પરવરદિગારના પાક નામથી આપને ગુજારિશ કરીએ છીએ કે :- આપની હિંમત અને બહાદૂરીને આ દિશામાં વાળીને દુશ્મનોથી મુકાબલો કરવા તૈયાર થઈ જાઓ. જેથી અલ્લાહના દરબારમાં બેશુમાર સવાબ (પુણ્ય) આપને નામે જમા થઈ જાય.અને અલ્લાહની રાહમાં, અલ્લાહને માટે જાન ખપાવનારાઓની યાદીમાં આપનું નામ લખાઈ જાય. દુનિયામાં અલ્લાહની બેશુમાર કૃપાઓથી આપ માલામાલ થાઓ અને કાફિરોના સકંજામાંથી મુસલમાનોને આઝાદ કરો."

આગળ જતાં એ મહાન ફિકરમંદ અને બુધ્ધિમાન રાહનુમા ફરમાવે છે :- " મરાઠા કૌમને હરાવવી બહુ સહેલું કામ છે. શરત માત્ર એટલી જ છે કે ઈસ્લામના બહાદૂર સિપાહીઓ એ માટે માથે કફન બાંધી તૈયાર થઈ જાય. હકીકતમાં મરાઠાઓ પોતે ઓછી સંખ્યામાં છે.પરંતુ એક મોટો વર્ગ એમની મદદમાં ભળેલો છે. જો એ વર્ગની એકાદ હરોળને પણ વેરવિખેર કરી દેવામાં આવે તો મરાઠાઓની પૂરી કૌમ વેરણછેરણ થઈ જશે. કારણ કે મરાઠાઓની પોતાની કૌમ શકિતશાળી નથી એટલે જે એ લોકો એવી રણનીતિ તૈયાર કરી રહ્યા છે કે એમની સાથે લશ્કરમાં કીડીઓ અને તીડોનાં ટોળાંની જેમ માણસોની ભરતી કરી દઈને લશ્કરને મોટું બનાવી દેવામાં આવે. બાકી યુધ્ધમાં બહાદૂરીથી લડવાની તાકાત અને હિંમત એમનામાં છે જ નહીં."

શાહ સાહેબ રહ. ની સલાહ મુજબ નજીબુદ્દૌલાએ અહમદ અબ્દાલીને જે પત્રો લખ્યા અને ત્યારબાદ શાહ સાહેબે પોતે પણ એક લાંબો કાગળ સીધોજ અહમદશાહ અબ્દાલીને લખ્યો અને એની અસર થયા વિના રહી નહીં. અહમદ શાહ અબ્દાલીએ હિજરી સન ૧૧૭૩ મુજબ ઈ.સ.૧૭૫૯માં મરાઠાઓની તાકાતને હણી નાખવા માટે હિન્દુસ્તાન જવાનો ઈરાદો કર્યો. એક આખું વરસ તો નાની લડાઈઓ અને ઝડપોમાં વીતી ગયું અને છેવટે હિજરી સન ૧૧૪૪ મુજબ ૧૪ જાન્યુઆરી ઈ.સ.૧૭૬૧ ના દિવસે પાણીપતના મેદાનમાં મરાઠાઓ અને અફઘાનો તેમજ હિન્દુસ્તાની ઈસ્લામી સંગઠીત લશ્કરની વચ્ચે આરપારનું એવું ઘમસાણ યુધ્ધ છેડાઈ ગયું કે જેણે હિન્દુસ્તાનના ભવિષ્યનો આખો ઈતિહાસ બદલી નાખ્યો. અને મરાઠાઓને હિન્દુસ્તાનના રચાઈ રહેલા નવા રાજકીય

નકશામાંથી દૂર હડસેલી દીધા. એ ઐતિહાસિક યુધ્ધનું ટૂંકમાં વર્ણન " તારીખે હિન્દુસ્તાન " ના લેખક મૌલવી ઝકાઉલ્લાહ સાહેબે આ પ્રમાણે કરેલ છે :-

" એ યુધ્ધથી ભારે ખાના ખરાબી અને ધમાસાણ મચી ગયું. પરંતુ હજુ સુધી પણ મરાઠાઓનું જીતનું પલ્લું ભારે હતું.અહમદશાહે પોતાના લશ્કરના ભાગેડૂ સિપાહીઓને ઘેરી લઈ કતલ કરી નાખવાનો હુકમ સંભળાવી દીધો અને સાફ શબ્દોમાં કહી દીધું કે " જે કોઈ મેદાન છોડીને ભાગશે એ માર્યો જશે. " આ હુકમ પછી તેણે પોતાના સિપાહીઓને આગળ ધપવાનો હુકમ આપ્યો. એક સિપાહીને પોતાની ડાબી બાજુએ લડી રહેલ દુશ્મનો ઉપર હુમલો કરવાનો હુકમ કર્યો.આ હુકમે બરાબરનુ ધાર્યુ નિશાન પાર પાડયું.પોતાના લશ્કરની વચ્ચોવચ્ચ ભાઉ અને વિશ્વાસ રાવ ઘોડેસવાર સિપાહીઓને દુશ્મનો સામે લડાવી રહ્યા હતા. ખંજરો અને તલવારોની રમઝટ જામેલી હતી. એવામાં એકાએક ખુદા જાણે શું થયું કે મરાઠાઓના લશ્કરે મેદાનમાંથી ભાગવાનું શરૂ કર્યુ. ભાગી રહેલ લશ્કરનો જોરશોરથી પંદર પંદર વીસ વીસ માઈલ સુધી પીછો કરવામાં આવ્યો. મરાઠા સૈનિકોનો મારી મારીને ઢગ ખડકી દેવામાં આવ્યો. વિશ્વાસ રાવ અને ભાઉ પણ યુધ્ધમાં ખપી ગયા.જી સિંધીયાને કોઈ દુર્રાનીએ સંતાડીને રાખેલો હતો એ પણ શોધખોળ કરતાં પકડાઈ ગયો અને માર્યો ગયો. ઈબ્રાહીમખાન ગારદી.પણ કેદ થઈ ગયો અને એક સપ્તાહ બાદ તેનું અવસાન થયું. શમશેર બહાદૂર પણ ભાગતાં ભાગતાં રસ્તામાં જ મોતની ગોદમાં પોઢી ગયો. મલ્હાર રાવ જીવ બચાવીને માળવા ભાગી છૂટયો.અપાજી સિંધીયા પણ લંગડો થઈને ત્યાં પહોંચી ગયો. એ બંને સરદારો સિવાય બીજો કોઈ પણ બળવાન સરૂદાર બચ્યો નહી. મરાઠાઓની આવી ભયંકર હાર કયારેય થઈ ન હતી. કે ન તો એમની ઉપર આવી ભારે આફતો ઉતરી હતી. આવી ભયંકર હારથી મરાઠાઓની આખી કૌમની હિંમત ભાંગીને ભૂકકો થઈ ગઈ.બધાનાં દીલ મરી ગયાં. બધાં ઉપર ભારે હતાશા અને ઘોર નિરાશા છવાઈ ગઈ.એવી હાલતમાં ભારે આઘાત પામીને બાલજી પણ થોડાક દિવસો બાદ મરણ પામ્યો.એણે જયારથી મરાઠાઓની ભયંકર હારની ખબર સાંભળી હતી ત્યારથી જ તેણે એક મંદિરમાં બેસીને સંસ્કૃત ભણાવવાનું શરૂ કરી દીધું હતું."

એક ઈતિહાસકારના કહેવા મુજબ મરાઠાઓની મહાન શકિત ધૂમાડાના ગોટાની જેમ હવામાં ઓગળી ગઈ. સર જદૂનાથ સરકારે લખ્યું છે કે : " મહારાષ્ટ્રમાં કોઈ ઘર એવું બચ્યું ન હતું કે જેમાં વિલાપ અને માતમની જાજમો

ન પથરાઈ ગઈ હોય. બહાદૂર સેનાપતિઓનો આખો વંશ યુધ્ધનાં એક જ ઝાટકાથી નામશેષ થઈ ગયો હતો.''

આ મહાન જીત બાદ અહમદશાહ પાણીપતથી દિલ્હી આવ્યો અને થોડાક દિવસો સુધી ત્યાં રોકાયો. તેણે હિન્દુસ્તાનના બાદશાહ તરીકે શાહજાદા આલીગૌહર એટલે કે શાહઆલમને નકકી કર્યો અને તેને સુજાઉદૌલાને વજીર તેમજ નજીબુદૌલાને ઉમરાવોનો સરદાર બનાવવાની ભલામણ કરી. શાહઆલમ એ સમયે દિલ્હીમાં ન હતો. એટલે એના પુત્ર જવાન બખ્તને દિલ્હીમાં બાદશાહનો નાયબ બનાવવામાં આવ્યો અને નજીબુદૌલાને દિલ્હીનો વહીટવદાર નકકી કરવામાં આવ્યો. તેમજ સુજાઉદૌલાને માન અકરામ આપીને અવધ અને અલાહાબાદના પ્રદેશોમાં મોકલી દેવામાં આવ્યો અને અહમદશાહ પોતે કંદહાર રવાના થઈ ગયો.

ખાલીક સાહેબ લખે છે કે :- ''મરાઠાઓ,જાટો અને શીખોની ચળવળોમાં એવી શકિત અને વિશાળતા ન હતી કે તેઓ હિન્દુસ્તાનની શાનશૌકત અને બુલંદીને સલામત રાખી શકે તેવી કોશિશો કરે.શાહ આલમ પોતાની હયાતીમાં જ અકબર,જહાંગીર,શાહજહાં અને ઔરંગઝેબના સમય જેવી જાહોજલાલી અને હિન્દુસ્તાનની સલ્તનતને ફરીવાર એના અસલ રૂપમાં જોવાની તમન્ના રાખતાં હતાં. અને એ પણ એવી રીતે કે આપખુદ શાહીને બદલે એ હકૂમત ઈન્સાફ ઉપર અડગ રહેનારી હોય.જો મોગલ સલ્તનતમાં થોડી ઘણી પણ સૂઝબૂજ અને શકિત બાકી રહી હોત તો પાણીપતના યુધ્ધના સારા પરિણામ માંથી બોધપાઠ લઈને હિન્દુસ્તાનમાં પોતાની હકૂમતના દબદબાને કેટલીક સદીઓ સુધી કાયમ રાખી શકી હોત. પાણીપતના યુધ્ધનો ખરેખરો ફાયદો તો પ્લાસીના વિજેતાઓએ ઉઠાવ્યો.''

શાહ આલમ પોતાની તંગનજર અને કાયરતાને કારણે એ સોનેરી તક ચૂકી ગયો અને બધી જ કોશિશો તેમજ પોતાની અમ્મા ઝીનત મહેલનો મમતાથી ભરપૂર પત્ર મળવા છતાંય પૂરા દસ વરસ બાદ ઈ.સ. ૧૭૭૧ ના અંતમાં ૨૫ ડીસેમ્બરના રોજ લાલ કિલ્લામાં દાખલ થયો.ત્યારપછી એની ઉપર તેમજ એના વંશવારસો ઉપર જે ભયંકર કહેર વરસાવવામાં આવ્યો તેના વર્ણનથી હિન્દુસ્તાનના ઈતિહાસના પાનાં ભરેલાં છે. આ બધા જ વાતાવરણની ચરમસીમા ઈ.સ. ૧૮૫૭ નો ઐતિહાસિક બળવો હતો. જે અંગ્રેજોની વિરૂધ્ધમાં કરવામાં આવ્યો હતો. જો કે એ સમયમાં સલ્તનત તો ફકત નામની જ હતી.અંગ્રેજો એ

પોતાની કુનેહ,બુધ્ધિ અને રાજરમતોથી હિન્દુસ્તાનની ધરતી ઉપર પોતાનું સામ્રાજય જમાવવાની એકે પળ હાથમાંથી જવા દીધી ન હતી.

(તારીખે દઅવતો અઝમીયત )

## મોગલવંશનો છેલ્લો બાદશાહ બહાદુરશાહ " ઝફર "

બહાદૂરશાહ ઝફર તૈમૂરી વંશના મોગલ બાદશાહોમાંનો છેલ્લો બાદશાહ છે.એ બાદશાહ તો થયો પરંતુ હકૂમત કરવા માટે નહી પણ પોતાના પૂર્વજોના એશવૈભવ અને જાહોજલાલી ઉપર આંસુઓ વહાવવા માટે. હિન્દુસ્તાનની સલ્તનત એક પરદેશી પ્રજાના હાથમાં જઈ ચૂકી હતી. બાદશાહ વિદેશોઓની મદદ ઉપર આધાર રાખનારો ફકત એક નામનો બાદશાહ રહી ગયો હતો.એની બાદશાહત લાલકિલ્લાની દિવાલો સુધી સંકોચાઈને રહી ગઈ હતી.જયાંથી એ ન તો શાહી ફરમાનો છોડી શકતો હતો. ન તો દરબારીઓથી દરબારની મહેફિલો જમાવી શકતો હતો. બલ્કે ફકત એના દિલના જખ્મોને પંપાળતો રહેતો અને એ જખ્મોમાંથી જયારે લોહી ટપકવા માંડતું ત્યારે એની પીડા, એની બેચેની, એની તડપન દર્દભરી શાયરીનું રૂપ ધારણ કરી લેતી હતી. એજ કારણથી એની દર્દનાક દાસ્તાન સાંભળીને સાંભળનારના દિલ ઉપર જે ઘેરી અસર થાય છે એ બીજા શાયરોની ફકત કાલ્પનિક કવિતાઓથી નથી થતી. એ પોતે કહે છે :-

અય ઝફર ! યે તેરે અશ્આર હૈં યા નાલ - એ - ઝાર ?<br>
કયા બલા હે કિ જો યૂં દિલ મેં અસર કરતે હૈં

બહાદુર શાહ ઝફર ભલે તાજ અને તખતનો બાદશાહ ન હતો પણ શાયરીની સલ્તનતનો તો બાદશાહ જરૂર હતો. જેમાં એણે પોતાની કલમના અને વિચારોના એવા જાદૂ પાથર્યા છે કે જો એમાં વણાયેલ રાજકીય સૂજબૂઝને જ એણે આચરણમાં મૂકી હોત તો કોઈ નવાઈની વાત ન હતી કે એ પોતાની બહાદૂર ફોજોની મદદથી પરદેશીઓએ પચાવી પાડેલ પ્રદેશો ઉપર કબજો જમાવીને પોતાની જીતનો ઝંડો લહેરાવી શકતો અને એ રીતે એક સફળ વિદ્વાન અને કામયાબ રાજકારણી સાબિત થઈ શકતો.

પરંતુ અફસોસ કે સંજોગો એટલી હદે બદલાઈ ગયા હતા કે ન તો હવે યુધ્ધના મેદાનની એ સાઠમારીઓ બાકી રહી હતી કે ન તો મહેફિલોની એ બુલંદ વિચારોથી ભરપૂર ચર્ચાઓ. જાણે અજાણે એક બેચેન અને દુઃખી દિલની તમામ તાકાત એક જ દિશામાં ફેરવાઈ ગઈ હતી અને એ દિશા હતી શેરો

શાયરીનું મેદાન.

'ઝફર' શાયરીની કલામાં પોતાના જ રંગ અને મિજાજનો માલિક રહ્યો. વાત એમ હતી કે એના સ્વભાવમાં શેરોશાયરીનો શોખ ભરપુર માત્રામાં છવાયેલો હતો. વળી એની જીંદગી પણ સમય અને સંજોગોની ચકકીમાં પીસાઈને એવી બની ગઈ હતી કે જો એ જન્મજાત શાયર ન હોત તો પણ બદલાયેલા સમયની દર્દનાક ગતિવિધિઓ તેમજ જીવનના ભયંકર દુઃખ દર્દો અને આઘાતોને કારણે એ શાયર બની જતો.

પોતાના પૂર્વજોની બુલંદ શાનશોકત અને જાહોજલાલી ભરપૂર સલ્તનત હાથમાંથી ચાલી ગઈ. ઈજજત - આબરૂ અને માનમોભો ધૂળમાં મળી ગયાં. પોતાના કાળજાના કટકા જેવા શાહજાદાઓને સગી આંખે લોહીમાં તરબોળ જોયાં અને પોતે પણ એક લાચાર,મજબૂર,નિરાધાર કેદી બનીને એડીઓ રગડીને મોતની ગોદમાં પોઢી ગયો.

શાયર બનવા માટે આનાથી વધારે શું જોઈએ ?બીજા શાયરોએ બુલબુલોની ફરિયાદો અને માતમોથી પોતાની શાયરીમાં દર્દ અને ચોટ પેદા કરી તો ઝફરે ખુદ પોતાના જીવનના કારમા આઘાતો અને વિલાપોથી પોતાની શાયરીમાં તડપાવી દેનારી વેદના અને બેકરારી પેદા કરી.બીજા શાયરોએ પ્રેમીઓની દુર્દશા અને બદહાલીની જંજીરોની આબેહૂબ તસ્વીરો ખેંચીને લોકોને બોધ આપ્યો. જયારે ઝફરની તો પોતાની જીંદગી કેદખાનાની જાલિમ જંજીરોમાં જકડાયેલ એક બદનસીબ બાદશાહની દાસ્તાન બની ગઈ.એટલે જ એની શાયરી દુનિયાની રંગીનીઓ અને એશવૈભવનો ચિતાર બનવાને બદલે આંસુઓ અને આઘાતોની જીવતી જાગતી તસ્વીર બની ગઈ.બીજા શાયરોએ તો કાલ્પનિક બાગોની બરબાદી અને એના ફૂલોની પાયમાલીનું વર્ણન કરીને નાશ પામનારી દુનિયાના મરસિયા ગાયા ત્યારે ઝફરે તો પોતાની ખુદની સલ્તનતના બાગને પોતાની આંખો સામે જ વેરાન અને બરબાદ થતો જોયો.એટલે એના વિચારોમાં આઘાતો અને આંસુઓના ઘોડાપૂર ન ઉમટે તો પછી કોનામાં ઉમટે ? ઝફરે પોતાના શબ્દેશબ્દને એના દિલમાં લોહીથી સિંચી નાખેલ છે.એની તમામ શાયરી મહાન મોગલવંશની તબાહી અને બરબાદીનો એક ગુલદસ્તો છે. કદાચ એવું કુદરત તરફથી જ નકકી થયેલ હશે કે મોગલવંશનો છેલ્લો બાદશાહ એ જ થાય જે હકીકતમાં મોગલ સલ્તનતની જાહોજલાલી અને બરબાદી બેઉનો દિલને તડપાવી દેનારો આબેહૂબ ચિતાર એની શાયરીમાં પેશ કરી શકે.

બસ ! આ જ કારણ છે કે ઝફરની શાયરી દુ:ખદર્દ, આંસુઓ, આઘાતો, નિરાશા અને લાચારીઓની ભરપૂર કહાણી છે. એના ગઝલસંગ્રહમાં કેટલીક ગઝલો એવી જરૂર છે કે જેમાં રંગમસ્તી અને આનંદપ્રમોદની ઝલક જોવા મળે છે અને કેટલીક તો ચિંતન અને ગંભીરતા વગરની પણ સાવ મામૂલી પ્રકારની છે. પરંતુ એ કદાચ પેલા ભયંકર આઘાતો અને વેદનાઓને ભુલવા માટે પણ લખાઈ હોય. દુ:ખો અને આઘાતોની વણઝારમાંથી આઝાદ થવા માટે જ કદાચ ઝફર રંગમસ્તીની અને સાકીશરાબની શાયરીમાં ડૂબી ગયેલ હશે. કારણ કે આફતો, પરેશાનીઓ અને મૂંઝવણોએ તેના દિલોદિમાગ ઉપર એવો ત્રાસ વર્તાવી દીધો હતો કે રંગમસ્તીની શાયરીમાં ડૂબ્યા સિવાય તેનો બીજો કોઈ દિલાસો હતો જ નહીં.

ઝફરની ગઝલોનો સંગ્રહ ચારભાગમાં નવલકિશોર પ્રેસ લખનૌથી પ્રકાશિત થયેલો છે.જેમાં દરેક વિષયના લગભગ ત્રીસ હજારથી ઉપરાંત શેર છે. જેનાથી ઝફરની કલમનો કસબ અને જુદી જુદી ભાષાઓ ઉપર તેનો કાબુ જણાઈ આવે છે.આ ગઝલ સંગ્રહમાં એ હિસ્સો સામેલ નથી જેને ઝફરે ઈ.સ.૧૮૫૭ ના બળવા બાદના અનુભવોથી લખેલ હતો. એ સમયની ગઝલો પ્રકાશિત થઈ શકેલ નથી કારણ કે બળવા દરમિયાન એ તમામ રચનાઓ નાશ પામી હતી.હકીકતમાં એ દર્દનાક સમયે લખાયેલ ગઝલોમાં દર્દ,ચોટ અને વિચારોની ગંભીરતા વધારે પ્રમાણમાં વણાઈ હશે.

## ઝફરની શાયરીની ઝલક

ઝફરે હમ્દ( અલ્લાહની તારીફ ) અને નઅત ( પેગંબર સ.અ.વ.ની તારીફ) થી પોતાના ગઝલસંગ્રહની શરૂઆત કરી છે અને એ હિસ્સામાં દર્દગમ,અલ્લાહ તરફનો પ્રેમ અને એની ઉપરની આસ્થા અને ભરોસો રજુ કરતા શેર લખેલ છે.ઉપરાંત બોધ આપનારી રચનાઓ પણ સામેલ છે.અહીં જુદા જુદા વિષયને આવરી લેતા શેર નમૂનારૂપે જોઈએ :-

અલ્લાહની તારીફમાં લખાયેલ શેર

અગર હોજાએ પારાપારા દિલ ઉસકી મહોબ્બત મેં
તો ફિર હર પારએ દિલકો સમઝ સી પારા કુરઆંકા

(સીપારા એટલે ત્રીસ પારા )

જિસે ખ્યાલ હૈ કુછ રહેમતે ઈલાહી કા
ગુનાહ સમઝે હૈ દાઅવા વો બેગુનાહી કા

યે લુત્ફ દેખકર ખુદ બેનિયાઝ હૈ લેકિન
ધ્યાન હૈ ઉસે બંદો કી ખૈર ખ્વાહી કા

## ઝફરની દુઃખદર્દમાં ડૂબેલી શાયરી

બલા સે ગર્યે હોતા રાઝે દિલ અફશા હૈ રોને મેં
ન રોકો મુઝકો રોને સે મઝા આતા હૈ રોને મેં
સુના હૈ નૂહકે તૂફાં કો યારો ! મૈનેં કાનોં સે
મગર આંખોં સે અપની હમને વો દેખા હૈ રોને મેં
ઝફર ! હમ અપના રોના રોએં જાકર સામને કિસકે ?
રહા કૌન અપને આંસુ પોંછનેવાલા હે રોને મેં

સબ્ર અને ધીરજ ધરવા તેમજ અલ્લાહ ઉપર ભરોસો રાખવા વિશે કહે છે :-

બલા સે ગર નહી કોઈ રફીક - ઓ - આશના મેરા
ખુદા પર ધ્યાન હૈ મેરા નિગેહ બાં હૈ ખુદા મેરા
ખુદા આસાં કરેગા ગો હૈ મુશ્કિલ મુદઆ મેરા
ખુદા હામી હૈ મેરા ઔર ખુદા મુશ્કિલ કુશા મેરા

## ઝફરની બોધદાયક શાયરી

ઈતના ન અપને જાંમે સે બહાર નિકલ કે ચલ
દુનિયા હૈ ચલચલાવ કા રસ્તા સંભલકે ચલ
કમ ઝર્ફ પર ગુરૂર ઝરા અપના ઝર્ફ દેખ
માનન્દે જોશે - ખુમ ન ઝિયાદા ઉબલ કે ચલ
ઔરોં કે બલ પે બલ ન કર ઈતના ન ચલ નિકલ
બલ હે તો બલ કે બલ પે તૂ અપને હી બલ પે ચલ

ઔરંગઝેબ આલમગીર પછી આવનારા મોગલ બાદશાહો જેઓ છેલ્લે છેલ્લે અંગ્રેજોની આર્થિક મદદ ઉપર જીવતા થઈ ગયા હતા અને માત્ર નામના જ બાદશાહ રહ્યા હતા અને એ નામ પણ છેવટે ઈ.સ.૧૮૫૭ ના બળવા પછી મટી ગયું. બહાદુરશાહ ઝફર અંગ્રેજોને હાથે ગિરફતાર થઈને રંગૂનમાં નજરબંદ થઈ ગયા. જ્યાં કેદીની હાલતમાં જ તેમનું અવસાન થયું અને મહાન મોગલ

સામ્રાજયનો છેલ્લો દીવો પણ છેવટે બુઝાઈ ગયો.

## હિન્દુસ્તાનનું તે સમયનું રાજકીય વાતાવરણ '

ઈ.સ.૧૭૦૭ માં ઔરંગઝેબના અવસાન સુધી ચીન સિવાય એ સમયની દુનિયાની સૌથી મોટી હકૂમત મુસલમાનોના કબજામાં હતી.જેની વિશાળતાની જોડ જગતના ઈતિહાસમાં અશોક સિવાય કયાંય જોવા મળતી નથી. એનું કુલ ક્ષેત્રફળ કન્યાકુમારી થી લઈને કાબુલ સુધી પંદર લાખ ચો.માઈલ થી પણ વધારે હતું અને જનસંખ્યા લગભગ વીસ કરોડ જેટલી હતી.ઔરંગઝેબનું અવસાન થતાંની સાથે જ મોગલ સલ્તનતની ઈમારતનો પાયો ડગમગવા લાગ્યો.એની પછી આવનાર એના વંશજોમાં ઔરંગઝેબ જેવી બાહોશી અને રાજકારભાર સરળતાથી ચલાવવાની કુનેહ બાકી ન રહી. ઔરંગઝેબ રાજકારભાર સરળતાથી ચલાવવા માટે આખા દેશને ત્રણ ભાગોમાં વહેંચી દઈને એના ત્રણ પુત્રોને હવાલે કરી દીધો હતો.પરંતુ પાછળથી એ ત્રણમાં આપસી મતભેદ થવાને કારણે દેશની એકતા લાંબા સમય સુધી ટકી શકી નહી.

ઈ.સ. ૧૭૧૨ સુધી ઔરંગઝેબના મોટા પુત્ર મોઅઝઝમ બહાદૂર શાહે હકૂમત કરી. ત્યાર બાદ ઈ.સ. ૧૭૧૯ સુધી એજ ખાનદાનના શાહજાદા ફર્રુખસિયરના કબજામાં હકૂમત રહી.પણ લોકોના દિલોમાં હવે પેહલાના બાદશાહ જેવો દબદબો અને ભય રહયો નહી. રૈયત એશ પરસ્તીમાં ડૂબી ગઈ. શાહી મહેલો ઐયાશીના અડ્ડા બની ગયા. બાદશાહની બેગમો પણ રાજકાજમાં દખલગીરી કરવા લાગી. ટૂંકમાં ભુંડી દાનતો, અપ્રામાણિકતા, હોદ્દાઓ મેળવવા માટેની ભૂખ અને ધનદૌલતની લાલચોએ દરેક જણનું ભાન ભુલાવી દીધું.

મુહંમદશાહના સમયમાં જેણે ઈ.સ. ૧૭૪૮ સુધી હકૂમત સંભાળી ત્યારબાદ એક પછી એક નિર્બળ અને અયોગ્ય હાકેમો આવતા રહ્યા. એક તરફ મોગલ હાકેમોની આવી દુર્દશા હતી તો બીજી તરફ એમના અંદરો અંદરના કુસંપોનો લાભ ઉઠાવીને મરાઠાઓએ ગુજરાત અને મહારાષ્ટ્ર ઉપર કબજો જમાવી દીધો. આ બધી મુસીબતો જ કયાં ઓછી હતી કે વધારામાં ઉત્તર તરફથી ઈરાનનો બાદશાહ ઈ.સ. ૧૭૩૯ માં મોગલ સલ્તનતના કબજાના પ્રદેશો કાબૂલ, પેશાવર, લાહોર વિગેરેને ફતેહ કરતો કરતો છેક દિલ્હી સુધી ચઢી આવ્યો. અને થાંસેર મુકામે એક વિનાશકારી લડાઈમાં લગભગ એક લાખ લોકોની કતલ કરીને અને પચાસ કરોડ જેટલી ધનદોલત સમેટીને પાછો ઈરાન રવાના થઈ ગયો. આ

ચડાઈ કરવાનો તેનો હેતુ એ સમયમાં હિન્દુસ્તાનમાં સામેલ અને કાબુલમાં આશરો લેનારા અફઘાનોને પોતાને હવાલે ન કરી દેવા બદલ માત્ર મુહંમદશાહને પાઠ ભણાવવાનો હતો.

આ રાજકીય અંધાધુંધીને કારણે રાજયના જુદા જુદા પ્રાંતોના ગર્વનરો અને નવાબો દિલ્હીના બાદશાહની વિરૂધ્ધમાં થઈ ગયા.બિહાર,ઓરીસ્સા, સિંધ, દક્ષિણ અને કાશ્મીર વિગેરે પ્રદેશોમાં જુદીજુદી સ્વતંત્ર હકૂમતો કાયમ થઈ ગઈ.અને અંગ્રેજો પણ ઈ.સ.૧૭૫૭ સુધીમાં બંગાળ અને ઈ.સ.૧૭ ૬૪ સુધીમાં અલાહાબાદ વિગેરે ઉપર કબજો જમાવી બેઠા. બકસરના મેદાનમાં હાર પામીને શાહઆલમ હવે અંગ્રેજોની દયાનો મોહતાજ થઈ ગયો હતો. અને ઈ.સ.૧૭૫૯ માં એક કરાર મુજબ તેણે બંગાળ,ઓરિસ્સા વિગેરે પ્રદેશોને પણ કંપની સરકારને હવાલે કરી દીધા.

ત્યારબાદ દિલ્હીના રાજકારભારમાં મરાઠાઓની દખલગીરી પણ વધી ગઈ. જે વધતાં વધતાં છેવટે ત્યાં સુધી પહોંચી ગઈ કે એમની લશ્કરી અને રાજકીય તાકાત ધીરેધીરે આખા દેશ ઉપર છવાઈ જવાની તૈયારીમાં હતી. ત્યાં જ અલ્લાહે મુસલમાનો ઉપર એની ખાસ દયા વરસાવી અને દિલ્હી પાસે પાણીપતના મેદાનમાં અફઘાનિસ્તાનથી આવીને અહમદશાહ અબ્દાલીએ ૧૪ જાન્યુઆરી ઈ.સ.૧૭૬૧ ના દિવસે માત્ર નેવું હજાર મુસલમાન સિપાહીઓ લઈને એક ભારે આરપારની લડાઈમાં મરાઠાઓના બે લાખ જેટલા સૈનિકોને મોતને ઘાટ ઉતારી દઈ એક બહુ જ મોટી આફતમાંથી મુસલમાનોને ભલે થોડાક દિવસો માટે પણ ઉગારી લીધા.

કાશ્મીર, સિંધ અને પંજાબને પોતાની હકૂમતમાં ભેળવી દઈને અને બાકીની હકૂમત શાહ આલમને સોંપી દઈને અહમદશાહ પાછો અફઘાનિસ્તાન ચાલ્યો ગયો. જો એ કેટલાક સમય સુધી દિલ્હીની હકૂમત સંભાળતો તો કદાચ વેર વિખેર થઈ રહેલ મોગલ સલ્તનતને બચાવી શકાઈ હોત. પરંતુ આમ થઈ શક્યું નહી અને બહુ જ જલ્દીથી મરાઠાઓનો નહીં તો અંગ્રેજોનો પ્રભાવ દેશમાં વધવા લાગ્યો અને અંગ્રેજો વેપાર કરતાં વધારે રાજકાજ ઉપર ધ્યાન આપવા લાગ્યા.

ત્યાં સુધી કે જયારે ઈ.સ. ૧૭૬૧માં દક્ષિણમાં ખુદાદાદ સલ્તનતની સ્થાપના કરવામાં આવી તો તેઓ આખા દેશમાં ફેલાયેલી એમની લશ્કરી તાકાતને એકઠી કરીને સલ્તનતનો નાશ કરવાના ઈરાદે

દક્ષિણ તરફ કૂચ કરી ગયા. અને અંગ્રેજોની એ રાજકીય કપટબાજીઓનો સિલસિલો છેક ઈ.સ. ૧૭૯૯ સુધી એટલે કે ટીપૂ સુલતાનની શહાદત સુધી ચાલતો રહ્યો. જેની અસરોથી હિન્દુસ્તાનમાં મુસલમાનોના રાજકીય ભવિષ્યના દરવાજા હંમેશ માટે બંધ થઈ ગયાં. જેના પૂરાવારૂપે બહુ જ જલ્દીથી ઈ.સ.૧૮૫૭ માં આખા દેશ ઉપર અંગ્રેજોનો કબજો થઈ ગયો.

(સીરતે સુલતાન ટીપૂ શહીદ )

## અંગ્રેજોનાં રાજકીય દાવપેચ

મોગલ સલ્તનતના છિન્ન ભિન્ન થઈ જવા બાદ આખા દેશમાં જુદી જુદી સ્વતંત્ર હકૂમતો વજૂદમાં આવી ગઈ. એક તરફ ગુજરાત અને મહારાષ્ટ્ર ઉપર મરાઠાઓનો કબજો થઈ ગયો હતો. તો બીજી તરફ હૈદરાબાદ અને દક્ષિણનો પ્રદેશ નિઝામના કબજામાં હતો. જે હકૂમતને "મુમલકતે આસિફિયા " પણ કહેવામાં આવતી હતી. કર્ણાટક ઉપર નવાબ મુહંમદ અલીની હકૂમત હતી. અને મૈસૂરમાં સુલતાન હૈદરઅલી તેમજ ટીપૂ હાકેમ તરીકે હતા. તેમજ બંગાળમાં નવાબ સિરાજુદૌલા, અવધમાં નવાબ સુજાઉદૌલા અને દિલ્હીમાં મોગલ હાકેમ શાહ આલમ સરફરાજ હતો. આ તમામ વતન બિરાદરોની આટલી વિશાળ તાકાત હોવા છતાંય સાત સમંદર પારથી આવી ચડેલ અંગ્રેજો કેવી રીતે સફળ થઈ ગયા અને આખા દેશને એમણે કેવી રીતે ગુલામ બનાવી દીધો ? એ બધી જ રાજકીય ઉથલપાથલોને સમજવાની જરૂર છે. હવે પછીનાં પાનાં ઉપર આપણે એ વિશેની માહિતી મેળવીશું.

## અંગ્રેજોનું હિન્દુસ્તાનમાં આગમન

હિન્દુસ્તાનની સુખસાયબી અને ધનદોલતની સમૃધ્ધિના કિસ્સા જગતભરમાં મશહૂર હતાં. યુરોપની પ્રજાઓને પણ એ ધન દૌલતની ભારે લાલસા હતી. એ જ ધૂનમાં પોર્ટુગિઝી વહાણવટી વાસ્કો - ડી - ગામા એક આરબ મુસલમાનની મદદથી હિજરી સન ૯૦૪ મુજબ ઈ.સ. ૧૪૯૮ માં કાલીકટ બંદરે પહોંચ્યો અને એ રીતે હિન્દુસ્તાનમાં આવવાનો નવો દરિયાઈ મારગ ઉઘડી ગયો.

પોર્ટૂગિઝોની દેખાદેખી કરીને હોલેન્ડ, જર્મની, સ્વીડન, ફ્રાન્સ અને ઈંગ્લેન્ડના વેપારીઓએ પણ હિન્દુસ્તાનની તરફ નજર દોડાવી. પરંતુ ટૂંક સમયમાં જ અંગ્રેજો અને ફ્રેન્ચો સિવાય બધાં જ હિન્દુસ્તાન છોડીને જતા રહયાં. આગળ જતાં ફ્રેન્ચો પણ અંગ્રેજો સામે ટકી શકયા નહી. અને એ રીતે અંગ્રેજોને

માટે મેદાન બિલ્કુલ સાફ થઈ ગયું.

અંગ્રેજ સોદાગરો સોળમી સદી પૂરી થતાં થતાં સુધીમાં હિન્દુસ્તાનમાં આવી પહોંચ્યા. ઈ.સ. ૧૬૧૨ માં અંગ્રેજોએ ગુજરાતના પ્રખ્યાત અને એ સમયના દેશના એક મોટા વેપારી મથક અને બંદર સૂરતમાં પોતાની પહેલી વેપારી પેઢી કાયમ કરી. જેનું નામ ઈસ્ટ ઈન્ડીઆ કંપની રાખવામાં આવ્યું. અંગ્રેજોને વેપારમાં બહુ જ ઝડપી રીતે સફળતા મળી ગઈ. ત્યાં સુધી કે એમણે દેશના પૂર્વ કિનારે આવેલ પ્રચીનાપટ્ટનમના રાજા પાસેથી કેટલીક જમીન ભાડાપટ્ટે લીધી. એ સમયે પૂર્વ કિનારાના મુંબઈ ઉપર પોર્ટૂગિઝોનો કબજો હતો. મચ્છરોના ત્રાસથી અને ભયંકર ગંદકીને કારણે એ સમયે હિન્દુસ્તાનના હાકેમોનું ખાસ ધ્યાન હતું નહી. ઈ.સ.૧૬૬૧ માં દસ પાઉન્ડના વાર્ષિક ભાડાથી આ જમીન ઈસ્ટ ઈન્ડીઆ કંપનીને ભાડાપટ્ટે આપવામાં આવી.અંગ્રેજોએ મુંબઈ ઉપરાંત મદ્રાસ અને કલકતામાં પણ વેપારી પેઢીઓ સ્થાપી. તેઓ હિન્દુસ્તાનમાંથી ગરમ મસાલા તેમજ રેશમી અને સતરાઉ કાપડ યુરોપ લઈ જતાં હતા. પરંતુ જયારે એ સમયના મોગલ હાકેમોને એ વાતની જાણ થઈ ગઈ કે અંગ્રેજો વેપારી પેઢીઓ સાથે લશ્કરી થાણાં પણ બનાવી રહ્યા છે. તો એમણે તરત જ તમામ પ્રાંતમાં પોતાના ગર્વનરોને હુકમ આપી દીધો કે તેઓ દેશમાં તરત જ અંગ્રેજોના વેપાર ઉપર કાયદેસરનો પ્રતિબંધ લગાવી દે. એમના તમામ માલને જપ્ત કરી લેવામાં આવે અને એ પ્રવૃતિઓ કરનાર અંગ્રેજોને ગિરફતાર કરી લેવામાં આવે.

મોગલોના આવા કડક પગલાંથી થોડાક જ વરસોમાં બ્રિટિશ વેપારી કંપનીનું હિન્દુસ્તાનમાં દેવાળું નીકળી ગયું. કંપનીના વકીલોએ માફી માંગવાથી ઈ.સ. ૧૬૯૦ માં બંગાળના ગર્વનરે તેમને ફરીવાર વેપાર કરવાની છૂટ આપવાની સાથે સાથે અમુક શરતોને આધીન રહીને કલકતાની કેટલીક જમીન પણ અંગ્રેજોને કારખાનાં સ્થાપવા માટે આપી દીધી. ત્યારબાદ વરસો સુધી અંગ્રેજોએ પોતાની ભૂલોમાંથી બોધપાઠ લઈને દેશની રાજકીય બાબતોમાં દખલગીરી કરવાનું બંધ કરી દઈને પોતાનું પૂરેપૂરું ધ્યાન પોતાના વેપારનો ફેલાવો કરવામાં પરોવી દીધું.

ઈ.સ.૧૭૦૭ માં ઔરંગઝેબના અવસાન બાદ હિન્દુસ્તાનમાં મોગલ સલ્તનત વેરવિખેર થઈ ગઈ. તેના પરિણામે દેશમાં કેટલીય સ્વતંત્ર હકૂમતો વજૂદમાં આવી ગઈ. આવા વાતાવરણમાં અંગ્રેજોને ફરીથી પોતાની લશ્કરી તાકાત વધારવાનો વિચાર આવ્યો. ઈંગ્લેન્ડ અને ફ્રાન્સની લડાઈ અને કર્ણાટક

રાજયના અંદરોઅંદરના ઝઘડાઓએ અંગ્રેજોના એ વિચારને ઔર મજબૂત કરી દીધો. અને તેઓ ફરીથી મેદાનમાં ઉતરી આવ્યા. કર્ણાટકના ઝઘડાઓમાં અંગ્રેજોએ નવાબ મુહંમદ અલીનો સાથ આપ્યો અને જીત પણ મુહંમદ અલીની જ થઈ. એટલે નવાબ મુહંમદઅલી અંગ્રેજોનો અહેસાનમંદ થઈ ગયો. અને કર્ણાટક ઉપર અંગ્રેજોનો દબદબો ફરી વળ્યો. આ બાજુ હૈદરાબાદનો નવાબ નિઝામ પણ અંગ્રેજોના ઉપકારોમાં દબાઈ ગયો હતો.

## અંગ્રેજો અને હિન્દુસ્તાનીઓની પહેલી લડાઈ

કર્ણાટક અને એની આસપાસના પ્રદેશો ઉપર કબજો કરી લીધા બાદ અંગ્રેજોની સત્તાની ભૂખ વધતી ગઈ અને એ માટે એમણે પોતાના માર્ગમાં આવનાર અડચણોને કચડી નાખવા માટે યુધ્ધ કરવાનું પણ નકકી કરી નાખ્યું. કારણ કે એમની વેપારી ચળવળો કલકતામાં પણ ચાલુ હતી.એટલે હવે મુંબઈ, સુરત,મદ્રાસ અને હૈદરાબાદ પછી એમની નજરો બંગાળ ઉપર મંડાયેલી હતી. એ સમયે બંગાળનો હાકેમ નવાબ સુજાઉદ્દૌલા હતો. જેને એના નાના અલીવર્દીખાનને પોતાના વારસદાર તરીકે નકકી કરી લીધો હતો. અને વસીયત કરી હતી કે " યુરોપીય પ્રજાઓથી સાવધ રહેજો નહિંતર બંગાળ તમારું નહી રહે. " એક વખતે તક જોઈને અંગ્રેજોએ દરિયાઈ મારગેથી હકૂમત ઉપર વિના કારણે હુમલો કરી દીધો. સિરાજુદ્દૌલા પોતાના આ અપમાનને સહન કરી શકયો નહી. એટલે એણે ૨૦ જૂન ઈ.સ. ૧૭૫૭ ના દિવસે પ્લાસીના મેદાનમાં પોતાના સિત્તેર હજાર સિપાહીઓની ફોજ સાથે અંગ્રેજોની માત્ર ત્રણ હજારની ફોજ સાથે મુકાબલો કર્યો. પરંતુ એના વજીર અને સગા એવા મીરજાફરની ગદદારીને કારણે સિરાજુદ્દૌલાની હાર થઈ અને યુધ્ધ થયા બાદ અંગ્રેજોએ સિરાજુદ્દૌલાને ગિરફતાર કરીને બેદર્દીથી કતલ કરી નાખ્યો. કુદરતે પણ એ ગદદારોનો પૂરેપૂરો બદલો આપી દીધો. અને એમને દુનિયામાં જ બોધ મળે એવી સજાઓ આપી દીધી.

## બીજી લડાઈ

બંગાળનું યુધ્ધ પૂરું થયા બાદ અંગ્રેજોએ વિશ્વાસઘાતી ગદદાર મીરજાફરને કલકતાનો હાકેમ બનાવ્યો.પરંતુ માત્ર ત્રણ વરસ બાદ જ તેને એ હોદ્દા ઉપરથી હટાવી દઈને તેના જમાઈ મીર કાસમને એ હોદ્દા ઉપર બેસાડી દીધો. પરંતુ પોતાના સસરાની વિરૂધ્ધ તેણે અંગ્રેજોના ઈશારે ચાલવાનો ઈન્કાર

કરી દીધો. અને પોતાની સલ્તનતમાં અંગ્રેજ વેપારીઓની જેમ હિન્દુસ્તાની વેપારીઓ ઉપરથી પણ વેપારીકર લેવાનું બંધ કરી દીધું. એ રીતે ગોરા અને કાળા વેપારીઓ એક સરખી હરોળમાં આવી ગયા. આ જોઈને અંગ્રેજોએ ફરીથી તેના સસરા મીરજાફરને ઈ.સ. ૧૭૬૩ માં બંગાળનો હાકેમ બનાવી દીધો. દેશપ્રેમી મીરકાસમ એનું આ અપમાન સહન કરી શક્યો નહી એટલે એણે એ સમયના અવધના નવાબ સુજાઉદ્દૌલા અને દિલ્હીના મોગલ બાદશાહ શાહઆલમની મદદથી અંગ્રેજોની સાથે ૨૨ ઓકટો. ૧૭૬૪ ના દિવસે બકસરમાં ખૂંખાર યુધ્ધ થયું. આ યુધ્ધમાં મીરકાસમના સેનાપતિ નજફખાને ગદ્દાર મીરજાફરની ભૂમિકા ભજવી. એટલે મુસલમાનોની પચાસ હજાર સિપાહીઓની વિશાળ ફોજને ફકત સાત હજાર સૈનિકોની ફોજ સામે હાર ખમવી પડી. મોગલ બાદશાહ શાહઆલમ અંગ્રેજોનો આશરો લેવા માટે મજબૂર થઈ ગયો અને અંગ્રેજોની આર્થિક મદદ ઉપર નભતો થઈ ગયો. બિહાર, બંગાળ અને ઓરિસ્સાને અંગ્રેજોને સોંપી દેવામાં આવ્યાં. અવધના નવાબે પણ અંગ્રેજોની સામે ઘૂંટણ ટેકવી દીધા.

દક્ષિણ ભારતની જેમ ભારતના મોટાભાગના ઉત્તરના અને પૂર્વના વિસ્તારો ઉપર પણ હવે અંગ્રેજોનો કબજો થઈ ગયો. મુંબઈ,સુરત તો અગાઉથી જ એમના કબજામાં હતા.એ રીતે હિન્દુસ્તાનમાં અંગ્રેજોની ગુલામીના દૌરની શરૂઆત થઈ ગઈ. પરંતુ તેની સાથે સાથે મહાન દેશપ્રેમી અને જાંબાજ નવાબ હૈદર અલી અને એના સુપુત્ર ટીપુ સુલ્તાનની દેશની આઝાદી માટેની પ્રચંડ લડતના પણ મંડાણ થઈ ગયાં.

## મરાઠાઓ

મરાઠાઓ મહારાષ્ટ્રના પશ્ચિમઘાટની પૂર્વમાં વસનારી એક ખેતી કરનારી પ્રજા હતી. જેઓ અનાર્યો એટલે કે દ્રવિડીવંશના અને એમના ખાનદાનોના મિશ્રણવાળી પ્રજા હતી. જેણે ઉત્તર ભારતમાંથી નીકળીને દક્ષિણમાં આશરો લીધો હતો. હિંદુમતની વર્ણવ્યવસ્થાની રીતે એમનો સંબંધ ક્ષત્રુ જાતિ સાથે હતો. " તારીખે દઅવતે અઝમીયત " ના લેખકના કહેવા મુજબ એ સમયે મરાઠા પ્રજાની હેસિયત એક છાપાં મારનાર અને હુમલાખોર વર્ગથી વિશેષ ન હતી.પણ મોગલ સલ્તનતની દિનબદિન વધતી જતી નબળાઈઓ અને સરદારોની અંદરોઅંદરની ખેંચતાણીઓને કારણે તેઓ એક શકિતશાળી પ્રજા બની ગયા.

મરાઠાઓ દક્ષિણમાં ભારતમાં અહમદનગરની નિઝામશાહી અને

બીજાપૂરની આદિલશાહી હકૂમતના લશ્કરોમાં નોકરી કરતા હતા. આ પ્રજાને સૈનિકો તરીકે સૌપ્રથમ એના કોમી રાહબર શિવાજી ભોંસલે એ મોગલ સલ્તનતની પડતીના સમયમાં સત્તરમી સદીના અંતમાં સંગઠીત કરી. ઈ.સ.૧૬૬૪ માં એણે પહેલીવાર પોતાને માટે રાજાનો ખિતાબ પણ મેળવ્યો. જ્યારે કે એના થોડાક વરસો પહેલાં સુધી એમની હેસિયત આખા દેશમાં એક છૂટીછવાઈ પ્રજા તરીકેની હતી. ઈ.સ. ૧૭૬૧ સુધી એમણે ગુજરાત, પંજાબ,માળવા અને ઓરીસ્સા વિગેરે પ્રદેશો ઉપર કબજો કરી લીધો હતો. દક્ષિણ ભારતમાં એમની હકૂમત તાંજોર સુધી પહોંચી ગઈ હતી.

ઈ.સ. ૧૭૮૦ માં શિવાજી ભોંસલેના અવસાન બાદ એમની આગેવાની એમના પુત્ર શંભાજી ભોંસલેએ લીધી. ઈ.સ. ૧૭૦૭ થી ઈ.સ. ૧૭૨૦ સુધી મરાઠાઓની સત્તા બાલાજી બાજીરાવની પાસે રહી. અને એજ મરાઠાઓના સમગ્ર ઈતિહાસમાં એમની રાજકીય ચડતીની ચરમસીમાનો સમય હતો. એમની નજર હવે હિંદુસ્તાનની જુદી જુદી સલ્તનતો ઉપર હતી. અને એ માટે તેઓ આગળ વધવાની તૈયારીમાં જ હતા. એવામાં જ ઈ.સ. ૧૭૬૧ માં અહમદ શાહ અબ્દાલીએ અફઘાનિસ્તાનથી આવીને પાણીપતના મેદાનમાં એની ફક્ત નેવું હજાર સિપાહીઓની ફોજથી મરાઠાઓની ત્રણ લાખ સૈનિકોના લશ્કરનો મુકાબલો કર્યો અને બે લાખ જેટલા મરાઠાઓની કત્લેઆમ કરી નાખી. અને એ રીતે હંમેશને માટે મરાઠાઓની કમર તોડી નાખી. જ્યારે મૈસૂરમાં સુલતાન હૈદરઅલી અને એમના પુત્ર ટીપૂ સુલતાને "સલ્તનતે ખુદાદાદ " ની સ્થાપના કરી તો એક હિંદુ કૌમ હોવાને કારણે એમને ઈસ્લામી સલ્તનતની સ્થાપનાથી ખતરો લાગવા માંડયો અને એ ભય સ્વાભાવિક હતો. એટલે જ એમની વધેલી ઘટેલી તાકાત ગ્વાલિયરના સેનાપતિ સિંધીયા, નાગપૂરના સેનાપતિ ભોંસલે, ઈન્દોરના સેનાપતિ હોલકર અને ગુજરાતના ગાયકવાડની આગેવાનીમાં જુદી જુદી જગ્યાઓથી પૂનામાં આવીને પેશવા માધવરાવની છત્રછાયા નીચે સંગઠિત થઈ ગયા. 'સલ્તનતે ખુદાદાદ' ની સાથે એમની નાના મોટી લડાઈઓ પણ થઈ અને ખુદ અંગ્રેજોની સાથે થયેલ મૈસૂરની ચાર લડાઈઓમાંથી પહેલી અને ત્રીજી લડાઈમાં પણ મરાઠાઓ 'સલ્તનતે ખુદાદાદ' ની વિરૂધ્ધમાં સીધેસીધા અંગ્રેજોના પક્ષમાં રહ્યા.

## નિઝામ હૈદરાબાદ

નિઝામની હકૂમત ' સલ્તનતે હૈદરાબાદ ' અથવા તો ' મુમલતે

આસિફિયા' નામે પણ ઓળખાતી હતી. ઈ.સ.ની સત્તરમી સદીમાં હિન્દુસ્તાનની મુસ્લીમ હકૂમતો એટલે કે ગોલકૂડાંની કુતુબશાહી, બીજાપૂરની આદિલશાહી, અહમદનગરની નિઝામશાહી અને બીદરની મુરીદશાહી સલ્તનતો ઉપર મોગલ બાદશાહ ઔરંગઝેબે કબજો કરીને એ બધી જ સલ્તનતોને એક કરી દઈને એક મોટો સૂબો " દકન " ને નામે કાયમ કર્યો. અને ઔરંગઝેબના ઈ.સ.૧૭૦૭ માં થયેલ અવસાન બાદ જયારે મોગલ સલ્તનત વેરવિખેર થઈ ગઈ તો એની અસર " દકન " ઉપર પણ પડી. એટલે દિલ્હી દરબાર તરફથી એ સૂબાની વ્યવસ્થા ઠીક કરવા માટે અને તેને મજબૂત કરવા માટે ઈ.સ. ૧૭૨૦ માં નિઝામુલ મુલ્કને એ સૂબાનો ગર્વનર બનાવવામાં આવ્યો. પરંતુ એણે મોગલ બાદશાહોની રાજકીય અને લશ્કરી નબળાઈઓનો લાભ ઉઠાવીને ઈ.સ. ૧૭૨૪ માં પોતાની સ્વતંત્ર હકૂમતનું એલાન કરી દઈને હૈદરાબાદને પોતાની સલ્તનતની કાયદેસરની રાજધાની બનાવી.મોગલ બાદશાહે આ હકૂમત કબુલ કરી લીધી.અને તેને "આસિફુજજાહ" નો ખિતાબ પણ આપ્યો. એજ કારણે એને પાછળથી "હકૂમતે આસિફિયાહ" ને નામે ઓળખવામાં આવી. ઈ.સ. ૧૭૨૭ માં નિઝામુલમુલ્કની એની પાડોશની મરાઠા હકૂમત સાથે લડાઈ થઈ. જેને પરિણામે કેટલાય સરદહી પ્રદેશો ગુમાવવાં પડયાં. ત્યારબાદ નિઝામુલમુલ્કનું મરણ થયું. એના મરણ બાદ એના પુત્રો અને સગાઓ અંદરો અંદર લડવા લાગ્યા. જેનો ફાયદો ઉઠાવીને મરાઠાઓએ "દકન" નો ઘણોમોટો પ્રદેશ પોતાના કબજામાં લઈ લીધો. પરંતુ એ જ વર્ષે ઈ.સ.૧૭૬૧ માં જયારે પાણીપતના મેદાનમાં અહમદશાહ અબ્દાલીને હાથે મરાઠાઓને ઐતિહાસિક હાર વેઠવી પડી. ત્યારે નિઝામ અલીખાન મરાઠાઓએ પડાવી લીધેલ"દકન" ના પ્રદેશોને પાછા મેળવવામાં સફળ થઈ ગયો.

(સીરતે સુલતાન ટીપૂ શહીદ પાન - ૬૩ )

બરાબર એ જ સમયમાં 'દકન ' ની પડોશમાં મૈસૂરમાં " સલ્તનતે ખુદાદાદ" નો પાયો નાખવામાં આવ્યો. હૈદરઅલીની વધતી જતી લશ્કરી તાકાતથી નિઝામની ચિંતા વધી ગઈ કે કયાંક હૈદરઅલી ' દકન ' માં પોતાના પ્રદેશોને પણ એની સલ્તનતમાં સામેલ ન કરી નાખે. એ જ ચિંતાને કારણે એજ સમયથી નિઝામ હૈદરઅલીની વિરૂધ્ધ થઈને અંગ્રેજોનો તરફદાર બની ગયો.

ઈ.સ. ૧૭૬૮ માં અંગ્રેજોની સાથે કરેલ એક કરાર મુજબ નિઝામે પોતાના કબજામાં રહેલ કર્ણાટકનો એક મોટો પ્રદેશ સાત લાખ રૂપિયાના વાર્ષિક

ભાડાપટ્ટે અંગ્રેજોને સોંપી દીધો. આ સોદાના બદલામાં અંગ્રેજોએ જયારે પણ જરૂર પડે ત્યારે નિઝામની લશ્કરી મદદ પૂરી પાડવાનો વાયદો કર્યો એ રીતે ઉત્તરમાં જે હાલત અવધના નવાબની હતી એવી જ હાલત દક્ષિણમાં નિઝામની થઈ.અંગ્રેજો સાથે થયેલ મૈસૂરની ચાર લડાઈઓમાંથી ત્રણ લડાઈઓમાં નિઝામે " સલ્તનતે ખુદાદાદ "ની વિરૂધ્ધમાં અંગ્રેજોનો સાથ આપ્યો અને એ રીતે નિઝામે પોતે એક મુસલમાન હાકેમ હોવા છતાં પણ ઈસ્લામી સલ્તનતની તબાહી અને બરબાદી કરવામાં મહત્વની ભૂમિકા ભજવ઼ી.. ટીપૂની શહાદત પછી ઈ.સ. ૧૮૦૦ માં અંગ્રેજોએ નિઝામની બાકી રહેલ સ્વતંત્રતા પણ ખતમ કરી નાખી. અને ખુદ નિઝામુલમુલ્ક બીજાનું ઈ.સ. ૧૭૩૮ માં મરણ થઈ ગયું (સીરતે સુલતાન ટીપૂ શહીદ પાન - ૬૩)

## કર્ણાટક (અરકાટ) નો નવાબ

મૈસૂર સલ્તનતની આસપાસમાં કાયમ તયેલ હકૂમતોમાં મરાઠા અને નિઝામ ઉપરાંત નવાબ મહંમઅલીની હકૂમત પણ હતી. જે " નવાબ કર્ણાટક" તરીકે પણ ઓળખાતી હતી. ઈ.સ. સત્તરમી સદીમાં મોગલોએ દક્ષિણમાં ભારતના એ પ્રદેશને જીતી લઈને એનું નામ 'કર્ણાટક' રાખ્યું હતું. અહીંના મૂળ લોકો તામિલીભાષા બોલતા હતા. આમ એ પ્રદેશ હાલના તામિલનાડુમાં સામેલ હતો. એને 'અરકાટ' તરીકે પણ ઓળખવામાં આવે છે.

ઈ.સ. ૧૭૫૧ માં અરકારના ભૂતપૂર્વ હાકેમના ખાનદાન એક શખ્સ ચંદાસાહેબ અને તે સમયની હકૂમતના દાવેદાર એવા મુહંમદ અલી વચ્ચે લડાઈ થઈ ગઈ. ચંદા સાહેબની સહાય એ સમયે હિન્દુસ્તાનમાં રહેલ ફ્રેન્ચ લોકો કરી રહ્યા હતા. જયારે મુહંમદઅલીની મદદ મદ્રાસની ઈસ્ટ ઈન્ડીઆ કંપની કરી રહી હતી. મુહંમદ અલી અંગ્રેજોની મદદ મેળવવા માટે પોતાના કબજાનો એક મોટો પ્રદેશ અંગ્રેજોને આપી દીધો. આમ એ પ્રદેશમાં પહેલી જ વાર અંગ્રેજોની હકૂમત મુહંમદઅલીની નબળાઈઓને કારણે કાયમ થઈ.બદલામાં અંગ્રેજોએ દિલ્હી મુહંમદઅલીને કર્ણાટકની નવાબીનો હુકમ મેળવી આપ્યો. એ દરમિયાન ચંદા સાહેબ માર્યો ગયો. અને સરકાર ઉપર મુહંમદઅલીનો કાયદેસરનો કબજો થઈ ગયો. સરકાર ઉપર કબજો મેળવવા માટે મુહંમદ અલીને અંગ્રેજોએ જ લશ્કરી મદદ પૂરી પાડી હતી.એટલે એ નવાબ પણ હંમેશને માટે અંગ્રેજોનો લશ્કરી તરફદાર અને અહેસાનમંદ બની

ગયો. એ રીતે સલ્તનતે ખુદાદાદની વિરૂધ્ધમાં થયેલ અંગ્રેજો સાથેની લડાઈમાં નવાબ મુહંમદઅલીનું ટીપૂની શહાદતના ચાર વર્ષ પહેલાં અવસાન થયું. હકીકતમાં તો ટીપૂની વિરૂધ્ધમાં અંગ્રેજોએ મુહંમદઅલીને પોતાની તરફ કરી લઈને તેને મૈસૂરનો હાકેમ બનાવવાની લાલચ આપી હતી.પરંતુ અંગ્રેજોએ હંમેશની કપટી ચાલો મુજબ પોતાનું કામ પૂરુ થઈ ગયા બાદ અંગ્રેજોએ મુહંમદ અલી તરફ કોઈ ધ્યાન આપ્યું નહી. આમ જે રાજકીય લાભ અને હકૂમતની લાલચમાં મુહંમદઅલીએ પોતાના મજહબના મુસ્લિમ હાકેમોની વિરૂધ્ધમાં ઈસ્લામના કટ્ટર દુશ્મનો એવા અંગ્રેજોની મદદ કરી હતી. એનાં પણ માઠા પરિણામો છેવટે એને ભોગવવા જ પડયાં.

## અંગ્રેજો સામે મૈસૂરનું પહેલું યુધ્ધ

જેમકે પાછલાં પાનાં ઉપર ' અંગ્રેજોનું હિંદમાં આગમન 'શીર્ષકથી જણાવવામાં આવ્યું છે કે ઈ.સ. ૧૭૬૧ માં જયારે હૈદરઅલીએ મૈસૂરની સત્તા સંભાળી ત્યારે અંગ્રેજોએ નવાબ સિરાજુદ્દૌલાને પ્લાસીના યુધ્ધમાં હરાવીને બંગાળ ઉપર કબજો જમાવી લીધો હતો.ઈ.સ. ૧૭૬૪ માં બકસરની લડાઈ બાદ અવધના કેટલાક પ્રદેશ ઉપર પણ કબજો થઈ ચૂકયો હતો.એ રીતે હિન્દુસ્તાનમાં અંગ્રેજોનો રાજકીય દોર શરૂ થઈને તેઓ એક મજબૂત સત્તા બની ગયા હતા. અરકાટની ગાદી ઉપર પણ તેમણે ફ્રેન્ચોની હિમાયત કરનારા ચંદા સાહેબની કતલ કરીને પોતાના રાજકીય મદદગાર નવાબ મુહંમદ અલીને બેસાડી દીધો હતો.

આ તરફ નિઝામ હૈદરાબાદ પણ ખરેખર તો અંગ્રેજોની પનાહમાં જ હતો. પૂનામાં મરાઠાઓના લશ્કરો હતા. જેઓ જરૂર પડતી ત્યારે પોતાના રાજકીય અને અંગત લાભોને પોષવા માટે અંગ્રેજોને લશ્કરી મદદ પણ પૂરી પાડતા હતા. અરકાટની સત્તા હાંસલ કરવાની સાઠમારીમાં ચંદા સાહેબ અને મુહંમદઅલી વચ્ચે ચાલતી ખેંચાતાણીમાં ફ્રેન્ચ લશ્કરની મદદથી મૈસૂરની ફોજોએ ચંદા સાહેબની મદદ કરી હતી. એ જ કારણથી ચંદા સાહેબની હાર અને કતલ થવા છતાં અરકાટનો નવાબ મુહંમદઅલી મૈસૂરના લશ્કરોની દુશ્મનાવટને ભૂલી શકયો ન હતો. એટલે સ્વાભાવિક રીતે જ એ પોતાની પાડોશમાં કોઈ મજબૂત હકૂમતને સહન કરી શકે તેમ નહતો. આમ પણ અંગ્રેજોના ઉપકાર નીચે દબાઈ ગયો હતો.અગત્યના અને લશ્કરી કામોમાં પોતાની ઉપર ઉપકાર કરનારા અંગ્રેજોની ઉપરવટ જઈને પોતાની જાતે કોઈ

ફેસલો લઈ શકતો ન હતો.મુહંમદ અલીની સામે સરહદી ઝઘડાઓ પણ ઉભા હતા. બીજી તરફ નિઝામ હૈદરાબાદે અંગ્રેજો સાથે એક લશ્કરી કરાર પણ કરી લીધો હતો. મે મુજબ જરૂર પડે ત્યારે અંગ્રેજોએ નિઝામને લશ્કરી મદદ પૂરી પાડવાનું પણ નકકી થયેલ હતું.

હૈદરઅલીની દિનબદિન રાજય વિસ્તારવાની કોશિશોની પણ નિઝામને ચિંતા હતી. એ ચિંતાને કારણે જ અંગ્રેજો સાથે તેણે ઉપર જણાવેલ લશ્કરી કરાર કર્યા હતા. જયાં સુધી મરાઠાઓનો સવાલ હતો તો તેઓ કેટલીયવાર હૈદરઅલીની સાથે બાખડી ચૂકયા હતા. અને ભૂતકાળની પોતાની હારોનો બદલો લેવા માટે હરહંમેશ કોઈને કોઈ તક શોધી રહ્યા હતા. વળી અંગ્રેજો તો મુસલમાનોના શરૂથી જ દુશ્મન હતા. એટલે જ અંગ્રેજોની હૈદરઅલી વિશેની શંકાકુશંકાઓ હકીકતમાં પલટાઈ રહી હતી.

અંગ્રેજો, મરાઠાઓ, નિઝામ અને નવાબ મુહંમદઅલી એ કોઈનામાં પણ હૈદરઅલીનો એકલા મુકાબલો કરી શકે એવી હિંમત હતી નહી. આમ છતાં એ દરેકને માટે પોતપોતાની હકૂમતને ટકાવી રાખવા ખાતર હૈદરઅલીને મારગમાંથી હટાવવો પણ જરૂરી હતો. એટલે જ અંગ્રેજોના દાવપેચ અને ચાલાકીઓની જાળમાં ફસાઈને એ ચારેય હકૂમતો મૈસૂર ઉપર હુમલો કરવા માટે સંગઠિત થઈ થઈ. હકીકતમાં આચારવિચારની રીતે એ ચારેયના દુશ્મનને ખતમ કરવા માટે માત્ર નામની અને થોડાક સમય માટેની એકતા પણ જરૂરી હતી. એ ચારેય હકૂમતોની ચર્ચા વિચારણા બાદ ચારેયના લશ્કરની આગેવાની અંગ્રેજ કમાન્ડર જનરલ સ્મિથના હાથોમાં સોપવામાં આવી. અને આમ હૈદરઅલી સામે એમની પહેલી લડાઈ હિજરી સન ઈ.સ.૧૧૮૧ મુજબ ઈ.સ.૧૭૬૭ માં શરૂ થઈ. જે હૈદરઅલી અને ટીપૂ સુલતાનની જીત સાથે પૂરી થઈ.જયારે અંગ્રેજોની તાકાત નબળી પડવા માંડી તો એમણે એમની ચતુરાઈ અને ચાલબાજીઓથી હૈદરઅલી સાથે સુલેહ કરવાની દરખાસ્ત મૂકી. હૈદરઅલીએ પણ રાજકીય સંજોગોને ધ્યાનમાં લઈને કેટલીક શરતોની સાથે સુલેહનો કરાર સ્વીકારી લીધો. અને એ રીતે એ લડાઈ હિજરી સન ૧૧૮૩ મુજબ ઈ.સ. ૧૭૬૭ માં શાંત પડી.

## અંગ્રેજો સાથે મૈસૂરની બીજી લડાઈ

આ લડાઈની શરૂઆત ઈ.સ.૧૭૮૦ માં થઈ અને એ ઈ.સ.૧૭૮૪ સુધી ચાલતી રહી.આ લડાઈમાં બંને પક્ષે કોઈની પણ જીત થઈ નહી અને

છેવટે કેટલીક શરતોને આધીન બંને પક્ષે સુલેહ થઈ. એ લડાઈ દરમિયાન હૈદરઅલીનું ઈ.સ. ૧૭૮૨ માં અવસાન થયું. અને એની ગાદી એના જાંબાઝ સુપુત્ર ટીપુ સુલતાને સંભાળી.

## અંગ્રેજો સાથે મૈસરની ત્રીજી લડાઈ

હિજરી સન ૧૨૦૫ મુજબ ઈ.સ. ૧૭૯૦ માં અંગ્રેજોએ અને મૈસૂરની ખુદાદાદ સલ્તનતના હાકેમ ટીપૂ સુલતાન વચ્ચે જબરજસ્ત લડાઈ થઈ. આ લડાઈ વખતે પણ નિઝામ હૈદરાબાદ અને મરાઠાઓની ફોજો અંગ્રેજોની મદદમાં હતી. આ લડાઈ લગભગ બે વરસ સુધી ચાલી. છેવટે સુલેહ થઈ. પરંતુ આ લડાઈમાં ટીપૂ સુલતાનને ભારે મુશ્કેલીઓનો સામનો કરવો પડયો. કારણ કે સુલેહ કરવામાં એને એની અડધી સલ્તનત ગુમાવવી પડી. એ ઉપરાંત ત્રણ કરોડ રૂપિયા રોકડા આપવા પડયા. શસ્ત્રો બનાવવાનું કારખાનું પણ અંગ્રેજોના કબજામાં ચાલ્યું ગયું. જેથી ટીપૂ સુલતાનની મુસીબતોમાં અનેકગણો વધારો થઈ ગયો.

## ખિલાફતે ઉસ્માનીયા પાસે કાસદોની રવાનગી

ટીપૂ સુલતાન જે રીતે એક મહાન દેશપ્રેમી હતો. એજ રીતે એ ઈસ્લામને પણ જાનોદિલથી ચાહનારો હતો.એટલે જ ઈસ્લામના ફાયદા માટે આખી દુનિયાના મુસલમાનો વચ્ચે એકતા સ્થાપવાનું એના જીવનનું મહાન સપનું હતું. એ જ કારણસર નિઝામ હૈદરાબાદ અને નવાબ કર્ણાટક સાથે ટકરાવાથી એ હર હંમેશ બને તેટલો દૂર રહ્યો. મુસલમાનો વચ્ચે હંમેશની એકતા જાળવવા માટે તેણે વારંવાર નિઝામ પાસે પોતાના કાસદોને મોકલ્યા.'નિઝામને નામે એ માટે લખેલ જુદાજુદા પત્રોથી એ હકીકત જાણવા મળે છે કે એના દિલમાં ઈસ્લામની એકતા માટેનો દરિયો કેટલી હદે ઉછાળા મારી રહ્યો હતો.

ઈ.સ. ૧૭૮૪ માં નિઝામને લખેલ એક પત્રમાં ટીપૂએ લખ્યું કે " હું ઈસ્લામી સલ્તનતોને હંમેશાં મજબૂત બનાવવા માંગું છુ અને એ માટે મારી ધનદૌલત અને જાન સુધ્ધાંને ઈસ્લામ ઉપર કુરબાન કરી દેવા ચાહું છું. એટલે આજના કટોકટીના સમયમાં તમામ મુસલમાનોએ મારી વિરૂધ્ધમાં પડવાને બદલે મારો સાથ આપવો જોઈએ. જો આપણી બંન્નેની વચ્ચે સાચી એકતા થઈ શકતી હોય તો હું આપણા બંને ખાનદાનોમાં લગ્નસંબધો બાંધવા માટે પણ તૈયાર છું. જેથી બંને ઈસ્લામી સલ્તનતો વચ્ચે એકતા થઈ જવાનો બધાને વિશ્વાસ બેસી જાય." પરંતુ અફસોસ કે એ હાકેમોની ખુદગરજી અને સ્વાર્થને કારણે

તેઓ ટીપૂ સુલતાનના હંમેશને માટે રાજકીય વિરોધીઓ જ બની રહ્યા. પોતાના વતનબંધુઓ અને મઝહબી - બિરાદરો જેવા સુલતાનોની ગંદી રાજરમતોથી નિરાશ થઈને છેવટે ટીપૂ સુલતાને અંગ્રેજોનો મુકાબલો કરવા માટે ના છૂટકે લડાઈમાં ફ્રેન્ચોની મદદ લીધી. પરંતુ ફ્રેન્ચોની પોતાની સમસ્યાઓને કારણે એમની મિત્રતા પણ લાંબા સમય સુધી ટકી શકી નહી. એટલે એ બધાં ખુદગરજ લોકોથી નિરાશ થઈને છેવટે ટીપૂ સુલતાને હિન્દુસ્તાનથી બહાર અફઘાનિસ્તાન, ઈરાન અને તુર્કી હકૂમત પાસે અંગ્રેજો સામે લડવા માટે લશ્કર મદદ મેળવવાની કોશિશો કરી. અને એ માટે સૌથી પહેલાં ઈ.સ. ૧૭૮૪ માં પોતાના કાસદ ઉસ્માન અલીખાનને કુસ્તુનતુનિયા રવાના કર્યો. અને તેને હુકમ આપ્યો કે રોમના ખલીફા પાસેથી એ હકીકત જાણવાની કોશિશ કરો કે ઈસ્લામની ભલાઈ અને એકતા માટે તેઓ મૈસૂરની હકૂમતનો સાથ આપવા કોઈ રાજકીય અને લશ્કરી કરાર કરવા માટે તૈયાર છે કે નહીં ? પરંતુ અફસોસ કે ઉસ્માન અલીખાનનો એ પ્રવાસ પણ નિષ્ફળ નીવડયો.અને એ પ્રવાસની નિષ્ફળતા છતાં ટીપૂ સુલતાન નિરાશ ન થયો અને ત્યારબાદ પણ બે વાર પોતાના માણસોને રોમના ખલીફા પાસે મોકલ્યા. ઈ.સ.૧૭૯૭ માં છેલ્લી વખતે તેણે પોતાના માણસોને રોમ મોકલ્યા હતા. જેઓ રોમના હાકેમનો જવાબી કાગળ લઈને ટીપૂ સુલતાન પાસે પાછા ફરેલા. એ કાગળમાં રોમના હાકેમે ટીપૂ સુલતાનને સલાહ આપી હતી કે એ ફ્રેન્ચો ઉપર ભરોસો ન રાખે અને અંગ્રેજો સાથે સમાધાન કરી લે. ટીપૂ સુલતાન રોમના હાકેમની સલાહ માનવા જરા પણ તૈયાર ન હતો. દુનિયાભરમાં ઈસ્લામને માનનારાઓની એકતા મજબૂત બને એ માટે તેણે રોમના હાકેમ ઉપરાંત ઈરાનના હાકેમ કરીમખાન ઝિંદ અને અફઘાનિસ્તાનના હાકેમ ઝમાન દુર્રાની પાસે પણ પોતાના માણસોને રવાના કર્યા હતા. તેના જવાબરૂપે ઈરાનનો હાકેમ વ્યાપારી અને લશ્કરી જરૂરીયાતને ધ્યાનમાં રાખીને એક લશ્કરી બંદર પણ ટીપૂ સુલતાનને સોંપવા માટે રાજી થઈ ગયો હતો. એજ રીતે ઉસ્માનશાહ પણ ટીપૂને લશ્કરી મદદ પૂરી પાડવા માટે હિન્દુસ્તાનની સરહદે પહોંચી ગયો હતો. પરંતુ ઈરાને અફઘાનિસ્તાન ઉપર એકાએક હુમલો કરી દેવાને કારણે તેને અધવચ્ચેથી જ પાછા ફરવું પડયું હતું.

( સીરતે સુલતાન ટીપૂ શહીદ પાન - ૬૩ )

## નિઝામ સાથે મેળમિલાપ કરવા માટે ટીપૂની કોશિશ

ટીપૂ સુલતાને જ્યારે પોતાની વિરૂધ્ધમાં અંગ્રેજોના દાવપેચોથી એક થઈ રહેલ સંગઠનોની જાણ થઈ તો એણે એકવાર નિઝામ હૈદરાબાદ સાથે મેળમિલાપ કરવાની કોશિશ કરી. એણે એક પત્રમાં નિઝામને લખ્યું કે : " આપના તરફથી મને જે જે મુશ્કેલીઓનો સામનો કરવો પડયો છે હું તેને ભૂલી જવા તૈયાર છું આપણે મુસ્લીમ હાકેમો હોવાને નાતે આપણા મઝહબી દુશ્મનોની વિરૂધ્ધમાં આપણે એક સંપ થઈ જઈએ એ ખૂબ જ જરૂરી છે. યુધ્ધ દરમિયાન આપના જે જે પ્રદેશો ઉપર મેં કબજો કરી લીધો હતો.એને આપણી એકતાને ખાતર હું આપને પાછા સોંપી દેવા માટે પણ તૈયાર છું. મારી આ વાત ઉપર આપને પૂરેપૂરો વિશ્વાસ બેસી જાય તેની ખાતરી આપવા માટે હું મારા પુત્રનું લગ્ન આપની પુત્રી સાથે કરવા ચાહું છું.

પરંતુ નિઝામના વઝીર મીરઆલમની અંગ્રેજ જનરલ કાર્નિવાસ સાથે થઈ ગયેલ સાંઠગાંઠના કારણે એ વાત આગળ વંધી શકી નહીં. અને મીર આલમ નિઝામને એવો વિશ્વાસ આપવામાં સફળ થઈ ગયો કે ટીપૂને બદલે અંગ્રેજોનો સાથ આપવામાં જ આપણો ફાયદો છે. મતલબ કે ટીપૂએ એક સાચો મુસલમાન હોવાને નાતે એક મુસલમાન બીજા મુસલમાન સાથે લડવાથી દૂર રહે એની પોતાનાથી શક્ય એટલી બધી જ કોશિશો કરી. અને બીજી તરફ એક પ્રખર દેશપ્રેમી હોવાને નાતે એણે મરાઠાઓ સાથે પણ મેળમિલાપ કરવા માટે કોશિશ કરી પરંતુ અફસોસ કે પોતાની ગંદી ચાલબાજીઓને કારણે અંગ્રેજો નિઝામ અને મરાઠાઓને ટીપૂથી દૂર રાખવામાં અને પોતાના જ મદદરૂપ બનાવામાં સફળ થઈ ગયાં. (સીરતે સુલતાન ટીપૂ શહીદ પાન - ૬૩)

## દેશના હિંદુ રાજાઓને એકતાનો સંદેશ

ટીપૂ સુલતાને અંગ્રેજોના વર્ચસ્વથી માદરે વતન હિન્દુસ્તાનની ધરતીને મુકત કરવા માટે દેશની અને વિદેશની ફકત મોટી મોટી હકૂમતો સાથે જ સંપર્કો અને પત્ર વહેવાર કરીને સંતોષ માન્યો નહીં પરંતુ નાની નાની સ્વતંત્ર હકૂમતોને પણ એણે અંગ્રેજોની ગંદી ચાલોથી સાવધાન થઈ જવા અને દેશને ગુલામ બનાવવાની એમની ગંદી રાજરમતોથી જાગૃત કર્યા અને અંગ્રેજોના આ દેશને ગુલામ બનાવવાના નાપાક ઈરાદાઓથી સૌને સજાગ કર્યા. એટલે એણે કાશ્મીર, જોધપૂર, જયપૂર અને નેપાળ વિગેરેના હિન્દુ રાજાઓ પાસે પણ પોતાના અંગત માણસોને મોકલીને દેશના દુશ્મનોની સામે એક થઈ જવાનો સંદેશો

મોકલાવ્યો. આમ જુઓ તો એ નાના નાના રાજયોની મરાઠાઓ અને નિઝામની સામે કોઈ હેસિયત હતી નહીં. પરંતુ એમને પણ તુચ્છ ન માનીને ટીપૂએ દેશની આઝાદીના રક્ષણ માટે "હિન્દુસ્તાન હિન્દુસ્તાનીઓ માટે " નો નારો બુલંદ કરીને પોતાને સાથ આપવાની વિનંતીઓ કરી. પરંતુ અફસોસ કે ટીપૂથી ખૂબ જ દૂર હોવાને કારણે તેમજ પોતપોતાની અંગત મુશ્કેલીઓને કારણે તેઓ ચાહવા છતાંય અંગ્રેજોની વિરૂધ્ધમાં લડી રહેલા ટીપૂનો સાથ આપી શકયા નહી.

( સીરતે સુલતાન ટીપૂ શહીદ પાન - ૬૩ )

## દેશના ગદદારોની ગુપ્ત હરકતો

એક તરફ અંગ્રેજો ટીપૂને પોતાના મારગમાંથી હટાવવા માટે કમર કસી ચૂકયા હતા. તો બીજી તરફ અંગ્રેજોની જ સૂચનાથી જ ટીપૂનું લૂણ ખાનારા અફસરો ખુદ પોતાના મહેરબાન માલિકનો નાશ કરવા માટે અંગ્રેજોને તકો પૂરી પાડવાના મનસૂબા ઘડી રહયા હતા. અને ગદદારીની એ હરકતો આચરવામાં એ બધાની સરદારી ટીપૂ સુલતાનની " સલ્તનતે ખુદાદાદ " નો ગદદાર વજીરેઆઝમ મીર સાદિક કરી રહ્યો હતો. અને એની ગંદી હરકતોમાં એનો સાથ આપવામાં મીર મુઈનુદ્દીન અને મીર કમરૂદીન વિગેરે સામેલ હતા.જેમાંના મોટા ભાગના સીઆ પંથી હતા. આ સાજિશોને પાર પાડવા માટે કેટલાક ખાસ માણસોની એક ગુપ્ત બેઠક પણ થઈ. એ બેઠક બાદ અંગ્રેજોના દિલોદિમાગમાં એ વાત બરોબર બેસાડી દેવામાં આવી કે કયા કયા મારગોથી હુમલા કરવાનું આસાન થઈ રહેશે. અને કયા કયા કિલ્લાના પહેરેદારને લાંચરુસ્વત આપીને ખરીદી શકાય તેમ છે.

## ગદદારીની હરકતોનો છેલ્લો ખેલ

અંગ્રેજ જનરલને પોતાની પૂરેપૂરી તૈયારીઓ પછી ટીપૂ સુલતાન ઉપર પોતાની જીતનો પૂરેપૂરો વિશ્વાસ બેસી ગયો હતો. આમ છતાં પણ પાટનગરનો ઘેરાવો કરવા પહેલાં સુલેહ કરવાના કાગળો ટીપૂ સુલતાનને મોકલવામાં આવ્યાં. એમાં અંગ્રેજોએ પોતાના તરફથી એવી એવી શરતો મૂકી હતી કે જે ટીપૂને કોઈપણ રીતે મંજૂર થાય તેવી ન હતી. એવી ગુલામી કરતા તો એ મૃત્યને વધારે પસંદ કરતો હતો. એટલે ટીપૂએ સુલેહના એ કાગળોને તરત જ ઠુકરાવી દીધાં. આ પ્રસ્તાવને ઠુકરાવી દેવા માટે એના ગદદાર અને વિશ્વાસઘાતી વઝીર મીર સાદિક વિ. એ ખાસ ભાર આપ્યો કે જેથી સુલેહ થઈ જાય તો

ટીપૂને બરબાદ કરવાની એમની ગંદી હરકતો નિષ્ફળ ન થઈ જાય. આમ છેવટે અંગ્રેજો સાથેની ચોથીવારની વ્યવસ્થિત લડાઈની શરૂઆત માર્ચ ઈ.સ.૧૭૯૯ માં થઈ ગઈ.

## હક અને નાહકના ફેસલાનો દિવસ

ઈ.સ.૧૭૯૯ ના મેની ચોથી તારીખ હતી. ટીપૂ સુલતાને આજે પણ ફજરની નમાઝ હંમેશની જેમ મોટી મસ્જીદમાં અદા કરી. નમાઝ બાદ સુલતાનના અંગતમંત્રી મીર હબીબુલ્લાહે અરજ કરી કે સમયનો એવો તકાદો છે કે આપ હજૂર કૃપા કરીને આપના અણમોલ જીવનનો ખ્યાલ ફરમાવો અને આપના વહાલસોયા શાહજાદાઓના અનાથ થઈ જવાની તેમજ એમના કેદ થઈ જવાની કલ્પના કરી જુઓ અને એમને એવી મહાન આફતોમાંથી બચાવી લો. મંત્રીના કહેવાનો બીજો અર્થ એ હતો કે સુલતાન દુશ્મન સાથે સુલેહ કરી લે. સુલતાને જવાબમાં કહ્યું કે : " અમો મુસલમાનોની મહાન જાગીર સમી આ ' સલ્તનતે ખુદાદાદને ' બચાવી લેવાની વરસોથી ચિંતા કરીએ છીએ. પરંતુ અફસોસ કે અમારા વઝીરો અને સલ્તનતના અમલદારો જ પરદા પાછળ રહીને એને તબાહ કરવાની સાઝિશો કરી રહ્યા છે.ઈન્સાનને જીંદગીમાં માત્ર એક જ વાર મોત આવે છે. એનાથી ડરવું બેકાર છે. મોતનું તો કંઈ જ નકકી નથી એ કયારે અને કેવી રીતે આવી જાય ? હું અલ્લાહના મહેબૂબ પેગંબર સ.અ.વ. ના મહાન મઝહબ ઈસ્લામની ઉપર મારી જાતની સાથે સાથે મારી ઔલાદ ને પણ કુરબાન કરી દેવાનો પાકો ઈરાદો કરી ચૂકયો છું. "સુલતાનનો જવાબ સાંભળીને મીર હબીબુલ્લાહ ચૂપ થઈ ગયો. આ તરફ એના નિયમ મુજબ સૂરજ ધીરેધીરે નીકળી રહ્યો હતો પરંતુ બીજી તરફ સુલતાનના નસીબનો સૂરજ ડૂબી રહ્યો હતો. જગતનો ઈતિહાસ આજે ખુદદારી અને આઝાદીનું એક પ્રકરણ સમાપ્ત કરીને ગુલામીનું બીજું નવું પ્રકરણ શરૂ કરી રહ્યો હતો. શ્રીરંગ પટ્ટનમની ધરતી પણ જાણે પોતાના સર્જનહારની સામે વિલાપ કરીકરીને આસું વહાવી રહી હતી.કે આજે એની છાતી ઉપર પવિત્ર આત્માઓને બદલે નાપાક આત્માઓની હકૂમત શરૂ થવાની છે. અંગ્રેજો પોતાની બનાવેલ બધી જ યોજનાઓને આખરી ઓપ આપી રહ્યા હતા. પોતાના ચેલાઓ દ્વારા એના નાપાક ઈરાદાઓ પડતા જોઈને શેતાન પણ ખુશીથી ફાટફાટ થઈ રહયો હતો. કિલ્લાની અંદર અને બહાર દરેક જગ્યાએ તબાહીની સાઝિશો પૂરી કરી લેવામાં આવી હતી. આત્મગૌરવ અને સ્વમાનને વેચી દેવાનો તેમજ દેશને પરદેશીઓને

હવાલે કરી દેવાનો સોદો બરાબર નક્કી થઈ ગયો હતો. અને દેશના ગદ્દારોની તરફથી સુલતાનની તૈયારીઓની નાનામાં નાની બાબતો પણ પૂરેપૂરી વિગતો સહિત અંગ્રેજ સેનાપતિ વેલેસ્લીને પહોંચી રહી હતી. ગદ્દાર મીર સાદિક પોતાના માલિક એવા શેતાનોની સાથે મળી જઈને કિલ્લા ઉપર હુમલો કરવાની આખી યોજના અંગ્રેજોને સમજાવી ચૂકયો હતો.ભૂતકાળના આવાજ અનુભવોને કારણે મીર સાદિક જેવા નીચ અને નિમક હરામ દેશદ્રોહી ઉપર ભરોસો ન કરવાનું અંગ્રેજો પાસે કોઈ કારણ ન હતું. આ બાબતમાં તે અંગ્રેજોને ખુદ પોતાના સૈનિકો કરતાં પણ વધારે સુલતાનની ફોજોના દગલબાજ સોદાગરો ઉપર ભરોસો હતો. જેઓ સુલતાનની પીઠમાં અગાઉથી જ ખંજર હુલાવી ચૂકયા હતા.

ઘોર નિરાશા અને હતાશાના ગાઢ અંધકારમાં પણ આશાની એક જયોત હજુ પણ ઝળહળી રહી હતી. અને એ સુલતાનના સાચા વિશ્વાસુ અને વફાદાર સિપાહીઓનું એક એવું જૂથ હતું જેઓ પોતાના પ્યારા વતન અને મહાન મઝહબની રક્ષા માટે જીવનના છેલ્લા શ્વાસ સુધી સુલતાનના ખભેથી ખભો મિલાવીને નિછાવર થઈ જવાનો ખુદાની હજૂરમાં વાયદો કરી ચૂકયા હતા.

અલ્લાહે પણ એમના લોખંડી ઈરાદાઓને એમની ઈચ્છા અને માંગેલ દુવાઓ હજુ સુધી અડગ રાખ્યાં હતાં. સમય વીતવાની સાથે સાથે એ બહાદૂરોમાં પોતાના અલ્લાહનાં દીદાર કરવાનો અને જન્નતમાં દાખલ થવાનો જોશ ઉછાળા મારી રહ્યો હતો. એ સૈયદ અબ્દુલ ગફફારની સરદારી હેઠળની એવી ટુકડી હતી જેમાંના કેટલાક બહાદૂર સિપાહીઓના નામથી ખુદ સુલતાન પણ અણજાણ હતો. પરંતુ એ બહાદુરોના ચહેરાઓ ઉપરનું તેજ અને નીડરતા કહી રહી હતી કે તેઓ પોતાના લોહીના છેલ્લામાં છેલ્લા ટીપાથી પોતાના પ્યારા વતનનો એક નવો સોનેરી ઈતિહાસ લખવા જઈ રહયા છે. આમ આજે માત્ર ઈસ્લામી ઈતિહાસમાં જ નહીં. પરંતુ સમગ્ર માનવજાતના ઈતિહાસમાં એક નવો વળાંક આવવાનો હતો. અને આજનો દિવસ વતનની આઝાદીનું સપનું જોનારા હિંદ ભૂમિના એક મહાન સપૂતની જીંદગીનો અલ્લાહે લખેલ એની તકદીર મુજબનો અંતિમ દિવસ પણ હતો.

(સીરતે સુલતાન ટીપૂ શહીદ પાન - ૬૩ )

## ગદ્દાર મીર સાદિકની કતલ

સુલતાન ટીપૂ લાંબા સમય સુધી અંગ્રેજી ફોજો સામે લડતો રહ્યો. જયારે

દુશ્મનોના ટોળાં ખૂબ વધી ગયા તો એણે ડોડી દરવાજામાંથી ફરીથી શહેરમાં દાખલ થવાની કોશિશ કરી પણ મીર સાદિકે સુલતાનને આ તરફ પાછો આવતો જોઈને ડોડી દરવાજાને બંધ કરી દીધો.પોતે સિપાહીઓની મદદ લાવવાનું કહીને દરવાજાની બહાર નીકળી ગયો. સુલતાનના એક સાચા વફાદાર સિપાહી અહમદખાનથી મીર સાદિકની આ નીચ હરકત સહન થઈ શકી નહી. એણે તરત જ મીર સાદિકને પડકારીને કહ્યું : કે સુલતાનને દુશ્મનોના ઘેરામાં ફસાવીને તું પોતે બચીને કયાં જાય છે ?આમ કહીને તલ્વારના એક જોરદાર ઘા થી મીર સાદિકનું માથું ધડથી જુદું કરી નાખ્યું. ચાર દિવસ સુધી મીર કાસિમની લાશ એજ જગ્યાએ રઝળતી અને સડતી રહી. તેનું આખું શરીર ભયંકર દુર્ગંધ મારતું થઈ ગયું. છેવટે કેટલાક લોકોએ ભયંકર દુર્ગંધથી તંગ આવી જઈને તેની લાશને જમીનમાં દાટી દીધી. એની કબર પાસેથી જયારે પણ કોઈ માણસ પસાર થતો ત્યારે એ ગદદારની કબર ઉપર એ જરૂર થૂકતો. આવો જ બીજો ગદદાર મીર મુઈનુદીન પણ એજ દિવસે એક જ ઊંડા ખાડામાં પડીને ભુંડી મોતે મરી ગયો.

( સીરતે સુલતાન ટીપૂ શહીદ પાન - ૯૩ )

## સિંહનો એક દિવસ શિયાળના સો વરસ કરતાં ઉત્તમ છે.

સાંજ ઢળવાની તૈયારીમાં હતી. ઘમસાણ યુધ્ધ ચાલી રહયું હતું. પુરુષો તો પુરુષો ખુદ હિંદુ મુસ્લીમ સ્ત્રીઓ પણ હિંમતથી દુશ્મનો ઉપર હુમલો કરી રહી હતી. એક પછી એક બહાદુર શહાદતનો જામ ગટગટાવીને પોતાની વફાદારી અને દેશપ્રેમનો પુરાવો આપી રહ્યા હતો. એમની લાશો ઠેકઠેકાણે વેરવિખેર હાલતેમાં પડી હતી. એ દરમિયાન સુલતાનના એક નવમુસ્લીમ સેવક રાજાખાને સુલતાનને અરજ કરી કે : " હજૂર જો હજી પણ આપની જાનની સલામતી માટે પોતાને દુશ્મનોના હવાલે કરી દેવામાં આવે તો તેઓ આપના માનમરતબાનો ખ્યાલ કરીને આપની જાન બખ્શી દેશે. સેવકના આ કાયરતા ભરેલા શબ્દો સુણતાં જ સુલતાનનું લોહી ઉકળી ઉઠયું. તેણે ગુસ્સાથી કાંપતા પલ્ટીને કહ્યું કે "મારે મન સિંહની એક દિવસની જીંદગી શિયાળની સો વરસની જીંદગી કરતાં ઉત્તમ છે."

થોડીક વારમાં જ સુલતાનના ઘોડા તાઉસને પીઠમાં ગોળી વાગી. જેનાથી તે જમીન પર પટકાઈ પડયો. સુલતાન પણ જમીન પર આવી ગયો. અને તેનો સાફો પણ માથેથી અલગ થઈ ગયો. હવે સુલતાન જમીન ઉપર રહીને જ લડે જતો હતો. જોતજોતામાં જ કેટલાય અંગ્રેજ અફસરો સુલતાનની તેગનો શિકાર

થઈને જહન્નમ ભેગા થઈ ગયા. ગોળીઓના બે ઊંડાં ઘા સહન ન થવાથી હવે સુલતાનની તાકાત ઓસરી રહી હતી. આમ છતાં પણ સિંહ જેવો સુલતાન થાકીને બેસી જવાને બદલે લડી રહ્યો હતો.એના સિપાહીઓ દુશ્મનો ઉપર જે ગોળા વરસાવી રહયા હતા એનાં દારૂને બદલે ગદદાર મીર સાદિકની સાઝિશથી માટી ભરવામાં આવી હતી.પરિણામે એ ગોળાથી દુશ્મનોનું કોઈ પણ નુકશાન થતું ન હતું. દેશદ્રોહી ગદદારોએ આપેલ ગુપ્ત બાતમીથી દુશ્મનોનાં ધાડાં એક જ જગ્યાએ આવીને ભેગાં થઈ ગયા હતાં. જયાં સુલતાન એમની સામે મરણિયો થઈને ઝઝૂમી રહ્યો હતો. (સીરતે સુલતાન ટીપૂ શહીદ પાન - ૩૯૫ )

## સ્વતંત્રતાનો સૂરજ ડૂબી ગયો

સવારે શરૂ થયેલ લડાઈ સાંજ સુધી બરાબર ચાલતી રહી. દુશ્મનો સામે જમીન ઉપર લડતાં લડતાં અત્યાર સુધી કેટલીય ગોળીઓ પેસી ગઈ હતી. અને એ ગંભીર રીતે ઘાયલ થઈ ચૂકયો હતો. આકાશમાં આખા દિવસના ભ્રમણ બાદ સૂરજ ડૂબીને દુનિયાને અંધકારની ચાદરમાં લપેટવાની તૈયારી કરી રહ્યો હતો.એ જ રીતે વતનની આઝાદીનો એ સૂરજ પણ પોતાના પચાસ વર્ષના જીવનના સતત સઘર્ષ અને દોડધામથી લોથપોથ થઈને ડૂબવાની અણી પર જ હતો. એવામાં દૂરથી દુશ્મનના એક સિપાહીએ સુલતાનના કાનની પાછળના ભાગે નિશાન તાકયું. ગોળી જમણા કાનની સહેજ પાછળના ભાગમાં વાગી. જોતજોતામાં સુલતાનનું શરીર જમીન ઉપર ઢળી પડયું. એજ સમયે રૂહનું પંખી કાયાના પીંજરામાંથી અનંતની સફરે સીધાયું. ઈન્ના લિલ્લાહે વ ઈન્ના ઈલયહે રાજેઊન ... સૂરજ'આથમી રહયો હતો. લડાઈના આજના દિવસમાં ટીપૂના બાર હજાર જેટલા બહાદૂર સિપાહીઓ પ્યારા વતનની આઝાદીના રક્ષણ માટે પોતાનાં અણમોલ પ્રાણ નિછાવર કરી ચૂકયા હતા.

( સીરતે સુલતાન ટીપૂ શહીદ પાન - ૩૨૫ )

## શ્રીરંગપટ્ટનમમાં સન્નાટો

સુલતાનની શહાદતની સાથે સાથે બાર હજાર જેટલા વફાદાર સિપાહીઓની વફાદારી સાથે જેમાં સેંકડો હિંદુ-મુસ્લીમ સ્ત્રીઓ અને કેટલીક શાહી ખાનદાનની સ્ત્રીઓ પણ સામેલ હતી.મૈસૂરની આ ચોથી આરપારની લડાઈ છેવટે પૂરી થઈ. ત્યારબાદ રાજધાની ઉપર દુશ્મનોએ વ્યવસ્થિત રીતે કબજો કરી લીધો. અંગ્રેજ જનરલ હારિસ સુલતાનની લાશ પાસે જઈને આનંદભેર ચિત્કારી ઉઠયો કે : " આજથી હિન્દુસ્તાન અમારું છે. "

સુલતાન ટીપૂના શહીદ થઈ જવાથી દેશની આઝાદીના ઈતિહાસનું એક સોનેરી અને છેલ્લું પ્રકરણ પૂરું થયું. ઈતિહાસે ફરીવાર પડખું ફેરવ્યું. રાજકીય રીતે હિન્દુસ્તાન બરબાદ થઈ ગયું.દેશભરમાં આઝાદીનો ઝંડો શોકમાં ડૂબી ને અર્ધી કાઠીએ આવી ગયો. વતનનો ભવ્ય ભૂતકાળ, તેજસ્વી વર્તમાન તેમજ આશાભર્યું ભવિષ્ય બધું જ જાણે આઝાદીના પરવાના એવા શહીદોની લાશોની નીચે દબાઈ ગયું.

## સુલતાનની દફન વિધિ

બીજા દિવસે ૫ મી મે ના રોજ જનરલ હારિસે ઈસ્લામી રીતરીવાજ મુજબ સુલતાનની દફનવિધિ કરવાની રજા આપી. બપોર પછી જનાઝો મહેલમાંથી રવાના થયો. સુલતાનના ખાસ ચાર સેવકો જનાઝાને કાંધો આપી રહ્યા હતા. શાહજાદા અબ્દુલ ખાલિક ઉપરાંત બીજા હોદ્દેદારો અને સલ્તનતના અમલદારો પણ જનાઝાની સાથે હતા. અંગ્રેજોના લશ્કરની ચાર કંપનીઓ મૈયતની પાછળ પાછળ ચાલી રહી હતી. મહેલ, ગલીઓ, રસ્તાઓ અને બજારોમાં સન્નાટો છવાયેલો હતો. જનાઝામાં સૌથી આગળ શહેરના કાઝી સાહેબ હતા. જેઓ બુલંદ આવાજે પવિત્ર કુરઆનની આયતો પઢી રહ્યા હતા. ધર્મ, નાતજાત અને મઝહબના ભેદભાવ વગર સુલતાનને દિલોજાનથી ચાહનારા અનેક લોકો જનાઝાના જુલૂસમાં જોડાતા ગયા. હિન્દુ સ્ત્રીઓ માથામાં ધૂળ નાખીને વિલાપ કરી રહી હતી. અને મુસલમાન ખાતુનો જનાઝાને જોઈજોઈને ધ્રુસકે ધ્રુસકે આંસુ સારીને માથાના વાળ પીંખી રહી હતી.

લાલબાગ પહોંચ્યા બાદ અંગ્રેજ લશ્કરના હથિયારધારી સિપાહીઓએ પોતાના હથિયારો પણ નીચે નમાવી દીધા. શહેર કાઝી સાહેબે જનાઝાની નમાઝ પઢાવી. ત્યારબાદ લાશને લાલબાગમાં હૈદરઅલીની બાજુમાં ભીની આંખો અને ભારે આદર સહીત દફન કરવામાં આવી.

પ્યારા વતનનો એક મહાન અને બહાદૂર ફરજંદ સાંજનો સૂરજ આથમે એ પહેલાં માટીની મીરાતમાં ભળીને જન્નતના બાગમાં સફર કરી ગયો હતો અને આ ફાની દુનિયાની દડમજલના થાકથી છૂટીને હંમેશાં હંમેશાંની રાહતની ચાદરમાં પોઢી ચૂકયો હતો. હિન્દુસ્તાનની આઝાદીના એ અમર જાંબાઝ સિપાહીને ગમગીન દિલે અને આંસુ ભરેલ બાઅદબ અંતિમ સલામ આપી રહયા હતા. જે સીમાબ અકબરાબાદીના શબ્દોમાં કંઈક આ પ્રમાણે છે :-

અય શહીદે મર્દે મયદાને વફા ! તુઝ પર સલામ !
તુઝ પે લાખોં રેહમતેં, લાઈન્તહા તુઝ પર સલામ !
હિંદ કી કિસ્મત હી મેં રુસ્વાઈ કા સામાન થા
વર્ના તૂ હી એહદે આઝાદી કા ઈક ઉન્વાન થા
અપને હાથોં ખુદ તુઝે એહલે વતનને ખો દિયા
આહ ! કૈસા બાગબાં શામે ચમનને ખો દિયા ?

# ટીપૂની શહાદતની હિન્દુસ્તાનના રાજકીય વાતાવરણ ઉપર અસરો

ઈ.સ.૧૭૯૯ માં ટીપૂની શહાદત અને ' સલ્તનતે ખુદાદાદ ' ના પતન બાદ અંગ્રેજોનો મુકાબલો કરી શકે તેવી આખા હિન્દુસ્તાનમાં કોઈ સત્તા બાકી રહી નહી. દેશભરમાં અંગ્રેજોની ફેલાતી જતી રાજકીય સત્તાના મારગમાં ટીપૂ સુલતાન જ અડચણરૂપ હતો. ટીપૂની શહાદત પછી જ અંગ્રેજોની જીભેથી સૌપ્રથમ વાર એવું અર્થસભર વાકય ઉચ્ચારવામાં આવ્યું કે "આજથી હિન્દુસ્તાન અમારુ છે." ટીપૂની હયાતીમાં આવુ વાકય ઉચ્ચારવાની કોઈ અંગ્રેજ હિંમત કરી શકતો ન હતો.ઈ.સ.૧૮૦૦ માં નિજામ હૈદરાબાદની ગરજ પૂરી થઈ જતાં તેની પણ થોડીઘણી હતી એ સ્વતંત્રતા છીનવી લેવામાં આવી. તેને આપવામાં આવેલ તમામ પ્રદેશો એક જ વર્ષમાં પાછા લઈ લેવામાં આવ્યા અને એ અંગ્રેજોના ગુલામ જેવો બનીને રહી ગયો. પહેલી જ વારથી ધમકીથી એણે પોતાના કબજાના પ્રદેશો જાતે જ બેશરમીથી અંગ્રેજોને હવાલે કરી દીધા.

પૂનામાં મરાઠા સરદાર નાનાએ જયારે ટીપૂ સુલતાનની શહાદતની ખબર સાંભળી તો એકાએક તેની જીભેથી આ શબ્દો સરી પડયા કે : " ટીપૂ શું ખતમ થઈ ગયો હકીકતમાં તો બ્રિટીશ હકૂમતની તાકાતમાં વધારો થઈ ગયો. હવે આખુ હિન્દુસ્તાન એમનું છે." બીજા એક મરાઠા સરદારે કહ્યું કે " ટીપૂનું માર્યા જવું એ મારા જમણા હાથનું કપાઈ જવા બરાબર છે. "નાગપૂરના મધુજી ભોંસલે, પૂનાના નાના ફડનવીસ, ઈંદોરના ટકૂજી હોલકર અને સિંધીયા વિગેરેના લશ્કરો એક થઈને પણ ટીપૂની ફોજોથી અનેક ગણા વધારે હોવા છતાં પણ કંપની સરકારનો મુકાબલો કરી શકયા નહીં.

ઈ.સ.૧૮૦૩ માં ફર્રુખાબાદમાં હોલકરની ફોજોને અંગ્રેજોએ નામોશીભરી હાર આપી. અને ઈ.સ.૧૮૦૩ માં જ દિલ્હની આસપાસમાં મોજૂદ તમામ મરાઠા સરદારો સિંધીયા અને ભોંસલે વિગેરેની ફોજોને પણ કંપની સરકારે ભારે હાર આપીને આગરા અને અલીગઢના એમના કબજા હેઠળના પ્રદેશો ઉપર કબજો કરી લીધો. વડોદરા અને ગુજરાત ઉપર કબજો જમાવ્યા બાદ અંગ્રેજોએ પૂનામાં પોતાનું થાણું સ્થાપ્યું અને પછી ઈ.સ. ૧૮૧૮ માં પૂના ઉપર પણ કબજો કરી લીધો. તો બીજી તરફ મૈસૂરના નવયુવાન હિંદુરાજાએ પણ થોડા દિવસોમાં જ પોતાના તમામ પ્રદેશો કંપની સરકારને હવાલે કરી દઈને માત્ર નામ પૂરતું જ મૈસૂરની ગાદીએ બેસવાનું કબૂલ કરી લીધું. દિલ્હીનો બાદશાહ શાહઆલમ પણ અંગ્રેજોના તાબેદાર જેવો થઈ ગઈ. ઈ.સ.૧૮૩૫ માં તો એનું નામ ચલણી સિકકાઓ ઉપરથી પણ કાઢી લેવામાં આવ્યું.

ઈ.સ.૧૮૪૩ માં અંગ્રેજોએ સિંધને પણ પોતના કબજામાં કરી લીધું. ઈ.સ. ૧૮૬૫ માં અવધની નામની હકૂમતને પણ ખતમ કરી દેવામાં આવી. શીખોની સાથે બે લડાઈઓ થયા બાદ ઈ.સ.૧૮૪૯ માં જ એમની હકૂમત અંગ્રેજોના હાથમાં ચાલી ગઈ. શાહઆલમ બાદ અકબરશાહ બીજો અને બહાદુરશાહ પણ ઈ.સ.૧૮૫૭ સુધી માત્ર લાલ કિલ્લા ઉપર જ કરતા રહ્યા અને અંગ્રેજોની આર્થિક મદદ ઉપર જ એમનો જીવન નિર્વાહ ચાલતો રહ્યો. ૨૨ સપ્ટેમ્બર ૧૮૫૭ માં હિન્દુસ્તાનના છેલ્લા બાદશાહ બહાદૂરશાહ ઝફરને પણ રંગૂનની જેલમાં મોકલી દીધા. જયાં તેનું ઈ.સ. ૧૮૬૨ માં કેદીની હાલતમાં જ અવસાન થયું. આમ ટીપૂ સુલતાનની શહાદતની માઠી અસરો હિન્દુસ્તાનના રાજકીય વાતાવરણમાં માત્ર અઠ્ઠાવન વરસના ગાળામાં જ દેખાવા માંડી. અને આખા દેશ ઉપર અંગ્રેજોનો કબજો થઈ ગયો. તેમજ એમની ઉત્તરીય સરહદો છેક ખૈબરઘાટ સુધી ફેલાઈ ગઈ.

## " સલ્તનતે ખુદાદાદ " ના પતનની ઈસ્લામી જગત ઉપર અસરો

ટીપૂ સુલતાનની શહાદત અગાઉ ઈસ્લામી જગતના મુસ્લીમ દેશોની પાસે આખી પૃથ્વીનો કુલ ૧૭% હિસ્સો હતો. એટલે કે પૃથ્વી ઉપરનો એક કરોડ સત્તાનાવ લાખ ચોરસ માઈલનો કુલ વિસ્તાર મુસલમાનોનો હતો. જો કે એ

સમયે પણ પશ્ચિમની સત્તાઓની મુસ્લીમ દેશો ઉપર કબજો જમાવવાની સાઠમારીઓ ચાલુ જ હતી.પરંતુ એ સમયે ઈસ્લામી જગતનો સૌથી મોટો દેશ હિન્દુસ્તાન હતો. અને હિન્દુસ્તાનમાં પણ પશ્ચિમી સત્તાઓને માટે સૌથી અડચણરૂપ ટીપૂ સુલતાન જ હતો.એટલે ટીપૂને કારણે એમની મુરાદોને પૂરી કરવામાં એમને ધારી સફળતા મળી શકી નહીં. જયારે ટીપૂ નામની દિવાલ અુમના મારગમાંથી ખસી ગઈ તો એમના મનસૂબાઓને અમલમાં મૂકવામાં માટે વાર ન લાગી. માત્ર અડધી સદીમાં જ સમગ્ર એશિયા પર એમનો પૂરેપૂરો કબજો થઈ ગયો. ત્યારબાદ ઈસ્લામી જગતના જુદાજુદા સોળ દેશો - જેમાં એશિયાના દસ મલેશિયા,ઈરાક,કતર, અમાન,માલદિપ,કુવૈત, બેહરિન, આરબ અમીરાત અને અરદુન તેમજ આફ્રિકાના છ મિસર, સુદાન, નાઈઝીરીયા, યુગાન્ડા, ટાન્ઝાનિયા અને કેન્યા ઉપર એમનો કબજો થઈ ગયો.

વાંચકોને એ જાણીને નવાઈ લાગશે કે ટીપૂની શહાદતના માત્ર પચાસ સાઈઠ વરસ બાદ જ પૃથ્વી ઉપરનો ઈસ્લામી વિસ્તાર ૧૭% થી ઘટીને ૫% એટલે કે એક કરોડ સત્તાવન લાખ ચોરસ માઈલને બદલે માત્ર ૪૫ લાખ ચોરસ માઈલનો થઈ ગયો.બીજા શબ્દોમાં કહીએ તો પૂરા તેરસો વર્ષના ઈસ્લામી ઈતિહાસમાં મુસલમાનોની એ સૌથી મોટી પીછેહઠ હતી.જો ટીપૂ સુલતાન થોડાક વરસો વધારે જીવતો રહ્યો હોત તો અંગ્રેજોને એટલી જલ્દી હિન્દુસ્તાનમાંથી નવરાશ જ મળી ન હોત અને એમને ઈસ્લામી જગતના બીજા વિસ્તારો તરફ ધ્યાન આપવાની તક પણ મળી ન હોત. આમ ટીપૂની શહાદત અને 'સલ્તનતે ખુદાદાદ' ના પતન બાદ ઈસ્લામી જગતને ઈસ્લામનો ફેલાવો કરનાર એક સાચા મોમિન એવા ટીપૂના ચાલ્યા જવાથી માત્ર ઈસ્લામનું જ નહી પરંતુ એક બાહોશ મુસલમાન હાકેમ હોવાને નાતે એની શહાદતથી ઈસ્લામી જગતના રાજકીય વાતાવરણને પણ કદી ન પૂરી શકાય એવી ખોટ સહન કરવી પડી. મતલબ કે અંગ્રેજોનું ધ્યાન ઈસ્લામી જગતના બીજા મુલકો તરફ જતું રોકવામાં ટીપૂનું વજૂદ જ મુખ્ય કારણરૂપ હતું.

## શાહ અબ્દુલ અઝીઝની ઈન્કિલાબી કોશિશો

શાહ વલીઉલ્લાહ રહ.ની બાદ એમના સાચા અને બુલંદ કાબેલિયતના માલિક એવા સુપુત્ર હઝરત શાહ અબ્દુલઅઝીઝ પોતાના પિતાએ શરૂ કરેલ જાગૃતિના કામોને આગળ વધારતા રહ્યા. અને એ સમયના રાજકીય વાતાવરણને પલટવાની કોશિશોની સાથે સાથે એ સમયના ખાસ રાજકીય હરીફ એવા અંગ્રેજોને

પરાસ્ત કરવા તરફ પોતાનું સમગ્ર ધ્યાન પરોવી દીધું. જેઓ ધીરેધીરે ચાલાકીથી ઈસ્લામ અને હિન્દુસ્તાન બંનેને માટે ભયંકર ખતરો બની રહ્યા હતા.

શાહ અબ્દુલ અઝીઝ બાદ એમની પાસેથી જ ઈલ્મની દૌલત અને તાલીમ પામેલા ઈસ્લામના સાચા સિપાહી હઝરત સૈયદ અહમદ શહીદ અને શાહ ઈસ્માઈલ શહીદે શાહ સાહેબના રાજકીય નકશામાં રંગ ભરવાની કામયાબ કોશિશો કરી અને એ કોશિશોથી ઈસ્લામની શાનશૌકતને બુલંદ દરજજે પહોંચાડવા માટે એમણે પોતાના જાનની બાજી લગાવી દીધી. તેઓએ શાહ વલીઉલ્લાહ રહ. પાસેથી મેળવેલ તાલીમનો ભરપૂર ફાયદો ઉઠાવ્યો. પોતાના બુલંદ ઈરાદાઓ, દૂરંદેશી અને સૂજબૂઝથી તેઓ હિન્દુસ્તાનને અંગ્રેજોની ચૂંગાલમાંથી છોડાવીને માદરેવતન આઝાદ કરાવવાની તેમજ દેશભરમાં ઈસ્લામી ઈન્સાફ અને નીતિનિયમોનું વાતાવરણ પેદા કરવાની તમન્ના રાખતા હતા. એમણે લખેલ પત્રો ઉપરથી એ વાતનો પુરાવો મળી રહે છે. જે એમણે તે સમયના સુલતાનો, અમીર ઉમરાવો, મોભેદાર લોકો અને બુધ્ધિમાન મુસલમાનોને લખ્યાં છે.

શાહ અબ્દુલ અઝીઝ રહ. જેઓ દિલ્હીમાં રહીને લોકોને મઝહબી શિક્ષણ આપવામાં ખૂંપેલા હતા. એમની સમયને પારખનાર દૂરંદેશ નજરો આખા હિન્દુસ્તાન ઉપર મંડાયેલી હતી. એમણે એ સમયના વાતાવરણનું ઊંડું ચિંતનમનન કરીને એવો સાર કાઢયો હતો કે એ સમયે વેરવિખેર થઈ ગયેલ ઈસ્લામી હકૂમતોને માટે તેમજ આ દેશમાં મુસલમાનોના ભવિષ્ય માટે ખતરો હોય તો એ અંગ્રેજો છે. શાહ અબ્દુલ અઝીઝે સૌથી પહેલાં એ સમયે હિન્દુસ્તાનને 'દારૂલ હરબ' (ઈસ્લામને નુકશાન પહોંચાડનાર) તરીકે જાહેર કર્યું હતું. અને મઝહબી નીતિનિયમો મુજબનું વાતાવરણ તૈયાર કરવા ભારે સૂઝબૂઝ અને હિંમતથી કામ લીધું.

શાહ સાહેબે અંગ્રેજોના ખતરાથી હિન્દુસ્તાન અને મુસલમાનોને ઉગારી લેવા માટેની તમામ કોશિશો કરી નાખી અને એ માટે હઝરત સૈયદ અહમદ શહીદ અને શાહ સાહેબના ભત્રીજા શાહ ઈસ્માઈલ શહીદની આગેવાનીમાં સ્થપાયેલ " જમાઅતે મુજાહીદીન " ની પ્રવૃતિઓને તેજ કરી નાખી. જેના પુરાવા મૌલાના વિલાયત અલી અઝીમાબાદી, મૌલાના યાહયાઅલી સાદિકપુરી, મૌલાનાઅહમદુલ્લાહ અને મૌલાના અબ્દુલ્લાહ સાહેબે અંગ્રેજોની સામે શરૂ કરેલ સરહદી લડાઈઓ અને એમણે આપેલ કુરબાનીઓમાંથી મળી

રહે છે. જેની મિસાલ મળવી મુશ્કેલ છે. પાછળથી એવા જ જોશ અને જુસ્સો એ મઝહબી આગેવાનોના દિલોમાં પણ ઉભરાવા લાગ્યો જેમણે ઈ.સ.૧૮૫૭માં અંગ્રેજો સામેના બળવામાં પોતાની જીંદગીઓ કુરબાન કરી દીધી હતી. અને જેમાં મૌલાના અબ્દુલ્લાહ શાહ મદ્રાસી, મૌલાના લિયાકતઅલી અલાહાબાદી, હાજી ઈમદાદુલ્લાહ થાનવી રહ. અને હઝરત હાફિઝ ઝામિન શહીદ રહ. ના મુબારક નામો જાણીતા છે. ઉપરાંત એ મઝહબી રાહબરો જેમણે આઝાદીની લડતની જયોતને છેક ઈ.સ.૧૯૪૭ સુધી કોઈને કોઈ રીતે ઝળહળતી રાખી.

" હક મગફિરત કરે અજબ આઝાદ મર્દ થે "

## અખંડ ભારત માટેની સૌથી મોટી ચળવળ જિહાદ

સૌથી મોટી આનબાન અને શાન વાળી ક્રાન્તિકારી કોઈ ચળવળ હોય તો એ જિહાદ છે. જેને એ સમયમાં અત્યંત જરૂરી અને આવશ્યક હોવા છતાં સમય અને સંજોગોની આડમાં તદ્દન ભૂલાવી દેવામાં આવેલ. જાહેરસભાઓ, સરઘસો, રેલીઓ, પ્રવચનો કોઈપણ જગ્યાએ ' જિહાદ ' નું નામોનિશાન ન હતું.હઝરત શાહ ઈસ્માઈલ શહીદ રહ.ના કહેવા મુજબ મદ્રસાઓમાં આપવામાં આવતી નાની નાની બાબતોની તાલીમમાં પણ જિહાદ જેવી ખૂબ જરૂરી બાબતની કોઈ ચર્ચા કરવામાં આવતી નહીં. મુસલમાનોની શકિતઓ વેડફાઈ રહી હતી. હિંમતો તૂટી રહી હતી. અને તેમની એક વિજેતા - બહાદૂર કોમ તરીકેની છાપ ભૂંસાઈ રહી હતી. હથિયારો રાખવાં અને તેનો ઉપયોગ કરવો એ જાણે કોઈ મોટો ગુનો હોય એમ માનવામાં આવતું હતું. મુસલમાનો ઉપર જાણે કુફ્રનો પડછાયો પડી રહ્યો હતો અને તેઓ પોતાની લાચારીઓને સહન કરવાના આદિ બની રહ્યા હતા જે ખૂબ જ આઘાતજનક બાબત હતી.

હિન્દુસ્તાનના એ અત્યંત કસોટીના સમયનો મુકાબલો કરવા માટે મુસલમાનો સાવ બેકાર અને બેદરકારબની ગયા હતા. સૈયદ અહમદ શહીદ રહ. એ એવા કપરા સમયમાં જિહાદનું નામ જાહેરમાં ઉચ્ચાર્યુ. ઊંચા આસનોએથી એનો નારો લગાવ્યો. જિહાદનો નારો બુલંદ કરવા માટે જાહેરમાં એની તાલીમ અને પ્રચારની પ્રવૃતિઓ તેજ કરી. દેશવિદેશોમાં પોતાના ખાસ વિશ્વાસુ માણસોને જિહાદનો પ્રચાર કરવા મોકલ્યા. સેંકડો આગ ઝરતા પત્રો લખ્યાં. જેનો એક એક શબ્દ તેજ તલવાર જેવો હતો.ઈમાનદાર લોકોને પોતાની ફરજોનું ભાન કરાવ્યું. મઝહબના આગેવાનોને એમની જવાબદારીઓનો

એહસાસ કરાવ્યો. આમ અને ખાસ લોકોના દિલોમાં જિહાદની પવિત્રતાનો અને એની મહાનતાનો સિકકો જમાવ્યો. મઝહબના જાણકારોને, મૌલવીઓને જિહાદની ચળવળમાં ભાગ લેતા કરીને લોકોની આળસ ખંખેરી અને ખુદની જાતને એ મહાન કામ માટે નિછાવર કરીને મુસ્લીમ કોમને જાગૃત કરી અને એ રીતે સમગ્ર હિન્દુસ્તાનમાં ક્રાન્તિની મશાલો જલાવીને લોકોમાં કૌમ અને વતન માટે કુરબાન થઈ જવાનો જુસ્સો પેદા કર્યો અને એ બુઝૂર્ગોએ દિવસાના દિવસની પ્રચંડ કોશિશો અને મેહનતોના પરિણામે એક જાગૃત કૌમ પેદા કરી દીધી જેના મગજમાં ઈન્કિલાબની જયોત ઝળહળવા લાગી ગઈ અને દિલોમાં સહાબા રદી.ના જેવો જુસ્સો પેદા થઈ ગયો.

(સીરતે સૈયદ અહમદ શહીદ જિલ્દ - ૨ પાન - ૫૪૩)

## હિન્દુસ્તાન ઉપર અંગ્રેજોનો કબજો

જિહાદની ઈન્કિલાબી ચળવળ ચલાવવામાં કારણો અને સાધનો કયાં કયાં હતાં? એ સવાલના જવાબમાં ખુદ સૈયદ સાહેબે પોતાના પત્રો અને લખાણોમાં પોતાના વિચારો અને અરમાનો વિશે ઠેકઠેકાણે વિગતવાર લખ્યું છે. એ લખાણોના કેટલાંક અંશો અહી રજૂ કરવામાં આવે છે.

આ પત્રો અને લખાણો સૈયદ સાહેબે તે સમયે ઈસ્લામના વિદ્વાનો મુસલમાન આગેવાનો અને અમીર ઉમરાવોને લખેલ છે. એક પત્રમાં તેઓ ફરમાવે છે કે :- આપ સાહેબ એ હકીકતથી સારી રીતે વાકેફ છો કે દરિયાપારના યુરોપના દેશોમાં રહેનારા આ ગોરા અંગ્રેજો વેપાર કરતાં કરતાં હિન્દુસ્તાન અને આખી દુનિયાની સલ્તનતોના માલિક બની બેઠા છે. મોટા મોટા શકિતશાળી હાકેમો અને સુલતાનોની ઈજજત આબરૂ અને માનમરતબાઓને આ અંગ્રેજોએ ધૂળમાં રગદોળી નાખી છે. જેઓ હકૂમતો અને સલ્તનતોના સાચા હકદાર હતા તેઓ આ સમયે હાથ પર હાથ ધરીને લાચાર થઈને બેસી ગયા છે. એટલે જ નાછૂટકે કેટલાય ગરીબ અને સાધનસંપતિ વગરના લોકો માથે કફન બાંધીને આવી પડેલ મુસીબતોનો સામનો કરવા અને એક માત્ર ઈસ્લામની ખિદમતને ખાતર પોતાના ઘરબાર બધું જ છોડીને મેદાનમાં ઉતરી પડયા છે. અલ્લાહના આ નેક બંદાઓને કોઈ હકૂમત, સત્તા કે માનમોભાઓ જોઈતાં નથી પણ એક માત્ર ઈસ્લામને ખાતર તેઓ કમર કસીને ઉભા થઈ ગયા છે.ધનદોલત કે હોદ્દાઓની એમને જરાપણ દરકાર નથી."

એક બીજા પત્રમાં પણ દર્દ ભરપૂર શબ્દોમાં લખે છે કે :- " આપણા

પ્યારા દેશ હિન્દુસ્તાનનો એક બહુ જ મોટો હિસ્સો પરદેશીઓના કબજામાં ચાલ્યો ગયો છે. અને અંગ્રેજોએ દરેક દરેક બાબતમાં જુલ્મ, અન્યાય, અત્યાચાર અને છળકપટનો વહેવાર શરૂ કરી દીધો છે. હિન્દુસ્તાનના સાચા હાકેમોની હકૂમતો બરબાદ થઈને રહી ગઈ છે. કોઈ પણ હાકેમમાં હવે અંગ્રેજોનો મુકાબલો કરવાની તાકાત રહી નથી. બલ્કે અંગ્રેજોને જ તેઓ પોતાનો આધાર અને માલિક માનવા લાગ્યા છે. મોટા મોટા શક્તિશાળી હાકેમો જયારે અંગ્રેજોનાં જુલ્મ અને અત્યાચારનો મુકાબલો કરવાને બદલે એમના ગુલામ બનીને રહી ગયા છે ત્યારે કેટલાંક ગરીબ, લાચાર, સાધનસંપત્તિ વગરના જાગૃત લોકોએ એમનો મુકાબલો કરવાનું બીડું ઝડપી લીધું છે.

## અસલ ઉદ્દેશ હિન્દુસ્તાનમાં જેહાદ

બીજા એક પત્રમાં સૈયદ સાહેબ કોઈ શાહજાદાને ફરમાવે છે " આ દેશને સાચે માર્ગેથી ભટકેલ નાસ્તિકોથી પવિત્ર કરીને અને બેધારી નીતિઓમાં જીવી રહેલ ગદદારોની ગંદકીઓથી સ્વચ્છ કરીને ત્યારબાદ સલ્તનતોની લગામ ઈન્સાફ અને બુલંદ કાબેલીયતથી રાજય વહીવટ ચલાવનાર લાયક લોકોના હાથોમાં સોંપી દેવામાં આવશે.પરંતુ એવી શરતની સાથે કે તેઓ હરહંમેશ અલ્લાહના હુકમોને તાબે રહીને ઈન્સાફ અને ઈમાનદારીથી રાજકારભાર ચલાવશે. ઉપરાંત હંમેશાં ગમે તેવી હાલતમાં પણ જેહાદને કાયમ રાખશે. અને ન્યાયતંત્રમાં શરીઅતના કાયદાઓનું જરાપણ ઉલંઘન કરશે નહી. ત્યારબાદ હું મારા બહાદૂર સાથીઓની સાથે હિન્દુસ્તાન તરફ આગળ વધીશ. જેથી અધર્મ અને નાસ્તિકતાની ગંદકીથી તેને પવિત્ર કરી શકાય. કારણ કે મારો મૂળ આશય તો અસલ હિન્દુસ્તાનમાં જેહાદ જગાવવાનો છે. અફઘાનિસ્તાનની સરહદોમાં કે ખુરાસાનમાં બેસીને આરામ કરવાનો નહીં જ. "

ગ્વાલિયરની હકૂમતના મુસલમાન હોદ્દેદાર ગુલામ હૈદરખાનને નામે લખેલ એક પત્રમાં ફરમાવે છે કે : " જેઓ વરસોથી રિયાસતો ઉપર રાજ કરી રહ્યા છે. એમની આજના સમયમાં ફરજ થઈ પડે છે કે તેઓ જેહાદ જગાડવા માટે નીકળી પડેલા ગરીબ અને સાધન વિહોણા બહાદૂર લોકોની દરેક દરેક બાબતની મદદ કરે. અને એમની લડતોથી પોતાની રિયાસતની તાકાત વધીને તેઓ મજબૂત બનશે એ વાતમાં પૂરેપૂરો વિશ્વાસ રાખે. "

આ પત્રો અને એના લખાણોથી સાફ જણાઈ આવે છે કે સૈયદ સાહેબ ઈસ્ટ ઈન્ડીઆ કંપનીના વધતા જતા પ્રભાવ અને અંગ્રેજી સત્તાની જમાવટને

દેશ માટે ભયંકર ખતરો માનતા હતા. અને એ રીતે ખતરાને ટાળવા માટે તેમજ વેપારની આડમાં સત્તા જમાવી રહેલ પરદેશીઓને આ દેશમાંથી હાંકી કાઢવા માટે હિંદુ રાજાઓ પાસે પણ પોતાની લડતમાં સાથ આપવા માટે સહકાર અને મદદ માંગતા હતા. જે એમની દૂરંદેશી અને સૂઝબૂઝનો પુરાવો છે. સાથે સાથે તમામ હાકેમો અને સુલતાનોને એ વાતનો વિશ્વાસ અપાવવા માંગતા હતા કે સંગઠિત થઈને, એક થઈને અંગ્રેજોની વિરૂધ્ધમાં લડવામાં જ સૌની ભલાઈ અને ફાયદો છે. અંગ્રેજોના પ્રભાવ અને એમની સત્તા મેળવવાની ભૂખને ખતમ કરી દઈને આ દેશને પરદેશીઓની લોખંડી જાળમાંથી ઉગારી લેવામાં જ તમામ દેશવાસીઓનું કલ્યાણ છે.

(સીરતે સૈયદ અહમદ ભાગ -૧ પાન ૩૯૨ થી ૩૯૪ )

## સરહદની પસંદગી અને પંજાબ તેમજ અફઘાનિસ્તાનનું વાતાવરણ

સૈયદ સાહેબના દિલમાં અસલ ચિનગારી તો હિન્દુસ્તાનને અંગ્રેજોની જાળમાંથી આઝાદ કરાવવાની હતી. પરંતુ એ સમયે કેટલાક સમયથી પંજાબમાં રણજીતસિંહની હકૂમત સ્થપાઈ ગઈ હતી.ત્યાંના મુસલમાનોને ભયંકર દુર્દશાઓમાંથી ઉગારી લેવાની તાતી જરૂર હતી. અને મઝહબી ફરજપણ હતી. ઉપરાંત લશ્કરી અને રાજકીય રીતે પણ જરૂરી હતું કે એ માટેની લડત હિન્દુસ્તાનની ઉત્તરીય અને પશ્ચિમ સરહદોએથી શરૂ કરવામાં આવે. જે બળવાન અને બહાદૂર એવા અફઘાની કબાઈલીઓનું કેન્દ્ર છે અને જયાંથી મુસલમાનોની સ્વતંત્ર હકૂમતોની એક લાંબી હારમાળા શરૂ થાય છે.

નકશામાં જોવાથી જણાઈ આવે છે કે પંજાબના દુઃખી મુસલમાનોની મદદ અને હિન્દુસ્તાનને અંગ્રેજોની ચૂંગાલમાંથી છોડાવવાની ચળવળો તેમજ એક વધુ ઈસ્લામી હકૂમતની સ્થાપના કરવા માટે હિન્દુસ્તાનની ઉત્તરીય અને પશ્ચિમની સરહદો જેવું યોગ્ય સ્થાન બીજું કોઈ હતું નહીં.

સૈયદ સાહેબની નજરો સામે એ લોકોના કરૂણ અંજામો હતાં કે જેઓ અંગ્રેજોના છળકપટ, દાવપેચ અને ચાલાકીઓને કારણે એમની ગુલામીની જાળમાં કઈ રીતે ફસાઈ ગયા હતા.વેપાર કરવાની આડમાં કઈ રીતે એમણે હિંદી રાજાઓ અને નવાબોને પોતાના ગુલામ બનાવીને એમના રાજયો પડાવી લીધા હતા? કઈ રીતે બાદશાહ બહાદૂરશાહ ઝફરની સલ્તનત અને જીંદગીને

તબાહ બરબાદ કરી નાખી હતી? વળી નવાબ અમીરખાનની આખી દર્દનાક કહાણી પણ એમના ધ્યાનમાં હતી કે અંગ્રેજોની દગલબાજી અને દાવપેચોથી કઈ રીતે એ પોતાના વફાદાર સરદારોથી એકલો પડીને નિરાધાર થઈ ગયો હતો? અને છેવટે એવી ભૂંડી હાલતમાં આવી પડયો હતો કે અંગ્રેજોની સાથે સુલેહ અને સમાધાન કરી લેવા માટે લાચાર થઈ ગયો હતો.

એ પહેલાં સ્વતંત્ર હિન્દુસ્તાનના છેલ્લા સમયના સૌથી મહાન અને બહાદૂર હાકેમ ટીપૂ સુલતાનને અંગ્રેજોએ કેવી ગદદારીઓ અને દગલબાજીઓથી પોતાના ઘેરામાં લઈ લીધો હતો કે છેવટે એ મહાન દેશભકત સુલતાનને એકલે હાથે અંગ્રેજોની સામે ઝઝૂમવું પડયું. હિન્દુસ્તાનના કોઈ હાકેમે એ બહાદૂર શહીદનો સાથ આપ્યો ન હતો.

સૈયદ સાહેબની દૂરંદેશી અને સૂઝબૂઝનો એ પણ પુરાવો હતો કે એમણે પોતાની જેહાદી ચળવળો ચલાવવાનું કેન્દ્ર હિન્દુસ્તાનમાં ન બનાવ્યું. જે સ્થાન થોડાક જ સમયબાદ એક એવી ખરાબ દશામાં ઘેરાઈ જવાનું હતું કે જેની ચારો બાજુઓ દુશ્મનો અને વિરોધીઓનાં ટોળાંઓથી ઘેરાઈ જવાની હતી. અને જયાંથી કોઈપણ પ્રકારની મદદ કે કુમક મળવાની આશા ન હતી.

આ સ્થાન એટલે કે હિન્દુસ્તાનની ઉત્તરીય અને પશ્ચિમી સરહદોની પસંદગી કરવામાં આ વાત પણ ઉપયોગી બની હશે કે અફઘાનોની જવાંમર્દી, સિપાઈગીરી, લડાઈની જાણકારી, હિંમત અને બહાદૂરી હિન્દુસ્તાનમાં ખૂબ જાણીતી હતી. જે અફઘાન સૈનિકો હિન્દુસ્તાનની જુદી જુદી હકૂમતોમાં લશ્કરની નોકરીઓમાં ફરજ બજાવતા હતા ત્યાં એમની મર્દાનગી અને બહાદૂરીનાં ગુણગાન ગવાતાં હતાં.

એટલે જ સૈયદ સાહેબે એમની લડત માટેની સરહદો પસંદ કરવામાં સાચા હતા. પંજાબમાં મુસલમાનો જે ભયંકર કસોટીમાંથી પસાર થઈ રહયા હતા અને જે જે જુલ્મ અત્યાચારોના ભોગ બની રહ્યા હતા. એનાથી આખા દેશ ઉપર નિરાશા અને ઉદાસીનાં વાદળો ઘેરાયેલાં હતાં. અફઘાનિસ્તાન અને એની સરહદોમાં વસનારા કબાઈલીઓ પોતાની બુલંદ હિંમતો અને બહાદૂરીઓ છતાં એમનામાં કોઈ મઝહબી રોશની ન હોવાને કારણે દુનિયાની નાની નાની બાબતોમાં અટવાઈ ગયા હતા. અને દુનિયાની તુચ્છ બાબતોમાં પોતાની મહાન્ શકિતઓને બરબાદ કરી રહ્યા હતા. જો એમનામાં રહેલ શકિતઓ સંગઠિત થઈ જાય અને ઈસ્લામના માર્ગે તેઓ ચાલતા થઈ જાય તો

હિન્દુસ્તાન ઉપર કબજો મેળવી શકે તેમ હતા.

સમયના એ બધા જ તકાદાઓને કારણે જરૂરી હતું કે ઈસ્લામની પૂરેપૂરી રોશનીથી માલામાલ અને ઈનસાનિયતનું દર્દ દિલમાં પોષનાર એક એવો અલ્લાહનો નેક બંદો મેદાને જંગમાં ઉતરી પડે કે જેનો સાથ આપવા માટે અલ્લાહના નેક બંદાઓ, ઉમ્મતના સાચા હમદર્દો અને જાંબાઝો તૈયાર થઈ જાય. અલ્લાહનો એ નેકબંદો એવા સ્થાનેથી પોતાના જેહાદની શરૂઆત કરે કે જયાંથી એક તરફ અફઘાનોની અણમોલ શકિતઓનો સાચી દિશામાં ઉપયોગ કરી શકાય તો બીજી તરફ પંજાબના જુલ્મ અને અન્યાયની ચકકીમાં પીસાતા મુસલમાનોની પણ મદદ કરી શકાય. અને ત્યારબાદ એ અલ્લાહનો જાગૃતબંદો ધીરે હિન્દુસ્તાનની તરફ આગળ વધી એને અંગ્રેજોની લોખંડી જંજીરોમાંથી આઝાદ કરાવીને ઈસ્લામી હકૂમતની સ્થાપના કરી શકે.

(સીરતે સૈયદ અહમદ શહીદ ભાગ -૧ પાન ૩૯૨ થી ૩૯૪)

## પંજાબના મુસલમાનોની હાલત

અઢારમી સદીના મધ્યમાં શીખોએ પંજાબમાં એક મજબૂત રાજકીય શકિત હાંસલ કરી લીધી હતી. અહમદશાહ અબ્દાલીના અવસાન બાદ ઉત્તર ભારતમાં બળવાન પ્રજા તરીકે શીખો જ હતા. આખું પંજાબ મુલતાનનો એક ભાગ, જમના અને સતલજની વચ્ચેનો એક મોટો વિસ્તાર શીખ સરદારોના કબજામાં હતો. ઉત્તર અને પશ્ચિમમાં સિંધુ નદી, પૂર્વમાં જમ્મુની રિયાસત, દક્ષિણમાં અંગ્રેજોની સત્તા અને કિલ્લાઓ ઉપરાંત જેસલમેરના રણપ્રદેશો એમની વિશાળ હકૂમતની સીમાઓ હતાં.

એ બિલકુલ સ્વાભાવિક વાત હતી કે જયારે હકૂમતો મુસલમાનોના હાથમાંથી નીકળીને શીખોના હાથમાં જતી રહી તો એ ફેરફારની સૌથી માઠી અસરોનો ભોગ તમામ મુસલમાનો બન્યા. જેઓ ગઈકાલ સુધી આ દેશના મહાન હાકેમો અને શકિતઓ જેવા હતા હવે પંજાબમાં એજ મુસલમાનો એક એવી પ્રજાના ગુલામ બનીને રહી ગયા હતા જે પ્રજાની મુસલમાન સુલતાનોની સાથે જૂની દુશ્મનાવટો અને ભયંકર મઝહબી વેરઝેર હતાં.

ઈ.સ.૧૭૯૯ માં રણજીતસિંહે એકએક કરીને એ તમામ રિયાસતો અને પ્રાંતો જીતી લીધાં જે શીખોના અને મુસલમાનોના સ્વતંત્ર કબજામાં હતા. જે જે મુસલમાન રાજાઓએ નજરાણાં આપવાનો ઈન્કાર કર્યો અને મુકાબલો કર્યો એમને જીતના નશામાં છાટકી બની ગયેલ ફોજોનો ભારે અત્યાચાર સહન

કરવો પડયો. મુસલમાનોનાં શહેરો અકાલીઓ અને ખાલસા ફોજોને હાથે તબાહ અને બરબાદ થઈ ગયાં. અને તમામ મુસલમાનોને એમના કંપાવી દેનારા જુલ્મોનો શિકાર બનવું પડયું. અહેમદખાન રઈશજંગની હાર પછી શીખોએ આખા શહેરને લૂંટીને ખેદાનમેદાન કરી નાખ્યું. અને મુસલમાન રૈયતને રોટીના ટુકડે ટુકડાની મોહતાજ બનાવી દીધી. જયારે એ જુલ્મો અને અત્યાચારની ફરિયાદ ચૌધરીઓએ મહારાજાને કરી તો જવાબ મળ્યો કે અમારી બહાદૂર ફોજો ફતેહના સમયે નિરંકુશ બની જાય છે.મુલતાનના હાકેમ નવાબ મુઝફફરનગર અને એના યુવાન પુત્રોની મર્દાનગીભરી શહાદત પછી આખું શહેર દુશ્મન હુમલાખોરોની દયા ઉપર હતું. ચારસો પાંચસો મકાનોને ખંડેર કરી દેવામાં આવ્યાં. કોઈની પાસે રોટીના એક ટુકડા જેવી વસ્તુ પણ બચી ન હતી. શહેરના મકાનોને આગ ચાંપી દઈને રાખના ઢગલા બનાવી દેવામાં આવ્યા. લોકોને લૂંટીને તબાહ કરી દેવામાં આવ્યા.સેંકડો પુરૂષોને નગ્ન હાલતમાં કરી દેવામાં આવ્યા. સ્ત્રીઓની સાથે પણ જંગલી જાનવર જેવો વહેવાર કરવામાં આવ્યો.કેટલીય આબરૂદાર સ્ત્રીઓએ આબરૂ બચાવવાને માટે કૂવાઓમાં કૂદીને મોત સ્વીકારી લીધું. કેટલીક જગ્યાએ સ્ત્રીઓ પુરૂષોના શરીર ઉપરનાં કપડાં પણ ઉતારી લેવામાં આવ્યાં.સ્ત્રીઓ ખુલ્લા શરીરે ઉઘાડે માથે જયાં ત્યાં પોતાની લાજ બચાવવા રઝળતી હતી.પરંતુ એવી કોઈ જગ્યા મળતી ન હતી.જેમણે પારકા પુરૂષોનાં કયારેય મોં પણ જોયા ન હતા એવી લાજવંતી હયાદાર અનેક શરીફ સ્ત્રીઓ પોતાને ગળે ફાંસો ખાઈને મોતની ગોદમાં પોઢી ગઈ.કેટલીક સ્ત્રીઓએ ઉંડા કૂવાઓમાં ડુબી જઈને જીંદગીઓ ટૂંકાવી દીધી. મતલબ કે શહેરનો એકએક તવંગર કે ગરીબ માણસ લૂંટાઈને એ હદે બરબાદ થઈ ગયો કે અનાજના એકએક દાણાને તરસતો થઈ ગયો. મોટા મોટા ભવ્ય મકાનોને શીખોએ બાળીને રાખના ઢેર બનાવી નાખ્યા. કેટલીય યુવાન સ્ત્રીઓ, કન્યાઓ અને યુવાનોને શીખોએ શહેરમાંથી પકડીને ગુલામ બનાવી દીધા.

(સીરતે સૈયદ અહમદ શહીદ ભાગ -૧ પાન ૩૯૨ થી ૩૯૪)

આ કારમા અત્યાચારો અને રાક્ષસી જુલ્મોનું પરિણામ એ આવ્યું કે પંજાબ ઉપર રણજીતસિંહની પૂરેપૂરી હકૂમત થઈ જવા છતાં પણ મુસલમાનોને એક કાયદેસરની હકૂમતમાં પ્રજાને મળવા જોઈએ એવાં જીવનના અધિકારો અને મઝહબી આઝાદી મળી નહી. એમને કેટલાંક મઝહબી રીતરીવાજો પાળવાની છુટ આપવામાં આવી નહી. કેટલીય ખાસ મસ્જીદોનો લશ્કર માટે

અને લોકોના જાતીય વપરાશો માટે ઉપયોગ થવા લાગ્યો હતો.

આવી ગુલામી, મઝહબી પાબંદીઓ અને બેઈજજત જીંદગીથી ત્રાસીને મુસલમાનોની હિંમતો ભાંગી ગઈ હતી. એમની આદતો, સંસ્કારો નિર્જીવ બની ગયા હતા. આખી કૌમ ઉપર અવિશ્વાસ, હતાશા અને ઉદાસીનું મોજું ફરી વળ્યું હતું. અને તેઓ જીવન કરતાં મોતને બેહતર માનવા લાગ્યા હતા. એમની શ્રધ્ધા, ઈમાન, વિશ્વાસ એમની ભાવનાઓ, લાગણીઓ બધું જ ચૂરેચૂરા થઈ ગયું હતું.

ઈસ્લામના હુકમો અને શરીઅતના કાયદા કાનૂનોથી આખી કોમ દૂર થવા લાગી હતી. એમના મઝહબી વિચારો ઉપર, શરીઅત અને ઈમાન એમનાં દિલોદિમાગ ઉપર ગુલામીનું ખરાબમાં ખરાબ અસરો પડવા લાગી હતી. જેમનું દૂર થવું સહેલું ન હતું.

ઈસ્કંદરો - ચંગેઝ કે હાથોં સે જહાં મેં
સો બાર હુઈ હઝરતે ઈન્સાં કી કબા ચાક

## અફઘાનિસ્તાન અને સરહદ

અફઘાનિસ્તાન અને સરહદ મુસલમાનોની તાકાતનાં મોટાં કેન્દ્રો રહ્યા છે. હિન્દુસ્તાનમાં આવેલ મુસલમાન વિજેતાઓ કાં તો આજ પ્રદેશોના રહેવાસી હતા. અથવા તો અહીંના મારગેથી જ હિન્દુસ્તાનમાં આવેલા. છેલ્લે છેલ્લે પણ જયારે હિન્દુસ્તાનના મુસલમાનો અથવા એમની હકૂમત ઉપર કોઈ ખાસ આફત આવી પડી છે. ત્યારે તેમજ હિન્દુસ્તાનની મુસલમાન હકૂમતો ત્યાં ઉભી થયેલ મુશ્કેલીઓનો સામનો કરી શકી નથી ત્યારે આ મુલકોએ સમયે તેમની મદદ કરી છે.અહમદશાહ અબ્દાલીએ તો છેલ્લે છેલ્લે મુસલમાનોની લાજ રાખી લીધી. અને મરાઠાઓની તાકાતને હંમેશને માટે ખતમ કરી નાંખી.

પરંતુ ઓગણીસમી સદીની શરૂઆતમાં જયારે તમામ ઈસ્લામી જગતમાં પડતી આવી રહી હતી ત્યારે આ મુલકો અંધાધૂંધીમાં અટવાઈ ગયા. એમના અંદરોઅંદરના કુસંપો અને ઘરેલુ લડાઈઓએ આ શકિતશાળી મુલકોને એટલા કમજોર કરી નાખ્યા કે હિન્દુસ્તાન અને પંજાબના મુસલમાનોની મદદ કરવી તો દૂર રહી પણ એમને ખુદને જ પોતાની આઝાદી અને પોતાના કબજાના પ્રદેશોને સાચવવાનું મુશ્કેલ બની ગયું.

એ ફકત હિન્દુસ્તાનની જ નહી પરંતુ આખા ઈસ્લામી જગતની ભારે કરૂણઘટના અને આઘાતજનક હકીકત છે કે એક એવી કોમ કે જે બહાદૂરી,

જવાંમર્દી, જાંબાઝ અને લડાઈના મેદાનની હિંમતો અને કાબેલીયતો અને વિશાળ સંખ્યા હોવા છતાં પણ પોતાની કેટલીક પાયાની નબળાઈઓને કારણે ઈસ્લામ અને મુસલમાનોની કોઈ ખાસ ખિદમત કરી શકી નહી.એટલું જ નહી પણ ખુદને સલામત રાખવાની અને પોતાના મુલકનું રક્ષણ કરવાની આવડતો પણ ગુમાવી ચૂકી. તાકાત અને હિંમતના ભંડાર સમી આ કોમ જયારે હિંદુશકિતઓ પુરજોશમાં ઉભરી રહી હતી અને દુનિયા ઉપર છવાઈ જવા લાગી હતી એવા કપરી કસોટીના સમયમાં પોતાની તુચ્છ ઈચ્છાઓ અને અંદરોઅંદરના ઝઘડાઓમાં અટવાઈ જઈને વિરવિખેર અને ટુકડે ટુકડા થઈ ગઈ. તેમજ જરૂરતમંદ મુસલમાનો કોઈ કામમાં આવી શકી નહી.

તારીખે ઉમ્મકા યે પૈગામે અઝલી હૈ
સાહબ નઝરાં ! નશ્શએ કુવ્વત હૈ ખતરનાક

## જેહાદ માટે રાયબરેલીથી હિજરત

આ બધા એવા સંજોગો હતા કે જયારે સૈયદ સાહેબે જેહાદનો પાકો ઈરાદો કરી લઈને હિન્દુસ્તાનને અલ્વીદા કહી. જેમને તેઓ વરસોથી આ મહાન લડત માટે તૈયાર કરી રહયા હતા એવા સાચા વફાદાર સાથીઓને લઈને હિન્દુસ્તાનમાંથી હિજરત કરી તેમજ હિન્દુસ્તાનની ઉત્તરીય અને પશ્ચિમી સરહદે પહોંચવા માટે આપે હિન્દુસ્તાન, બલૂચીસ્તાન અને અફઘાનિસ્તાનની ખૂબ લાંબી અને અનહદ મુશ્કેલીઓ ભરેલી સફર શરૂ કરી. આપની બુલંદ હિંમત અને જેહાદ માટેનો જુસ્સો તેમજ આપના સાથીઓની સબ્ર, ધીરજ અને મુશ્કેલીઓ સહન કરવાની ગજબની હિંમતો અને જેહાદ માટેના જુસ્સાનો પુરાવા એ હકીકતોથી મળી રહે છે કે હિન્દુસ્તાન, અફઘાનિસ્તાન અને સરહદના ભૌગોલિક નકશા ઉપર એક નજર નાખવામાં આવે. અને રાજપૂતાના મારવાડ, સિંધ, બલૂચિસ્તાન, અફઘાનિસ્તાન અને સરહદપ્રાંતના એ રણપ્રદેશો, ધૂળિયા મેદાનો, પહાડો, રેતીના ડુંગરો, ગાઢ જંગલો અને નદીઓની ઝાંખી કરવામાં આવે. જેમાંથી એ મહાન જાંબાઝ મરદો પસાર થયા. હકીકતમાં આ મહાભારે મુશ્કેલીઓભર્યા મારગોએથી પસાર થવું એજ મહાન જેહાદ હતો. કેટલીક જગ્યાએ પાણીની અછત, ખોરાકની વસ્તુઓનો અભાવ, વેરાન રસ્તાઓ, જુદાજુદા મુશ્કેલ મારગોએથી પસાર થવાનું હિંસક પ્રાણીઓનો ભય, ભૂખ અને પ્યાસનું દુઃખ, અજાણ્યા પ્રદેશો, અજાણ્યા લોકો અને નવી નવી ભાષાઓથી પનારો, અનેક જાતની અવઢવો, શંકાકુશંકાઓ, જરૂરીયાતોની

શોધખોળો આવી આવી અસંખ્ય હાડમારીઓમાંથી પસાર થવું પડયું. આમ છતાં એ બહાદૂરોની હિંમતોમાં ઓટ આવી નહીં. અને એમના ઈરાદાઓ જરા પણ ડગમગ્યા નહીં.સાથે સાથે એ વાતની પણ કલ્પના કરવી જોઈએ કે જાંબાઝોના એ કાફલામાં દિલ્હી અને અવધના કેવા કેવા નાજુક મિજાજના અમીરજાદાઓ અને એશવૈભવોમાં ઉછરેલા ધનવાન ઘરાનાઓના માણસો, યુવાનો, મોભાદાર લોકો,સૈયદો, આલિમો અને બુલંદ દરજજાના મઝહબી આગેવાનો સામેલ હતા. આ તમામ હકીકતો ઉપર ચિંતનમનન કરવામાં આવે ત્યારે જ એ જોશ, એ જુસ્સો, એ શહાદતની દીવાનગીનો ખ્યાલ આવી શકે જે એમના નેકદિલ મહાન સરદારે એમની રગેરગમાં રમતી કરી દીધી હતી. અને જેમની આગેવાનીમાં એમનું ઘડતર બરાબર થઈ રહયું હતું. ૭ જમાદિલ આખર હિજરી સન ૧૨૪૧ મુજબ ૧૭ જાન્યુઆરી ઈ.સ. ૧૮૨૬ નો દિવસ સૈયદ સાહેબની હિજરતનો મહાન દિવસ હતો.

અય શેખ ! બહોત અચ્છી
મકતબ કી ફઝા લેકિન
બનતી હૈ બયાંબાં મેં ફારુકી વ સલ્માની.

## પંજતારથી બાલાકોટ તરફ હિજરત

સરહદ પ્રાંતમાં રોકાણ અને હિજરત પછીનો સમય એક સતત ચાલી રહેલ જેહાદનો સમય હતો.જેમાં જેહાદની સાથે સાથે એની તૈયારીઓ, એના પરિણામો વિગેરે અનેક બાબતોની સાઠમારીઓમાં ચેન અને આરામની ઘડીઓ ભાગ્યે જ નસીબ થતી. એ સમય દરમિયાન યુધ્ધના મેદાનના તમામ ચઢાવ ઉતારો અને સમયના બદલાતા પ્રવાહો વિગેરેનાં કડવામીઠા બધા જ અનુભવો થયા. ફતેહો પણ મળી અને સત્તાપણ હાસલ થઈ. એક ઈસ્લામી રાજયની સ્થાપના પણ થઈ શકી. હાર પણ ખમવી પડી. વર્ષાના વફાદ સાથીઓ સાથે મળીને અલ્લાહના દરબારમાં દુવાઓ પણ માંગવામાં આવી. કયારેક કયારેક તો એક જ સમયે વીસ વીસ જેટલા જવાંમર્દ સાથીઓના અચાનક શહીદ થઈ જવાની ખબરો પણ સાંભળવી પડી.રાત દિવસ સાથે રહેનારા વફાદાર અને પ્યારા સાથીઓને કેટલીયવાર પોતાના હાથે કબરમાં ઉતારવા પડયા.

પ્રેમાળ સાથીઓ અને જાંબાઝો હિન્દુસ્તાનમાંથી જે જે કીમતી માલસામાન સાથે લઈને આવ્યા હતા. એ ધીરેધીરે ઓછો થવા લાગ્યો. જે તમન્નાઓ લઈને હિન્દુસ્તાનથી હિજરત કરી હતી એમાંની થોડીક જ પૂરી થઈ શકી. જેમની

પાસેથી મદદ મળવાની આશા હતી એમણે મદદ કરવાને બદલે વિશ્વાસઘાત કર્યો અને તકલીફો પહોંચાડી. જાણે વર્ષોની મહેનતથી તૈયાર કરેલ ખેતર કલાકો અને દિવસોમાં ઉજજડ બની ગયું. રાતદિવસની ફાકાકશી, રાતદિવસની હાડમારીઓ, કસોટીઓ સતત ચાલતી રહી.આવી અસહય હાલતને કારણે છેવટે એ કાફલાએ બાલાકોટ તરફ કૂચ આદરી. બાલાકોટ પહોંચ્યા બાદ એક દિવસ હઝરત સૈયદ એહમદ શહીદ રહ.એ ફરમાવ્યું : " જેટલી આપણાથી થઈ શકી તેટલી લોકોને ઈસ્લામ તરફ બોલાવવાની મેહનતો આપણે કરી ચૂકયા અને આપણે જયાં જયાં ગયા ત્યાંના લોકોને ઈસ્લામને માર્ગે ચાલવાની નસીહતો અને સમજણો આપતા રહ્યા. પરંતુ તમારા સિવાય કોઈએ પણ અમારો સાથ આપ્યો નહીં. બલ્કે અમારા મારગોમાં અડચણો અને જાતજાતની મુશ્કેલીઓ ઉભી કરી. હવે તો આપણા પત્રો લખનારાઓ પણ પત્રો લખી લખીને અને મોકલી મોકલીને થાકી ગયા છે. છતાં એનું કોઈ સારુ પરિણામ આવ્યું નહીં. હવે તો એજ બહેતર છે કે આપણા તમામ પહેરેદાર ભાઈઓને એમની જગ્યાએથી પાછા બોલાવી લેવામાં આવે. કાલે સવારે આજ બાલાકોટની નીચે લડાઈનું મેદાનમાં એમાં કાફરો સાથે આપણે જાન સટોસટની બાજી લગાવી દઈશું. જો અલ્લાહે આપણા જેવા લાચાર બંદાઓને એમની ઉપર ફતેહ અપાવી દીધી તો પછી આપણે ચાલતા ચાલતા લાહોર જઈશું. અને જો શહીદ થઈ ગયા તો ઈન્શાઅલ્લાહ જન્નતમાં પહોંચીને હંમેશહંમેશને માટે એશ આરામ કરીશું. "

## શહાદત માટે તૈયારી

સૈયદ સાહેબે તમામ બહાદૂર સાથીઓ તરફ ધ્યાન આપીને ફરમાવ્યું કે :- " ભાઈઓ ! આજે રાત્રે જાગીને પાક પરવર દિગારના દરબારમાં સાચા દિલથી પોતપોતાના ગુનાહોની માફી માંગો. એની પાસે બક્ષીશ ચાહો. આજ સમય ફુરસદનો છે. કાલે સવારે તો કાફરો સાથે ખુલ્લંખુલ્લા મુકાબલો કરવાનો છે. લડતાં લડતાં કોણ શહાદતનો જામ પી લેશે ? અને કોણ જીવતો રહેશે એ ફકત પાક પરવર દિગાર જાણે છે."

છેવટે બીજા દિવસે લડાઈના મેદાનમાં હઝરત સૈયદ અહમદ રહ. અને શાહ ઈસ્માઈલ ઉપરાંત એમના ઘણા સાથીઓ શહીદ થઈ ગયા. બાલાકોટની આ લડાઈએ સાબીત કરી દીધું કે અલ્લાહે એમને દુનિયામાં ફતેહ આપવાને

બદલે શહાદતનો બુલંદ મરતબો બક્ષી જન્નતુલ ફિરદૌસમાં જગા આપવાનું પસંદ ફરમાવ્યું :

જો તુઝ બિન ન જીને કો કેહતે થે હમ
સો ઈસ અહદ કો હમ વફા કર ચલે

## બાલાકોટના શહીદોનો પેગામ

બાલાકોટની લડાઈમાં એવા એવા પાક બંદાઓ શહીદ થઈ ગયા જેઓ જગતની સમગ્ર ઈન્સાનીયતને માટે શોભા અને ગૌરવરૂપ હતા. અને મુસલમાનોને માટે પણ આબરૂ અને શાનશોકત રૂપ હતા. બહાદૂરી અને જવાંમર્દી, નેકદિલી અને પવિત્રતા, ખુદા ઉપરનો ભરોસો અને શરીઅતની પાબંદી, સુન્નત અને મઝહબનું ચૂસ્તીથી પાલન, બહાદૂરી અને જાંફેસાનીનું એવું અણમોલ અત્તર કે જે ખુદાજાણે કેટકેટલા બગીચાઓના ફૂલોના અર્ક સમાન હતું. અને એ ૨૪ ઝીલકાદ હિજરી ૧૨૪૬ મુજબ ઈ.સ. ૧૮૩૧ ના દિવસે બાલાકોટની માટીમાં ભળી ગયું.

મુસલમાનોનો નવો ઈતિહાસ રચાતાં રચાતાં રહી ગયો. ઈસ્લામી હકૂમતની સ્થાપનાનું સપનું છેવટે સપનું જ રહી ગયું. બાલાકોટની ધરતી શહીદોના પવિત્ર લોહીથી ગુલેગુલઝાર બની ગઈ. જેમના દિલની સફાઈ, જેમના વિચારોની બુલંદી, જેમની રાતદિવસની ઈબાદતો, જેમની બુલંદ હિંમતો, જેમની અડગતા, જેમની ખુદાને ખાતર શહીદ થઈ જવાની દિવાનગીઓની મિસાલો પાછલી સદીઓના ઈતિહાસમાં મળવી મુશ્કેલ છે. આજે બાલાકોટની પથરાળ અને ખડકાળ ધરતી ઉપર ચાલનારા એ બેખબર મુસાફરને કયાં ખબર છે કે આ ધરતીમાં અલ્લાહના કેવા કેવા આશકો દફન થયેલા છે ? અને આ ધરતીના પેટાળમાં ઈસ્લામની કેવી કેવી કીમતી જાગીરો ધરબાયેલી પડી છે ?

યે બુલબુલોં કા સબા ! મશહદે મુકદદસ હૈ
કદમ સંભાલ કે રખિયો યે તેરા બાગ નહીં.

## અંગ્રેજોની સામે શામલીમાં છેલ્લી લડાઈ

અંગ્રેજો સામે કરવામાં આવેલ લડાઈઓ અને વિદેશોમાં કરવામાં આવેલ એ માટેની તમામ કોશિશો અલ્લાહની કુદરતને આધીન નિષ્ફળ નીવડી. પરંતુ એક કસોટી હજી બાકીહતી. અને એ ઈ.સ. ૧૮૫૭ માં થનાર શામલીના મેદાનની લડાઈ હતી.એ લડાઈમાં અંગ્રેજોની સામે મુસલમાનોનું લશ્કર હતું અને એ

લશ્કરના સેનાપતિ હઝરત હાજી ઈમદાદુલ્લાહ "મુહાજિરેમક્કા" રહ. હતા. અને એમની સાથે મહાન ઈસ્લામી વિદ્વાનોમાં મૌલાના કાસિમ નાનોતવી રહ. અને મૌલાના રશીદ અહમદ ગંગોહી રહ. તેમજ હાફિઝ ઝામિન શહીદ રહ. વિગેરે શામેલ હતા.

પાછલી લડાઈઓની જેમજ આ લડાઈમાં પણ ખુદ પોતાના જ માણસોની ઈર્ષા અદેખાઈ અને બેવફાઈઓએ લડાઈનું પાસું પલ્ટી નાખ્યું અને મુસલમાનોની હાર થઈ. આ છેલ્લી લડાઈ બાદ હિન્દુસ્તાન ઉપર અંગ્રેજોનું રાજય સ્થપાઈ ગયું. ત્યારબાદ અંગ્રેજો તરફથી મોટા મોટા ઈસ્લામી આગેવાનોની ધરપકડના હુકમો છોડવામાં આવ્યા. હઝરત મૌલાના કાસિમ સાહેબ નાનોતવી ત્રણ દિવસ સુધી સંતાઈને સલામત રહ્યા. જ્યારે મૌલાના રશીદ એહમદ ગિરફતાર થઈ ગયા અને એમને જેલની સજા થઈ. જેમાંથી છ મહિના બાદ છૂટયા. જયારે હાજી ઈમદાદુલ્લાહ થોડાક દિવસો એકાન્તમાં રહીને મક્કાશરીફ હિજરત કરી ગયા. અને "મક્કાના મુહાજિર" બન્યા. તો હાફિઝ ઝામિન રહ. શહાદતની ખુશનસીબી પામ્યા.

ઈસ્લામી હકૂમતને ટકાવી રાખવા માટે કરવામાં આવેલ લડાઈઓમાંની આ છેલ્લી કોશિશ હતી. જે ઈ.સ. ૧૮૫૭ માં પૂરી થઈ ગઈ. અને છેવટે આખો દેશ અંગ્રેજોના કબજામાં આવી ગયો. ત્યારબાદ ઈસ્ટ ઈન્ડીઆ કંપનીનું નામ રદ કરી દઈને બ્રિટનની હકૂમતે સમગ્ર હિન્દુસ્તાનનો રાજયવહીવટ પોતાના હાથમાં લઈ લીધો. ૧ ડીસે.૧૨૭૫ હિજરી મુજબ ઈ.સ. ૧૮૫૮ માં અલહાબાદમાં એક ભવ્ય દરબાર ભરાયો જેમાં મહારાણી વિકટોરીયા તરફથી તમામને માફી આપવાનું જાહેર એલાન કરવામાં આવ્યું અને ઈસ્લામની હકૂમતનો અંત આવ્યો. તેની સાથે સાથે જ અંગ્રેજોની તાબેદારી અને ગુલામીની મહોર લાગી ગઈ.

ત્યારબાદ આઝાદીની લડતની શરૂઆત થઈ. જેમાં તમામ દેશવાસીઓ જોડાયા. પરંતુ આઝાદીની એ લડતમાં પણ સૌથી વધુ કુરબાનીઓ મુસલમાનોએ જ આપવી પડી. કારણ કે અંગ્રેજો પોતાના મજબૂત અને કટ્ટર દુશ્મન એમને જ માનતા હતા. અને હિંદુઓને તેઓ નવાનિશાળીયા ગણતા હતા. અને સાચી હકીકત પણ એજ છે કે મુસલમાનોએ હિન્દુસ્તાનની આઝાદીની લડતોમાં ભારેમાં ભારે કુરબાનીઓ આપી છે.

ઈસ્લામથી દૂર થઈ જવાથી અને ગફલતમાં ડૂબી જવાથી મોટા ભાગના

મુસલમાનોની હાલત સુધારણા માંગતી હતી.જેને માટે મદ્રેસાઓની સ્થાપનાનું કામ અનિવાર્ય થઈ પડયું હતું. એટલે હિજરી સન ૧૨૮૩ મુજબ ઈ.સ. ૧૮૬૬ માં દેવબંધના કેટલાક બુઝૂર્ગોએ મઝહબી જ્ઞાનની તાલીમ માટે એક મદ્રેસો શરૂ કર્યો અને એ મદ્રેસાના પ્રથમ મૌલવી મુલ્લા મહેમૂદ હતા. અને એમના સૌ પ્રથમ વિધાર્થી મહેમુદુલ હસન હતા. જેઓ આગળ જતાં " શેખુલ હિંદ "ના ખિતાબથી દેશ અને દુનિયામાં જાણીતા થયા.

દારૂલઉલુમનો પાયો નાખવાનો આશય એના સ્થાપકોની નજરમાં ખૂબ બુલંદ હતો. ખાસ કરીને એના પાયાના સ્થાપક મૌલાના કાસિમ નાનોતવી રહ. એ દારૂલઉલૂમને માટે કેટલાક ખાસ નિયમો અને ઉદ્દેશો તૈયાર કર્યા હતાં.જેની ભવિષ્ય માટેની એક ખાસ યોજના અને કાર્યક્રમો નકકી કરવામાં આવેલ.જેને દારૂલ ઉલૂમના પ્રથમ હોનહાર વિધાર્થી અને દારૂલઉલૂમના સ્થાપક બુઝૂર્ગના ખાસ રાઝદાર એવા હઝરત શેખુલહિંદ મહેમુદ હસન રહ. સાહેબે વિગતવાર દર્શાવેલ છે. એ વિશે તેઓ ફરમાવે છે કે : - ‘ જયાં સુધી હું જાણું છું ત્યાં સુધી ઈ.સ. ૧૮૫૭ ના બળવાની નિષ્ફળતા બાદ આ મદ્રસાની સ્થાપના કરવામાં આવેલ. અને તેનો મૂખ્ય આશય એ હતો કે ઈસ્લામી શિક્ષણના કોઈ એવા કેન્દ્રનીસ્થાપના કરવામાં આવે કે જેની તાલીમથી એવા હોનહાર અને વતનપ્રેમી માણસો તૈયાર કરવામાં આવે કે જેનાથી ઈ.સ. ૧૮૫૭ ના બળવાની નિષ્ફળતાનું નિવારણ કરી શકાય. (અસીરે માલ્ટા - સવાંહે કાસમીમાંથી ) એજ કારણે જયારે અંગ્રેજોને હિન્દુસ્તાનમાંથી હાંકી કાઢવા માટેની લડતો પુરજોશમાં ચાલવા લાગી ત્યારે દેશની આઝાદી માટેની એ લડતોના લડવૈયાઓમાં વધારેમાં વધારે સંખ્યામાં દારૂલઉલૂમ દેવબંદના મદ્રેસામાં તાલીમ મેળવેલ નવયુવાનો હતા. અને એમણે દેશની આઝાદીને માટે મોટાંમાં મોટી કુરબાનીઓ આપી.

દારૂલ ઉલૂમ દેવબંધ : એક નમૂનેદાર ઈસ્લામી કેન્દ્ર

દારૂલ ઉલૂમ દેવબંદ એશિયાભરમાં મુસલમાનોનું એક એવું કેન્દ્ર છે જેણે હતાશ અને નિરાશ થઈ ગયેલ મુસલમાનોના દિલોમાં હિંમત અને જાગૃતિનો સંચાર કર્યો. અને અલ્લાહના એવા એવા નેક બંદાઓ તૈયાર કર્યા કે જેઓના ઈલ્મના નૂરથી સમગ્ર માનવજાતના દિલો ઈલ્મની રોશનીથી ઝળહળી રહ્યા છે.

એ દેવબંદના આલિમો ( વિદ્વાનો ) જ છે કે જેમના ઈલ્મની રોશનીથી

અને રાજકીય સૂઝબૂઝથી તેમજ દેશને આઝાદ કરાવવાના જોશ અને જુસ્સાથી હિન્દુસ્તાનને આઝાદી મળી અને એ લડતમાં તેઓ સૌથી આગળ રહયા છે.

ઈતિહાસના પાનાંઓને જઈને પૂછો જે દેવબંદના આલિમોના બહાદૂરીભર્યા કારનામાઓથી ભરેલાં છે. દેશ અને દુનિયાના કેદખાનાઓની દીવાલોને જઈને પૂછો એ તમોને દેવબંદના આલિમોનાં સિજદાનાં નિશાનો બતાવશે. અંગ્રેજોની બંદૂકો અને સંગીનોને જઈને પૂછો એ તમોને રોઈરોઈને બતાવશે કે એમણે કયા કયા અલ્લાહના બુલંદ દરજજાના બંદાઓની છાતીઓ વીંધી છે? અરે ખુદ જાલિમ અંગ્રેજોને જઈને પૂછો કે એમનો મુકાબલો કરવા માટે સૌથી વધારે જાંબાઝી અને બહાદૂરી બતાવનાર કોણ હતા ? એ બધાં જ એકી અવાજે ગવાહી આપશે કે બેશક એ બહાદૂરો, એ જાંબાઝો, એ સાચા દેશપ્રેમીઓ દેવબંદના આલિમો જ હતા.

ઈસ્લામ અને મુસલમાનોનો સૌથી મોટો દુશ્મન કોણ છે ?

આઝાદીની લડતની દાસ્તાનોની જાણકારી મેળવીએ એ પહેલાં હઝરત મૌલાના હુસૈન એહમદ મદની રહ.નો એક પત્ર જે એમણે કોઈ સવાલ પૂછનારના જવાબમાં લખેલ છે. એ પત્રને વાંચવાથી ઈસ્લામ અને મુસલમાનોનો સાચો દુશ્મન કોણ છે ? એ હકીકત સમજાઈ જશે. સાથે સાથે જ મુસલમાનોએ આઝાદીની લડત માટે કોંગ્રેસ સાથે સંધી કરેલ - જેમાં હિંદુ આગેવાનો પણ સામેલ હતા - એ હકીકત પણ સાફસાફ જણાઈ આવશે. એટલું જ નહી પરંતુ પ્લાસીનું મેદાન હોય કે બકસરનું, મૈસૂરનું યુધ્ધ હોય કે શામલીના મેદાનનું અથવા બાલાકોટની ઘટના હોય કે તમામ લડાઈઓમાં શહીદ થયેલ શહીદોની અણમોલ કુરબાનીઓ પણ સાફ જણાઈ આવશે.

હઝરત મૌલાના હુસૈન એહમદ મદની રહ.નો એ ઐતિહાસિક દર્દ ભરપૂર પત્ર આ પ્રમાણે છે.

" મારા વડીલ મિત્ર ! આપ સારી રીતે જાણો છો કે ઈસ્લામ સિવાયના તમામ મજહબો અને તેમના માનનારાઓ ઈસ્લામ અને મુસલમાનોના દુશ્મનો છે. પરંતુ બધા જ દુશ્મનો એક જ જેવા નથી હોતા. કોઈ મોટો દુશ્મન હોય છે તો કોઈ નાનો. એટલે દરેક દુશ્મનનો દરજજો જોઈને એ દરજજા પ્રમાણે જ તેનો મુકાબલો કરવો જરૂરી છે.

જયારથી આ ધરતી ઉપર ઈસ્લામનું અવતરણ થયું છે ત્યારથી અંગ્રેજોએ ઈસ્લામ અને તેને માનનારા મુસલમાનોને એટલી હદે નુકશાન પહોંચાડયું છે

કે કોઈ બીજી કોમોએ આટલી હદે નુકશાન પહોંચાડયું નથી. અંગ્રેજો લગભગ બસો વરસ ઉપરાંતથી ઈસ્લામને બરબાદ કરી રહ્યા છે. એમણે હિન્દુસ્તાનની ઈસ્લામી તાકાતોને કચડી નાંખી. બાદશાહો, નવાબો અને અમીર ઉમરાવોની કતલ કરી, એમની ફોજોને તબાહ કરી નાખી. ઈસ્લામી હકૂમતલનલ સર્વનાશ કરી નાખ્યો. એમના ખજાનાઓ લૂટીં લીધા. અને પોતાની સત્તાને મજબૂત કરી. પોતાના કાયદા કાનૂનો લાગુ કર્યા. હિન્દુસ્તાનના વેપાર, ધંધા, ઉધોગો, કારખાનાઓ, હુન્નરો, કલા અને સંસ્કૃતિને નષ્ટભ્રષ્ટ કરી નાખ્યા. જુદા જુદા કરવેરા લાગૂ કરીને દરેક પ્રકારની લૂંટ ચલાવી. પોતાના ભંડારોને છલકાવી દીધાં. અને હિન્દુસ્તાનને કંગાળ કરી નાખ્યું. હિન્દુસ્તાનીઓ તેમાંય ખાસ કરીને મુસલમાનોને ભયંકર રીતે બેઆબરૂ, કંગાળ અને ધંધારોજગાર વગરના બેકાર બનાવી દીધા.

મુસલમાનો તરફ બીજાધર્મના લોકોમાં નફરત અને વેરભાવનાં બીજ વાવી બંને વચ્ચે દુશ્મનાવટની આગ ભડકાવી અને એમને દરેક દરેક રીતે લાચાર, નિરાધાર અને કમજોર બનાવી દીધા. હિન્દુસ્તાનમાં ઈસ્લામના કાયદા કાનૂનો અને નીતિનિયમોની વિરૂધ્ધમાં દારૂ, ચરસ, ગાંજા જુગારની છૂટ આપવામાં આવી. વ્યભિચાર અને દેહના વેપારની છુટ આપવામાં આવી. ધર્મવિરોધી કામો કરવાની છૂટ, અદાલતોમાં કાયદા કાનૂનોમાં ઉપેક્ષા અને પોતાના લાભમાં હોય એવા ચુકાદાઓ અમલમાં લાવ્યા. મુસલમાનોની શરીઅતના કાયદા કાનૂનોમાં દખલગીરી કરવામાં આવી. ઉપરાંત હિંદુઓને જાણીબૂઝીને દરેક દરેક ખાતાઓમાં, વિભાગોમાં આગળ પડતું સ્થાન આપીને એમને દરેક ક્ષેત્રમાં મજબૂત કર્યા અને મુસલમાનોને દરેક દરેક ક્ષેત્રમાં અન્યાય કરીને, પાછળ રાખીને તબાહ અને બરબાદ કર્યા. અને જયારે મુસલમાનોએ પોતાની અને મઝહબની અઝાદીના અધિકારો માટે કાયદેસરની ચળવળો ચલાવી તો એમની ઉપર એટલી હદે જુલ્મ - અત્યાચાર ગુજારવામાં આવ્યા કે તેની યાદોથી પણ કાળજાં કંપી જાય છે.

ઈ.સ. ૧૮૫૭ નો ઈતિહાસ અને એ પહેલાંની ઘટનાઓ જુઓ તો જણાશે કે ઈ.સ. ૧૮૫૭ પહેલાં અને એ દરમિયાન જે સંધીઓ અને કોલકરારો કરવામાં આવ્યા હતાં એ કોલકરારોને અંગ્રેજો વારંવાર તોડતા રહયા. મતલબ કે હિન્દુસ્તાનના મુસલમાનોની સાથે ખાસ પ્રકારનાં અને તમામ હિન્દુસ્તાની નાગરિકો સાથે આમ પ્રકારનાં એવાં એવાં જુલ્મો અને અન્યાયી વર્તનો કરવામાં

આવ્યા કે એ હિન્દુસ્તાન કે જે ક્યારેક ધરતી ઉપરનું સ્વર્ગ કહેવાતું હતું એ અંગ્રેજોને હાથે દોઝખ બનીને રહી ગયું. એ હિન્દુસ્તાન કે જે ધનદોલત અને સુખસમૃધ્ધિના ભંડાર સમુ હતું એ ભૂખમરા, ગરીબી અને કંગાલીયતનો અડ્ડો બનીને રહી ગયું. એ હિન્દુસ્તાન કે જે વિદ્યા,જ્ઞાન અને ઈલ્મના ઘૂઘવાતા સમંદર જેવું હતું એ અજ્ઞાનતા અને અધાર્મિકતાનું ઉજ્જડ મેદાન બનીને રહી ગયું. એ હિન્દુસ્તાન કે જે આખી દુનિયામાં સુખ,શાંતિ અને સમૃધ્ધિના એક નમૂનારૂપ હતું.એ અંગ્રેજોને હાથે કંગાળ,મુફલીસ,દરીદ્ર,ભૂખ્યું,બેકાર અને બેરોઝગાર બનીને રહી ગયું. મોંઘવારી, અછત અને પડતીની જાળમાં તરફડતા પંખી જેવું બનીને રહી ગયું. આ બધા જ જુલ્મો, અત્યાચારો ભારતીય નાગરિકો ઉપર ગુજારવામાં આવતા હતા. અને એનો સૌથી મોટો ભોગ મુસલમાનોને બનાવવામાં આવ્યાં. અને એમને સૌથી વધારે તબાહ અને બરબાદ કરવામાં આવ્યા.

મહારાણી વિકટોરીયાના ઈ.સ.૧૮૫૮ ના જાહેર એલાનમાં જોરદાર રીતે વાયદો કરવામાં આવ્યો હતો કે " હવેથી બીજા પ્રદેશો ઉપર કબજો નહીં જમાવીએ " પરંતુ થોડા સમય બાદ જ અફઘાનિસ્તાન ઉપર એક પછી એક ચડાઈ કરવામાં આવી. અને હજ્જારો મુસલમાનોનું લોહી વહાવવામાં આવ્યું. ચાર ચાર વખત હુમલા કરવામાં આવ્યા. સ્વતંત્ર મુસ્લીમ વિસ્તારો ઉપર કબજો જમાવવામાં આવ્યો. સાથે સાથે જ ઈરાક, શામ, મિસર, પેલેસ્ટાઈન, અરબસ્તાન, ઉત્તર હિંદ,પૂર્વ આફ્રિકા, સુદાન, બર્મા વિગેરેમાં ફેલાઈ રહેલ ઈસ્લામની પ્રગતિને કચડી નાખવામાં આવી. હિજાઝ, જિદદાહ, મકકા - મદીના શરીફ ઉપર ચડાઈ કરવામાં આવી. ઈસ્તમ્બુલ વિગેરેમાં કેવો કેવો કેર વરસાવવામાં નથી આવી ? વળી એની ઉપર એક ઓર છોગું ઉમેરવામાં આવ્યું કે ઈસ્લામી મુલ્કોને યુરોપીય સત્તાઓમાં વહેંચી દેવામાં આવ્યાં.

તિરાબલીસ, લિબિયાનો રણપ્રદેશ, ઉર્દૂન, ઓરકન વિગેરેને ઈટાલીને સોંપી દેવામાં આવ્યાં. અને સ્પેન,અલ્જીરીયા, ટ્યૂનિશ, ફારિસ,મરાકિસ વિગેરેને ફ્રાન્સને હવાલે કરવામાં આવ્યાં. મધ્ય એશિયાના મુલ્કો બુખારા, સમરકંદ, ઉઝબેકિસ્તાન, દાઘિસ્તાન, કઝાખિસ્તાન વિગેરેને રસિયાને કોલકરાર કરીને વહેંચતા રહ્યા. તુર્કીથી બલ્ગેરીયા, યુનાન, મકદૂનિયા, રૂમાનિયા,ક્રેટ, બિલ્કાન વિગેરેને સકંજામાં લઈને આઝાદ કરાવતા રહ્યા અને ઈસ્લામની શકિતઓને નેસ્તોનાબૂદ કરતા રહ્યા. આવી આવી અનેક કાળજાં કંપાવી દેનારી

ઘટનાઓથી ઈતિહાસનાં પાનાં ભરેલાં પડ્યા છે. જે ઘટનાઓ લગભગ ત્રણસો વર્ષોમાં ઈ.સ. ૧૬૪૦ થી ઈ.સ. ૧૯૪૦ સુધીના સમયગાળામાં ઘટી છે. અને એમાં અંગ્રેજો હંમેશાં મોખરે રહ્યા છે. તો પછી બતાઓ કે અંગ્રેજો સિવાય દુનિયામાં કઈ કોમે આજ સુધી ઈસ્લામ અને મુસલમાનોની સાથે દુશ્મનાવટનો પુરાવો આપ્યો છે ?

હિંદુઓ તો આપના એક હજાર કે તેથી વધારે વરસોથી દુશ્મન થતા રહ્યા છે. અને એમને પણ અંગ્રેજોએ આપની વિરૂધ્ધમાં ઉભા કરી દીધેલાં છે. એટલે જ આપે ખૂબ ઊંડાણથી વિચારવું જોઈએ કે આપની ફરજ ક્યાં અને શું છે ? અને તેમની વધતી જતી સત્તાને રોકવી ? કે પછી હિન્દુઓ સાથે બાથ ભીડવી ?

અંગ્રેજોને તો પોતાની સત્તાના ફેલાવા માટે અને પોતાનો વ્યાપાર વધારવા માટે જરૂરી છે કે તેઓ યુરોપથી લઈને મુંબઈ સુધીના દરિયાકિનારાઓને પોતાના કબજામાં રાખે. પોતાની સત્તા અને વ્યાપાર માટે તેમજ સલામતી માટે આ માર્ગો ઉપર તેમનો કબજો જમાવી રાખવો જરૂરી છે. જેથી તેમને માટે આટલાન્ટિક મહાસાગર થી લઈને છેક હિંદ મહાસાગર અને પેરિસના દરિયાકિનારાઓ ઉપર કબજો જમાવી રાખવો જરૂરી છે. એટલે તેઓ સલામત રહી શકે.

જો હવાઈજહાજો અને દરિયાઈ જહાજોને માટે લંડનથી હિન્દુસ્તાન સુધી એમના કેન્દ્રો નહી હોય તો તેઓ હિન્દુસ્તાન માટે સેવેલા સપનાં સાકાર નહી કરી શકે. એટલે જ એમના માર્ગોની વચ્ચે આવનારા એ તમામ મુલ્કોને તેઓ વેરવિખેર અને છિન્નભિન્ન કરતા રહ્યા છે. ઉપર બતાવેલ એ મુલ્કો ઉપર કબજો જમાવવાની કે એમને ગુલામ બનાવવાની હિંદુઓને તો જરૂર જ નથી. વળી અંગ્રેજોમાં છે એટલી તાકાત હિંદુઓમાં નથી. એટલે જ ભૂતકાળ, વર્તમાનમાં અને ભવિષ્યમાં પણ આપણા સૌથી મોટા દુશ્મનો અંગ્રેજો છે. હા ! એવું પણ બની શકે છે કે ભવિષ્યમાં હિંદુઓ પણ મુસલમાનોના અંગ્રેજો જેવા જ બલ્કે એમનાથી પણ ખતરનાક દુશ્મનો બની જાય. પરંતુ એ બધી વાતો હાલમાં પડદા પાછળની છે.

એટલે જ ઈસ્લામના દૂરંદેશ બુઝૂર્ગોએ હિન્દુસ્તાનમાંથી અંગ્રેજોને હાંકી કાઢવાનું અને એમની સતાને નેસ્તોનાબૂદ કરવાનું વધારે જરૂરી માન્યું છે અને એજ કારણોસર કોંગ્રેસની સ્થાપના કરવામાં આવી અને એટલે જ મુસલમાનો પણ કોંગ્રેસમાં જોડાયા. વળી એજ કારણસર " જમિઅતે ઉલેમા એ હિંદ "

પણ કોંગ્રેસની સાથે કદમથી કદમ મીલાવી રહી છે. જયાં સુધી મુસલમાનો પૂરેપૂરી રીતે આઝાદ ન થઈ જાય એટલે કે કમ સે કમ તમામ અંગ્રેજી ફોજો અને વાઈસરોય તેમજ અંગ્રેજ ગર્વનર હિન્દુસ્તાનમાંથી ચાલ્યા ન જાય અને દેશના વહીવટીય અધિકારો પૂરેપૂરા હિન્દુસ્તાનીઓના હાથમાં ન આવી જાય ત્યાં સુધી અંગ્રેજો સામેની આઝાદીની લડત ચાલુ રાખવી આપણી પહેલી ફરજ છે. બાકી મુસલમાનોના પોતાના અધિકારો અને સલામતીના પ્રશ્નોની વાત પછીની છે. જો આખા ગામમાં આગ લાગી હોય તો પહેલાં આગ બૂઝાવવી જોઈએ. ત્યારબાદ ગામની જમીનોની વહેંચણીની વાત કરવી જોઈએ. એજ રીતે જો આપ બિમાર છો તો પહેલાં બીમારીનો ઈલાજ કરો ત્યારબાદ જ તન્દુરસ્તીની ફિકર કરો.

મારા વડિલ દોસ્ત ! આપ ખુદ જાણો છો કે અંગ્રેજોની હંમેશાં એવી નીતિ રહી છે કે " લડાવતા રહો અને રાજ કરતા રહો " એ નીતિ મુજબ જ એમણે આખા હિન્દુસ્તાન ઉપર કબજો જમાવી લીધો. અને આજ સુધી એ કબજો જમાવી રાખ્યો છે.એજ નીતિના પાયા ઉપર એમણે કોંગ્રેસની સામે ઈ.સ.૧૯૦૬ માં મુસ્લીમલીગ અને હિંદુમહાસભાનો પાયો નંખાવ્યો અને આજ સુધી એ બંનેનું પાલણપોષણ પણ કરતા રહ્યા અને એમને વિકસાવતા રહ્યા.

"લડાવતા રહો અને રાજ કરતા રહો" એજ નીતિથી જયારે પણ ભૂતકાળમાં દેશની આઝાદી માટેની ચળવળો તેજ બની છે તો અંગ્રેજોએ દેશના જુદા જુદા ભાગોમાં હિંદુઓ અને મુસલમાનો વચ્ચે લડાઈઓ શરૂ કરાવી દીધી. આમ દેશની આઝાદી માટેની લડતોની સાથે સાથે હિન્દુ મુસલમાનો વચ્ચે સાંપ્રદાયિક તોફાનો પણ ફાલતાં ફૂલતાં રહ્યાં.

વડીલ દોસ્ત ! મે પત્રમાં દર્શાવેલ હકીકતો ઉપર આપ ખૂબ ધ્યાનથી વિચારજો.સંશોધન કરજો. શકય છે કે આમાં બીજી પાર્ટીઓનો ગુપ્ત હાથ પણ હોય. જો આપ મારી પાસે હોત તો હું આ હકીકતો વિશેની અંગ્રેજોની ગવાહીઓના પુરાવા પણ આપને બતાવી શકતો.

મારા વડીલ ! પત્રમાં બધી જ વાતોને સમાવી લેવી મુશ્કેલ હોય છે. હું એટલી નવરાશ પણ કયાંથી લાવું ? પત્રમાં બતાવેલ હકીકતો ઉપર ધ્યાન આપી, ચિંતન મનન કરી એ હકીકતો તરફ પણ ધ્યાન આપશો કે જે આજની અંધાધૂંધીઓ અને ખેંચાતાણીઓ માટે જવાબદાર છે.

( અસીરે માલ્ટા પાન નં. -૧૫૯ )

## આઝાદીની લડત

મુસલમાનો અને વતનબંધુઓની દેશની આઝાદી માટેની લડત અને મઝહબી આગેવાનોની મહાન કુરબનીઓનું વર્ણન તેમજ તેમની વિરૂધ્ધમાં અંગ્રેજોના અત્યાચારો અને છળકપટ તેમજ કાવાદાવાઓથી ભરપૂર નીતિઓની દર્દનાક કહાણી જે "તેહરીકે આઝાદી અને મુસલમાન" નામના ગ્રંથમાંથી ટૂંકાવીને અહીં રજૂ કરેલ છે.

નોંધ : - 'તેહરીક આઝાદી અને મુસલમાન ' લેખિકા અસીર અદરવી જામિયા ઈસ્લામિયા- બનારસ વધુ વિગતો જાણવા માટે અસલ પુસ્તકનું વાચન કરો.

## ચડતી પછી પડતી

કુદરતનો ક્રમ શાંતપણે સતત ચાલતો જ રહે છે. કોઈપણ કોમમાં લાંબા સમય સુધી સત્તાનું ટકી રહેવું છેવટે અનેક જાતની નબળાઈઓ અને ખામીઓને જન્મ આપે છે. મીરજાફર, મીર સાદિક અને ઈલાહીબખ્શ જેવા દેશદ્રોહીનું પેદા થવું પણ કુદરતના ક્રમને આધીન હતું. એક નવી કોમના નસીબનો સૂરજ ઊગી રહ્યો હતો. એની રોશની ધીરે ધીરે વધી રહી હતી. લોકોનું ધ્યાન પણ એની તરફ ખેચાઈ રહયું હતું.અંગ્રેજોની સત્તાનો સૂરજ બંગાળના આકાશમાં ઉદય પામે છે. ચઢતા સૂરજની પૂજા કરનારાઓ બહુ જ ઝડપી રીતે એમની જી હજૂરીમાં લાગી ગયા. એ સૂરજની ચકાચોંધ રોશનીથી અંજાઈ જઈને એ તકસાધુઓ પોકારી ઉઠયા : " તમે જ અમારા ખુદા છો, તમે જ સૌથી મહાન છો" પોતાના આત્માઓને વેચી દેનારા સ્વાર્થી લોકોએ પોતાના ધર્મ અને પોતાના પોતાની કોમ,પોતાના ધર્મ અને પોતાના દેશ સાથે ગદદારી કરી. એમણે સોદાગરોના એક જૂથને પોતાની કોમ, પોતાના ધર્મ અને પોતાના વતનનો સોદો કરી નાખ્યો. પરિણામ એ આવ્યુ કે આપણા ગૌરવ, આપણી આનબાન, આપણી ઈજજત આબરૂ અને આપણી ખુમારીએ મે ૧૮૫૭ માં જીવનના છેલ્લા શ્વાસ લીધા. અને આપણે ભારતવાસીઓ નિર્જીવ લાશ બનીને રહી ગયા.

## આપણા બાપદાદાઓ

મુસલમાનોના બાપદાદાઓએ હિન્દુસ્તાનની આબરૂને ધૂળમાં રગદોળનાર અને દેશની આઝાદીને બરબાદ કરનાર ગોરી ચામડીવાળા અંગ્રેજોને પોતાની નસોમાં વહેતા લોહીનાં છેલ્લામાં છેલ્લા ટીપા સુધી સહન નથી કર્યા.

હિન્દુસ્તાનમાં રહેનાર હિન્દુસ્તાની કોમ જે જુદા જુદા ધર્મો અને સંપ્રદાયો અને જુદી જુદી સંસ્કૃતિઓના મેળાપથી બનેલ હતી.એ બધામાં દેશની આઝાદી અને આબરૂને બચાવવા માટે સૌથી પહેલાં મુસલમાનોએ પોતાની જાતને કુરબાનીઓ માટે આગળ ધરી હતી. ઈ.સ. ૧૮૫૭ના બળવા બાદ લગભગ અડધી સદી સુધી અંગ્રેજોની સત્તાને ઉખેડી ફેંકવા માટે મુસલમાનો એકલે હાથે આઝાદીની લડતના મેદાનમાં ઝઝૂમતા રહ્યા. અને એમણે એ લડત પાછળ પોતાનું એટલું લોહી વહાવ્યું છે કે બીજાંઓએ કદાચ પરસેવો પણ નથી વહાવ્યો. ઈ.સ. ૧૮૫૮ માં લાલકિલ્લાના ઊંચા મિનારાઓ ઉપરથી મુસલમાનોનો હિલાલીધ્વજ ( ચંદ્રના આકારનો ) ઉતારી લઈને 'યુનિયન ઝેક' લહેરાવવામાં આવ્યો. એક તરફ અંગ્રેજો હિન્દુસ્તાનની હકૂમત અને એની આબરૂના કિલ્લા ઉપર એમની સત્તાનો ઝંડો લહેરાવી રહ્યા હતા તો બીજી તરફ મુસલમાનો અંગ્રેજોનો મુકાબલો કરવા માટે સૌથી આગળ રહીને આઝાદીની લડતનો ધ્વજ ફરકાવી રહ્યા હતા. મુસલમાનોએ આઝાદીની આ પવિત્ર લડાઈમાં જોડાવા માટે બીજા વતનબંધુઓની રાહ જોઈ નહી. આઝાદીની લડતમાં મુસલમાનોનું સ્થાન હંમેશાં પહેલી હરોળમાં રહયું છે. આ સચ્ચાઈનો ઈન્કાર કરવાની કોઈનામાં હિંમત નથી.

## મુસલમાનોએ એકલે હાથે આઝાદીની જેહાદ જગાવી છે

આઝાદીની લડતની એ પણ એક નકકર હકીકત છે કે ઈ.સ.૧૯૦૦ સુધી આઝાદીના લડવૈયા જેટલા પણ મુસલમાનોને ફાંસીની ઉપર લટકાવી દેવામાં આવ્યા અથવા ,એમણે કાળાપાણીની ભારે ત્રાસદાયક જન્મટીપની સજાઓ ભોગવી અથવા એમને હારબંધ ઊભા રાખીને ગોળીએ દેવામાં આવ્યા અથવા તો બગાવતના આરોપસર 'શૂટ' કરી દેવામાં આવ્યા છે એમાં આઝાદીની લડતના તમામ સમયગાળા દરમિયાન બીજી કોમના લોકોએ આપેલ બલિદાનોની કુલ સંખ્યા પણ મુસલમાનોની કુરબાનીઓની કુલ સંખ્યા જેટલી થતી નથી.

વીસમી સદીની શરૂઆતમાં જયારે જાહેરમાં ભાષણો કરવાની કે લખાણો લખવાની એટલી આઝાદી ન હતી જેટલી પાછળથી થઈ. એ સમયે બંગાળના ભાગલાની વિરૂધ્ધમાં સૌથી પહેલા દેખાવો કલકત્તામાં થયા.એ દેખાવોમાં ભાગ લેનારા મુસલમાન આગેવાનોમાં એવો કોઈ મુસલમાન ભાગ્યે જ એવો બચ્યો હશે કે જેને પોલીસના દમન અને જેલની સજાનો અત્યાચાર સહન કરવો પડયો ન હોય.

## તાકાત દ્વારા આઝાદી

ઈ.સ.૧૯૧૫ માં રેશમી રૂમાલની ચળવળ એ મુસલમાનોનું એક વધુ હિંમતભર્યું પગલું હતું. જે સરકાર સામે બગાવત પોકારવા જેવું ગણાતું હતું. પરંતુ એ ચળવળ ચલાવનારા લોકો નસીબદાર હતા કે એમાંના સેંકડોએ પોલીસના અત્યાચારો સહન કર્યા અને ચળવળના આગેવાનો જેલની ત્રાસદાયક સજાઓ ભોગવીને પણ ચાર પાંચ વરસ બાદ જીવતા હિન્દુસ્તાન પાછા ફર્યા.

## જલિયાંવાલા બાગ

ઈ.સ.૧૯૧૯ નું વર્ષ આઝાદીના ઈતિહાસમાં હંમેશ માટે અમર બની ગયું. કારણ કે જલિયાંવાલા બાગની દર્દનાક અને લોહિયાળ ઘટના એજ વર્ષમાં ઘટી. આ ઐતિહાસિક ઘટનાથી હિન્દુસ્તાનીઓની જાગૃતિનો સાચો ખ્યાલ આવે છે. જો જલિયાંવાલા બાગમાં શહીદ થનારાઓની યાદી ઉપર નજર નાખવામાં આવે તો એમાં શહીદ થયેલ મુસલમાનોના દરેક વર્ગના લોકોનાં નામો મોટી સંખ્યામાં જોવા મળશે.

## ખિલાફતની ચળવળનો સમય

ત્યારબાદ ખિલાફતની ચળવળમાં વિદેશી વસ્તુઓના ત્યાગની અને અસહકાર ચળવળનો જુસ્સો પુરજોશમાં ઉભરાયો. તો એની પણ આગેવાની મુસલમાનોએ જ લીધી. અને તેઓ પોલીસના દમન તેમજ જેલની સજાઓના અત્યાચારો સહન કરતા રહ્યા. એ રીતે ઈ.સ.૧૯૨૫ સુધી આઝાદીની લડતના મેદાનમાં મુસલમાનો આગળની ભૂમિકા ભજવતા રહ્યા. ત્યાર બાદ ઈ.સ.૧૯૨૭ માં હિન્દુસ્તાને બ્રિટીશ હકૂમતનો પ્રસ્તાવ મંજૂર કરી લઈને એક સર્વમાન્ય સંયુકત ઠરાવ રજુ કરવાનું નકકી કર્યું. પરંતુ અફસોસ કે એ સયુંકત ઠરાવની કોશિશોએ હિંદ-મુસલમાનો વચ્ચેની મજબૂત એકતાને ચૂરેચૂરા કરી નાખી. જયારે કે ખિલાફતની ચળવળે એક નમૂનેદાર ભૂમિકા નિભાવી હતી. જો કે આમ તો આ વાત કડવી છે પરંતુ એના સિવાય બીજું સત્ય કોઈ નથી કે ઠરાવ રજૂ કરવામાં જે જે લોકોએ ભાગ ભજવ્યો હતો એ લોકોએ હિંદુ - મુસલમાન એકતાને સલામત રાખવા માટે સાચા દિલથી કોશિશો કરી નહી. એનું પરિણામ એ આવ્યુ કે નહેરૂ રીપોર્ટને જો મૌલાના શોકત અલી - મૌલાના મુહંમદ અલી અને મૌલાના મુહંમદ અલી ઝીણાએ રદ કર્યો તો માત્ર

મુસલમાન કોમની જ આગેવાની ધરાવનાર આગેવાનોએ પણ એ રીપોર્ટને કબૂલ રાખ્યું નહીં. જયારે કે એ આગેવાનો હંમેશાં કોંગ્રેસની સાથે ખભેથીખભો મીલાવીને કામ કરી રહયા હતા. અને ત્યારબાદ પણ તેઓ જીંદગીભર કોંગ્રેસના મોરચેથી જ બ્રિટીશ હકૂમતની સામે આઝાદીની જેહાદ ચલાવતા રહયા. એટલે મુસલમાનો ઉપર એવો આરોપ મૂકી શકાય નહી કે તેઓ આઝાદીની લડતથી દૂર થઈ ગયા હતા.

## છેલ્લી મંઝિલ સુધી

વીસમી સદીના બીજા અને ત્રીજા દસકામાં કોંગ્રેસ તરફથી સત્યાગ્રહ અને અસહકારની લડતના કાર્યક્રમો શરૂ કરવામાં આવ્યાં. એ તમામ કાર્યક્રમોમાં પણ મુસલમાનો સાચા સાથીદારોની જેમ કામ કરતા રહ્યા અને ઘણાખરા જુસ્સેદાર મુસલમાનોએ ગાંધીજીની ધરપકડના વિરોધમાં જોરશોર દેખાવો કરીને અંગ્રેજ સરકાર સામે બગાવત પોકારી. જેમને ફાંસીને મોચડે ચડાવી દેવામાં આવ્યા.

ઈ.સ.૧૯૩૭ માં કોંગ્રેસી પ્રધાન મંડળની રચના વખતે હિંદુ મુસલમાનો વચ્ચેની ખાઈ વધુ પહોળી થઈ ગઈ. પરંતુ જે એક ભારે તોફાની ચળવળ હતી અને જેમાં બેશુમાર હિન્દુસ્તાનીઓની ધરપકડ કરવામાં આવી જેમાં અસંખ્ય લોકો પોલીસની ગોળીઓથી ઘવાયા એ ઈ.સ.૧૯૪૨ ની ચળવળમાં પણ મોટી સંખ્યામાં મુસલમાનો જેલની સજાઓ ભોગવીને આઝાદીની શમા ઉપર નિછાવર થઈ ગયા અને એ ચળવળમાં પણ મોટી સંખ્યામાં મુસલમાનો પોલીસની ગોળીએ ભૂંજાયા.

ઈ.સ.૧૯૪૨ ની બાદનો પાંચ વરસનો સમયગાળો એવો છે કે જેણે હિંદુ મુસલમાનો વચ્ચેની ખાઈ વધારેને વધારે પહોળી કરી નાખી.અને પરિણામે મુસલમાનોની દેશની આઝાદી માટેની અણમોલ કુરબાનીઓની કદર અને કીંમત પણ ઓછી કરી નાખી. અને એમની સેંકડો વરસોની મહેનતો અને કુરબાનીઓ અર્થહીન માનવામાં આવી.પરંતુ એવું પણ નથી કે એ બેકદરીને કારણે મુસલમાનોએ દેશની આઝાદી માટે ઉઠાવેલ કદમોને પાછાં હટાવી લીધાં હોય ! બીજા વિશ્વ યુધ્ધની અગનજવાળાઓ પુરજોશમાં હિન્દુસ્તાનને પણ દઝાડી રહી હતી. જાપાની પ્રજા મદદ માટે હિન્દુસ્તાનના દરવાજે ટકોરા મારી રહી હતી એ સમયે સુભાષચંદ્રબોઝની આગેવાનીમાં મુસલમાનોના અસંખ્ય સિપાહીઓ અને ફોજી અફસરો બ્રિટીશ સરકારની સામે મુકાબલો કરવામાં

બીજા વતનબંધુઓ કરતાં આગળ હતા. અને ઈ.સ. ૧૯૪૬ માં આઝાદ હિંદ ફોજના ગિરફતાર થઈ ગયેલ સૈનિકોમાં પણ મુસલમાનોની જ સંખ્યા વધારે હતી. જો સંજોગો અનુકૂળ હોત તો અંગ્રેજ સરકાર એમને ફાંસીથી જરાપણ ઓછી સજા ન આપતી આમ છતાં આઝાદ હિંદ ફોજના મોરચેથી બ્રિટીશ હકૂમતની સામે લડતાં લડતાં મુસલમાન સૈનિકોએ શહાદતો વહોરી લીધી. ઈ.સ.૧૯૪૬ માં જ મુંબઈ અને કરાંચીના દરિયાઈ લશ્કરના સિપાહીઓએ બ્રિટિશ સરકાર સામે બગાવતનું બ્યૂગલ ફૂંકી દીધું. એ બગાવતમાં પણ મુસલમાન સૈનિકોએ નમૂનેદાર ભૂમિકા અદા કરી અને એ બગાવતની હિમાયતમાં શહેરી પ્રજાએ પણ જે તોફાની પ્રદર્શનો કર્યા એમાં પણ શહીદ થનારા મુસલમાનોની સંખ્યા કંઈ ઓછી ન હતી. એ રીતે ઈ.સ.૧૮૫૫ થી ૧૪ ઓગસ્ટ ૧૯૪૭ સુધી મુસલમાનોએ દેશને માટે એકધારી એટલી બધી કુરબાનીઓ આપી છે કે એ વિશે હજારો પાનાંના ગ્રંથો લખી શકાય તેમ છે.અને જયારે પણ કોઈ સાચો ઈતિહાસકાર લખશે તો મુસલમાનોએ આપેલ બુલંદ અને બેમિસાલ કુરબાનીઓ ભૂલી જવી એ ઈતિહાસકારને માટે શકય નથી. હવે પછીનાં પાનાં ઉપર હિન્દુસ્તાનની આઝાદીની લડતમાં મુસલમાનોએ આપેલ અજોડ અને શાનદાર કુરબાનીઓની એક સામુહિક ઝલક રજુ કરવામાં આવે છે.

## જયારે લાલકિલ્લા ઉપર અંગ્રેજોનો ઝંડો લહેરાયો

છેલ્લા મોગલ બાદશાહ બહાદૂરશાહ ઝફરને આઝાદીના લડવૈયાઓની આગેવાની લેવાના ગુનાબદલ જંજીરોમાં જકડીને રંગૂનની જેલમાં મોકલી દેવામાં આવેલ. લાલ કિલ્લા ઉપરથી મુસલમાનોની સત્તાનો ઝંડો ઉતારી લઈને બ્રિટીશ હકૂમતનો " યુનિયન ઝેક " લેહરાવવામાં આવ્યો હતો. અને હવે અંગ્રેજીની ફોજો એવા મુસલમાનોની ધરપકડ કરવામાં સતત લાગેલી હતી. જેમના લોહીથી અંગ્રેજી હકૂમતનો પાયો વધારે મજબૂત કરવો હતો.

અંગ્રેજોએ હકૂમત અને સત્તાની લગામ મુસલમાનનોના હાથમાંથી ઝૂંટવી લીધી હતી. એટલે જ કુદરતી રીતે જ મુસલમાનો જ વધારે આક્રોશ અને ગુસ્સામાં હતા. એને ખૂબી ગણો કે મુસલમાન પ્રજાનો એબ ગણો. કે જયારે જયારે પણ મુસલમાન પ્રજાનો ગુસ્સો ફાટી નીકળે છે એની શાનશોકત અને એની ઈજ્જત આબરૂને પડકારવામાં આવે છે. અથવા એની ખુદદારીને ઠેશ પહોંચાડવામાં આવે છે તો એ પ્રજા નથી જોતી કે એની સૌમે દુશ્મન કોણ છે ? એની તાકાત કેટલી છે ? પરિણામોની પરવા કર્યા વગર એ મેદાને જંગમાં કૂદી પડે છે.

ઈ.સ.૧૮૫૮ માં હિન્દુસ્તાનમાં અંગ્રેજોની સત્તા અને પ્રભાવ પથરાઈ ચૂકયાં હતાં. હિન્દુસ્તાનની હકૂમત ઈસ્ટ ઈન્ડીઆ કંપનીના હાથોમાંથી નીકળીને સીધે સીધી જ મહારાણી વિકટોરીયાના હાથોમાં પહોંચી ગઈ હતી. લાલકિલ્લા ઉપર યુનિયન ઝેક લેહરાવા લાગ્યો હતો. એ ઝંડો જાણે એ વાતની છડી પોકારતો હતો કે હવે હિન્દુસ્તાનની હકૂમત હિન્દુસ્તાનીઓના હાથમાંથી નીકળીને અનિશ્ચિત સમય સુધી બીજાઓના લોખંડી હાથોમાં પહોંચી ગઈ છે. અને હવે સ્વર્ગ જેવા ખૂબસૂરત હિન્દુસ્તાનની વસંતો ઉપર એક ગોરી પ્રજાની ઈમાનદારી કાયમ થઈ ચૂકી છે.આ જ દિવસ છે કે જે દિવસ મુસલમાનોએ હિન્દુસ્તાનમાં આઝાદીના જંગની શરૂઆત કરી દીધી હતી. ઈ.સ. ૧૮૫૮ બાદ જયારે તમામ હિન્દુસ્તાની વતન બિરાદારો એક જ મંચ ઉપર આવીને સંગઠિત થઈ ગયા. અને અંગ્રેજો હિન્દુસ્તાન ઉપર પૂરેપૂરો કબજો જમાવી ચૂકયા તો હવે એ લડાઈઓ ખરેખર તમામ હિન્દુસ્તાની નાગરિકોની થઈ ગઈ. એટલે જ ત્યારબાદ થનારી તમામ ક્રાંતિકારી કોશિશો હિન્દુસ્તાનની આઝાદીના ઈતિહાસનું પહેલું પ્રકરણ છે. જયારે આઝાદી માટેની સંગઠિત લડતો શરૂ કરવામાં આવી ત્યારે હિન્દુસ્તાનનું વાતાવરણ કેવું હતું ? એ જાણ્યા વગર આઝાદીના લડવૈયાઓની ખિદમતો અને કુરબાનીઓ તેમજ તેમની મહત્તા અને કદરદાનીનો સાચો ખ્યાલ આવી શકે તેમ નથી. એટલે જ આપણે થોડીકવાર એ વાતાવરણની ઝલક જોઈએ.

## જયારે હિંદી મુસલમાનો લોહીના દરિયામાં ડૂબી ગયા

૧૧ મી મે ઈ.સ.૧૮૫૭ નો દિવસ હકીકતમાં તો આઝાદીના જંગની શરૂઆતનો એક અંશ છે. જયારે અંગ્રેજી ફોજના દેશી સિપાઈઓએ સરકારની સામે બંડ પોકાર્યુ. અને પોતાના ગોરા અફસરોને ગોળીએ મારીને દિલ્હી ઉપર કબજો કરવા રવાના થયા. પરંતુ એ બંડ સફળ થઈ શકયું નહીં. એની નિષ્ફળતા બાદ અંગ્રેજોએ તેનો બદલો લેવાની સાઝિશો શરૂ કરી અને એના પરિણામરૂપે મુસલમાનોને ભયંકર અત્યાચારોથી કચડી નાખવામાં આવ્યા. દિલ્હીનો ચાંદનીચોક જ નહીં બલ્કે શહેરના દરેક ચાર રસ્તા ઉપર શૂળીઓ ગોઠવી દેવામાં આવી. દિલ્હી અને દિલ્હીની બહાર ઝાડોની ડાળીઓ ઉપર ફાંસીના દોરડા લટકાવી દેવામાં આવ્યા. જે પણ મોભાદાર મુસલમાન અંગ્રેજોને હાથે ચડી જતો તો તેને હાથી ઉપર બેસાડવામાં આવતો અને ઝાડની નીચે લઈ જવામાં આવતો. પછી ફાંસીનું દોરડું એની ગરદનમાં પહેરાવીને હાથીને આગળ

વધાવી દેવામાં આવતો અને લાશ ફાંસીના ફંદામાં ઝૂલવા લાગતી. આંખોના ડોળા બહાર આવી જતા. જીભ મોંઢામાંથી નીકળીને બહાર લડબડવા લાગતી. હલાલ કરી નાખેલ મરઘાની જેમ ઘાતકી રીતે મારી નાખેલ મુસલમાનની લાશનું એ હચમચાવી દેનારું દ્રશ્ય પથ્થરોને પણ પીગળાવી દેનારું હતું. એક અંગ્રેજ મહિલાએ એની અંગત ડાયરીમાં લખ્યું છે કે કેટલીય વખત એ ફાંસીએ લટકાવી દીધેલ માણસોની લાશો તડપી તડપીને અંગ્રેજીના 8 ના અંક જેના આકારની બની જતી હતી.

મુસલમાનોમાં ડર, હતાશા અને ભયનું વાતાવરણ પેદા કરવા માટે અંગ્રેજો સજાના નિત નવા કરતબો શોધી કાઢતા હતા. એમાંનો એક પ્રકાર એવો હતો કે કોઈ આગળ પડતા મુસલમાનને પકડીને તેને તોપના મોંઢા આગળ દોરડાથી બાંધી દેવામાં આવતો અને પછી તોપ ફોડવામાં આવતી. પછી શું થતું ? એ લખતાં લખતાં કલમ કંપી ઉઠે છે, હૃદય ધ્રુજી જાય છે, હાથ થરથરવા માંડે છે.... મરનારના આખા શરીરનું માંસ - જાણે જોરદાર હવાની સાથે કાગળના નાના નાના ટુકડા ઉડી જતા હોય તેમ - ફુરચે ફુરચા થઈને દૂર દૂર સુધી ફેંકાઈ જતું. લોહીની ધારો દૂર દૂર સુધી એવી રીતે ફેલાઈ જતી જાણે કોઈએ ચારે તરફ લોહીનો છંટકાવ કર્યો હોય - લાશથી માથું છૂટું પડીને ખૂબ ઊંચે જઈને જયારે જમીન ઉપર પડતું ત્યારે કેટલીકવાર તો આવતો જતો માણસ કે જાનવર એની ટકકરથી મરી જતો. આવી આવી એક બે દિવસ નહં પરંતુ સેંકડો ધ્રુજાવી દેનારી ઘટનાઓ છે અને આવા અત્યાચારના પહાડ મુસલમાનો ઉપર એક કે બે દિવસ નથી તૂટી પડયા બલ્કે એ સિલસિલો મહિનાઓથી લઈને આખા વરસ સુધી ચાલતો રહે તો. આવા ભયંકર બિહામણા દ્રશ્યો જોઈજોઈને આખું હિન્દુસ્તાન થરથરી ઉઠયું. અંગ્રેજનું નામ સાંભળતાં જ મગજમાં એક ખૂંખાર લોહી તરસ્યા વરૂનું ચિત્ર ખડું થઈ જતું હતું. ભય અને ગભરામણને કારણે લોકોના શરીરના રુંવાડા ઊભા થઈ જતા હતા. વળી આવો ખૂંની ખેલ જાહેરમાર્ગો ઉપર, હજજારો માણસોની હાજરીમાં ખેલવામાં આવતો હતો. આવી અત્યાચારી કયામતોથી હિન્દુસ્તાની લોકોના દિલો પર કેવી કેવી ભયંકર અસરો પેદા થતી હશે એની કલ્પના કરવી પણ મુશ્કેલ છે.

કાફલો ચાલી પડયો

આવો હતો એ કાળજા કંપાવી દેનારો માહૌલ ! જયારે હિન્દુસ્તાનમાં આઝાદીની લડતની મુસલમાન જવાંમર્દોએ શરૂઆત કરી હતી. ઈતિહાસ એ

હકીકતની સાક્ષી પૂરે છે કે આઝાદીની અગનકસોટી જેવી લડત મુસલમાનોએ એકલે હાથે લડવાની શરૂ કરી હતી. આ કાંટાઓથી ભરપુર મારગો ઉપર ચાલીને માત્ર મુસલમાનોના જ પગના તળિયાં લોહીથી તરબોળ થતા રહ્યા. આમ છતાં એમના મજબૂત કદમો જરા પણ ડગમગ્યા નહીં અને ન તો આગળ ઉઠાવેલ પગલું એક ઈંચ પણ પાછળ હટયું. ચારે તરફ અંગ્રેજોના જુલ્મ અને અત્યાચારોનો વરસાદ થઈ રહ્યો હતો. ખુલ્લમ ખુલ્લા જાહેરમાં મુસલમાનોને ફાંસીએ લટકાવી દેવામાં આવતા હતા. ધરપકડોનો દોર પણ ચાલુ હતો. અંગ્રેજો હવે ન્યાયના સિંહાસન ઉપર પણ આસન જમાવી ચૂકયા હતા. પરંતુ એ સિંહાસન સાચા અર્થમાં ન્યાય અને ઈન્સાફનું ન હતું. પણ અંગ્રેજો તેનો પોતાના એક માત્ર દુશ્મન એવા મુસલમાનોને કચડી નાખવા માટે ઉપયોગ કરતા હતા.

ન્યાય અને ઈન્સાફનું તો ફકત નાટક ભજવવામાં આવતું હતું. મુકદમાઓ ચલાવવામો આવતા હતા. બનાવટી સાક્ષીઓ અને ગવાહીઓ રજુ કરવામાં આવતી હતી. અને છેવટે ચુકાદો સંભળાવી દેવામાં આવતો કે એને ફાંસીને માંચડે લટકાવી દેવામાં આવે અથવા તો એમની નજરમાં એ મુસલમાનનો ગુનો વધારે ગંભીર જણાતો તો એને કાળાપાણીની ક્રૂર સજા આપવામાં આવતી હતી. કારણ કે કાળાપાણીની સજા કરતાં પણ વધારે ભયંકર ત્રાસ આપનારી હતી અને અંગ્રેજો મુસલમાનોને ખાસ આ કાળાપાણીની સજા આપવામાં રસ ધરાવતા હતા. કાળાપાણીની સજા આપવાનો અર્થ થતો હતો કે ગુનેગાર પોતાના વતન, પોતાના પરિવાર, પોતાના મિત્રો, સગાં વહાલાઓ અને પોતાના બાળબચ્ચાને માટે જીવતો હોવા છતાં પણ મરી જતો હતો અને ગુંગળાઈને એવો લાચાર થઈ જતો હતો કે જીવન કરતાં એને મોત વધારે આસાન લાગતું હતું.

હિન્દુસ્તાનના બુલંદ દરજ્જાના આલિમ સાહેબો (મઝહબી વિદ્વાનો) અને મઝહબી આગેવાનો, અમીર ઉમરાવો, રઈશો - જેમના માર્ગમાં આમ લોકો પોતાનું દિલ પાથરી દેતા હતા જેમના માનમોભા અને આદર એટલી બુલંદ કોટિના હતા કે મુસલમાનો જેમને માટે હરહંમેશ પોતાના જાનમાલ નિછાવર કરી દેતા હતા - શ્રીમંત કુટુંબોના એ યુવાનો જેમની તહેનાતમાં નોકરચાકરોનાં ટોળાં હાજર ચાકર રહેતા હતા - એ બધી જ બુલંદ મરતબાની હસ્તીઓને આંદામાન ટાપૂના કાળાપાણીની નરક જેવી સજાઓ આપવામાં આવતી હતી. જ્યાં એમની પાસે હલકમાં હલકી જાતના કામો કરવામાં આવતા હતાં.

એ હકીકતમાં તો મોટા મોટા કેદખાનાં હતાં. જેમાં ચાર દીવાલો કે કોટ

કિલ્લાઓ ન હતા. પરંતુ તેમની ચારેબાજુએ જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી દરિયાનું પાણી ઘૂઘવાટા મારતુ હતું. એ ટાપૂઓમાં મુસલમાનોની એ મહાન હસ્તીઓ પાસે સડકો બનાવવાનું, ભયંકર દુર્ગંધ મારતી ગંદી નાળીઓ સાફ કરાવવાનું કામ લેવામાં આવતું હતું. કચરાની ટોપલીઓ તેમના માથા ઉપર લાદવામાં આવતી હતી. જે હસ્તીઓને હિન્દુસ્તાનમાં ઈલ્મની દુનિયાના બુલંદ કોટિના વિદ્વાન ગણવામાં આવતી હતી. - એવા મહાન મૌલાના ફઝલે હક ખૈરાબાદીને જ્યારે એક માણસ મળવા ગયો તો એણે જોયું કે મૌલાના ગંદકીથી ભરેલી ટોપલી માથે ઉપાડીને ફેંકવા જઈ રહ્યા હતા. આંદામાન ટાપૂ ઉપર મુસલમાનો પાસે આવા આવા ગંદામાં ગંદા અને કઠણમાં કઠણ કામો કરવવામાં આવતાં હતાં.અંગ્રેજોએ આઝાદીના લડવૈયા એવા કેટલાક મુસલમાને આંદામાનની નાપાક દોઝખમાં મોકલી દીધા એની યાદી મળવી મુશ્કેલ છે. પરંતુ ઈતિહાસમાં નોંધાયેલ જુદીજુદી ઘટનાઓના અભ્યાસથી જાણી શકાય છે કે એમની સંખ્યા ચાર હજારથી ઓછી ન હતી. કારણ કે મૌલાના જાફર અહમદ થાંસોરી પોતાની અંગત ડાયરીમાં લખે છે કે :- "જ્યારે મૌલાના યાહયાઅલી સાદિકપુરીનું આંદામાન ટાપૂમાં અવસાન થયું તો એમની દફનવિધિમાં શામેલ થવા માટે અંગ્રેજ અમલદારોએ જાહેર રજા આપી દીધી હતી. ત્યારે મૌલાનાની જનાઝાની નમાઝમાં શામેલ થનાર મુસલમાનોની સંખ્યા ચારથી પાંચ હજાર સુધીની હતી. એનાથી અંદાજો લગાવી શકાય છે કે અંગ્રેજોએ આખા દેશમાંથી ચાર થી પાંચ હજાર જેટલા આઝાદીના લડવૈયા મુસલમાનોને ગિરફતાર કરીને કાળાપાણીની સજાએ મોકલી દીધા હતા.

## તલવારના જોરે આઝાદી

ઓગણીસદીના અંત સુધી બલ્કે વીસમી સદીના શરૂઆતના બે દસકા સુધી આઝાદી મેળવવાનો એક માત્ર ઉપાય એ હતો કે આઝાદીના લડવૈયાઓ હાથમાં તલવારો ઉપાડી લે અને બળ વાપરીને પરદેશી હકૂમતને દેશમાંથી કાઢી મૂકવામાં આવે. અસહકાર લડતનો વિચાર તો બહુ મોડો આવ્યો. જે વીસમી સદીના ત્રીજા દસકાથી અમલમાં આવ્યો. આમ છતાં પોતાની ધાર્મિક માન્યતાને કારણે મુસલમાનોએ અસહકારની ચળવળને ક્યારેય મંજૂર કરી નહી. આઝાદીના લડતના એક હથિયાર તરીકે એનો ઉપયોગ જરૂર કરવામાં આવ્યો અને એ હથિયારનો મુસલમાનોએ પણ ઉપયોગ કર્યો. પરંતુ અસહકારની લડતને મઝહબી માન્યતા તરીકે ક્યારેય સ્વીકારવામાં આવી નહી.

જેમ કે ઈ.સ. ૧૯૨૨ માં ચોરીચોરાની ઘટનાથી ગુસ્સે થઈને કેટલાક આઝાદીના લડવૈયા એવા જોશીલા મુસલમાનોએ અંગ્રેજોના થાણામાં આગ લગાડીને જેલર અને સિપાહીઓને જીવતા ભૂંજી નાખ્યા. ત્યારે ગાંધીજીએ પોતાની અસહકારની લડતને પાછી ખેંચી લીધી. પરંતુ એ લડતને પાછી ખેંચી લેવાથી અને અંગ્રેજો સામેના ગુસ્સા અને નફરત બદલ નારાજગી બતાવવા માટે દેશમાં ગાંધીજી ઉપરથી આઝાદીના લડવૈયાઓનો વિશ્વાસ ઉઠી ગયો. જે ઘણાં સમય બાદ ઠેકાણે પડયો હતો.એજ રીતે ઈ.સ. ૧૯૪૨ ની " કવીટ ઈન્ડીઆ "ની ચળવળ વખતે અસહકારની લડતના સિધ્ધાંતને બાજુએ મૂકી દેવામાં આવ્યો હતો.અને હિંદવાસીઓએ બળ વાપરવાનું શરૂ કરી - હથિયારોથી સજજ થઈને અંગ્રેજી હકૂમત ઉપર હુમલો કરી દીધો હતો. એજ રીતે ઈ.સ. ૧૯૪૪ માં સુભાષચંદ્ર બોઝે જાપાનની લશ્કરી મદદથી ' આઝાદ હિંદ ફોજ' ની સ્થાપના કરી. અને અંગ્રેજોના લશ્કર સામે ટક્કર લીધી. " ઈન્ડીઅન નેશનલ આર્મી "ના લશ્કરી અફસરોની બહુ મોટી સંખ્યા મુસલમાનોની હતી. આ બધી ઐતિહાસિક ઘટનાઓથી જાણી શકાય છે કે અસહકારની લડતનો સિધ્ધાંત બહુ આછો ઉપયોગમાં આવ્યો. જયારે જયારે હિંમત અને તાકાત બતાવવાનો સમય આવ્યો ત્યારે માત્ર તલવારો જ કામમાં આવી. મુસલમાનોએ એ મેદાનમાં હંમેશાં પોતાના ખુદની તાકાત ઉપર જ ભરોસો રાખ્યો. જયાં સુધી એમના બાવડાઓમાં બળ હતું ત્યાં સુધી એમણે અંગ્રેજો સામે ઉઠાવેલ તલવારોને કયારેય મ્યાન કરી નથી. અને તેઓ ઈ.સ. ૧૮૫૮ થી લઈને ઈ.સ. ૧૯૦૦ સુધીની ૪૩ વર્ષ સુધીની આઝાદીની લડત આગ અને ખૂંનથી જ લડતા રહ્યા.

એક તરફ અંગ્રેજોના દિલોમાં ઈ.સ. ૧૮૫૭ ના બળવાથી ગુસ્સાની આગ ભભૂકી ઉઠી હતી અને તેઓ ભયંકર અત્યાચારોથી તેનો બદલો લેવામાં ખૂંપી ગયા હતા તો બીજી તરફ આઝાદીના લડવૈયા હિન્દુસ્તાનીઓ આઝાદીની લડત માટેની જુદી જુદી યોજનાઓ અમલમાં મૂકવા માટે તૈયાર થઈ ગયા. જે લોકોના દિલોમાં દેશની આઝાદી માટેનો જુસ્સો ઉછાળા મારી રહયો હતો એમને હતાશ અને નિરાશ કરવા માટે અંગ્રેજોની લશ્કરી તાકાત પણ નિષ્ફળ થઈ ચૂકી હતી. આઝાદીની લડતના શૂરવીર હિન્દુસ્તાની જવાંમર્દો બરાબર પૂરેપૂરી તાકાતથી તલવારો ખેંચીને મેદાનમાં ઉતરી ગયા હતા.

## આઝાદીની લડાઈનો પહેલો મોરચો

અંગ્રેજોએ ફેલાવેલ નિરાશા અને હતાશાના ઘનઘોર અંધકારમાં

હિન્દુસ્તાનના સરહદી વિસ્તારોમાંથી આઝાદીના પરવાનાઓની તલવારોની ગૂંજ સંભળાઈ રહી હતી. આ એ લોકો હતા કે જેઓ ઈ.સ. ૧૮૫૭ ના બળવા પહેલાંથી એક અત્યાચારી અને જાલિમ હકૂમત સામે ઝઝૂમી રહયા હતા. પરંતુ ઈ.સ.૧૮૫૭ની બાદ તરત જ એમનું ધ્યાન એ ગોરી પ્રજા તરફ વળી ગયું જે તાજેતરમાં જ સત્તા ઉપર કબજો જમાવીને આખા દેશ ઉપર ભારે જુલ્મ અને અત્યાચાર વર્તાવી રહી હતી.આઝાદીની લડતના એ પરવાનાઓની પુરજોશ કોશિશોની શરૂઆત સૈયદ અહમદ રાયબરેલવી અને મૌલાના ઈસ્માઈલ શહીદની આગેવાનીમો થઈ હતી. પરંતુ એ સાહેબોની શહાદત બાદ એ શકિતઓ શાંત પડી ગઈ. બલ્કે એ વધારે બળવાન બની અને ફાલીફૂલી પણ ગઈ. એના ગુપ્ત કાર્યકરો બંગાળથી લઈને છેક સરહદ પ્રાંત સુધી બરાબર આવજા કરતા રહેતા હતા. ઈ.સ. ૧૮૫૭ થી અગાઉ પણ કેટલીયવાર બ્રિટિશ ફોજો સાથે એમની ટકકર થઈ ચૂકી હતી. પરંતુ ઈ.સ. ૧૮૫૭ પછી તો માત્ર અંગ્રેજોની હકૂમત જ એમની મુખ્ય હરીફ હતી. આઝાદીની લડતના એ જવાંમર્દોની અંગ્રેજો સાથે છેલ્લી લડાઈ અંબીલામાં થઈ હતી. હવે આઝાદીની લડતના એ બહાદૂરોના જાહેર એલાનોમાં પણ અંગ્રેજી હકૂમતનું નામ ખુલ્લં ખુલ્લી રીતે લેવામાં આવતું હતું અને મુસલમાનોમાં એમની વિરૂધ્ધમાં બરાબર જોશ અને જુસ્સો પેદા કરવામાં આવી રહ્યો હતો.

પરંતુ આઝાદીની લડાઈ એવા પ્રદેશોમાં લડવામાં આવી રહી હતી કે દેશની અંદર રહેનારા લોકોને એની મહત્તા અને ગંભીરતાનો ખ્યાલ આવતો ન હતો. એનું કારણ એ હતું કે આ પ્રકારની લડત માટેનું દેશની અંદરના વિસ્તારોમાં હવે કોઈ વાતાવરણ રહર્યું ન હતું. કારણ કે અંગ્રેજ હકૂમતની તાકાત અને પકડ આખા દેશ ઉપર એટલી હદે મજબૂત થઈ ચૂકી હતી કે આઝાદીની લડતના સિપાહીઓ માટે દેશની અંદરના વિસ્તારોમાં કયાંક પણ મોરચો ખોલવો મુશ્કેલ થઈ ગયું હતું.

એટલે જ આઝાદીના એ જવાંમર્દોએ લડાઈના મોરચા માટે એવી જગાને પસંદ કરી કે જે ફતેહો મેળવનારાઓનો હંમેશનો માર્ગ હતો. મુસલમાનો માટે તાકાતના ઝરણાં સમાન પણ આ જ જગ્યા હતી. આર્યપ્રજાઓએ પણ આ જ ખૈબરઘાટના માર્ગેથી આવીને હિન્દુસ્તાન ઉપર કબજો જમાવ્યો હતો. અને અહીંના અસલ નિવાસીઓ - દ્રાવિડો - દેશની સરહદોમાં આવેલ જંગલો અને મેદાનોમાં આશરો લેવા માટે મજબૂર કર્યા હતા. સુલતાન મહેમૂદ ગઝનવીના

ઘોડાઓના ડાબલાઓનો અવાજ પણ અહીં જ આ જ માર્ગો ઉપર ગૂંજયો હતો. બાબરની તલવારોનો રણકાર પણ આ જ શાહી મારગો પર સંભળાયો હતો. એટલે જ એમ માની લેવામાં આવ્યું કે હિન્દુસ્તાનની અંગ્રેજ હકૂમત ઉપર હુમલો કરવા માટે જો આજ જગ્યાનો ઉપયોગ કરવામાં આવે તો ફતેહના પૂરેપૂરા સંજોગો છે. એટલે જ આઝાદીની લડતના નરબંકાઓએ હિન્દુસ્તાનના સરહદીયપ્રાંત અને સ્વતંત્ર કબાઈલી પ્રદેશ ઉપર લડતના મોરચા માટે પસંદગી ઉતારી અને પોતાની લશ્કરી છાવણીઓ આ જ વિસ્તારોમાં ઊભી કરી. તેમજ એ જ જગ્યાએ એમણે અંગ્રેજોના લશ્કરને કેટલીયવાર હાર પણ આપી હતી. કયારે કયારેક તો એ બહાદૂરોના હુમલાઓનું જોર એટલી હદે વધી જતું કે અંગ્રેજોને એ હુમલાઓનો મુકાબલો કરવા માટે મોટા મોટા લશ્કરનો ઉપયોગ કરવો પડતો હતો.

## આઝાદીના લડવૈયાઓનું માથે કફન બાંધેલ જૂથ

જેમના દેશપ્રેમ અને આઝાદીના જુસ્સાની વર્ણન ચાલી રહયું છે. એ જવાંમર્દો હકીકતમાં હિન્દુસ્તાનને અંગ્રેજોના નાપાક કદમોથી પાક કરવા માટે માથે કફન બાંધીને નીકળતા હતા. ગુલામીની જીંદગી એમને જરા પણ પસંદ ન હતી. પોતાની જાનની કીંમત એમને મન ફક્ત એટલી જ હતી કે જયારે પણ દેશની આઝાદી માટે ફના થઈ જવાની લલકાર સંભળાઈ ત્યારે તેઓ ઘડીભરનો પણ વિચાર કર્યા વગર પોતાની જાન નિછાવર કરી નાખે. એમનું રાજકારણ દુનિયાદાર લોકોનું મતલબી રાજકારણ ન હતું. કારણ કે એમનો સંબંધ એમના અલ્લાહની સાથે એટલો મજબૂત હતો કે અના હુકમની વિરૂધ્ધમાં એમનાથી કોઈપણ કામ થતું નહીં. એજ કારણથી એમના અવાજમાં જાદૂ હતો. આમ લોકોની સામે બોલેલ થોડાક શબ્દો પણ જાદુઈ અસર કરતા હતા. એમનો હુકમ મળતાં જ લોકો પાગલોની જેમ એમની પાસે ઉમટી પડતા હતા. તેઓ મઝહબ અને રાજકારણને અલગ અલગ બાબતો માનતા ન હતા. અને ન તો એ બંનેની વચ્ચે તફાવતની કોઈ રેખા દોરવાના આદિ હતા.

આઝાદીની લડતના બાહોશ સૈનાપતિ સૈયદ અહમદ રાયબરેલવી, મૌલાના ઈસ્માઈલ શહીદ અને મૌલાના અબ્દુલહઈ બુઢાનવી હતા. જેમની પવિત્રતા, ઈમાનદારી, મઝહબ પરસ્તી અને અલ્લાહ ઉપર તેમના ભરોસાની લોકો સોગંદો ખાતા હતા. એમના દિલની સફાઈ, નેકનિયતી, સાફદાનત, નિઃસ્વાર્થપણા અને નેકજીવન ઉપર લોકો અડગ વિશ્વાસ ધરાવતા હતા. એટલે

જ આખા હિન્દુસ્તાનના લોકોનાં દિલોમાં ખૂબ જ આદરભાવ હતો બધાં જ એમને દિલોજાનથી ચાહતા હતા.

જો તેઓ પોતાની આ લડાઈમાં કામયાબ થઈ જતા તો દેશની અંદર એમના બહાદૂર સાથીઓનું એક એવું સંગઠિત જૂથ તૈયાર થઈ જતું કે જેની લોખંડી હિંમતો અને મજબૂત ઈરાદાઓની દીવાલોને બ્રિટીશ હકૂમતની તોપો અને બંદૂકો પણ તોડી શકતી નહીં. અને એમની હકૂમતની જાજમ થોડાક જ વરસોમાં સમેટાઈ જતી.

અંગ્રેજી હકૂમત એ બહાદૂરોના અંતરોમાં પડેલી શકિતઓની કલ્પના માત્રથી પાગલ થઈ જતી હતી. અને એમની તમામ તાકાતનો ઉપયોગ કરીને એ બહાદૂરોને પરાસ્ત કરવા માટે મેદાનમાં ઉતરી પડતી હતી. અંગ્રેજ હકૂમત એ હકીકતને જાણતી હતી કે આઝાદીની એ પવિત્ર લડાઈને કારણે મુસલમાનોનું એક બહુ મોટું જૂથ ધગધગતા અંગારા જેવું બની ગયું છે. કયારેક એની આગની જવાળાઓ બંગાઈમાં દેખાય છે તો કયારેક બિહાર અને ઉત્તર પ્રદેશમાં એની જવાળાઓ ભડકવા લાગે છે. તો કદીક પંજાબમાં. આમ આખા હિન્દુસ્તાનમાં પૂર્વથી પશ્ચિમ સુધી અંગ્રેજી હકૂમતના માર્ગોમાં આગ જ આગ પથરાયેલી દેખાતી હતી. અંગ્રેજી હકૂમતે એ ધગધગતા અંગારોઓને શાંત પાડી દેવા અને એ આગને ઠારી દેવા માટે જેટલી તાકાત લગાવી દીધી એનું પરિણામ એમના ધાર્યા કરતાં ઉલ્ટું આવ્યું. અને એટલે જ બ્રિટનના મહારથીઓ એમની લડાઈની નીતિરીતીઓ બદલી નાખી. તેમજ દારૂગોળાનો ખેલખતમ કરીને વાટાઘાટોનો માર્ગ અપનાવ્યો અને એમણે એ માટેની યોજના પણ ઘડી કાઢી.

## ડીવાઈડેન્ડરૂલ અટલે કે લડાવો અને રાજ કરો

અંગ્રેજોએ નકકી કર્યુ કે લડવા અને ઝઘડવાની નીતિરીતીઓ છોડી દઈને હિન્દુસ્તાનની પ્રજામાં વૈચારિક મતભેદો પેદા કરી દેવામાં આવે. એ રીતો તેઓ એકબીજા સાથે અંદરોઅંદર લડતા રહેશે તો એમની શકિતઓ આપોઆપ ખતમ થઈ જશે. એટલે પૂરેપૂરી ચાલાકી અને સૂજબૂઝથી એ પોલીસી ઉપર અમલ કરવામાં આવ્યો. એ માટે ડઝનબંધ પુસ્તકો પણ લખવામાં આવ્યાં. કાવાદાવા અને સાઝિશો રચવામાં આવી. અને જાહેર કરવામાં આવ્યું કે સરહદપ્રાંત અને કબાઈલી પ્રદેશોમાં અંગ્રેજ સરકાર સામે લડનારાઓ અબ્દુલ વહાબ નજદીના માણસો છે. વહાબીઓનું એ એક જૂથ છે.જેઓ હિન્દુસ્તાનમાં વહાબીપંથની ચળવળ ચલાવીને હિન્દુસ્તાન ઉપર હકૂમત કરવાનું સપનું જોઈ

રહ્યા છે. અને હિન્દુસ્તાની મુસલમાનોને એ પંથે લઈ જવા ચાહે છે. જે પંથ ઉપર અબ્દુલ વહાબ નજદી હજાઝને લઈ જવા માંગતો હતો. અને મકકા મદીના શરીફ જેવાં મહાન પવિત્ર સ્થળો અને મુબારક મઝારો તેમજ ગૂંબહે ખિઝરાને તોડી પાડીને ઈસ્લામી સંસ્કૃતિનો નાશ કરવાનો ઈરાદો કર્યો હતો. ઉઠાવીને તેને હિજાઝની ધરતીમાં જ દફન કરી દીધો હતો. હવે હિન્દુસ્તાનમાં ફરીથી એજ વહાબી ચળવળ ચલાવવાની કોશિશો કરવામાં આવી રહી છે. અંગ્રેજોએ આ જુઠ્ઠાણું આખી દુનિયામાં ચલાવ્યું અને એને માટે કેટલાંય પુસ્તકો પણ લખીને પ્રકાશિત કરવામાં આવ્યાં.

## અંગ્રેજોના ભાથાનું એક ઝેરી તીર

સૈયદ અહમદ રાયબરેલવી અને મૌલાના મુહંમદ ઈસ્માઈલ શહીદની ચળવળને અને એમના બહાદૂર સાથીઓની બુલંદ કોશિશોને તેમજ એમની કુરબાનીઓને ' વહાબી ચળવળ ' નું નામ આપીને એમની માનહાની કરવા ઉપરાંત ઈતિહાસની સચ્ચાઈઓ સામે પણ ધૂળ ઉડાડવાની હરકતો હતી. અને આટલી હદે હળાહળ જૂઠ ચલાવવાની હિંમત એજ માણસો કરી શકે કે જેમની નિર્લજતા એટલી હદે પહોંચી ગઈ હોય કે એમના જુઠ્ઠાણાંની પોલ એમની સામે જ ખોલી દેવામાં આવે તો પણ તેઓ લાજવાને બદલે ગાજવા માંડે.

વહાબીયત્નો આરોપ ખરેખર તો અંગ્રેજોની ગંદી રાજનીતિ અને એમની સાઝિશોના ભાથાનું એક ઝેરીલું તીર હતું.જે ફરીશ્તાઓ જેવા પાક અને પવિત્ર લોકોના દિલોમાં ભોંકી દેવામાં આવ્યું. જેથી એમની વધતી જતી તાકાતને તોડી શકાય. અને એમની બુલંદ કોશિશોથી બ્રિટીશ હકૂમતને જે મોટો ભય દેખાઈ રહ્યો છે તેને કમ સે કમ એક સદી સુધી જરૂર ટાળી શકાય.

અંગ્રેજોના દિલોમાં એ વાતનો ભય પેસી ગયો હતો કે જો હિન્દુસ્તાની મુસલમાનોની આઝાદીની ચળવળોની સરહદી પ્રાંતમાં તાકાત વધી ગઈ અને એમણે અફઘાનિસ્તાનીઓની હમદર્દી મેળવી લીધી તો એ શાહીમાર્ગ ખુલ્લો થઈ જશે. જયાંથી પસાર થઈને હિન્દુસ્તાનના ઈતિહાસના પ્રત્યેક દોરમાં વિદેશીઓ આવતા રહ્યા છે. અને હિન્દુસ્તાનની ધરતી ઉપર પોતાની હકૂમતો જમાવતા રહ્યા છે.

જો આઝાદીના લડવૈયાઓને અફઘાનિસ્તાન, તુર્કી, ઈરાન અને બીજા મુલકોની મદદ મળી ગઈ હોત તો અંગ્રેજોને એમની દયા ઉપર જીવવાની ફરજ પડી જશે. કારણ કે તેઓ જોઈ રહયા હતા કે તમામ લશ્કરી કાર્યવાહીઓ

કર્યા છતાં આઝાદીની એ લડત બરાબર જીવંત છે. એટલું જ નહી એમની કોશિશોમાં રાતદિવસ વધારો થઈ રહ્યો છે. એટલે જ અંગ્રેજોએ લડતને કચડી નાખવા માટે અને તેનું જોર ખતમ કરી નાખવા માટે પોતાની રીતીનીતીઓ બદલી નાંખીને છળકપટો અને દગલબાજીઓનો મારગ અખત્યાર કર્યો અને આઝાદીની લડત ચલાવનારા પવિત્ર માણસોની સામે પહેલો બોંબ એમણે "વહાબીયત" નો ફેંક્યો. જેનો ધુમાડો આખા હિન્દુસ્તાનમાં ફેલાઈ ગયો. વહાબીયતના આરોપના પડદાની પાછળ એમની એ ચાલાકીઓ કામ કરી રહી હતી. જેનાથી એક સમયમાં - માછલી, લાકડાનો ભૂસો, અને વાંસનો વેપાર કરનારી અને ગળીની ખેતી કરીને ગંદા ખાડાઓમાં તેલ બનાવનારી વેપારી પ્રજા આખા હિન્દુસ્તાન ઉપર હકૂમત જમાવી બેઠી.

## સચ્ચાઈ શું છે ?

અંગ્રેજોએ વહાબીયતની સાઝિશ એટલા મોટા પ્રમાણમાં શરૂ કરી દીધી કે હવે તેને જૂઠ, બનાવટ અને બનાવટી આરોપ કહી દેવાથી પણ કોઈને સચ્ચાઈનો વિશ્વાસ અપાવવો મુશ્કેલ હતો. કારણ કે વહાબીયતની સાઝિશે હિન્દુસ્તાનમાં ખુદ મુસલમાનોના એક જૂથને પોતાની તરફે કરી લીધું. જેઓ વ્યવસ્થિત રીતે ' વહાબીયત ' ની એ સાઝિશનો પ્રચાર કરી રહયા હતા. અને વળી તેઓએ અંગ્રેજોથી એક કદમ આગળ વધીને આઝાદીની લડત ચલાવનારા એ નેક મુસલમાનોને ઈસ્લામમાંથી કાઢી દઈને અંગ્રેજોની ઈચ્છાઓને પૂરી કરી દીધી. અને પૂરા એકસો વરસથી એક ધાર્યો એ જૂઠો આરોપ આજે પણ ચલાવતા રહ્યા છે. અને અંગ્રેજોની ગંદી રાજનીતિને બિરદાવતા રહ્યા છે.

અંગ્રેજોએ અણસમજુ મુસલમાનોમાં આવો જોશ અને જુસ્સો જોઈને સૈયદ સાહેબની આઝાદીની લડતને 'વહાબી ચળવળ 'નું નામ આપી દીધું. અને ત્યારબાદ ખૂબ ચાલાકીથી તમામ સરકારી કાગળો અને દસ્તાવેજોમાં આઝાદીના એ લડવૈયાઓને 'વહાબી' લખવાનું શરૂ કરી દીધું. કોર્ટ કચેરીઓમાં એ બહાદૂરો સામે બગાવતો કરવાના જે કેશો ચલાવવામાં આવતા હતા એ કેશોને "વહાબીઓના મુકદદમાઓ" ને નામે ઓળખવામાં આવતા હતા. જેથી એમને ગંભીર ગુનેગારો તરીકે જાહેર કરવામાં આવે તો દેશભરમાં એમને કયાંયથી કોઈની હમદર્દી મળે નહી.ત્યાં સુધી કે એમને ફાંસીને મોચડે ચડાવી દેવામાં આવે તો કોઈને એની ખબર પણ પડે નહીં.

અંગ્રેજ પ્રજા તલવાર કરતા દાવપેચ અને સાઝિશો ઉપર વધારે ભરોસો

કરતી રહી છે. એજ દાવપેચો અને છળકપટોથી એ વેપારી પ્રજા હિન્દુસ્તાન જેવા વિશાળ અને સમૃધ્ધ દેશ ઉપર કબજો જમાવી બેઠી. અંગ્રેજોએ જો એ સમયમાં ફકત તલવાર ઉપર જ ભરોસો કર્યો હોત તો હજુ હિન્દુસ્તાનની તલવારોમાં એટલું પાણી બાકી હતું કે વેપારીઓના એ નાનકડા જૂથનું હિન્દુસ્તાનની ધરતી ઉપર નામોનિશાન મિટાવી દેતી. અને એમની સત્તાનો સૂરજ હિન્દુસ્તાનના આકાશ ઉપર કયારેય ઉગ્યો ન હોત. અંગ્રેજોએ ખાસ જરૂરી અને ભારે કસોટીના સમયે જ મજબૂર થઈને તલવારનો ઉપયોગ કર્યો બાકી તો એમનું મોટાભાગનું ધ્યાન હિન્દુસ્તાનના જુદા જુદા રાજયોમાં અને પ્રજાના જુદા જુદા વર્ગોમાં કુસંપો પેદા કરીને તેમને અંદરોઅંદર લડાવી લડાવીને સાવ નિર્બળ કરી દેવાની સાઝિશો ઉપર જ હતું.

## આઝાદીના પરવાના : આઝાદીની શોધમાં

ઈ.સ. ૧૮૫૮ થી લઈને ઓગસણીમી સદીની છેલ્લી ઘડીઓ સુધી મુસલમાનો આઝાદીની લડાઈ બ્રિટીશ હકૂમત સામે એકલે હાથે લડતા રહ્યા. આ લડાઈ દરમિયાન આઝાદીના પરવાના કેટલા જાંબનઝોનું પવિત્ર લોહી વહ્યું ? કેટલાઓએ લડાઈના મેદાનમાં પોતાના લોહીની લાલ જાજમો પાથરી દીધી. એની સંખ્યાનો કોઈ ચોકકસ અંદાજો કરી શકાય તેમ નથી. આ એક એવો સમય હતો કે આઝાદીની લડતના આ માર્ગમાં પગ મૂકવો એટલે પોતાના જાનમાલ, બાળબચ્ચા, વતન અને ઘરબાર બધાંથી હાથ ધોઈ નાખવા.

ભયંકર કસોટીના આ માર્ગમાં ચૂસ્ત રીતે અલ્લાહની બંદગી કરનારા સૂફીઓ, ધાર્મિક આગેવાનો, આગ ઓકતા એલાનો કરનાર આલિમ સાહેબો પણ હતા. અને તેમનામાં ગરીબો પણ હતા અને મોભાદાર શ્રીમંતો પણ હતા.પરંતુ બ્રિટીશ હકૂમતના જાલિમ પંજામાં જે જકડાઈ ગયો એનું વજૂદ હવાની જેમ વાતાવરણમાં ઓગળી જતું હતું. અંગ્રેજોની સામાન્ય સજા ફાંસી હતી. જો એમનાથી કોઈ બચી ગયો તો એને કાળાપાણીની સજાએ મોકલી દેવામાં આવતો. જે અંગ્રેજોના અત્યાચારના અડ્ડો હતો. એ અત્યાચારના અડ્ડામાં આલિમ સાહેબો, ધાર્મિક આગેવાનો, અલ્લાહના નેકબંદાઓ, રઈશો, અમીર ઉમરાવો, નવાબો અને જાગીરદારોને કેવી કેવી શારીરિક અને માનસિક યાતનાઓ ભોગવવી પડી એની દાસ્તાનોથી દિલ આજે પણ ધ્રુજી ઉઠે છે. અને દર્દથી છલકાઈ જાય છે.

અત્યાચારોના અડ્ડા જેવા આ ટાપૂમાં આઝાદીના લડવૈયા કેટલા

મુસલમાનોને ઈ.સ. ૧૮૫૮ બાદ મોકલવામાં આવ્યા ? એની આજ સુધી કોઈ વિગતવાર યાદી પ્રગટ થઈ શકી નથી. પરંતુ અનુમાન લગાવનારાઓએ ૨૦ ફેબ્રુઆરી ઈ.સ. ૧૮૫૮ ના દિવસે કે જયારે મૌલાના યાહયા અલી અઝીમાબાદીનું આંદામાન ટાપૂ ઉપર અવસાન થઈ ગયું અને એમના જનાઝાની નમાઝમાં શામેલ થનારા મુસલમાનોની સંખ્યાનો અંદાજો ચાર થી પાંચ હજારનો લગાવવામાં આવ્યો. એટલે કે એ સમય સુધીમાં આઝાદીની લડતના મુસલમાન લડવૈયાઓ ઓછામાં ઓછા પાંચ હજાર જેટલા મોકલી દેવામાં આવ્યા હતા. આઝાદીના મુસલમાન લડવૈયાઓની આ સંખ્યા એ હજારો મુસલમાનો સિવાયની છે જેમને ગિરફતાર કરીને અંગ્રેજોએ દુશ્મનાવટનો બદલો લેવાના જુસ્સામાં ફાંસીએ લટકાવી દીધા છે. અથવા તો હારબંધ ઊભા રાખીને ગોળીએ મારી દીધા છે. આ વિગતોથી અનુમાન લગાવી શકાય છે કે ઈ.સ. ૧૯૦૦ સુધી આઝાદીના લડવૈયા મુસલમાનોએ પોતાનું કેટલું લોહી આઝાદીને માટે વહાવ્યું છે. મને વિશ્વાસ છે કે જે લોકો આઝાદી મેળવવાનો જશ પોતે લઈ રહ્યા છે એ લોકોએ એટલો પરસેવો પણ વહાવ્યો નથી જેટલું કે મુસલમાનોએ પોતાનું લોહી વહાવ્યું છે.

આનાથી વધારે દર્દનાક અત્યાચાર અંગ્રેજો તરફથી આઝાદીના લડવૈયા મુસલમાનો ઉપર ગુજારવામાં આવ્યો એ એવો છે કે લાખો રૂપિયાની એમની જમીન જાયદાદોને સાવ પાણીના ભાવે અંગ્રેજ હકૂમતે લીલામ કરી દઈને મુસલમાનોના નિર્દોષ બાળકો અને પરદાનસીન આબરૂદાર મહિલાઓને રોટીના ટુકડાઓના પણ મોહતાજ કરી નાખ્યા. આવા ભયંકર અત્યાચારની કલ્પના માત્ર આઝાદીના એ મતવાલાઓનાં કાળજાં ચીરી નાખનારી હતી. દેશની આઝાદી માટે ફાંસીનો હુકમ સાંભળીને તો એ નરબંકાઓ મુસ્કાનો વેરતા હતા પરંતુ એમના સંતાનોને અને મા બહેનોને ઘરેઘરની ભીખ માંગતા કરી દેવાના સમાચારોથી તેઓ લોહીનાં આંસુ વહાવતા હતા. જેમ કે અઝીમાબાદીના માલેતુજાર શ્રીમંત મૌલાના અહમદુલ્લાહ સાહેબની સાથે થયું કે એમની તમામ જાયદાદ ઉપર અંગ્રેજ હકૂમતે કબજો કરી લઈને એમના આખા કુટુંબના એક એક જણને ઈદ જેવા પવિત્ર દિવસે એમના ઘરોમાંથી એવી હાલતમાં કાઢી મૂકવામાં આવ્યા કે સોય જેવી વસ્તુ પણ લેવાની છૂટ આપવામાં આવી નહી. આ દર્દનાક વિગતો એમના સાહેબજાદા હકીમ અબ્દુલ હમીદે પોતાના પુસ્તકમાં લખી છે.

## લડાવો અને રાજ કરો

એક હિન્દુસ્તાનમાં રાજકીય ગરમી વધી રહી હતી. તો બીજી તરફ બ્રિટીશ હકૂમત એક બીજી ચાલ ચાલવાની ગંભીરતાથી વિચારણા કરી રહી હતી. અને પૂરી ગંભીરતાથી હિન્દુસ્તાનના રાજકીય વાતાવરણ ઉપર પોતાના દબદબાની મહોર મારવાની યોજનામાં ડૂબેલી હતી. અંગ્રેજોની નજરમાં સૌથી ખતરનાક બાબત હિંદુઓ અને મુસલમાનો વચ્ચેની 'એકતા' હતી. એમણે જોયું કે ક્રાન્તિની મશાલો સળગાવી ચૂકેલા મુસલમાન દેશપ્રેમીઓની જેમ હિંદુઓમાં પણ એવા યુવાન નરબંકાઓ પેદા થઈ રહ્યા છે. જેઓ પોતાની જાનને હથેળીમાં મૂકીને મેદાનમાં ઉતરી પડયા છે. અને જેઓ અંગ્રેજો સામે દુશ્મનાવટ બાંધીને ટકકર લેવાથી અચકાતા નથી.

મિસ્ટર વાન્ડ અને લેફટેનન્ટ એરીસ્ટની મુંબઈમાં મરાઠાઓને હાથે થયેલ કતલ, મુઝફફપુર બિહારમાં જજ ઉપરનો કાતિલ હુમલો, પુરજોશ મુસલમાનોને બદલે હિંદુઓએ કર્યો. એટલે ઈ.સ. ૧૯૦૦ માં અંગ્રેજોએ હિંદુઓ અને મુસલમાનો વચ્ચે ખાઈ પેદા કરવા માટે એક પછી એક કેટલીય સાઝિશો કરી. એ જ વર્ષમાં મિસ્ટર એન્ટોની મેકડાનલ લેફટેનન્ટ ગર્વનર - યુ.પી. એ હુકમ જારી કર્યો કે અદાલતો અને સરકારી કચેરીઓમાં હવેથી હિંદી લિપિમાં લખેલ અરજીઓ સ્વીકારવામાં આવશે. આ હુકમથી હિંદુઓમાં આનંદની લહેર ફેલાઈ ગઈ. અને તેઓએ ઉત્સવો મનાવીને આ હુકમનું સ્વાગત કર્યુ. તેમજ અંગ્રેજ ગર્વનરને આભારનો પત્ર પણ મોકલવામાં આવ્યો.

બીજી તરફ ઈ.સ. ૧૯૦૩ માં બંગાળના ભાગલા કરવાનું તૂત ચલાવીને મુસલમાનોને કહેવામાં આવ્યુ કે અમે એક એવો સૂબો બનાવવા માંગીએ છીએ કે જેમાં મુસલમાનોની બહુમતિ હોય અને એ સુબામાં મુસલમાનોને રાજકીય અધિકારો પણ આપવામાં આવશે.ઉપરોકત બંને ઘટનાઓએ હિંદુ-મુસલમાન બંને વર્ગોમાં જુદી જુદી અસરો જન્માવી અનેક દરેક વર્ગને એકબીજા તરફ શંકાકુશંકાઓ તેમજ ફરિયાદો ઊભી થઈ અને બંને વચ્ચે કુસંપનું ઝેર વધવા લાગ્યું. અંગ્રેજોનો આશય પણ એ જ હતો. આમ હિંદુ-મુસ્લીમ બંને વચ્ચે કુસંપના બીજ રોપાઈ ગયાં.

એજ રીતે મિસ્ટર આર્ચિ બોલ્ડ દ્વારા મુસ્લીમ લીગની સ્થાપના કરવા માટેની ગતિવિધિઓ શરૂ કરી દેવામાં આવી. અને સિમલાના

પ્રતિનિધિમંડળને બહાલી આપીને મુસ્લીમ લીગની સ્થાપનાનું કામ સહેલું કરી નાખ્યું. અને પછી મુસલમાનોની લડાઈનું મોં - જે અંગ્રેજ હકૂમતની સામે હતું - તેને ફેરવીને મુસ્લીમ લીગની મદદથી હિંદુઓ તરફ ફેરવી દેવાની સોંગઠાંબાજી ખેલવામાં આવી. એ જ રીતે હિંદુઓ અને મુસલમાનો વચ્ચે વેરઝેરના બીજ રોપવા માટે કેટલીય ગંદી રમતો રમવામાં આવી. એ ગંદી રમતો ઈ.સ. ૧૯૧૬ માં ચરમસીમાએ પહોંચી ગઈ અને છેવટે વાત કોંગ્રેસ અને મુસ્લીમ વચ્ચે એક કરારનામા સુધી પહોંચી ગઈ. જે ઈતિહાસમાં " લખનઉ કરાર " નામે મશહૂર છે.

## જલિયાવાલા બાગમાં

આઝાદીની લડતના સમયમાં અંગ્રેજી હકૂમતની જંગલી પશુઓને પણ શરમાવે એવી ઘાતકી અને અત્યાચારી ઘટના અમૃતસરના જલિયાવાલા બાગમાં સર્જાઈ. એ પહેલાં કાનપૂરમાં ઈ.સ.૧૯૧૩ માં એક સડકને સીધી કરવાને બહાને એક મસ્જીદને બેપરવાહીથી શહીદ કરી દેવાને કારણે મુસલમનોમાં જે નફરતનું મોજું ફરી વળ્યું હતું. એને ગોળીઓના વરસાદ વરસાવીને શાંત પાડી દેવામાં આવ્યું હતું. પરંતુ જે જંગલીયત અને રાક્ષસીપણાનું પ્રદર્શન જલિયાંવાલા બાગમાં કરવામાં આવ્યું એની સામે એ બધી ઘટનાઓ ઝાંખી છે.

વાત એમ બની કે પંજાબના કેટલાય જિલ્લાઓમાં માર્શલ લો લાદી દેવામાં આવ્યો હતો. પોલીસને સાવધાન કરી દેવામાં આવી હતી. સત્યાગ્રહ કમિટિના એલાન મુજબ ધ્વજ કાઢવાના પરિણામે અમૃતસરમાં સપૂર્ણ હડતાલ પાડવામાં આવી. અંગ્રેજોના નાદિરશાહી મિજાજને માટે આટલો ગુનો બસ હતો. એટલે એમણે પંજાબના બે જાણીતા અને લોકપ્રિય નેતાઓને ગિરફતાર કરીને એમને તડીપાર કરી દીધા. જેમાંના એક ડોકટર સત્યપાલ અને બીજા ડો. સૈફુદીન કચલૂ હતા. જેમની ગણના કોંગ્રેસના મહાન અને લોકપ્રિય નેતાઓમાં થતી.

લોકોને જયારે આ વાતની જાણ થઈ કે અંગ્રેજ હકૂમત વેરનો બદલો લેવા માટે તૈયાર થઈ ગઈ છે તો એમનામાં પણ ખૂન્નસ પેદા થઈ ગઈ. અને તેઓ ઘરમાંથી નીકળીને જાહેરમાર્ગો ઉપર આવી ગયા. જેથી પોતાના પ્રિય નેતાઓની ધરપકડના વિરોધમાં દેખાવો કરી શકે. લોકોનું ટોળું મોટું હતું અને હકૂમતના અત્યાચારી પગલાંથી ગુસ્સે પણ થયેલું હતું. એટલે એમણે એક બેંક ઉપર હુમલો કરી એની ઈમારતને બાળી નાખી, મોટું નુકશાન પહોંચાડવામાં આવ્યું.

સાથે જ લોકો હકૂમતી વિરૂધ્ધમાં નારા પોકારતું પોકારતું પાછું આવી ગયું. તેમજ જાહેર એલાન કરવામાં આવ્યું કે સાંજે સાડા ચાર વાગે જલિયાંવાલા બાગમાં એક જાહેરસભા ભરાશે. જેથી પોતાના પ્રિય નેતાઓની વિરૂધ્ધમાં દેખાવો કરી શકાય.

## પંજાબનો હિટલર : જનરલ ડાયર

જનરલ ડાયર હિટલરશાહી દિલોદિમાગ અને નાદિરશાહી મિજાજનો એક અંગ્રેજ ફોજી અફસર હતો. એ મોટી સંખ્યામાં સિપાહીઓને લઈને અમૃતસર પહોંચી ગયો. એણે મનમાં પાકો ઈરાદો કરી લીધો હતો કે અમૃતસરની ધરતી ઉપર પોતાની લોહી તરસી ઈચ્છાઓને નિર્દોષ હિન્દુસ્તાનીઓના લોહીથી જરૂર બુઝાવશે. એણે અમૃતસર પહોંચતા જ જે રીતે યુધ્ધના મેદાનમાં જાહેર એલાન કરવામાં આવે છે તેમ જાહેર ચેતવણી આપી દીધી કે જે લોકો માર્શલ લો નો વિરોધ કરશે એમને લશ્કરી તાકાતથી કચડી નાખવામાં આવશે. એક જાલિમ અને બદમિજાજ માણસ બીજું શું કહી શકવાનો હતો ?

આ જાહેર ચેતવણી લોકોએ સાંભળી તો ખરી પણ એને બેપરવાહીથી અવગણી કાઢી. અને જાહેર એલાન મુજબ સભામાં હાજરી આપવા માટે જલિયાંવાલા બાગ તરફ ઉમટી પડયા અને જોતજોતામાં નકકી કરેલ સમય આવતા આવતા લગભગ પંદર હજાર માણસોનું ટોળં જમા થઈ ગયું. આ સભાનું આયોજન એ આશયથી કરવામાં આવ્યું હતું કે પોતાની ઉપર ગુજારવામાં આવતા અત્યાચારો અને લાગૂ પાડવામાં આવતા જુલ્મી કાયદાઓ તેમજ પોલીસના દમન અને અધિકારોની સામે વિરોધનો સૂર બુલંદ કરી શકે.

## અમૃતસરમાં લોહીની નદીઓ વહી

જયારે જનરલ ડાયરને પોતાના કેમ્પમાં જાણ થઈ કે સાંજે સાડા ચાર વાગે જલિયાંવાલા બાગમાં સભા થઈ રહી છે. તો પોતાની ફોજની એક ટુકડીને લઈને જલિયાંવાલા બાગમાં પહોંચી ગયો. ફોજના સિપાહીઓ પોતાની સાથે મશીનગનો પણ લઈ ગયા હતા. પણ બાગમાં જવાનો રસ્તો સાંકડો હતો. અને એટલીવા ભારે મશીનગનોને અંદર લઈ જવી મુશ્કેલ હતું. એટલે મશીનગનોને બાગના દરવાજા આગળ ખડકી દેવામાં આવી અને ફોજને બાગની અંદર ચારે બાજુએ ગોઠવીને કિલ્લેબંધી કરી લીધી. અને લોકોના ભાગી છૂટવાના તમામ મારગો બંધ કરી દેવામાં આવ્યા. દરેક બાજુએથી લોકોને એવી રીતે ઘેરી લેવામાં

આવ્યા કે જેવી રીતે કોઈ દુશ્મનના લશ્કરની ચારેબાજુએ કિલ્લેબંધી કરી લેવામાં આવે છે.

બધી જ તૈયારીઓ કરી લીધા બાદ ડાયરે જોયું કે એક માણસ મંચ ઉપર ચઢીને ભાષણ કરી રહ્યો છે અને લોકો શાંતિથી તેને સાંભળી રહ્યા છે. આ જોઈને જનરલ ડાયરની સત્તાનું અભિમાન ઘવાયું. હથિયાર વગરના લોકોની આવી હિંમત ? નવયુવાનો અને માસૂમ બાળકોની આવી મજાલ ? કોઈ ભય નહી, કોઈ હતાશા નહીં, હથિયારબંધ ફોજ સામે ઊભી છે, મશીનગનો આંગળીના એક ઈશારાની રાહ જોઈ રહી છે, બંદૂકો ઝેરી આગ ઓકવા માટે બેચેન છે. આમ છતાં કયાંય ડર કે બીક જણાતી નથી.ભય અને લશ્કરી દબદબાની કયાંય અંશમાત્ર અસર જણાતી નથી.

એકાએક ચંગેઝ અને હલાકૂનો આત્મા ડાયરના નાપાક શરીરમાં પ્રવેશી ગયો. નાદિરશાહી જંગલીપણાએ આળસ મરડી અને કોઈની પણ રાહ જોયા વગર કે લોકોને વિખેરાઈ જવાની ચેતવણી આપ્યા વગર ફોજને ફાયરીંગનો હુકમ આપી દીધો. પછી તો એક ધ્રુજાવી દેનારી કયામત ઉભી થઈ ગઈ. ખુદ મોત ચારેતરફ ભટકી રહયું હતું. કે કોને બાથમાં લઈ લે. લાશોના ગંજના ગંજ ખડકાઈ ગયા.સભામાં આવેલ લોકો બિલકુલ હથિયાર વગરના હતા. એક એક ફાયરીંગમાં કેટલીય જીંદગીઓ લાશો બનીને જમીન ઉપર તડપતા માંડતી. લોકો ગોળીઓના વરસાદથી બચવા માટે મારગ શોધવા લાગ્યા કે ગમે તેમ કરીને બાગમાંથી નીકળી જઈએ. પરંતુ ફોજ એમનો રસ્તો રોકીને ઊભી હતી. આમતેમ ભાગનારાઓને ગોળીઓથી ત્યાંજ ભુજી નાખવામાં આવ્યા. લાચાર અને મજબૂર થઈને કેટલાક લોકો જમીન ઉપર સૂઈ ગયા તો ફોજીઓએ એમને પણ ગોળીઓનાં નિશાન બનાવ્યા. નવયુવાનોની લાશો તડપી તડપીને ઠંડી પડતી રહી. ઘરડા લોકો તો ઊંહકારો પણ કરી શકયા નહી અને મોતની ગોદમાં પોઢી ગયા. એક... બે.... ત્રણ... ચાર..પાંચ... ફાઈરીંગ ઉપર ફાઈરીંગ... સતત ગોળીઓનો વરસાદ વરસતો રહયો. લાશો ઉપર લાશો ખડકાતી રહી અને જનરલ ડાયર દૂર એક ખૂણામાં ઊભો ઊભો ખંધાઈથી હસી રહ્યો હતો. ફોજે કહ્યું "ગોળીઓ ખતમ થઈ ગઈ" તો ડાયરે નિર્લજતાથી જવાબ આપ્યો "ખેલ પણ ખતમ થઈ ગયો ચાલો, પાછા ફરીએ "

## જલિયાંવાલા બાગનું કાળજાં કંપાવી દેનારુ દશ્ય

સરકારી અખબારોએ કહ્યું 'પૂરા ચારસો માણસો માર્યા ગયા '. પરંતુ

વિશ્વાસપાત્ર લોકો પાસેથી જાણવા મળ્યું કે શહીદ થનારાઓની સંખ્યા પંદરસોથી ઓછી નથી. શહીદ થનારા લોકોની લાશોનાં આંકડાઓની વ્યવસ્થિત ગણતરી કોણ કરે ? કોનામાં હિંમત હતી કે આ લોહિયાળ કયામત જોઈ શકે ? લાશો એકબીજા ઉપર કૈંક એવી રીતે ઢળેલી હતી કે એમની ખરી ગણતરી કરવી મુશ્કેલ હતી. અંગ્રેજ ફોજ રવાના થઈ ચૂકી હતી. આખો બાગ હિન્દુસ્તાનીઓની લાશોથી ભરેલો પડયો હતો. અને તેની જમીન શહીદોના લાલ લોહીથી લાલચોળ બની ગઈ હતી. કોઈ પણ લોહીમાં તરબોળ થયા વિના આગળ વધી શકે તેમ ન હતો. રાત જામી ચૂકી હતી. આ રાત અમૃતસરને માટે કયામતની કાળી રાત હતી. રખડતા કૂતરાઓ અને માંસાહારી જાનવરોની ચીચીયારીઓ વાતાવરણમાં ગૂંજી રહી હતી. શહીદોની લાશોને તેઓ આમ તેમ ઘસડી રહ્યા હતા.

ઘરના માણસો પોતપોતાના વ્હાલા કુટુંબીઓની શોધમાં નીકળ્યા. પત્નીઓ પોતાના પતિઓની શોધમાં બેબાકાળી બનીને નીકળી પડી. એમણે જોયું કે હજુ ઘણા બધા લોકો લાશોના ઢગલાઓ નીચે પડેલાં છે અને જેઓ જીવનના છેલ્લા શ્વાસ લઈ રહ્યાછે. કેટલાક લોકો કણસતા કણસતા પાણી માંગી રહયા છે. કેટલાક ઘાયલ થઈને પડેલ લોકો અસહ્ય દર્દ અને પીડાથી ચિત્કાર કરી રહ્યા છે. કેટલાંક કૂતરાઓ અને માંસખાઉ જાનવરોથી બચવા માટે કાકલૂદીઓ કરી રહ્યા છે. પરંતુ આ નિર્દોષ લોકોના લોહીયાળ કતલખાનામાં એવું કોણ હતું જે એમની વહારે આવતું? અને એમના દુઃખી દિલોની ફરિયાદ સાંભળતું?

## ફતવો કે બગાવતનું ખુલ્લુ એલાન ?

મુસલમાનોની એક બીજી સંસ્થા જમીઅતુલઉલમાનું દિલ્હીમાં એક સંમેલન ઈ.સ.૧૯૨૦ ના નવેમ્બર મહિનામાં ભરાયું. એ સંમેલનમાં ખિલાફત કમિટિના ઠરાવને ટેકો આપવાની સાથે સાથે અંગ્રેજ હકૂમતને કોઈ પણ પ્રકારના સહકાર અને મદદ આપવાને ' હરામ ' જાહેર કરવામાં આવ્યું. આ સંમેલન ખૂબ જ અગત્યનું સંમેલન હતું. કારણ કે તેનું પ્રમુખપદ હઝરત મૌલાના હુસૈન અહમદ મદની શેખુલ હિંદ ફરમાવી રહ્યા હતા. જેઓ તાજેતરમાં જ માલટા ટાપૂના કેદખાનામાં વરસો સુધી યાતનાઓ વેઠીને હિન્દુસ્તાન પાછા ફર્યા હતા. અને રાજકીય નેતાઓની આંખોના ‘તારા’ બની ગયા હતા. એટલે જ એમની તરફના આદર અને માનમરતબાને કારણે લોકો એમને એમના નામને બદલે "શેખુલહિંદ"ના ગૌરવવંતા ખિતાબથી યાદ કરવા લાગ્યા હતા.

જમીઅતના એ સંમેલનમાં મશહૂર આલિમ સાહેબો ઉપરાંત જિલ્લાકક્ષાએ કામ કરનારા જુદાજુદા વિસ્તારો જેમ કે બંગાળ, સિંધ, સરહદ, બિહાર, આસામ વિગેરે વિસ્તારોમાંથી લગભગ પાંચસો મઝહબી આગેવાનોએ હાજરી આપી હતી. આ સંમેલને નકકી કર્યુ કે એમાં પસાર થયેલ ઠરાવને ' ફતવા ' નું રૂપ આપીને પ્રકાશીત કરવામાં આવે છે.

ફતવો તૈયાર કરવામાં આવ્યો. અને તેની ઉપર ૪૭૪ જેટલા મઝહબી આગેવાનોએ સહીઓ કરી. અને તેને છપાવીને દેશના ખૂણેખૂણામાં વ્હેંચવામાં આવ્યો. આ ફતવામાં અંગ્રેજો સાથેના તમામ સંબંધો તોડી નાખવાની તેમને કોઈપણ પ્રકારનો સાથ સહકાર ન આપવાની, ઉપરાંત તેમની કોઈપણ ચીજવસ્તુઓ ન વાપરવાની વિગતવાર માહિતી પણ આપવામાં આવી હતી. જેમકે અંગ્રેજ હકૂમતને મદદ કરવી, એમને ત્યાં નોકર રહેવું કે કોઈને રખાવવું, એમની ફોજમાં ભરતી થવું કે ભરતી કરાવવું બધું જ હરામ છે.

## ફતવો જપ્ત કરી લેવામાં આવ્યો

૮ મી ઓગસ્ટ ઈ.સ. ૧૯૨૧ ના દિવસે આ ફતવો અને તેની જે વીગતો પ્રકાશીત કરવામાં આવી હતી.એ બંનેને અંગ્રેજ સરકારે ગેરકાયદેસર કહીને જપ્ત કરી લીધી. અને સપ્ટેમ્બર ઈ.સ. ૧૯૨૧ દરમિયાન જમીઅતે ઉલેમાના આગેવાનોની દેશના જુદાજુદા વિસ્તારોમાંથી ધરપકડો કરી લઈને એમની ઉપર કેશ ચલાવવામાં આવ્યો અને એ બધાંને બે વરસની જેલની સખત સજા સુણાવવામાં આવી. એ સજાનો ફેંસલો સંભળાવનાર સેશન જજે પોતાના ચુકાદામાં જે નોંધોથી જમીઅતુલ ઉલેમા તરફનું અંગ્રેજ સરકારનું વલણ સાફ જણાઈ આવે છે. જજે પોતાના ચુકાદામાં લખ્યું છે :

" આરોપીઓના મઝહબ અને તેમની માન્યતાઓને બિલકુલ બાજુએ મૂકી દેવામાં આવે. તેઓ હિન્દુસ્તાનમાં રહીને ઈસ્લામને નવાજવાની ચેષ્ટાઓ કરે છે. એમની તમામ ગતિવિધિઓથી એ હકીકત જાહેર થઈ ગઈ છે કે તાજેતરમાં પેદા થયેલ ક્રાંતિઓ અને અસંતોષની પાછળ અસલમાં તો કહેવાતા મઝહબી આગેવાનોની સાઝિશો કરનારી સંસ્થા જમીઅતે ઉલેમાએ હિંદનો હાથ છે.જે ગુપ્ત રીતે કાવતરાં જ નહી. પરંતુ ભવ્ય સંમેલનો કરીને મોટો મોટા શમિયાણાઓમાં ખુલ્લમખુલ્લી રીતે સાઝિશો કરે છે. "

## ઠરાવમાં શું શું હતું ?

અંગ્રેજ સરકાર સાથે અસહકારનો જે ઠરાવ પસાર કરવામાં આવ્યો એમાં

સાફ જણાવવામાં આવ્યું કે આજકાલના સંજોગોમાં બ્રિટીશ સરકારની સાથે મદદ અને સહકારના કોઈપણ પ્રકારના સંબંધો રાખવા હરામ છે. સાથે સાથે નીચે દર્શાવેલ બાબતો ઉપર પણ અમલ કરવો જરૂરી છે.

(૧) ખિતાબો અને માનવંતા હોદ્દાઓ છોડી દેવા.

(૨) કાઉન્સીલો - સમિતિઓના સભ્યપદેથી નીકળી જવું અને ઉમેદવારોને માર્ગદર્શન આપવું.

(૩) મઝહબના દુશ્મનોને વેપારી લાભો ન પહોંચાડવા.

(૪) કોલેજો અને સ્કૂલો માટે સરકાર પાસેથી નાણાંની મદદ ન લેવી અને સરકારી યુનિવર્સિટીઓ સાથે સંબંધો ન રાખવાં.

(૫) મઝહબના દુશ્મનોના લશ્કરમાં નોકરી ન કરવી અને તેમને કોઈપણ પ્રકારની મદદ ન કરવી.

(૬) અદાલતોમાં પોતાના કેશો ન લઈ જવાં અને વકીલોએ એ કેશો ચલાવવા નહીં.

આ સંમેલનના ઠરાવને મૌલાના અહમદ સઈદ દહેલવી વ્યવસ્થાપક જમીઅતે ઉલેમાએ હિંદે, રજુ કર્યો અને ઠરાવને ટેકો આપનારાઓમાં મૌલાના મુર્તુઝા હસન ચાંદપુરી, મૌલાના મુહંમદ દાઉદ ગઝનવી, મૌલાના અબ્દુલ હકીમ સિદીકી લખનવી અને મૌલાના અબુલવફા સનાઉલ્લાહ અમૃતસરી હતા.

## ક્રાન્તિની તેજાબી લડત શરૂ થઈ ગઈ

રાજકીય મેદાનમાં હવે મુસલમાનોનું જોમ અને જુસ્સો એ હદે વધી ગયો હતો કે તેઓ માથે કફન બાંધીને જેહાદના મેદાનમાં ઉતરી પડયા હતા. જેલોમાં જવું એમને મન રમત વાત થઈ ગઈ હતી. આ એ સમય હતો કે જયારે ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસ પણ આટલી હદે સક્રિય થવા તૈયાર ન હતી. અને આટલી તેજાબી અને જલદ રાજકીય લડતનો એ વિચાર પણ કરી શકતી ન હતી.

ખિલાફત કમિટિ અને જમીઅતે ઉલેમાએ હિંદના ઠરાવો બાદ કોંગ્રેસે પોતાનો અસહકારનો ઠરાવ કલકત્તામાં પાછળથી પસાર કર્યો.

અસહકારની લડતો આ એજ ઠરાવ અને એજ ફતવો હતો જેને કારણે કરાંચીનો પ્રખ્યાત મુકદમો ચાલ્યો. જેને આખા હિન્દુસ્તાનમાં નામના અને લોકચાહના મળી. અને મુસલમાનોની સચ્ચાઈનું અને એમના ભવિષ્યની ચાહનાનું એક મનોહર ચિત્ર લોકોએ જોયું. અને એમાંથી બોધ પણ લીધો.

# કરાંચીનો મુકદમો

૮/૯ જુલાઈ ઈ.સ.૧૯૨૧ ના બે દિવસ કરાંચીમાં મૌલાના મુહંમદ અલી જોહરના પ્રમુખપદે ખિલાફત કોંગ્રેસનું એક સંમેલન ભરાયું એ સંમેલનમાં અંગ્રેજ હકૂમતની પોલસમાં અને ફોજમાં નોકરી કરવાને "હરામ" ગણાવવામાં આવ્યું.

કોઈ પણ બાબતની સારાઈ કે ખરાબીનો ફેંસલો મઝહબના વિદ્વાન આલિમ સાહેબ જ આપી શકે છે. એ સંમેલનમાં એવા મઝહબી વિદ્વાન મૌલાના હુસૈન અહમદ મદનીની હસ્તી હતી. મૌલાના મદની સાહેબે એ ઠરાવને સંમેલનમાં રજૂ કર્યો અને એને ટેકો આપનારાઓમાં મૌલાના મુહંમદ અલી જોહર, મૌલાના શોકતઅલી અને મૌલાના નિસાર અહમદ હતા. પાછળથી એ ઠરાવને ફતવાનું રૂપ આપીને પ્રકાશીત કરવામાં આવ્યો. એ ફતવા ઉપર સહીઓ કરનારાઓમાં મૌલાના હુસૈન અહમદ મદની, મૌલાના નિસાર એહમદ અને પીર ગુલામમુજદ્દીદ શામેલ હતા. એ ફતવાને છપાવીને આખા દેશમાં તેની વહેંચણી કરવામાં આવી. અંગ્રેજ હકૂમતે તેને ગેરકાયદેસર ગણાવીને જપ્ત કરી લીધો. અને ઠરાવ રજુ કરનારાઓને તેને ટેકો આપનારાઓને તેમજ ફતવા ઉપર સહીઓ કરનારાઓને નામે બિનજામીનપાત્ર વોરંટ કાઢવામાં આવ્યાં.

મૌલાના હુસૈન એહમદ મદનીને દેવબંધમાંથી એક અંગ્રેજ અફસરને ગોરા સૈનિકોની મદદથી રાત્રે ગિરફતાર કરી લીધા. અને લશ્કરી પહેરા હેઠળ દેવબંધથી કરાંચી પહોંચાડયા. મૌલાના મુહંમદઅલી જોહર, મૌલાના શોકતઅલી, મૌલાના નિસાર એહમદ અને પીર ગુલામ મુજદ્દીદને પોતપોતાના સ્થળોથી ગિરફતાર કરીને કરાંચીની જેલમાં મોકલી દેવામાં આવ્યાં. એ લોકો ઉપર કલમ ૧૨૦ (બ), કલમ ૫૦૫, કલમ ૧૧૭ ઈન્ડીઅન પીનલ કોડ લગાવીને એમને કરાંચીની જેલમાં પૂરી દેવામાં આવ્યાં.૨૦ મી ડીસેમ્બર ઈ.સ. ૧૯૨૧ ના રોજ ખાલિક દીના હોલ બંદર રોડ કરાંચીમાં એ લોકો ઉપર ખટલો ચલાવવામાં આવ્યો. આ કેશ ખૂબ જ ગંભીર પ્રકારનો હતો અને એના દંડરૂપે ભારેમાં ભારે અને સખતમાં સખત સજા આપી શકાય તેમ હતી. એટલે લોકોમાં રોષ અને ગુસ્સો ન ફાટી નીકળે એ કારણે એમને દબાવી દઈને ડરાવવા ધમકાવવાનું જરૂરી લાગ્યું. એટલે અંગ્રેજ સરકારે પોતાની તાકાત બતાવી. હથિયારધારી પોલીસ અને લશ્કરનો ભારે બંદોબસ્ત કર્યો. અને એમને ખાલિક દીના હોલની ચારે બાજુએ ગોઠવી દેવામાં આવ્યાં. વળી જાહેર ચેતવણી

આપવામાં આવી કે ખટલાની કાર્યવાહી સાંભળવા કે જોવા માટે સરકારના મંજૂરી પત્ર વગર કોઈપણ માણસ અદાલતના આંગણમાં દાખલ નહીં થઈ શકે.

૨૬ મી સપ્ટેમ્બરની સવારથી જ પોલીસ અને લશ્કરે અદાલતને પોતાના કબજામાં લઈ લીધી. શહેરના લોકોને નવાઈ લાગતી હતી કે કદી નહીંને આજે આટલી મોટી સંખ્યામાં પોલીસ અને લશ્કરને કેમ બોલાવવામાં આવેલ છે ? આમ સાચી હકીકત જાણવા માટે લોકો પોતપોતાના ઘરોમાંથી બહાર નીકળી આવ્યા અને સડકો ઉપર ફેલાઈ ગયા. ભીડ વધતી ગઈ. થોડીવાર બાદ પોલીસ અને લશ્કરે લોકોને સડકો ઉપરથી હટાવવાનું શરૂ કર્યું. ૧૧ વાગે આરોપીઓને પોલીસની ગાડીમાં એવી રીતે લાવવામાં આવ્યા કે પોલીસની કેટલીય ગાડીઓ એમની આગળ અને પાછળ ચાલી રહી હતી અને આરોપીઓની જીપ એમની વચ્ચોવચ ચાલતી હતી.

એ ખટલામાં આરોપીઓ જે રજુઆતો કરવામાં આવી એ ફકત મોંઢામાંથી નીકળેલા થોડાક શબ્દો ન હતા. બલ્કે એ શબ્દો ઉચ્ચારવા માટે લોખંડી હિંમત અને પોલાદી ઈરાદાઓ જોઈએ. અદાલતમાં કેશ નહતો ચાલી રહ્યો પરંતુ જાણે મોટી જેહાદ ચાલી રહી હતી.એ ખટલામાં બીજા આરોપીઓની રજુઆતો તો સચ્ચાઈ અને નિર્ભયતાની અજોડ મિસાલ હતી જ. પરંતુ મૌલાના હુસૈન એહમદ મદનીએ પોતાનું જે બયાન આપ્યું. એ હિન્દુસ્તાનની આઝાદીની લડતના ઈતિહાસમાં સોનેરી અક્ષરોથી લખવા જેવું છે. આપે અદાલતને સંબોધીને કહ્યું કે : "જો સરકારનો ઈરાદો મઝહબી આઝાદીને ખતમ કરી દેવાનો છે. તો તેનું સાફ સાફ એલાન કરી દેવામાં આવે. જેથી સાત કરોડ મુસલમાનો એ વાત ઉપર વિચાર કરી લે કે હવેથી એમને મુસલમાન તરીકે રહેવું કબૂલ છે કે સરકારની રૈયત બનીને? એજ રીતે ૨૨ કરોડ હિંદુઓ પણ વિચારી લે કે તેઓએ શું કરવું જોઈએ ? કેમ કે જયારે મઝહબી આઝાદી છીનવી લેવામાં આવશે તો બધાની છીનવી લેવામાં આવશે. જો લોર્ડ રેડીંગને હિન્દુસ્તાનમાં એ માટે મોકલવામાં આવ્યા છે કે કુરઆને શરીફને બાળી નાખે અને હદીસો ( પેગંબર સાહેબના ફરમાનો) નો નાશ કરી નાખે તેમજ ફિકાહ (ઈસ્લામી કાનૂન ) ની કિતાબને બરબાદ કરી નાખે તો સૌથી પહેલાં પોતાની જાન કુરબાન કરી દેનાર હું હોઈશ. "

મૌલાના મદની સાહેબનું આ સચ્ચાઈથી ભરપૂર તેજાબી બયાન સાંભળીને

અદાલતમાં હાજર લોકોએ બેકાબૂ થઈને ' અલ્લાહો અકબર ' નો નારો બુલંદ કરી દીધો અને મૌલાના મુહંમદ અલીએ આગળ વધીને મૌલાના મદનીના હાથોને ચૂમી લીધા. બધાં જ આરોપીઓને સેશન કોર્ટને હવાલે કરી દેવામાં આવ્યા. સેશન જજે બધાની ધારણાની વિરૂધ્ધમાં માત્ર બબ્બે વરસની સખત કેદની સજાનો ચુકાદો સંભળાવ્યો. અને તમામ આરોપીઓ મૌલાના હુસૈન એહમદ મદની,મૌલાના શોકત અલી, મૌલાના મુહંમદ અલી જોહર, મૌલાના નિસાર એહમદ અને પીર ગુલામ મુજદીદને સાબરમતી જેલમાં મોકલી દેવામાં આવ્યાં.

## ચોરી ચોરાહમાં શું થયું ?

ચોરી ચોરાહ અગાઉ ગોરખપૂર જિલ્લામાં હતો અને જયારે દેવરીયાને જિલ્લો બનાવી દેવામાં આવ્યો તો એનો સમાવેશ પણ દેવરીયામાં કરવામાં આવ્યો. ચોરી ચોરાહ એક નાનકડું ગામ છે એને અહીંયા જાનવરોની ખાલોનો ઉદ્યોગ મોટા પ્રમાણમાં ચાલે છે. અહીંયાં હિંદુ અને મુસલમાન બંને જાતિના લોકો વસે છે.

કોંગ્રેસની અસહકારની લડત પુરજોશમાં ચાલી રહી હતી. એ સમયમાં ચોરીચોરાહની બની. આ ઘટના હિન્દુસ્તાનની આઝાદીની લડતના ઈતિહાસમાં પાયાના પથ્થર જેવી છે. ઈ.સ.૧૯૨૨ ની આ વાત છે. ગોરખપુર જિલ્લામાં અસહકારની લડત ચલાવનારો અબ્દુલ્લાહ નામે યુવાન હતો. જે ચોરી ચોરાહ વિસ્તારનો રહેવાસી હતો. એણે કોંગ્રેસના સંમેલનમાં વોલેન્ટીયરની સેવાઓ બજાવી હતી. અનેરસોડાની જવાબદારી તેને સોંપવામાં આવી હતી. અબ્દુલ્લાહ ધંધા માટે અમદાવાદ ગયેલ હતો. ત્યાંથી પાછા આવ્યા બાદ એણે ગોરખપુર જિલ્લામાં વોલેન્ટીયરોનું એક સંગઠન બનાવ્યું. અને ખેડૂતો તેમજ ખેત મજૂરોને સંગઠીત કર્યા.

આ કામમાં તેના બે સાથીઓ લાલમુહંમદ અને ભગવાન યાદવ પણ હતા. ચોરી ચોરાહ ગામમાં એ યુવાનોએ ૩૫ વોલેન્ટીયરોની એમના સંગઠનમાં ભરતી કરી. લાલમુહંમદને ' મંડળ કોંગ્રેસ ' ના મંત્રી તરીકે ચૂંટવામાં આવ્યા. હવે એમણે સંગઠીત થઈને દારૂની દુકાનોના વિરોધમાં લડત ઉપાડી. દારૂના ધંધાના ઠેકેદારોએ પોલીસને એની ફરીયાદ કરી. પોલીસે એ વોલેન્ટીયરોને સોટીઓનો માર મારી તેમના જખમો ઉપર મીંઠું છાંટીને તેમને થાણાની બહાર કાઢી મૂકયા અને હુકમ છોડવામાં આવ્યો કે તેઓ આ વિસ્તાર છોડી દઈને કયાંક બીજે ચાલ્યા જાય.

આ જુલમ અને અત્યાચારના વિરોધમાં લાલમુહંમદે જિલ્લા કોંગ્રેસ પ્રમુખ સુબ્હાનલ્લાહને લેખિત ફરિયાદ મોકલી. તેની ઉપર વિચારણા કરીને નક્કી કરવામાં આવ્યુ કે પોલીસ થાણા ઉપર દેખાવો કરવામાં આવે. અને થાણેદાર પાસે જવાબ માંગવામાં આવે કે એણે વોલેન્ટીયરો સાથે આવું કે એણે વોલેન્ટીયરો સાથે આવું અત્યાચારી વર્તન કેમ કર્યુ ? એક નક્કી કરેલ દિવસે દેખાવકારોનો જથ્થો ડોમરી ગામમાંથી ચાલીને ચોરી ચોરાહ થાણે પહોંચ્યો. થાણેદારે એ લોકોની સામે હાજર થઈને માફી માંગી લીધી. એટલે જુલૂસ પાછું ફરવા લાગ્યું. પરંતુ અચાનક થાણેથી થોડાક દૂર ગયા બાદ તેમની ઉપર ફાયરીંગ કરવામાં આવ્યું. ફાયરીંગનો અવાજ સાંભળીને જુલૂસ પાછું થાણા તરફ આવી ગયું. પોલીસે પાછા ફરતા ટોળા ઉપર ગોળીઓ ચલાવી દીધી. આથી જુલૂસે ઉશ્કેરાઈને થાણા ઉપર પથ્થરમારો શરૂ કરી દીધો. પોલીસે પથ્થરમારાનો જવાબ બંદૂકની ગોળીઓથી આપ્યો. જુલૂસમાંના ત્રણ માણસો ત્યાં જ લોહીના ખાબોચિયામાં ઢળીને તડપી તડપીને મરી ગયા. જેમાં ચોરીચોરાહના મૌલવી નજરઅલી ઉપરાંત રામખલાવન અને ભગવાન શામેલ હતા. પોલીસ પાસે ગોળીઓ ખૂટી ગઈ તો તેઓ થાણામાં ઘૂસીને સંતાઈ ગયા.

જુલૂસવાળાઓએ મેદાન ખાલી જોયું તો કેરોસીન છાંટીને થાણાને આગ લગાડી દીધી. જેમાં થાણેદાર, એક ઈન્સ્પેકટર, હેડ કોન્સ્ટેબલ, દસ સિપાહીઓ, ગાર્ડના બીજા છ સિપાહીઓ અને ચાર ચોકીદારો બળીને રાખ થઈ ગયા. જુલૂસે પોલીસ થાણેથી પાછા ફરીને ટેલીફોનની લાઈનો કાપી નાખી અને કરમહા ગામ પાસેના રેલ્વેના પાટાઓ ઉખેડી નાખ્યા. તેમજ પોસ્ટ ઓફિસ અને રેલ્વે સ્ટેશન ઉપર કોંગ્રેસનો ઝંડો લહેરાવી દીધો.

## છેવટે જુલ્મ અને અત્યાચારનો વરસાદ શરૂ થઈ ગયો

પોલીસે જાણ કરવાથી ગોરખપુરના કલેકટરે પટણાથી ફોજ અને પોલીસની માંગણી કરી. એમણે આવતાં જ એ વિસ્તારના ખેતરોમાં તૈયાર થયેલ પાકોને સળગાવી દીધા અને રસ્તામાં જે પણ માણસ મળી ગયો તેને માર મારીને તેનાં હાથ પગ તોડી દેવામાં આવ્યાં.

ગાંધીજી એ સમયે કોંગ્રેસના નેતા હતા. એમણે થાણામાં આગ લગાડીને પોલીસવાળાઓને સળગાવી દેવાની ઘટના ઉપર ભારે નારાજગી દર્શાવી અને તેનો સખત વિરોધ કર્યો. સાથે જ અસહકારની લડત સમેટી લેવાનું એલાન કરી દીધું.જેને કારણે રાજકીય આગેવાનોમાં ગાંધીજી સામે જાતજાતની શંકાઓ

પેદા થઈ ગઈ અને આખા હિન્દુસ્તાનમાં હતાશા અને નિરાશાનું વાતાવરણ છવાઈ ગયું. પોલીસે પણ એ વિસ્તારમાં મન ફાવે તેમ જુલમ કરવાનું શરૂ કરી દીધું.

ડેપ્યૂટિ ઈન્સ્પેકટર જનરલ એન્ડે એ અંધાધુંધ ધરપકડો શરૂ કરી દીધી. ૨૩૭ માણસો ઉપર કલમ ૧૨૦ મુજબ શહેનશાહની સામે બગાવત, કલમ ૩૦૨ મુજબ કતલ, ૩૯૫ મુજબ લૂંટ, કલમ ૩૪૫ મુજબ આગ લગાડવી , કલમ ૩૩૨ મુજબ સરકારી નોકરો ઉપર હુમલો, ટેલીગ્રાફ એકટની કલમ ૧૨૫ અને રેલવે એકટની કલમ ૧૨૬ મુજબ ફરિયાદ દાખલ કરવામાં આવી. એ ૨૩૭ આરોપીઓમાંથી ૧૫૬ આરોપીઓ ફરાર થઈ ગયા અને ૧૮૧ આરોપીઓને સેશનકોર્ટને સોંપી દેવામાં આવ્યા. એમાંથી ૧૭૨ માણસોને ફાંસીની સજાનો હુકમ સંભળાવવામાં આવ્યા. ફાંસીની સજા પામનારાઓમાં લડતના બંને આગેવાનો અબ્દુલ્લાહ અને લાલમંહમદ પણ શામેલ હતા. એ બધા જ લોકોને તા. ૨ જુલાઈ ઈ.સ. ૧૯૨૨ ના દિવસે ફાંસીએ લટકાવી દેવામાં આવ્યા. એ પહેલાં મૌલવી નઝરઅલી તો પોલીથાણામાં જ પોલીસ ગોળીએ વીંધી ચૂકી હતી.

## નહેરૂ રીપોર્ટનો વિવાદ

એ સમય દરમિયાન બ્રિટનના વડાપ્રધાને લંડનની પાર્લામેન્ટમાં એલાન કર્યુ બલ્કે પડકાર કર્યો કે જો હિન્દુસ્તાન આઝાદીની માંગણી કરવા ચાહે છે તો એ માંગણીપત્ર તૈયાર કરીને અમને મોકલી આપે. અમે એ ઠરાવને મંજૂર કરીને તેઓની ઈચ્છા મુજબની સરકાર બનાવવાની છૂટ આપીશું.

એ પડકારને ઝીલી લઈને મોતીલાલ નહેરૂની આગેવાનીમાં એક સમિતિ બનાવવામાં આવી જેથી તે એક મુસદદો તૈયાર કરે. અને એ મુસદદાને દેશની જનતાની સામે મૂકીને તેમની સ્વીકૃતિ લેવામાં આવે. અને ત્યારબાદ અંગ્રેજ સરકારની સામે તેને રજુ કરવામાં આવે. એ મુસદદો તૈયાર કરવામાં આવ્યો. પણ સમિતિના કેટલાક સંકુચિત વિચારસરણીના લોકોએ તેમાં વિવાદનાં બીજ રોપી દીધા. જેનું પરિણામ એ આવ્યું કે કોઈપણ વર્ગના લોકોએ એ મુસદદાને ટેકો આપ્યો નહી અને ન તો તેને કબૂલ રાખ્યું. ઈતિહાસમાં એ ઠરાવના મુસદદાને " નહેરૂ રીપોર્ટ " ને નામે ઓળખવામાં આવે છે.

લખનૌ, કલકત્તા અને બીજા કેટલાક સ્થળોએ બધી જ પાર્ટીઓના સંમેલનો બોલાવવામાં આવ્યા. જેથી એ ઠરાવને સર્વાનુમતે મંજૂર કરી શકાય. પરંતુ

હિંદુ - મુસલમાન વચ્ચે જુદાઈની ખાઈ વધતી ગઈ. પરિણામે નહેરૂ રિપોર્ટની તરફેણ કરનારાઓની સંખ્યા કરતાં તેનો વિરોધ કરનારાઓની સંખ્યા વધતી ગઈ. ના છૂટકે કંટાળીને કોંગ્રેસ એના લાહોર અધિવેશન પ્રસંગે એ રીપોર્ટને કચરાની ટોપલીમાં પધરાવી દીધો. અને સળંગ ત્રણ વરસ સુધી એ અભાગી રીપોર્ટને કારણે હિંદુ - મુસલમાનો વચ્ચેનો કુસંપ ચાલતો રહ્યો અને અંગ્રેજ સરકાર સામેની લડતની મોરચો શાંત પડી ગયો.

## દાંડી કૂચ

ઈ.સ.૧૯૨૯ માં કોંગ્રેસ પોતાની સત્યાગ્રહની લડતની ફરીથી શરૂઆત મીઠું પકવવાથી કરી. અંગ્રેજ સરકારે એ સમયે મીઠું પકવવા ઉપર પાબંદી ફરમાવેલ હતી. એ હુકમનો વિરોધ કરવાની બાબતને સત્યાગ્રહની લડતનો પાયો બનાવવામાં આવ્યો. ગાંધીજીએ મુંબઈમાં દાંડી મુકામે મીઠું બનાવવાનો સફળ કાર્યક્રમ બનાવ્યો. કોંગ્રેસી કાર્યકરો દાંડી તરફ કૂચ કરતા, મીઠુ પકવતા અને ગિરફતાર થઈને જેલમાં ચાલ્યા જતા. અંગ્રેજોને કોઈની પણ પાસેથી જાણવા મળતું કે આ માણસ દાંડી મુકામે જઈ રહ્યો છે તો તેને ત્યાં જ ગિરફતાર કરી લેવામાં આવતો. મુસલમાનોના એક બુલંદ દરજજાના બહાદૂર આગેવાન મૌલાના હિફઝુરહમાન સુરત જિલ્લાના ડાભલેથી ચાલીને દનંડી મુકામે પહોચ્યાં અને તેમણે ગાંધીજીની સાથે મીઠું પકવીને સત્યાગ્રહની લડતમાં ભાગ લીધો અને ધરપકડ વહોરી લીધી.

## જેલની દીવાલોની પાછળ

મુસલમાનોની એક રાજકીય સંસ્થા જમીઅતે ઉલેમાએ હિંદનું દિલ્હી થી પ્રગટ થતું એક દૈનિક અખબાર મુસલમાનોને આઝાદીની લડતના જોડાવા માટે અને એમનામાં દેશને ખાતર જાન નિછાવર કરી દેવાનો જુસ્સો પેદા કરવા માટે ખાસ ભૂમિકા ભજવી રહયું હતું.અંગ્રેજ સરકારે એ અખબારના ઘણા લેખો વાંધાજનક હોવાનું બહાનું બતાવીને એની ડિપોઝીટ જપ્ત કરી લીધી.

મે ઈ.સ.૧૯૩૦ માં જમીઅતે ઉલમાનું વાર્ષિક અધિવેશન મુરાદાબાદમાં ભરાયું અને તેમાં વિદેશી વસ્તુઓનો ઉપયોગ ન કરવાની તેમજ અસહકારની લડતને ટેકો જાહેર કરવામાં આવ્યો. એ અધિવેશનના ત્રણ સપ્તાહ બાદ જ મુસલમાનોના એક મહાન નેતા મૌલાના હિફઝુરહમાનને ગીરફતાર કરીને અંગ્રેજ સરકારે જેલમાં પૂરી દીધા. એ પહેલાં ઈ.સ. ૧૯૨૯ માં સરકારી કાયદાનો ભંગ કરવાની બાબતે મૌલાના અબ્દુલ કલામ આઝાદ, મૌલાના

સૈયદ ફખરૂદીન અહમદ શેખુલ હદીસ જામિઆ કાસમીયા મુરાબાદ, " ઉલમાએ હિંદકા શાનદાર માઝી " પુસ્તકના લેખક મૌલાના સૈયદ મુહંમદ મિયાં અને જમીઅતે ઉલેમા યુ.પી.ના રાહનુમા મૌલાના બશીર એહમદ બટ્ટને ગિરફતાર કરી લઈને સરકારી જેલોના મહેમાનો બનવાનું બહુમાન બક્ષવામાં આવી ચૂકયું હતું.

મુસલમાનોની એ સંસ્થા ઈન્ડીઅન નેશનલ કોંગ્રેસની સાથે તમામ ગુનાહોમાં શામેલ છે એવું અંગ્રેજ સરકાર મનતી હતી. એટલે જ તેની કેન્દ્રીય જમીઅતના અને જિલ્લાની જમીઅતના આગેવાનોમાંથી મોટા ભાગનાઓને સરકારી હુકમોનું ઉલંઘન કરવાના આરોપમાં જેલના સળિયા પાછળ ધકેલી દેવામાં આવ્યા હતા. માર્ચ ઈ.સ. ૧૯૩૦ માં " ગાંધીઈરવિન " કરાર થયો. એ કરાર બાદ અસહકારની લડતનો અને સત્યાગ્રહનો કાર્યક્રમ કેટલાય સમય માટે મુલતવી કરી દેવામાં આવ્યો અને તમામ રાજકીય કેદીઓને છોડી મૂકવામાં આવ્યા. પણ મૌલાના હિફઝુરહમાનને છોડવામાં આવ્યા નહીં. ઈ.સ. ૧૯૩૦ ના અંતમાં " મજલિસે અહરાર " ના મશ્હૂર તેજાબી વકતા અને આગેવાન મૌલાના હબીબુરહમાન લુધયાનવીને ગિરફતાર કરીને એમને જેલમાં પૂરી દેવામાં આવ્યા.

## સરકારી કાયદાઓની અવગણા કરવાની બીજી ભારે સજા

ઈ.સ.૧૯૩૦ માં ગાંધીઈરવિન કરારબાદ સરકારી કાયદાઓની અવગણના કરવાનો પ્રોગ્રામ હંગામી ધોરણે મોકૂફ રાખવામાં આવ્યો. પરંતુ સંજોગો ફરીથી બદલાયા અને સાથે જ રાજકીય વાતાવરણ પણ બદલાઈ ગયું.એટલે ઈ.સ. ૧૯૩૨ માં કોંગ્રેસ અને જમીઅતે ઉલેમા બંનેએ સત્યાગ્રહ અને સરકારી કાયદાઓની અવગણના કરવાનું શરૂ કરી દીધું. જમીઅતે તરફથી સરકારી કાયદાઓની અવગણના કરવાનું એલાન થતાં જ એના આગેવાનોને ગિરફતાર કરી લેવામાં આવ્યા અને એમને જેલોમાં મોકલી દેવામાં આવ્યા.

સરકારી કાયદાઓની અવગણના કરવાની લડત આ વખતે ભારે આફતો સાથે લઈને આવી. હવે જે માણસને ગિરફતાર કરવામાં આવતો તો એને જેલની સજા આપવાની સાથે સાથે એની તમામ મિલ્કતો પણ જપ્ત કરી લેવામાં આવતી. અથવા તો એની ઉપર ભારે દંડ ઠોકી દેવામાં આવતો. અને એ દંડ વસૂલ કરવા માટે સરકારી કાયદાઓની અવગણના કરનાર કાન્તિકારીઓની મિલ્કતોને સરકાર લીલામ કરાવી નાખતી. પરિણામે કાન્તિકારીઓના બાળબચ્ચાં અને

કુટુંબીઓ રોટીના ટુકડે ટુકડાના મોહતાજ થઈ જતા.

## નવી જાળ લાવ્યો પુરાણો શિકારી

સત્યાગ્રહ, સરકારી કાયદાઓની અવગણના, વિદેશી વસ્તુઓનો બહિષ્કાર જે પણ નામ આપો, વાત તો એક જ હતી કે અમે હિન્દુસ્તાન ઉપર અંગ્રેજોની હકૂમતને સહન નથી કરી શકતા. અમે આ સરકાર અને તેના જુલ્મી કાયદાઓથી સખત નારાજ છીએ. અને હવે અમે ગુલામીની જીંદગી જીવવા માટે તૈયાર નથી. આ દેશ અમારો છે. આ મહાન દેશ ઉપર સાત સંમદર પારના લોકોએ બળજબરીથી કરી નાખેલ કબજો અમારાથી જરાપણ સહન થતો નથી. હિન્દુસ્તાનના તમામ લોકો ઈ.સ. ૧૯૨૧ થી લઈને ઈ.સ.૧૯૩૨ સુધી સતત વિરોધો અને લડતોથી પોતાના એ વિચારોને જાહેર કરતા રહ્યા છે. સરકારે આઝાદીનો નારો લગાવનારાઓનાં મોંઢા બંધ કરી દેવા માટે પોતાના ભાડૂતી સિપાહીઓનો ઉપયોગ કર્યો. આમ હિન્દુસ્તાનીઓની હિન્દુસ્તાનીઓના હાથે જ કતલ કરાવવામાં આવી. એમની છાતીઓને ગોળીઓથી વીંધી નાખવામાં આવી. એક ભાઈને હાથે જ બીજા ભાઈને રહેસી નંખાયો. પરંતુ શહીદ થનારાઓના લોહીની એક એક બૂંદમાંથી "ઈન્કિલાબ ઝિંદાબાદ" નો નારો બુલંદ થતો રહયો. એ નારાઓનો અવાજ ભયંકર રીતે ચારે તરફ ગૂંજવા લાગ્યો. એટલે સરકારી ભવ્ય મકાનોના શાંત ઓરડાઓમાં ભય અને ધ્રુજારીએ અડ્ડો જમાવી દીધો. અને એમાંથી છૂટવા માટે ખૂબ જ ગંભીરતાથી ચર્ચાવિચારણાઓ શરૂ થઈ. સરકારે રાજકીય શતરંજ ઉપર એવી સોગઠાંબાજી ગોઠવી દીધી કે હારેલી બાજી પણ જીતમાં પલ્ટાઈ ગઈ.

## સ્વામી શ્રધ્ધાનંદ

ઈ.સ.૧૯૨૨ ના સત્યાગ્રહમાં કોંગ્રેસ તરફથી સ્વામી શ્રધ્ધાનંદે ભાગ લીધો. તેઓ અંગ્રેજ સરકારના કાયદાઓના વિરોધમાં નફરત ફેલાવાના આરોપસર જેલમાં ગયા. તેઓ હિન્દુસ્તાનના લોકોના અરમાનોના પ્રતિનિધિ બનીને જેલમાં ગયા. પરંતુ લોકોએ નવાઈ પામીને જોયું કે સ્વામીજી થોડાક જ દિવસો જેલમાં રહ્યા બાદ પોતાના ભગવાં કપડાં પહેરીને જેલના દરવાજામાંથી ધીરેધીરે બહાર આવી રહ્યા છે.રાજકીય બેઠકોમાં પણ આશ્ચર્ય પ્રગટ કરવામાં આવ્યું કે આજ સુધી કોઈ નેતાએ તો શું પણ નાનામાં નાના ક્રાન્તિકારીએ પણ સરકારની પાસે માફી માંગી નથી અને ન તો સજાની

૨૮૩

મુદત પહેલા કયારેય કોઈને જેલમાંથી છોડી દેવામાં આવ્યો છે તો પછી સ્વામીજીના છૂટી જવામાં કયો જાદૂ કામ કરી ગયો ? પરંતુ આ મુકિત તો અલાઉદ્દીનના ચિરાગના ભૂતે કરાવી હતી. "ખુલ જા સિમ સિમ" નો મંત્ર સ્વામીજીએ શીખી લીધો હતો. એમણે એ મંત્રનો ઉપયોગ કર્યો અને જેલનો દરવાજો આપોઆપ ઉઘડી ગયો.

## શુધ્ધિ અને સંગઠન

સ્વામીજીએ જેલમાંથી બહાર આવતાં જ હિંદુઓને પોતાના પગ ઉપર ઊભા થઈ જવાની સલાહ આપી અને જણાવ્યું કે : " હિન્દુસ્તાન હિંદુઓનો દેશ છે. અહીં કેટલાક મુસલમાનનોએ આવીને આપણા ભારતના લોકોને બળજબરીથી મુસલમાન બનાવ્યા. એટલે દરેક હિંદુએ મુસલમાનોની શુધ્ધિ કરી એમને ફરીથી હિન્દુધરમમાં પાછા લાવવા જોઈએ. અને આ પવિત્ર કામને પાર પાડવા માટે હિંદુઓએ સંગઠન કરવું જોઈએ. "

ત્યારબાદ સ્વામીજીએ પોતાના ચેલાઓને કેટલાક ખાસ ખાસ વિસ્તારોમાં મોકલીને ' શુધ્ધિ ' નો પ્રચાર શરૂ કરી દીધો. હિન્દુઓને ભરમાવવામાં આવ્યા અને હિંદુ - મુસ્લીમ એકતાના મહેલમાં એવી ભયંકર આગ ભડકાવી દીધી કે વરસોનો જૂનો હિંદુ - મુસ્લીમ ભાઈચારો બળીને ભસ્મ થઈ ગયો. આખા દેશમાં એક છેડાથી બીજા છેડા સુધી નફરત અને વેરઝેરની આગ ભડકી ઉઠી. અને બંને કોમોના લોકો ઉશ્કેરાઈને એકબીજા સાથે લડવા તૈયાર થઈ ગયા. દેશની આઝાદીના જે ક્રાન્તિવીરો એક સંપ થઈને સીધે સીધા અંગ્રેજ સરકાર સામે લડી રહ્યા હતા તેઓ પોતાના જ સાથીઓનાં ગળાં કાપવા લાગી ગયા. અંગ્રેજ સરકાર દૂર ઊભી ઊભી આ તમાશો જોતી રહી.

## બદલાતાં દિવસ રાત : સમય સમયની વાત

હિન્દુસ્તાનના ભાગલા પાડવાની ' હિંદ - પાકિસ્તાન ' ની યોજના વિશે વાત કરનારાઓનાં વાણી અને વર્તન રાતોરાત તદન બદલાઈ ગયા. એ વિશે કહેનારાઓએ જે કંઈપણ કહ્યું એ સમજો હવામાં ઓગળી ગયું. પરંતુ લખવાવાળાઓએ જે લખ્યું એ આપની સામે છે :-

" હિન્દુસ્તાન કોઈ મૂર્તિ નથી કે એની પૂજા કરવામાં આવે. કાબા નથી કે એની સામે મોં રાખીને નમાઝ પઢતા હોય. એ આસમાની કિતાબ નથી કે પવિત્ર થયા વગર એને હાથ અડકાડી ના શકાય. એ એક દેશ છે અને એ એટલા માટે છે કે એમાં વસનારાઓ ચેન અને આરામથી રહે. એ ચેન

અને આરામ જો એક ઈશ્વરની બંદગી કરવાથી મળતાં હોત તો નિઃશંક મુસલમાનો એક જ ઈશ્વરની બંદગી કરવાની માન્યતાને ખંડિત ન કરતા. જો એ સુખ માત્ર ભાગલા પાડવાથી જ મળી શકે તેમ છે તો એમની માંગણી કોંગ્રેસ અને સરકાર પાસે માત્ર એક જ છે અને એ છે પાકિસ્તાન. એટલે કે હિન્દુસ્તાનના ભાગલા"

(હયાતે મુહંમદઅલી જિન્નાહ : સંપાદક રઈશ અહમદ જાફરી )

પાકિસ્તાનનો નારો લાહોરની ધરતી ઉપરથી ગૂંજ્યો અને થોડાક જ દિવસોમાં આખા હિન્દુસ્તાનમાં ફેલાઈ ગયો. એના વિરોધમાં જેણે અવાજ બુલંદ કર્યો એનું ગળું દાબી દેવામાં આવ્યું. પાકિસ્તાનની માંગણીના ભયંકર પરિણામો તરફ જે હાથોએ ઈશારો કર્યો એને કાપી નાખવામાં આવ્યા. જે કલમે એની વિરોધ કરવાની લખવાની હિંમત કરી એ કલમને જ નહી પણ એ આંગળીઓને પણ કાપી નાખવામાં આવી જેણે એ કલમને પકડેલી હતી.

બુલંદ દરજજાના આલિમ સાહેબો અને મઝહબી આગેવાનોએ પાકિસ્તાનની માંગણીના વિરોધમાં 'ઈસ્લામી - હિન્દુસ્તાન'ની તબાહીની ફરિયાદો કરી તો એમની પાઘડીઓને એમના માથેથી ઝૂંટવી લઈને બૂટચંપલોમાં ખૂદવામાં આવી. રાષ્ટ્રવાદી મુસલમાનોના ગળામાં જૂના જોડાંનો હાર પહેરાવવામાં આવ્યા અને એમને બેધડક જાહેરમાં ગાળો બોલવામાં આવી.એમની દાઢીઓમાં શરાબની બોતલો ઊંધી કરી દેવામાં આવી. એમનાં કપડાં ફાડી નાખીને તારતાર કરી દેવામાં આવ્ય. એમનું હરવું ફરવું મુશ્કેલ કરી નાખ્યું. એમને પૈસાથી વેચાઈ ગયેલા હિંદુઓના ગુલામો કહેવામાં આવ્યા. એમને "આત્માને વેચી દેનારાઓ" નો ખિતાબ આપવામાં આવ્યો.

મુસ્લીમલીગનું કાર્યાલય ફતવાઓનું કેન્દ્ર બની ગયું. જે ઈસ્લામ અને મુસલમાનોના પ્રમાણપત્રો વહેંચવા લાગ્યા. જે પાકિસ્તાનની હિમાયત કરનારો હોય તે ઈમાનદાર અને જે એનો વિરોધ કરનારો હોય એ ગમે તે હોય પણ મુસલમાન નથી. મુસ્લીમ લીગના તમામ નાનાં મોટાં નેતાઓ ઈસ્લામના ઠેકેદારો બની ગયા અને જેઓ પાકિસ્તાનને મુસલમાનો માટે ભયંકર ખતરારૂપ ગણાવતા હતા. એવા મઝહબના બુલંદ દરજજાના આલિમ સાહેબો અને આગેવાનોને ઈસ્લામમાંથી કાઢી મૂકવામાં આવ્યા. શેખુલહિંદને 'શેખુલ હુનૂદ' (હિંદુઓના સરદાર ) અને શેખુલ ઈસ્લામને

'શેખુલ અસ્નામ' ( મૂર્તિઓના સરદાર ) ની ગાળો આપવામાં આવી અને એમના મોટા મોટા નેતાઓને ' શો બોય ' કેહેવામાં આવ્યા. અને એવી બધી જ જાતની ગંદી, ગલીચ હરકતો એમની સાથે કરવામાં અને કરાવવામાં આવી જે એક દુષ્ટ માણસ એના દુશ્મનની સાથે કરે છે.

એ રીતે હિન્દુસ્તાનમાં મુસલમાનો બે ભાગમાં વહેંચાઈ ગયા. જેનો એક મોટો હિસ્સો પાકિસ્તાનની તરફેણ કરનારો, મુસ્લીમ લીગના ચાંદના આકારવાળા લીલા ઝંડા નીચે આવી ગયો અને બીજો હિસ્સો પાકિસ્તાનનો વિરોધી બનીને પાકિસ્તાનની માંગણીને મુસલમાનોની સામૂહિક હત્યા સાથે સરખાવતો હતો.

## " ભારત છોડો " આંદોલન

૮ મી ઓગસ્ટ ઈ.સ. ૧૯૪૨ ના દિવસે મુંબઈમાં ઓલ ઈન્ડીઆ કોંગ્રેસની વર્કીંગ કમિટીની સભા યોજાઈ અને એમાં નકકી કરવામાં આવ્યું કે અંગ્રેજોને જાહેર ચેતવણી આપી દેવામાં આવે કે તેઓ જલદીથી હિન્દુસ્તાન છોડીને ચાલ્યા જાય. એ નિર્ણયને હિન્દુસ્તાનના રાજકીય ઈતિહાસમાં 'કવીટ ઈન્ડીઆની ચળવળ' કહેવામાં આવે છે. વર્કીંગ કમિટીના તમામ સભ્યોને રાત્રે ચાર વાગે ગિરફતાર કરીને અજાણી જગ્યાએ મોકલી દીધા. અને ૯ મી ઓગસ્ટ ઈ.સ. ૧૯૪૨ ના દિવસે આખા દેશમાંથી જિલ્લા કોંગ્રેસના સભ્યો, શહેર કોંગ્રેસના પ્રમુખ અને મંત્રી ઉપરાંત મુસલમાનોના તમામ રાષ્ટ્રવાદી નેતાઓ અને કાર્યકર્તાઓને - જેમની યાદી પહેલાંથી તૈયાર હતી અને વોરંટ પણ તૈયાર રાખ્યાં હતા.ગિરફતાર કરી લેવામાં આવ્યા અને અચોકકસ મુદ્દત સુધી જેલોમાં મોકલી દેવામાં આવ્યા. સરકારના આવા નાદિરશાહી પગલાંથી અને મગરૂરીભર્યા વલણને કારણે આખો દેશ ગુસ્સાની આગમાં સળગી જઈને બેકાબૂ બની ગયો.અને લોકો માથે કફન બાંધીને આગ અને ખૂનની હોળી ખેલવા માટે ઘરોથી નીકળીને સડકો ઉપર આવી ગયા.

બધાં જ આગેવાનોની એક જ સાથે ધરપકડો કરીને સરકારે માની લીધું કે સરકારની સામે બગાવત કરનારાઓની ધરપકડોથી આખા દેશમાં હતાશા અને ગમગીની ફેલાઈ જશે.અને લડત દરમિયાન કોઈ નવું તોફાન પેદા થશે નહી. પરંતુ અંગ્રેજોએ ધાર્યું હતું તેનાથી ઉલ્ટું થયું. આખા દેશમાં વેર અને બગાવતની જવાળાઓ ફેલાઈ ગઈ. કોઈપણ જાતના કાર્યક્રમ કે સલાહ સૂચનો વગર લોકો ઘરોમાંથી નીકળીને સડકો ઉપર આવી ગયા અને તેમણે પોતાના નેતાઓની

ધરપકડોનો બદલો પોતપોતાની સૂઝબૂઝ પ્રમાણે લેવાનું શરૂ કરી દીધું.

૯ મી ઓગસ્ટ ઈ.સ. ૧૯૪૨ ની સવાર પોતાની સાથે કયામતનું તોફાન લઈને આવી. મદ્રાસથી લઈને ઉત્તર પ્રદેશ, બંગાળ, આસામ સુધીના બદલાની આગમાં ભભૂકતા લોકોનાં ટોળાં સરઘસના રૂપમાં જાહેરમાર્ગો ઉપર નીકળી પડયાં. એમણે વીજળીના થાંભલાઓને તોડીને ફેંકી દીધાં. વીજળીના તારોને મચડી મચડીને બાજુએ ફેંકી દીધા. પોલીસ થાણાં, પોલીસ ચોકીઓ અને જેલો ઉપર હુમલા શરૂ કરી દીધા. પોલીસ અને થાણેદારોની પોતપોતાની સૂઝબૂઝ પ્રમાણે દુર્ગતિ કરી. કેટલીક જગ્યાએ તો પોલીસને પણ સળગતી આગમાં ફેંકી દેવામો આવ્યા. સરકારી ઓફિસો, કાર્યાલયો અને અદાલતોના કઠેડા, ટેબલ ખુરશીઓ અને બીજા ફર્નિચરના ચૂરેચૂરા કરી દેવામાં આવ્યા. બધાં જ દસ્તાવેજો અને ફાઈલોને આગ લગાડીને રાખ કરી નાખ્યાં. રેલ્વે સ્ટેશનોને લૂંટીને તેમાં તોડફોડ કરવામાં આવી. કયાંક કયાંક ઈમારતોને આગને હવાલે કરવામાં આવી. માલગાડીના ડબ્બાઓની સીલો તોડીને તેમાંનો માલસામાન લૂંટાવી દીધો. કોઈપણ અંગ્રેજ અફસર સામે આવવાની હિંમત કરી શકયો નહીં. અને જે સામે આવી ગયો એ હેમખેમ પાછો જઈ શકયો નહીં. રેલ્વેના પાટાઓને માઈલોના માઈલો સુધી ઉખેડીને ફેંકી દેવામાં આવ્યા. ટ્રેનોની આવજા પણ અઠવાડિયાઓ અને મહિનાઓ સુધી બંધ થઈ ગઈ.

## બગાવતમાં મુસલમાનોનો ભરપૂર હિસ્સો

આ રીતે હિન્દુસ્તાનના લોકોએ પોતાના જોશ અને જુસ્સાનું પ્રદર્શન કરીને પોતાના નેતાઓ તરફના પ્રગાઢ પ્રેમ અને વફાદારીનો પૂરાવો આપ્યો. ક્રાન્તિનું એ તોફાન જગાવવામાં હિન્દુસ્તાનના દરેક ધર્મના, જાતિના અને દરેક દરેક વર્ગના લોકો પૂરેપૂરા શામેલ રહ્યા. મુસ્લીમલીગે મુસલમાનોને આ ચળવળથી દૂર રહેવાની વારંવાર સલાહો આપી.પરંતુ એ સમયે એમની વાતો ઉપર કાન ધરવા કોઈ તૈયાર ન હતું.

એટલે જ કોંગ્રેસી નેતાઓની સાથે સાથે રાષ્ટ્રવાદી મુસલમાન નેતાઓ, રાજયો અને જિલ્લામાં કામ કરનારા બલ્કે શહેરો અને ગામડાઓમાં કામ કરનારા રાષ્ટ્રવાદી કાર્યકર્તાઓને મોટી સંખ્યામાં ગિરફતાર કરીને એમને જેલોમાં મોકલી દેવામાં આવ્યા.અંગ્રેજોની જુલ્મી રીતનીતિ ઉપર મુસલમાનોને પણ એટલો જ ગુસ્સો હતો જેટલો કે બીજા દેશબાંધવોને હતો. કોઈ કારણ જ ન હતું અને આમ પણ મુસલમાનોને આ ક્રાન્તિકારી પગલાંથી અલગ રહેવાનું કોઈ કારણ જ ન હતું.

અને આમ પણ મુસલમાન કોમ તો જુસ્સેદાર અને ગરમાગરમ રાજનીતિથી ટેવાયેલી છે અને કવીટ ઈન્ડીઆનો કાર્યક્રમ તો એમની માન્યતાઓ અને વિચારો મુજબનો જ હતો. એટલે મુસલમાનો એ પણ એ ખંડનાત્મક પ્રવૃતિઓમાં બરાબરનો ભાગ લીધો.

## એક જ નારો : પાકિસ્તાન પાકિસ્તાન

મે ઈ.સ. ૧૯૪૪ માં ડૉક્ટરી રીપોર્ટને આધારે સૌથી પહેલાં જેલમાંથી ગાંધીજીને રજા આપવામાં આવી.તેઓ જાણતા હતા કે આઝાદી હવે હિન્દુસ્તાનીઓના સંજોગો ઉપર આધારિત છે. બ્રિટીશ હકૂમત હવે લાંબા સમય સુધી હિન્દુસ્તાનને ગુલામ રાખી શકે તેમ નથી. એટલે જ આઝાદી મેળવવાના માર્ગમાં હિંદુઓ અને મુસલમાનો વચ્ચેના કુસંપો સૌથી મોટી અડચણરૂપ છે. જો હિંદુઓ અને મુસલમાનો વચ્ચે એકતા થઈ જાય તો આઝાદી એમનાં ચરણો ચૂમવા માટે તૈયાર ઊભી છે.ગાંધીજીએ દેલ કોન્ફરન્સ ની કાર્યવાહીથી અનુમાન લગાવી લીધું હતું કે મિસ્ટર જિન્નાહે પોતાની જીદની સામે કોઈની પણ વાત ચાલવા દીધી નથી. અને મુસ્લીમ લીગ જ મુસલમાનોની રાહબરી કરનારી સાચી સંસ્થા છે એ વાતનું ઝેર એ બધાનાં ગળામાં ઉતારી દીધું.

એવા સંજોગોમાં આઝાદી મેળવવાના માર્ગમાં સૌથી મોટી રૂકાવટ અને અડચણરૂપ મિસ્ટર જિન્નાહ પોતે છે. એટલે ભાઈચારો સ્થાપી એકતાને મજબૂત કરવા માટે જિન્નાહની સાથે વાત કરવાની પહેલ ગાંધીજીએ કરી. અને એમણે જિન્નાહ સાથે તા. ૧૦ મી સપ્ટેમ્બર ઈ.સ. ૧૯૪૪ થી તા. ૨૬ સપ્ટેમ્બર સુધી વાર્તાલાપ કર્યો. એ વાર્તાલાપમાં મિસ્ટર જિન્નાહે બે પાયાની માંગણીઓ મૂકી. જેમાંની એક ૮ ઓગસ્ટ ઈ.સ.૧૯૪૨ નો ઠરાવ પાછો ખેંચી લો અને બીજી વાત એ હતી કે કોંગ્રેસ પાકિસ્તાનની રચનાને મંજૂર કરી લે. સરહદપ્રાંત, પંજાબ, સિંધ, બંગાળ અને આસામને વર્તમાન સ્થિતિ પ્રમાણે મુસ્લીમ બહુમતિવાળા વિસ્તારો તરીકે મંજૂર કરી લે. અને એમને પાકિસ્તાની પ્રદેશ તરીકેની મંજૂરી આપી દઈને મુસલમનો એક અલગ કોમ છે અને કોંગ્રેસ હિંદુઓની પ્રતિનિધિ સંસ્થા છે.

ગાંધીજીએ એકતા સ્થાપવા માટે બીજા વિષયો ઉપર પણ વાતો કરી. પરંતુ પાકિસ્તાન સિવાય બીજો કોઈ માર્ગ બાકી રહ્યો નહીં. જેની ઉપર વિચાર કરવામાં આવે.

## મુસ્લીમ લીગ મેદાનમાં

મિસ્ટર જિન્નાહ અને મુસ્લીમલીગના કર્તાહર્તાઓને ખબર હતી કે થોડાક સમયમાં દેશમાં ઈલેકશન કરાવવા ચાહે છે અને એમને એ પણ ખબર હતી કે ઈલેક્શન કોમવાદી ધોરણે થશે. મુસલમાનો પોતાના મુસલમાન ઉમેદવારોને જ ચૂંટશે. એટલે કોંગ્રેસની તાકાતને જાણવા છતાં એમને કોંગ્રેસનો ભય હતો નહીં. એમણે મુસ્લીમના " મુસ્લીમોની સાચી પ્રતિનિધિ મુસ્લીમ લીગ જ છે "એ દાવાને સાચો ઠેરવવા માટે એમણે માત્ર મુસલમાનોનો જ કામ કરવાનું હતું. જો ઈલેકશમાં મુસલમાનોનો બહુમતિવર્ગ મુસ્લીમલીગો તરફદાર સાબીત થઈ જાય છે તો પછી પાકિસ્તાન મેળવવા માટે કોઈ તાકાત તેને રોકી શકે તેમ નથી.

પરંતુ સૌથી ચિંતાજનક હકીકત એ હતી કે યુ.પી.નું રાજય કેજે આખા હિન્દુસ્તાનના દિલ સમાન છે. ત્યાં મુસલમાનોની વસ્તી ૧૫ % છે. બિહારમાં એમની વસ્તી માત્ર ૭% છે અને બીજા રાજયોમાં એનાથી પણ ઓછી છે. એટલે આવા વાતાવરણમાં જે જે રાજયોમાં મુસલમાનો લઘુમતિમાં છે. એવા રાજયોના મુસલમાનોનો ટેકો લેવા માટે કયો માર્ગ અપનાવવો ? એ એક મોટો પ્રશ્ન હતો. કારણ કે પાકિસ્તાન એવા રાજયોથી સેંકડો માઈલ દૂર બની રહ્યું છે. જેનાથી મુસલમાનોની લઘુમતિવાળા રાજયોને કોઈ લાભ થવાનો નથી. બલ્કે દેશના ભાગલા થઈ ગયા બાદ તેનાથી વેરઝેરનું જે વાતાવરણ પેદા થશે તેમાં લઘુમતિવાળા રાજયોના મુસલમાનો તો બલિના બકરા જ બની જશે. એમની હાલત યુધ્ધના કેદીઓ જેવી થઈ જશે. પરંતુ કાવાદાવાઓથી ખદબદતી પેંતરાબાજ મુસ્લીમ લીગે મુસલમાનોમાં એક એવો જાદૂઈમંત્ર ફૂંકી દીધો કે લોકો એ બાબતોનો વિચાર પણ કરી શકયા નહી અને મુસલમાનોએ પણ પાકિસ્તાન મેળવવા માટે એટલી હદે જોશ અને જુસ્સો બતાવ્યો કે એટલો જુસ્સો તો પાકિસ્તાનમાં જનાર બહુમતિવાળા રાજયોના મુસલમાનો એ પણ બતાવ્યો નહીં.

## સિકકાની બીજી બાજુ

પાકિસ્તાન મેળવવાના ફાયદાઓ અને લાભો માટે મુસ્લીમલીગ તરફથી જે જે જાહેરાતો કરવામાં આવતી હતી એ માત્ર કાગળના નકલી ફૂલો જેવી હતી. હકીકતમાં એ જાહેરાતો મુજબની જ એમના દિલોમાં પણ જો સચ્ચાઈ

હોત તો એ આનંદની વાત હોત. પરંતુ હિન્દુસ્તાનને ચાહનારા રાષ્ટ્રવાદી મુસલમાનો એ હકીકતને જોઈ રહ્યા હતા કે મુસ્લીમ લીગના નેતાઓ એક તરફ તો પાકિસ્તાનમાં ઈસ્લામી કાયદા કાનૂનની સ્થાપના અને કુરઆનના સિધ્ધાંત પ્રમાણે ચાલવાનો વિશ્વાસ અપાવી રહ્યા છે. તો બીજી તરફ જે જે રાજયોમાં મુસલમાનો લઘુમતિમાં છે એમના વિશે વિચારતાં વિચારતાં એમનો ઈસ્લામનો જોશ અને જુસ્સો ઓગળીને ઈસ્લામથી વિરૂધ્ધનું જ રૂપ ધારણ કરી લે છે.

એનાથી જ સાબિત થઈ જાય છે કે મુસ્લીમલીગના કર્તાહર્તાઓના દિલોમાં ઈસ્લામની કેટલી કદર અને કીંમત હતી. ? અને મુસલમાનોના ભવિષ્ય વિશે એમના મગજમાં વિચારો હતા ? એક તરફ તો તેઓ પાકિસ્તાનની તરફેણમાં ઈસ્લામના ઊંચા ઊંચા આદર્શો અને નીતિનિયમોની વાતો કરે છે. અને પાકિસ્તાનની તારીફનાં પુલો બાંધવામા પેગંબરી વાણીનો ઉપયોગ કરે છે. જયારે બીજી તરફ મોટામોટા ઉપદેશો અને સલાહો આપનારાઓ અને પાકિસ્તાનમાં " ખુદાઈ શાસન " ની સ્થાપનાની વાતો કરનારાઓના દિલોમાં હિન્દુસ્તાનમાં રહેનારા ત્રણ કરોડ જેટલા મુસલમાનોના જાનમાલ અને ઈજજતઆબરૂની ચિંતા તો દૂર રહી પણ એમના ઈમાન અને મઝહબી માન્યતાઓની પણ કોઈ કીંમત કે મહત્તા હતી નહીં. એક તરફ તેઓ " ખુદાઈ શાસન " સ્થાપવાની અને પેગંબરી નીતિનિયમો મુજબનો રાજકીય પાયો નાખવાની જાહેરાતો કરતા હતા અને તમામ મુસલમાનોને એનો વિશ્વાસ અપાવતા હતા તો બીજી તરફ ઈસ્લામી જીંદગી જીવી રહેલા હિન્દુસ્તાનના ત્રણ કરોડ મુસલમાનોના ભવિષ્ય વિશે એમની નિયતો અને વિચારધારા કેવી હતી ? એનો નમૂનો જોઈએ : -

"હવે એ વાત લગભગ નકકી જ થઈ ચૂકી છે કે દેશના ભાગલા પડી જ જશે. જેનો એક હિસ્સો મુસ્લીમ બહુમતિને સોંપવામાં આવશે. અને બીજો હિસ્સો બિન મુસ્લીમ બહુમતિના કબજામાં રહેશે.પહેલા

હિસ્સામાં અમે કોશિશ કરીશું કે તમામ લોકોની સંમતિ મેળવીને અમે એક એવા કાયદા કાનૂન મુજબના દેશનો પાયો નાખીશું કે જેને અમે મુસલમાનો "ખુદાઈ કાનૂન " અને બંધારણ માનીએ છીએ. બિનમુસ્લીમ શ્રીમાનો ! અમારો વિરોધ કરવાને બદલે એ દેશમાં અમને કામ કરવાનો મોકો આપો. અને પછી જુએ કે એક ધર્મહીન લોકશાહી શાસનની સામે અલ્લાહના હુકમોને આધિન રહેનાર અને પેગંબર મુહંમદ સલલલ્લાહો

અલયહેવસ્સલમએ લાવેલ શરીઅત ઉપર આધારીત "લોકશાહી શાસન" કેટલી હદે ખુદ પાકિસ્તાનના નાગરીકો માટે અને દુનિયાના લોકો માટે આશીર્વાદરૂપ સાબીત થાય છે ?

બીજા હિસ્સામાં આપણી બહુમતિ હશે અને અમે મુસલમાનો - લઘુમતિમાં હોઈશું. ત્યાં અમે આપને વિનંતી કરીશું કે ખુદાને ખાતર દુનિયાની બગડી ગયેલ પ્રજાઓ પાસેથી એવી બાબતો ગ્રહણ ન કરો જેનાથી તેઓ પોતે પણ બરબાદ થઈ રહી છે અને દુનિયાનું વાતાવરણ પણ બગાડી રહી છે.

રામચંદ્રજી, ક્રિશ્નજી મહારાજ, ગુરુનાનક અને બીજા ઋષિઓ, મુનિઓએ આપેલ વિદ્યા અને સંસ્કારો ઉપર ચિંતનમનન કરો. વેદો, પુરાણો, ધર્મગ્રથો અને શાસ્ત્રોનું અધ્યયન કરો. જો એમાંથી કોઈ માર્ગદર્શન તમોને મળે તો અમે કહીશું કે આપ હિન્દુસ્તાનની રાજયવ્યવસ્થા એ માર્ગદર્શન મુજબની જ બનાવો અને અમારી સાથે એવું જ વર્તન કરો જે આપનો ધર્મ અમારે માટે નકકી કરે છે અને અમે એવી રાજયવ્યસ્થાની ટીકા નહીં કરીએ બલ્કે એને કામ કરવાની તકો પૂરી પાડીશું."

તો આ હતું પાકિસ્તાનની માંગણી કરનારાઓનું અંદરનું અને બહારનું અસલ રૂપ. આઠ કરોડ મુસલમાનોને માટે "કુરઆની રાજયવ્યવસ્થા" અને ત્રણ કરોડ માટે હિંદુ રાજયની સ્થાપનાની સલાહ. જાણે કે ત્રણ કરોડ મુસલમાનો મુસ્લીમલીગના ગુલામો હતા. જેમને હિન્દુસ્તાનના હિંદુઓને ત્યાં વેચી મારવાનો એમને પૂરેપૂરો અધિકાર હતો. બેધડક રીતે એમણે કહી દીધું કે હિન્દુસ્તાનમાં રહેનારા મુસલમાનોની સાથે તમે એવો વહેવાર કરજો કે જે તમારો ધર્મ એમને માટે નકકી કરે છે. એટલે જ એમનું શુધ્ધિકરણ કરીને એમના બાપદાદાઓના અસલ હિંદુ ધર્મમાં ફરી સમાવી લેવામાં આવે. અને એમાંય વળી આઘાતજનક હકીકત તો એ છે કે એ જ ત્રણ કરોડ મુસલમાનો જેમનો સોદો કરવામાં આવી રહ્યો છે. તેઓ સૌથી વધારે જોશ અને જુસ્સાથી બુલંદ અવાજે " પાકિસ્તાન ઝિંદાબાદ " ના નારા બુલંદ કરી રહ્યા છે.

" દેશ ફરેબ એવા નિજ ભાગ્યનો સિતારો એવી ખબર નહોતી.
ડૂબાવશે અમારી નૌકાને ખુદ કિનારો એવી ખબર નહોતી. "

## દરિયાઈ લશ્કરની બગાવત

આઝાદહિંદ ફોજના અફસરો ઉપર ચાલી રહેલ કેશો ઉપર આખા દેશની

આંખો મંડાયેલી હતી અને આઝાદીની ઝંખના રાખનારા દરેક દિલમાં એમની તરફ પૂરેપૂરી હમદર્દી અને લાગણી હતી. એટલે ખૂબ જ બેચેની થી એ કેશોના ચુકાદાની રાહ જોવાઈ રહી હતી. આઝાદીના લડવૈયાઓ ઉપર અંગ્રેજી અદાલતોમાં ચાલી રહેલ એ કેશો બદલ લોકોના જુદા જુદા વર્ગોમાં રોષ અને ગુસ્સો વધી રહ્યો છે.

જનરલ શાહનવાઝખાનના દિલમાં જે આક્રોશ ઉછાળા મારી રહયો હતો એવો કયાંક કયાંક એ ફૂટી પણ પડતો હતો. મુંબઈના દરિયાઈ બેડામાં થયેલ બગાવત આઝાદીની લડતના એ જ આક્રોશનું પરિણામ હતું. અદાલતોમાં ચાલી રહેલ ચર્ચાઓ અંગ્રેજોના લશ્કરના દેશી સિપાહીઓમાં પણ થતી હતી. એમનામાં પણ ગુસ્સો અને આક્રોશ વધી રહયાં હતા. ત્યાં અચાનક જ દરિયાઈ બેડાને એક ઓર બહાનું જડી ગયું.

મુંબઈના દરિયાઈ બેડામાં અંગ્રેજ અફસરના અપમાનજનક વર્તનના વિરોધમાં ભૂખ હડતાળ શરૂ થઈ ગઈ. એ જ ભૂખ હડતાળે પછી બગાવતનું રૂપ લઈ લીધું. બગાવત કરનારાઓનો એક નેતા કર્નલ એમ.એ. ખાન એક ફોજી અફસર હતો. એણે આખા દેશને અપીલ કરી કે : " અમારી મદદમાં આવો "

મુંબઈના દરિયાઈબેડાની બગાવતના સમાચાર જયારે કરાંચીના દરિયાઈ બેડામાં પહોંચ્યા તો ત્યાં પણ એકાએક ગુસ્સો ફાટી પડયો. એક મુસલમાન યુવાન વિધાર્થી અનવરહુસૈન લાહોરી હાથમાં કોમ્યૂનિસ્ટ પાર્ટીનો લાલ ઝંડો લઈને જહાજ ઉપર ચઢી ગયો. અને જોરદાર અવાજે "ઈન્કિલાબ ઝિંદાબાદ" નો નારો બુલંદ કર્યો. અંગ્રેજોના વફાદાર સિપાહીઓમાંથી કોઈ સિપાહીએ અનવરહુસૈનને ગોળી ધરબી દીધી. અને એ યુવાન ત્યાં જ શહીદ થઈ ગયો. પરંતુ એવી બહાદૂરી પૂર્વક શહીદ થયો કે મરતાં મરતાં ક્રાન્તિ અને આઝાદીની લડતના પ્રતીક જેવો લાલ ઝંડો એણે પૂરેપૂરી તાકાતથી હાથમાં પકડી રાખ્યો હતો.

કર્નલ એમ.એ.ખાનની દર્દીલી અપીલ બેકાર ન ગઈ. તમામ દેશવાસીઓએ બેહદ જોશ અને આદરથી એમની અપીલને વધાવી લીધી. જુદા જુદા શહેરોમાં ખાસ કરીને મુંબઈમાં લોકોએ દરિયાઈ બેડાના સિપાહીઓના ટેકામાં એક શાનદાર જુલૂસ કાઢયું. જુલૂસમાં ગમ અને ગુસ્સો ઉછાળા મારી રહ્યો હતો અને છેવટે એ તોડફોડ ઉપર ઉતરી પડયો. અંગ્રેજોએ દરિયાબેડાની અને મુંબઈના લોકોની બેવડી બગાવતને કચડી નાખવા માટે અંધાધૂધ ગોળીઓ

વરસાવવાનું શરૂ કર્યું. જેને કારણે મોટી સંખ્યામાં આઝાદીની શમાના પરવાનાઓ પોતાનો જાન કુરબાન કરી ગયા.

મરનારાઓમાં હિંદુઓ પણ હતા અને મુસલમાનો પણ દેશમાં કોમી ભેદભાવ અને કુસંપોની મોટા પાયે જે આગ ભડકાવવામાં આવી હતી એ આ ઘટનાથી સાવ ઠંડી પડી ગઈ. હિંદુઓ મુસલમાનોની લાશો ઊંચકી રહ્યા હતા તો મુસલમાનો હિંદુઓની લાશોને લઈ જઈ રહ્યા હતા.

સરકારે તાકાતના જોરે એ બગાવતને કચડી નાખવાનું વિચાર્યું પણ એમાં એ સફળ ન થઈ શકી. કારણ કે લોકોની નસેનસમાં આઝાદીનો નશો એટલી હદે ઉછાળા મારવા લાગ્યો હતો કે જાન નિછાવર કરી દેવો એ મામૂલી વાત બની ગઈ હતી.

દેશના આગેવાનો એ સમયે બ્રિટીશ સરકાર પાસે પોતાના અધિકારો મેળવવાની ઝૂંબેશમાં ખૂબ નાજુક હાલતમાંથી પસાર થઈ રહ્યા હતા. એટલે એ સમયના કોંગ્રેસના પ્રમુખ મૌલાના અબ્દુલ કલામ આઝાદે અને સરદાર વલ્લભભાઈ પટેલે સિપાહીઓને શહેરના લોકોને અપીલ કરી કે :- " હાલ પૂરતી તેઓ પોતાની લડાઈ બંધ કરી દે. આખો દેશ આજકાલ ભારે કસોટીમાંથી પસાર થઈ રહ્યો છે અને અમે પૂરેપૂરી ગંભીરતાથી સમસ્યાઓને સુલઝાવવામાં ડૂબેલા છીએ. અમે આપ સૌના જોમ - જુસ્સા અને બહાદૂરીની કદર કરીએ છીએ અને આપ સૌની તરફ ભારે આદરની લાગણી ધરાવીએ છીએ."

થોડાક શબ્દોમાં કરવામાં આવેલ આ દર્દભરી અપીલ એવો જાદૂ કરી ગઈ કે ભડકી ઉઠેલ બગાવત પાણીના ઝાગની જેમ એકાએક શાંત પડીને ખતમ થઈ ગઈ. વાતાવરણમાં શાંતિની મનહર લહેર પ્રસરી ગઈ. જાણે હમણાં કોઈ ઘટના બની જ નથી....... કોંગ્રેસ કેટલી લોકપ્રિય છે ? એના પ્રમુખના અવાજમાં કેટલી તાકાત અને કેવો પ્રભાવ છુપાયેલો છે? અંગ્રેજ સરકાર આંખો ફાડીને એ સચ્ચાઈને જોઈ રહી હતી. કે દેશની જનતા એના નેતાઓના એક ઈશારા પર પોતાની જાતને કુરબાન કરી દેવા માટે પણ તૈયાર છે.

ગુસ્સે ભરાયેલ લોકો ખુલ્લી તલવારનો ઘા કરવા માટે વિફરી ઉઠે છે તો એમને અટકી જવાનું કહેતાં ઘા કરવા માટે ઉઠેલા એ હાથ ત્યાંને ત્યાં જ થંભી જાય છે. વાણી અને વર્તનની આ જાદૂગરી માત્ર વાણીનો વિલાસ ન હતો. પરંતુ દેશની આઝાદી માટે નિછાવર થઈ જવા માટે સતત કુરબાનીઓ આપતા રહેવાની જાદૂગરી હતી. આ બધું જોઈજોઈને અંગ્રેજ સરકારને હિન્દુસ્તાનમાં

હવે પોતાનું ભવિષ્ય અંધકારભર્યું લાગવા માંડયું.એમના રાજ કરવાના ઉમંગો ઉપર ઠંડુ પાણી ફરી વળ્યું.

## બગાવતનો એક બીજો અગનખેલ

બીજા વિશ્વયુધ્ધમાં જીતી જવાની ખુશી જાહેર કરવા માટે અને હિન્દુસ્તાનીઓની સામે પોતાની તાકાત તેમજ શાનશોકત દેખાડવા માટે અંગ્રેજ સરકારે દિલ્હીમાં "વિજયનો ઉત્સવ" મનાવ્યો. દસ હજાર જેટલા હથિયારધારી સૈનિકોએ એ ઉત્સવમાં ભાગ લીધો. પરંતુ હિન્દુસ્તાનીઓમાં આઝાદીનો જુસ્સો કેટલી હદે પહોંચી ગયો હતો ? એનો અંદાજ એ હકીકતો ઉપરથી લગાવી શકાય છે કે આટલી મોટી સંખ્યાનું હથિયાર ધારી લશ્કર જુલૂસમાં લશ્કરી દબદબાથી કૂચ કરી રહયુ હતુ. એ દ્રશ્ય આમ તો ધ્રુજાવી દેનારુ દશ્ય હતું. પરંતુ આઝાદીના લડવૈયા નરબંકાઓ એનાથી જરા પણ પ્રભાવિત થયા નહી. અંગ્રેજી લશ્કરની તાકાતના પ્રદર્શનથી તેઓ જરાપણ ભયભીત થયા નહી. ડરી જવાનું તો એમના લોહીમાં હતું જ નહી. આઝાદીના એ મતવાલાઓએ લશ્કરી જુલૂસ નીકળ્યું એ જ સમયે ટાઉનહોલમાં આગ લગાડી દીધી.જયાં માનસન્માન કરવા માટે મંચ શણગારવામાં આવ્યો હતો. ત્યાં હવે આગ અને ધુમાડાના ગોટેગોટા સિવાય કશું જ ન હતું. મંચની સાથે સાથે વિશાળ શમિયાણું તેમજ આખી ઈમારત બળીને રાખ થઈ ગયાં. પોલીસે ટોળાંની ઉપર અંધાધુંધ ગોળીઓ વરસાવવી શરૂ કરી દીધી. પરિણામે ત્યાંને ત્યાં જ લગભગ એક ડઝન જેટલા નરબંકાઓની લાશો ધરતી ઉપર ઢળી પડી.

## નસીબનું પાસું ઊંધું પડયું

નેવું વરસ સુધી ચાલેલ આઝાદીની લડાઈ તેમાં આપેલ બેશુમાર કુરબાનીઓ અને અનહદ બલિદાનો છતાં પણ હિન્દુસ્તાનના મુસલમાનો બદનસીબ સાબીત થયા. આઝાદીની મંઝિલ નજીક આવત જ પાસો પલટી ગયો. આઝાદીની લડતના સાચા સૈનિકોના હાથમાંથી નીકળીને લડતની આગેવાની ખોટા લોકોનાં હાથોમાં ચાલી ગઈ. દેશ ભાગલાનો શિકાર થઈ ગયો. અને એ ભાગલાની તમામ આફતો અને યાતનાઓ પણ મુસલમાનોને જ ભોગવવી પડી. મુસલમાનોએ જાણે પોતાના હાથોએ જ પોતાની બરબાદીને નોતરી લીધી. કરોડો લોકો બેઘર અને બરબાદ થઈ ગયા. હજજારોની સંખ્યામાં મુસલમાનોના શરીરોના ટુકડે ટુકડા કરીને ફેંકી દેવામાં આવ્યાં.

બેશુમાર પડદાનશીન અને આબરૂદાર ઔરતોને ઉઠાવી જવામાં આવી. એમની ઈજ્જત અને લાજના ચૂરેચૂરા કરી દેવામાં આવ્યા. અને આખું જીવન બિનમુસ્લીમ બનીને વીતાવવું પડયું. લાખો માણસોને પોતાના બાપદાદાઓનાં વસાવેલ મકાનો અને હવેલીઓ છોડી દેવી પડી. અને વતનમાં રહીને પણ બેવતન થઈ ગયા. એટલું જ નહી પણ એમનો માંગણી કરીને લીધેલ પાકિસ્તાનમાં જઈને પણ તેઓ ' મુહાજિર ' (હિજરત કરનાર) કહેવાયા. ત્યાં એ બદનસીબોને એ પ્રેમ, એ મોહબ્બત, એ હૂંફ અને એ લાગણી નસીબ ન થઈ શકી જે દરેક માણસને એના વતનમાં મળે છે.

ભાગલાનું ભયંકર પરિણામ...... પાકિસ્તાન, બાંગ્લાદેશ, બિહારી મુસલમાનો, હિન્દુસ્તાનમાં રહી જનારા મુસલમાનો બધાંને નજર સામે રાખીને વિચાર કરવામાં આવે તો જાણી શકાય છે કે કોઈપણ કોમના રાજકીય જીવનમાં એક પગલું પણ ખોટું પડી જાય તો તેની સજા આખી કોમને કેટલી ભયંકર રીતે ભોગવવી પડે છે ?... કદાચ પાકિસ્તાનનો નારો બુલંદ કરનારા દેશપ્રેમી આગેવાનો આજે હયાત હોત તો તેઓએ જરૂર કહેવું પડતું કે પાકિસ્તાનની માંગણી એ પોતાની કદી માફ ન કરી શકાય એવી ભયંકર ભૂલ હતી. પણ હવે " પછતાએ કયા હોવત હૈ ? જબ ચિડિયા ચુન ગઈ ખેત .... ..... "

## દેશના ભાગલા માટેનું વાતાવરણ તૈયાર

હવે અમે રાજકીય ઉથલપાથલોને ઐતિહાસિક દિવસોનું વર્ણન કરી રહયા છીએ. આ એ જ દિવસો છે કે જેમાં મુસલમાનોના ભવિષ્યનો ફેસલો થવાનો છે. ઈન્ગલેન્ડની પાર્લામેન્ટમાં ચર્ચાવિચારણાઓની બેઠકો જોરશોરથી ચાલી રહી હતી. હિન્દુસ્તાનમાં અંગ્રેજોની સરકાર બનાવી લીધા બાદ અને એ પહેલાં પણ આખા દેશમાં હિંદુ મુસલમાનો વચ્ચે જે ભયંકર કોમી તોફાનો ફાટી નીકળ્યા એણે બ્રિટનના ઉચ્ચકક્ષાના રાજકીય આગેવાનોને હિન્દુસ્તાનના ભાગલા વિશે ગંભીરતાથી વિચારવા માટે મજબૂર કરી દીધા હતા અને છેવટે લંડનથી મુસલમાનોની તકદીરનો ફેંસલો આવી જ ગયો.જેમાં જણાવવામાં આવ્યું કે :-

" મોટા મોટા રાજકીય પક્ષોએ વારંવાર એવી પ્રબળ ઈચ્છા જાહેર કરી છે કે હિન્દુસ્તાનની સત્તાના અધિકારો વહેલામાં વહેલી તકે તબદીલ કરી દેવામાં આવે. મહાન બ્રિટન દેશની હકૂમતને એમની એ ઈચ્છા પ્રત્યે પૂરેપૂરી હમદર્દી છે અને તેઓ જૂન ઈ.સ. ૧૯૪૮

ની તારીખ જલ્દીમાં જલ્દી આવી જાય એ માટે પણ રાજી છે. જેથી હિન્દુસ્તાનમાં નવી સરકાર અથવા સરકારો કાયમ કરીને એમને કોઈ નજીકની તારીખે સત્તા સોંપી દેવામાં આવે.

મહાન બ્રિટન દેશની હકૂમતનો એવો ઈરાદો છે કે પાર્લામેન્ટની ચાલુ બેઠકમાં એક કાનૂની મુસદદો રજુ કરવામાં આવે. જેથી એ મુસદદાના કારણે જે પણ ફેંસલો જાહેર થાય તેનાથી સત્તાના અધિકારો વસ્તીના પ્રમાણમાં વહેંચવામાં આવેલ પ્રદેશોને નવી એક અથવા બે સરકારોને આ વર્ષે સોંપી દેવામાં આવે."

ત્યારબાદ હિન્દુસ્તાનના વાઈસરોય લાર્ડ માઉન્ટબેટને ઓલ ઈન્ડીઆ રેડિઓ પરથી ભાષણ કરતાં જણાવ્યું કે :-

"એ વાતનો સવાલ જ પેદા નથી થતો કે એટલા વિશાળ પ્રદેશોને જેની વસ્તીની બહુમતિ એક વર્ગની છે. એમની મરજીની વિરૂધ્ધમાં એવી સરકારના તાબામાં રહેવા માટે મજબૂર કરી દેવામાં આવે કે જેમાં બીજો વર્ગ બહુમતિમાં છે. બળજબરીનો બીજો ઉપાય દેશના ભાગલા છે. માત્ર ને માત્ર દેશના ભાગલા."

## દેશના ભાગલા પાડવાનો ફેંસલો

ત્રીજી જૂન ઈ.સ. ૧૯૪૭ ના દિવસે હિન્દુસ્તાનના વાઈસરોય લોર્ડ માઉન્ટબેટને દેશના ભાગલા પાડવાનું એલાન કર્યું. અને તેની મંજૂરી આપી દીધી. અને મિસ્ટર જિન્નાહ, પંડિત જવાહરલાલ નેહરૂ તેમજ સરદાર બલદેવસિંગે એનો ટેકો આપ્યો. ૧૪ મી જૂન ઈ.સ. ૧૯૪૭ દિવસો કોન્સ્ટીટયૂશન હાઉસ - નવીદિલ્હીમાં કોંગ્રેસની વર્કીંગ કમિટીનું અધિવેશન ભરાયું અને ઉત્તર પ્રદેશના મુખ્ય પ્રધાન શ્રીવલ્લભ પંતે કમિટીની સામે દેશના ભાગલાનો ઠરાવ રજુ કર્યો. અને કોંગ્રેસની "સિધ્ધાંત વિરૂધ્ધની નીતિ" ઉપર સર્વસંમતિની મહોર મારી દીધી.

કોંગ્રેસ હંમેશાં 'સંગઠીત દેશવાસીઓનો' એટલે કે ભારતીય પ્રજાઓની એકતાનો અને અખંડ ભારતની આઝાદીનો ઝંડો ઊંચકીને ચાલતી રહી. પરંતુ એ જ કોંગ્રેસની વર્કીંગ કમિટીમાં હિન્દુસ્તાનના ભાગલા પાડવાનો ઠરાવ રજૂ કરવામાં આવે છે. આ ઠરાવથી કોંગ્રેસનો પચાસ વર્ષનો ઐતિહાસિક રાષ્ટ્રીય મોભો ધૂળમાં મળી ગયો. કોંગ્રેસ અંગ્રેજોને હિન્દુસ્તાનમાંથી હાંકી કાઢવામાં તો જરૂર સફળ થઈ ગઈ. પરંતુ એક સૈધ્ધાંતિક પક્ષની સફળતાનો આધાર એના

સિધ્ધાંતોની જાળવણીને ગણવામાં આવે તો કડવી છતાં સાચી હકીકત એ છે કે કોંગ્રેસ નિષ્ફળ થઈ ગઈ. અને મુસ્લીમલીગની સરખામણીમાં હારી ગઈ.

જો કોંગ્રેસ એના મૂળ સિધ્ધાંતો ઉપર અડગ રહી હોત તો બનવા જોગ છે કે ગુલામીનો કપરો સમય થોડો વધુ લંબાઈ જતો. અને આઝાદી મેળવવા માટેની યાતનાઓ કંઈક વધારે સમય સુધી વેઠવી પડતી.પરંતુ આઝાદી તો હિન્દુસ્તાનને મળીને જ રહેતી. અને પોતાના સિધ્ધાંતો મુજબની આઝાદી મળી હોત. પંડિત વલ્લભપંતે જયારે ભાગલાનો ઠરાવ રજુ કર્યો તો એના ટેકામાં મૌલાના અબુલ કલામ આઝાદે જે વાતો કહી એ 'કોંગ્રેસની હાર' ની કબૂલાત સિવાય બીજું કંઈ જ નથી. આપે ફરમાવ્યું કે :

'સંજોગોએ દરેકના મગજને મજબૂર કરી દીધું છે કે જે પણ નિર્ણય વર્તમાન સમસ્યાઓને ખતમ કરી શકતો હોય એ નિર્ણયને સ્વીકારી લેવામાં આવે. કોંગ્રેસની સામે પ્રશ્ન એ ન હતો કે કયા નિર્ણયને મંજૂર કરી લેવામાં આવે ?બલ્કે મૂળ પ્રશ્ન તો એ હતો કે ચારે તરફ ફેલાયેલી બેચેની અને બરબાદ કરી નાંખનારી સ્થિતિને કાયમ રાખવામાં આવે ? કે પછી વહેલામાં વહેલી તકે એને ખતમ કરી દેવામાં આવે ? કોંગ્રેસ ' અખંડ ભારત ' ના દૃષ્ટિકોણથી ફરી નથી ગઈ. પરંતુ એ ' માનવ અધિકાર ' ના સિધ્ધાંતને પણ સ્વીકારી ચૂકી છે. જે પ્રદેશો અખંડ ભારતમાં શામેલ થવા ન ચાહતા હોય, કોંગ્રેસ એમને મજબૂર કરી દેવાની વિરૂધ્ધમાં છે. ''

## ઠરાવને મંજૂરી

કોંગ્રેસની વર્કીંગ કમિટીમાં કોઈપણ સભ્યે આ ઠરાવના વિરોધમાં એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહી. જો કે એક ધીમો છતાં વિશ્વાસથી ભરપૂર અને મકકમ અવાજ ગૂંજયો પણ ખરો. જે રાષ્ટ્રવાદી મુસલમાનોના માનવંતા નેતા, જેમને લોકો આદરથી " મુજાહિદે - મિલ્લત " ના ખિતાબથી બોલાવતા હતા. અને અ હતા મૌલાના હિફઝુરરહમાન સ્યોહારવી. એમણે એ ઠરાવના વિરોધમાં એક ટૂંકું છતાં ભારે તેજાબી પ્રવચન કર્યું. આપે જણાવ્યું :

" સંજોગોના જે દબાણ અને જે ઉલ્ઝનોને કારણે આજે હિન્દુસ્તાનના ભાગલા પાડવાના ઠરાવને મંજૂર કરી લેવાની સલાહ આપવામાં આવી રહી છે. એ વિશે હું મારા આગેવાનો પ્રત્યેના સંપૂર્ણ આદર સહીત કહીશ કે હિન્દુસ્તાનના ભાગલા પાડવાનું પરિણામ હું કહીશ

એનાથી પણ ભયંકર હશે. અને જો આજે કોંગ્રેસના મંચ ઉપરથી હિન્દુસ્તાનના ભાગલા પાડવાની યોજનાને મંજૂર કરી લેવામાં આવી તો એનો અર્થ એ થશે કે આપણે આજે આપણા સમગ્ર ઈતિહાસ ઉપર અને હંમેશને માટે આપણા વિશ્વાસ અને અઝઆન ઉપર ખુદ આપણા હાથે જ વિભાજનની રેખા દોરીને ઊભા થઈશું. અને બે કોમી દ્દષ્ટિકોણ સામે ઘૂંટણ ટેકવી દઈશું.''

જયારે આખી સભા એક ઠરાવને મંજૂર કરવા માટે એકમત થઈ ગઈ હોય ત્યારે એને રદ કરાવી દેવો અશકય હતું. એટલે મૌલાના હિફઝુરહમાનનો દર્દીલો અવાજ ' પથ્થર ઉપર પાણી ' સાબીત થયો. વિરોધનો બીજો કોઈ સૂર આખી સભામાં સાંભળવા મળ્યો નહી. વર્કીંગ કમિટીના છસ્સો જેટલા સભ્યોમાંથી કોઈને પણ પદતાના સિધ્ધાંતનો ચૂરેચૂરા થવાનો અવાજ સંભળાયો નહી. આટલી મોટી સંખ્યાની સામે એક સભ્યના અવાજનું શું વજન પડવાનું હતું ? આમ છતાં એ એક જ અવાજે ' સિધ્ધાંતોનું પાલન કરવાની' આબરૂ રાખી લીધી. અને એમણે હિમંતભેર પોતાની વાત એવા વાતાવરણમાં પણ રજુ કરી દીધી. જયારે એના ટેકામાં એકપણ સુર સંભળાયો નહી. એટલે જ મૌલાનાની સંસ્થા 'જમીઅતે ઉલેમાએ હિંદ' ને એટલો સંતોષ જરૂર છે કે એ આવા બધી જ રીતે બરબાદ કરી દેનારા લોહીયાળ ભાગલાને ટેકો આપવાના દરેક દરેક આરોપીથી શુધ્ધ અને દૂર રહી.

## છેવટે હિન્દુસ્તાને આઝાદીની લડાઈ જીતી લીધી

૧૮ મી જુલાઈ ઈ.સ. ૧૯૪૭ ના દિવસે લંડનથી એક પત્રકારે હિન્દુસ્તાનમાં સમાચાર મોકલ્યા કે આજે ઈન્ગલેન્ડના સમય પ્રમાણે બરાબર દસ વાગીને ચાળીસ મિનિટ બ્રિટનના શાહી પરિવારના રોયલ કમિશને પૂરેપૂરી પવિતત્રા, શાનશૌકત અને જેની વિલિયમ ફાતેહાના સમયથી અમલ થતો આવ્યો છે એ શાહી રીતરીવાજો સાથે હિન્દુસ્તાનની આઝાદીના દસ્તાવેજ ઉપર ' શાહી મંજૂરી ' ની મહોર મારી દીધી.

એ અગાઉ ૧૦ મી જુલાઈ ઈ.સ. ૧૯૪૭ ના દિવસે બ્રિટનના વડાપ્રધાન મિસ્ટર એટલી એ એલાન કર્યુ કે લોર્ડ માઉન્ટ બેટને હિન્દુસ્તાનના ગર્વનર જનરલ થશે અને મિસ્ટર'જિન્નાહ પાકિસ્તાનના. એ રીતે હિન્દુસ્તાન અને પાકિસ્તાન નામની બે મહાન નવી સત્તાઓ વજૂદમાં આવી ગઈ.

## કાફલો મંઝિલે પહોંચી ગયો

નેવું વર્ષની લાંબી યાત્રા પસાર કરીને આઝાદીની લડતનો કાફલો પંદરમી ઓગસ્ટ ઈ.સ. ૧૯૪૭ ના દિવસે એટલે કે.૧૪ અને ૧૫ ઓગસ્ટની મધરાતે રાત્રિના ૧૨ વાગે પોતાની મંઝિલે પહોંચી ગયો. જયારે આખું હિન્દુસ્તાન પ્રગાઢ ઊંઘમાં પોઢી રહયું હતું ત્યારે જ હિન્દુસ્તાનના સમય પ્રમાણે રાત્રે બરાબર ૧૨ વાગે ઓલ ઈન્ડીઆ રેડિઓ પરથી હિન્દુસ્તાનની આઝાદીનું એલાન પ્રસારીત થયું.

## પાર્લામેન્ટમાં સચ્ચાઈનો સાદ ગૂંજયો

## પાર્લામેન્ટમાં પ્રો. પી.એમ.પાંડેનું એક પ્રવચન

અહીં હિન્દુસ્તાનની રાજયસભામાં અપાયેલ પ્રવચનની એ વિગતો પણ આપવામાં આવે છે જે પ્રો. પી.એમ.પાંડેએ ૨૯ જુલાઈ ઈ.સ.૧૯૭૭ માં કર્યું. એ સમયે દેશમાં એક પ્રશ્ન એવો ઉભો થયો હતો કે આઝાદ હિન્દુસ્તાનના ઈતિહાસનો અભ્યાસક્રમ કેવો હોવો જોઈએ ? જેનાથી લોકોમાં સામાજીક, સાંસ્કૃતિક અને વૈચારિક એકતાનાં બીજ રોપાઈ શકે. એ વિષયમાં એમણે જે વિચારો રજુ કર્યા હતા. એનો કેટલો ભાગ વાંચકોની જાણ માટે અહીં રજુ કરવામાં આવે છે.

" દુર્ભાગ્યે આપણી શાળા - કૉલેજોમાં પાછલી કેટલીય પેઢીઓને જે પુસ્તકો ભણાવવામાં આવી રહ્યા છે એ પુસ્તકો અંગ્રેજ લેખકોએ લખેલા છે. અને અંગ્રેજ પ્રોફેસરોએ જે પણ શિક્ષણ આપ્યું છે.એની અસરોને ભારતીયો હજી સુધી ભૂંસી શકયા નથી. અંગ્રેજોએ લખેલા પુસ્તકોના અભ્યાસથી જે વૈચારીક અસરો પેદા થાય છે એ આપણા સામાજીક જીવનના શુધ્ધજળને ગંદુ કરે છે. એ પુસ્તકોમાં એવા વેરઝેર અને વિખવાદોનાં વર્ણનો ઉપર ખાસ ભાર આપવામાં આવ્યો છે કે એ સમયે હિંદુઓ અને મુસલમાનો કઈ રીતે એકબીજાની વિરૂધ્ધમાં ઝેર ઓકીને, કટ્ટર દુશ્મનોની જેમ જીવી રહ્યા હતા. તેઓ એકબીજાના પ્રદેશો ઉપર કબજો કરી લઈને લૂંટફાટ કરતા અને ધાર્મિક વેરઝેર પેદા કરતા. એ પુસ્તકોમાં એવી હકીકતો પણ દર્શાવવામાં આવી છે કે મુસલમાનો હિંદુઓની સંસ્કૃતિને અને એમના રીતરીવાજોનો નાશ કરવામાં ડૂબેલા હતા. એમની મૂર્તિઓને ખંડિત કરી દેવામાં આવી. અને એમની સામે એવી ભયંકર શરતો મૂકવામાં આવી કે ઈસ્લામ કબૂલ કરી લો નહિતર તલવારનો ઉપયોગ કરવામાં આવશે.

અને વળી એ પુસ્તકો જીવનના એવા તબકકામાં ભણાવવામાં આવતાં હતાં કે જે સમયમાં મગજ ઉપર કોઈ બાબતની અસર પડી જાય છે તો તેનું ભૂંસાઈ જવું મુશ્કેલ થઈ જાય છે. એટલે જ કોઈ નવાઈની વાત નથી કે એવું શિક્ષણ મેળવ્યા બાદ હિંદુ અને મુસલમાનો એકબીજાને શંકાકુશંકાથી જોવા માટે ટેવાઈ ગયા અને તેઓમાં એકબીજા પ્રત્યે અવિશ્વાસની ભાવના પેદા થઈ ગઈ. હિંદુઓ એવી માન્યતાઓ ઉપર મકકમ થઈ ગયા કે મુસલમાનોની આઠસો વર્ષની સલ્તનતો માત્ર એક હાઉ હતો. તેઓ મુસલમાનોના ઈતિહાસ ઉપર પણ કોઈ ગૌરવ લેતા નથી. બલ્કે તેને એકબાજુએ મૂકીને પોતાના પુરાણા ઈતિહાસમાંથી જ બધું શીખવા માગે છે. પોતાના પુરાણા ઈતિહાસના સમયને તેઓ મહાન સમય ગણીને તેની પ્રશંસાઓ કરતા રહે છે.

આની સાથે સાથે બ્રિટીશ હકૂમતના દસ્તાવેજોનું વાંચનમનન કરવામાં આવે તો એ સત્ય પણ જાણી શકાય છે કે અંગ્રેજોએ ' લડાવો અને રાજ કરો ' ની નીતિ ઉપર કેવી કેવી રીતે અમલ કર્યો ? લોર્ડ અલ્ગનના સમયમાં સેક્રેટરી ઓફ સેન્ટ રોડ એ એને એક પત્ર તા. ૩ માર્ચ ૧૮૬૨ માં લખ્યો હતો કે અમે લોકોએ હિન્દુસ્તાનમાં આજ સુધી અમારી સત્તા એવી રીતે ટકાવી રાખી છે કે અમે હિંદુ - મુસલમાનોને એકબીજાના દુશ્મન બનાવતા રહ્યા છીએ. અને આ નીતિને ચાલુ રાખવી જોઈએ.એટલે જ્યાં સુધી એ વાતની પૂરેપૂરી કોશિશ કરવી જોઈએ કે અહીંના લોકોમાં એકતા અને ભાઈચારાની ભાવના પેદા ન થઈ જાય.

૯ મી મે ઈ.સ.૧૮૬૨ માં ડોડએ લોર્ડ અલ્ગનને ફરીથી લખ્યું કે અમારી સામે જે વિરોધો પેદા થાય એને મજબૂત બનવા દેવામાં આવે નહી. અને એ વાત ઉપર વિશ્વાસ મૂકજો કે અહીંના લોકોમાં એકબીજા તરફે જે દુશ્મનાવટ ઊભી થશે એ આપણે માટે ખૂબ અગત્યની તાકાત સાબીત થશે. જો આખું હિન્દુસ્તાન આપણી વિરૂધ્ધમાં એક થઈ જાય તો પછી આપણે અહીં કેવી રીતે રહી શકીશું ?

એ જ રીતે એક ખાસ નીતિ મુજબ હિન્દુસ્તાનના ઈતિહાસમાંથી અભ્યાસક્રમ માટે એવાં પુસ્તકો તૈયાર કરવામાં આવ્યા અને એમાંની હકીકતોને એવી રીતે તોડીમરોડીને રજુ કરવાની કોશિશો કરવામાં આવી કે હિન્દુસ્તાનના ભૂતકાળના મુસલમાન બાદશાહોએ હકૂમતમાં ભયંકર બેઈજજતીઓ સહન કરવી પડી છે અને એ બંને કોમોની સામાજીક, રાજકીય અને આર્થિક બાબતોમાં કોઈપણ પ્રકારની સમાનતા ન હતી.

પ્રો. પી.એન. પાંડેએ ઘણીબધી વાતો રજુ કરીને જણાવ્યું કે જયારે હુ ઈ.સ. ૧૯૨૮ માં અલહાબાદમાં ટીપૂ સુલતાન ઉપર સંશોધન કરી રહ્યો હતો. ત્યારે ત્યાંની સ્કૂલોના કેટલાક વિદ્યાર્થીઓએ મારી પાસે આવીને પોતાની ' હિસ્ટરી એસોસિએશન ' નું ઉદઘાટન કરવાનું નિમંત્રણ આપ્યું. તેઓ સ્કૂલેથી સીધા મારી પાસે આવ્યા હતા. એમની પાસે એમના અભ્યાસક્રમમાં ચાલતા પુસ્તકો હતા. અચાનક મેં એમના એક પુસ્તકના પાનાં ઉપર નજર નાખવી શરૂ કર્યુ તો એના કેટલાંક વાકયો વાંચીને ચોંકી જવાયું. એમાં લખ્યું હતું કે " ત્રણ હજાર બ્રાહ્મણોએ માત્ર એ માટે આત્મહત્યા કરી લીધી કે ટીપૂ એમને બળજબરીથી ઈસ્લામમાં દાખલ કરવા માંગતો હતો. "

એ પુસ્તકને તૈયાર કરનાર મહાપાધ્યાય ડૉકટર પ્રસાદ શાસ્ત્રી અધ્યક્ષ સંસ્કૃત વિભાગ કલકત્તા યુનિ. હતા.મેં તરત જ ડૉકટર શાસ્ત્રી પાસેથી એ વાતનો દસ્તાવેજી પુરાવો માંગ્યો. એમને કેટલાંય પત્રો લખ્યાં. ત્યારે એમણે જવાબ આપ્યો કે એ લખાણ ' મૈસૂર ગેઝેટીયર ' માંથી લેવામાં આવેલ છે. એ ગેઝેટીયર મને ન તો અલહાબાદમાંથી કે ન તો ઈમ્પીરીયલ લાયબ્રેરી કલકત્તામાંથી મળ્યો. એ સમયે મૈસૂર યુનિ.ના વાઈસ ચાન્સલેર સર હરીચંદ્રનાથ સૈલ હતા. મેં એક પત્ર દ્વારા એ લખાણની સચ્ચાઈ વિશે એમની સંમતિ માંગી. એમણે મારો પત્ર પ્રોફેસર કાન્તયાને મોકલી દીધો. જેઓ એ સમયે મૈસુર ગેઝેટીયરની નવી આવૃતિ તૈયાર કરી રહ્યા હતા. એમણે મને લેખીતમાં જણાવ્યું કે મૈસુર ગેઝેટીયરમાં એવી કોઈ ઘટના નોંધવામાં આવેલ નથી. ઉપરાંત એમ પણ લખ્યું કે જેઓ મૈસુરના ઈતહાસથી સારી રીતે વાકેફ છે તેઓ પૂરેપૂરા વિશ્વાસથી કહી શકે તેમ છે કે મૈસુરમાં આવો કોઈ કિસ્સો બન્યો નથી. વિશેષમાં એમણે લખ્યું કે ટીપૂ સુલતાનનો મુખ્ય વજીર એક બ્રાહ્મણ સુસમ્મી પુરનિયા હતો. અને ટીપૂના લશ્કરનો સેનાપતિ પણ કિશ્ના રાવ નામે બ્રાહ્મણ હતો સાથે સાથે એમણે મૈસૂરના ૧૫૬ મંદિરોની યાદી પણ મોકલી જેને ટીપૂ વાર્ષિક મદદ આપતો હતો. મૈસુરના શુંગરીમઠના જગતગુરૂ શંકરચાર્ય સાથે ટીપૂના ખૂબ જ પ્રેમાળ સંબંધો હતા. ટીપૂએ એમને જે જે પત્રો લખ્યાં એમાંથી ૩૦ ની ફોટોસ્ટેટ કોપીઓ પણ સાથે બીડેલી હતી. મૈસુરના દરબારીઓનો શ્રીરંગપટ્ટનમના રંગનાથ મંદિરમાં જવાનો નિત્યક્રમ હતો. ટીપૂ સુલતાન પણ સવારના નાસ્તા પહેલાં હંમેશ એ મંદિરે જતો હતો. પત્રમાં પ્રોફેસર કાન્તયાએ એમ પણ લખ્યું છે કે ડોકટર શાસ્ત્રીએ એ કિસ્સો કદાચ

કર્નલ માઈલ્સના પુસ્તક " હિસ્ટરી ઓફ મૈસુર " માંથી લીધેલ હોય. જેમણે ફારસીની એક હસ્તપ્રત " તારીખે ટીપૂ સુલતાન " નો અનુવાદ કરેલ છે અને એ હસ્તપ્રત મહારાણી વિકટોરીયાના અંગત પુસ્તકાલયમાં છે. મે ત્યાં પણ તપાસ કરાવી તો જાણવા મળ્યું કે એવી કોઈ હસ્તપ્રત મહારાણીના પુસ્તકાલયમાં નથી. કર્નલ માઈલ્સના ઈતિહાસના પુતકમાંના બધાં જ કિસ્સાઓ ઉપજાવી કાઢેલા, મનઘડત અને જુઠા છે.

## ડોકટર શાસ્ત્રીનું પુસ્તક

બંગાળ, આસામ, બિહાર, ઓરીસ્સા, યુ.પી., એમ.પી. અને રાજસ્થાનની સ્કૂલોના અભ્યાસક્રમમાં શામેલ હતું. મેં કલકત્તા યુંનિ. ના તે સમયના વાઈસ ચાન્સલર સર આશુતોષ મુખરજી સાથે પત્ર વહેવાર કર્યો. અને બધી જ હકીકતો લખી મોકલી તો એમણે એ પુસ્તકને અભ્યાસક્રમમાંથી રદ કરાવી નાખ્યું. પરંતુ મને એ જોઈને નવાઈ લાગી કે યુ.પી.ની પ્રાથમિક સ્કૂલોના અભ્યાસક્રમમાં ઈ.સ. ૧૯૭૨ માં એ પુસ્તકનો ફરીથી સમાવેશ કરવામાં આવ્યો.

એજ રીતે જયારે હું અલાહાબાદ મ્યુનિસિપાલીટી નો ચેરમેન હતો. ત્યારે ' મિલ્કતમાં નામફેર કરવાનો ' એક કેશ મારી પાસે આવ્યો. જે સોમેશ્વરનાથ મહાદેવ મંદિરની જાગીરની તકરાર વિશેનો હતો. એના મહંતના અવસાન બાદ એ જાગીરના બે દાવેદારો થઈ ગયા. એમાંથી એકે એક એવો દસ્તાવેજ મારી સામે રજુ કર્યો કે જે એના બાપદાદાઓના સમયથી એની પાસે સચવાયેલો હતો. એમાં ઔરંગઝેબે જારી કરેલ હુકમનામાનો લેખ હતો. જેના લખાણ મુજબ મંદિરને એક જાગીર અને થોડીક રોકડ આપવામાં આવેલ હતી. એ દસ્તાવેજને જોઈને હુ હેરાન થઈ ગયો. મને વિચાર આવ્યો કે આ દસ્તાવેજ બનાવટી છે. કારણ કે ઔરંગઝેબ તો મંદિરોને સતત તોડી પાડવાનું કામ કરતો હતો. એ લેખીતમાં એવો હુકમ કેવી રીતે આપી શકે કે ' આ જાગીર મંદિરના દેવતાની પૂજા અને ભોગને માટે છે ' આવી મૂર્તિ પૂજામાંએ પોતાની જાતને કેવી રીતે શામેલ કરી શકે ? પરંતુ કોઈ આખરી નિર્ણય લેતા પહેલાં હું સર તેજબહાદૂર સપ્રૂની પાસે એમની સલાહ લેવા માટે ગયો. તેઓ ફરસી અને અરબીભાષાના બહુ સારા જાણકાર હતા. મેં એ હુકમનામું એમની સામે મૂકી દીધું. જેનું વાંચન કરીને એમણે મને જણાવ્યું કે ' આ દસ્તાવેજ અસલી છે, બનાવટી નથી. ' ત્યારબાદ એમણે એમના મુનિમ પાસે ' જંગમવાડી શિવમંદિર ' ના એ કેશની ફાઈલ મંગાવી જે અલહાબાદ હાઈકોર્ટમાં પાછલા પંદર વર્ષથી

ચાલી રહ્યો હતો. 'જંગમવાડી શિવમંદિર' ના મહંત પાસે પણ ઔરંગઝેબના એવા જુદા જુદા ફરમાનો હતા જેનાથી જાણી શકાતું હતું કે કયા મંદિર માટે જાગીર આપવામાં આવી. આ દસ્તાવેજોને જોઈને ઔરંગઝેબની એક નવી જ છબી મારી નજર સામે ખડી થઈ ગઈ અને હું ભારે આશ્ચર્યમાં ડૂબી ગયો.

ડો.સપ્રૂની સલાહ મુજબ મેં હિન્દુસ્તાનના જુદાજુદા ખાસ મંદિરોના મહંતોને પત્રો લખ્યા કે એમના મંદિરોને ઔરંગઝેબે કોઈ જાગીર આપી હોય તો એના હુકમનામાઓની ફોટો સ્ટેટ કોપી મને મોકલવામાં આવે. ત્યારે મારી નવાઈની કોઈ હદ ન રહી. જયારે મહાકલિશ્વર, ઉજજૈન, બાલાજી મંદિર ચિત્રકૂટ અને માનંદગોહાટી શરણ વિજયના જૈનમંદિરો તરફથી અને એ જ રીતે ઉત્તર ભારતનાં બીજાં મંદિરો તરફથી મને એવા હુકમોની નકલો મળી જે હિજરી સન ૧૦૬૫ મુજબ ઈ.સ.૧૬૫૯ થી લઈને હિજરી સન ૧૦૯૧ મુજબ ઈ.સ. ૧૬૮૫ દરમિયાન જારી કરવામાં આવેલ હતાં.

હિંદુઓ સાથે ઔરંગઝેબ જે દરિયાવદિલીનો વહેવાર કરતો રહ્યો એમાંનાં આ તો માત્ર થોડાક ઉદાહરણો છે. એ દસ્તાવેજોથી જાણવા મળે છે કે ઔરંગઝેબ વિશે ઈતિહાસકારોએ જે કંઈ લખ્યું છે એ કેટલું આશ્ચર્ય પમાડે એવું છે. અને આ તો સિક્કાની ફક્ત એક જ બાજુ છે. હિન્દુસ્તાન ખૂબ જ વિશાળ દેશ છે. અહીંયા હજ્જારોની સંખ્યામાં મંદિરો છે. જો પૂરેપૂરી ઈમાનદારીથી સંશોધન કરવામાં આવે તો મને વિશ્વાસ છે કે ઔરંગઝેબની દિલાવરીની બીજી પણ અનેક બાબતો મળી આવશે. અને એનાથી જાણી શકાશે કે બિનમુસ્લીમોની સાથે પણ ઔરંગઝેબનું વર્તન રહેમદિલીભર્યું રહ્યુ છે.

એમાં કોઈ શંકા નથી કે ઔરંગઝેબે વારાસણીના'વિશ્વનાથ મંદિર અને ગોલકૂંડાની જુમા મસ્જીદને તોડી પાડવાનાં કારણોની જાણ થશે તો પછી સાચી હકીકત આપોઆપ સમજાઈ જશે.

વારાસણીના વિશ્વનાથ મંદિરને તોડી પાડવાની ઘટના એવી છે કે ઔરંગઝેબ બંગાળ તરફ જઈ રહ્યો હતો. ત્યારે એ વારાસણી નજીકથી પણ પસાર થયો. એના કાફલામાં હિંદુ રાજાઓ પણ હતા. એમણે ઔરંગઝેબને અરજ કરી કે સફર દરમિયાન એક દિવસનો વિરામ કરવામાં આવે. જેથી એમની રાણીઓ વારાસણી જઈને ગંગા નદીમાં સ્નાન અને વિશ્વનાથજીની પૂજા કરી શકે.ઔરંગઝેબ એ માટે તરત જ રાજી થઈ ગયો. વારાસણી પાંચ માઈલ દૂર હતું. ફોજને થોભી જવાનો હુકમ આપવામાં આવ્યો. રાણીઓ પાલખીમાં

બેસીને રવાના થઈ. એમણે ગંગાનદીમાં સ્નાન કર્યું અને વિશ્વનાથ મંદીરમાં પૂજા કરવા માટે ગઈ. બીજી રાણીઓ એ વિધિ પતાવીને પાછી આવી ગઈ. પણ કચ્છની મહારાણીનો કોઈ પત્તો લાગ્યો નહી.

ઔરંગઝેબને મહારાણીના ગુમ થઈ જવાની જાણ કરવામાં આવી. એ હકીકત જાણીને એ ખુબ જ ગુસ્સે થઈ ગયો. એણે રાણીને શોધી લાવવા માટે તરત જ પોતાના ખાસ ઉચ્ચ હોદેદારોને રવાના કર્યા. એમણે જોયું કે દિવાલમાં ગણેશજી મૂર્તિ ગોઠવવામાં આવેલ છે. પણ એમાં હલનચલન થયા કરે છે. એ મૂર્તિને એની જગ્યાએથી હટાવી લેવામાં આવી તો જોવા મળ્યું કે એની નીચે પગથિયા હતા.જે એક ભોંયરા તરફ જતા હતા. લોકોની નવાઈની કોઈ હદ ન રહી જયારે એમણે એ ભોંયરામાં મહારાણીને જોઈ. એની લાજ લૂંટી લેવામાં આવી હતી અને એ આંસુઓ વહાવી રહી હતી. ભોંયરું વિશ્વનાથજીની મૂર્તિની બરાબર નીચેની જગ્યાએ હતું. હિંદુ રાજાઓએ આ બધું જોઈને ભારે વિરોધ દર્શાવ્યો અને એમણે બાદશાહને ફરિયાદ કરી કે એમને ન્યાય આપવામાં આવે. ભારે કટોકટીનું વાતાવરણ હતું. ઔરંગઝેબે હુકમ આપ્યો કે : - “આ પવિત્ર જગ્યાએ નાપાક કરી દેવામાં આપી છે. વિશ્વનાથની મૂર્તિને તો કોઈ બીજી જગ્યાએ ગોઠવી દેવામાં આવે. પણ મંદિરને તોડી પાડવામાં આવે અને મંદિરના મહંતને ગિરફતાર કરી લઈને તેને સજા આપવામાં આવે.”

ડૉક્ટર બનાબી સીતારામૈયાહે પોતાના પ્રખ્યાત પુસ્તક “ ધી ફેડરસ એન્ડ સ્ટોન્સ ” આ જ કિસ્સાને દોહરાવ્યો છે.

ગોલકૂંડાનો હાકેમ તાનાશાહને નામે જાણીતો છે. એ પોતાના રાજયના લોકો પાસેથી મહેસૂલ ઉઘરાવતો પણ દિલ્હી દરબારમાં કંઈ જ મોકલતો નહી. થોડાક વરસો બાદ કરોડો રૂપિયા ભેગાં થઈ ગયા. તાનાશાહે એ રકમને જમીનમાં દાટી દીધી. એન તેની ઉપર એક જુમ્મા મસ્જીદ બનાવી દીધી. ઔરંગઝેબને જયારે આ હકીકતની જાણ થઈ તો એણે મસ્જીદને તોડી પડાવી અને ખજાનાને જમ કરી લઈને તમામ રકમ લોકોના ઉપયોગી કામો માટે ખર્ચી નાખી.

ઉપરોકત બે ઉદાહરણો એવાં છે જેનાથી જાણી શકાય છે કે ઔરંગઝેબ ન્યાય કરવામાં મંદિર કે મસ્જીદમાં કોઈ ભેદ જોતો ન હતો.

ડૉક્ટર પી.એન. પાંડેએ પોતાનું પ્રવચન ચાલુ રાખતા જણાવ્યું કે શિવાજીના અંગતમંત્રી શેખ સદર કાજી હતા. જે એના તમામ અગત્યના દસ્તાવેજોની

સાચવણી કરતા અને શિવાજી તરફથી પત્રવ્યવહાર કરતા અને શ્રી હંબલ અને શ્રી બિલાલ નામના બે ફોજી સેનાપતિઓ મુસલમાન હતા. શિવાજી દિલ્હીની હકૂમતનો વિરોધી ન હતો. એ હકીકત એના એ પત્રો ઉપરથી જાણી શકાય છે કે જે એણે ઔરંગઝેબને લખ્યાં હતા. અને હારીસ પલ્નસ લાયબ્રેરીમાં આજસુધી સંઘરાયેલાં છે. શિવાજી કેટલીક છૂટછાટો ચાહતા હતા જે આ પ્રમાણે હતી.

એને ચોથ વસૂલ કરવાની અને પોતાના ચલણી સિકકો ચાલુ કરવાની છુટ આપવામાં આવે.

શિવાજીના દાદા તો મુસલમાન સૂફીસંત શાહ શરફુદ્દીનમાં ભારે આસ્થા ધરાવાતા હતા. એ સુફી બુઝૂર્ગના નામ ઉપરથી જ તેણે પોતાના મોટા પુત્રનું નામ શાહજી અને નાના પુત્રનું નામ શરફાજી રાખ્યું હતું. શિવાજી પોતે કલસીના મુસલમાન સંતપુરુષ બાબા યાકૂત તરફ ભારે આસ્થા ધરાવતા હતા.

રાણા પ્રતાપ સાથે અકબરનું હલ્દીઘાટના મેદાનમાં જે યુધ્ધ થયું. એ કોઈપણ રીતે ધાર્મિક લડાઈ ન હતી. કારણ કે એમાં અકબર તરફથી ચાળીસ હજાર રાજપૂતો અને સાઈઠ હજાર મોગલ સૈનિકો હતાં. અને એ બધાંની લગામ રાજા માનસિંહના હાથમાં હતી. એ જ રીતે રાણા પ્રતાપની ફોજમાં ઘણા બધા પઠાણ સિપાહીઓ હતા. એના એક લશ્કરી જથ્થાની લગામ ખાનસોરના હાથમાં હતી. જાલોરનો પઠાણ રાજા પઠાણ તાજખાન એક હજાર ઘોડેસવારો સાથે રાણા પ્રતાપની મદદમાં લડી રહ્યો હતો.રાણા પ્રતાપના લશ્કરના ચાળીસ હજાર રાજપૂતો હતા. રાજપૂતો રાજપૂતોની સામે અને પઠાણોની સામે લડી રહ્યા હતા. તો પછી એ યુધ્ધને આપણે ઈસ્લામ અને હિંદુધર્મ વચ્ચેનું યુધ્ધ કઈ રીતે કહી શકીએ ? એ કેન્દ્રીય અને પ્રાદેશિક બે શક્તિઓ વચ્ચેનો સંઘર્ષ હતો. રાણા પ્રતાપ એ માટે પ્રશંસાના હકદાર જરૂર છે કે તેઓ પોતાની બહાદૂરીથી પોતાની સ્વતંત્રતાને ટકાવી રાખવા માંગતા હતા. પરંતુ એમની લડાઈને આપણે કોઈપણ રીતે ઈસ્લામ અને હિંદુધર્મ વચ્ચેની લડાઈ કહી શકીએ નહીં. "

બીજી ઘણીબધી વાતો રજુ કરીને ડો.પી.એન.પાંડેએ જણાવ્યું કે " આવા આવા કિસ્સાઓ ઈતિહાસના પુસ્તકો દ્વારા ભણાવવા જોઈએ નહીં.પરંતુ એ જરૂરી છે કે ઈતિહાસના પુસ્તકોમાં એવી વાતો લખવામાં ન આવે જેનાથી અહીંના લોકોમાં દુશ્મનાવટ અને વેરઝેર પેદા થાય. "

નોંધ : (૧) આ લેખ ' હિન્દુસ્તાન કે એહદેમાઝી મેં મુસલમાન હુકમરાનોં કી રવાદારી '' ગ્રંથ -૩ પાન ૩૧૬ માંથી લેવામાં આવેલ છે.

(૨) આ પ્રવચનમાં જે ઐતિહાસિક ઘટનાઓનું વર્ણન કરવામાં આવ્યું છે એની સત્યતા પુરવાર કરવાની જવાબદારી આદ. ડૉકટર પાંડેના શિરે છે.

## શ્રી એન.સી. સકસેના

શ્રી એન.સી.સકસેના આઈ.એ.એસ. લઘુમતિ કમિશનના જોઈન્ટ સેક્રટરી હતા. એમને એક મહત્વનું કામ સોંપવામાં આવ્યું હતું કે શાળાઓના અભ્યાસક્રમમાં સમાવાયેલ પુસ્તકોની બારીકાઈથી જાંચ કરે. એમણે એ બાબતે અભ્યાસલેખ રજુ કર્યો એ આ પ્રમાણે છે.

"નવભારત" (બીજો ભાગ) નામી પુસ્તકમાં રાણી દુર્ગાવતી તથા અકબર વચ્ચે યુધ્ધનું વર્ણન એવી રીતે કર્યું છે, જાણે કે રાણી દુર્ગાવતીનું શાસન એટલે સમગ્ર ભારત અને અકબર એટલે એક ગુનેહગાર તથા એક વિદેશી બાદશાહ. જેને નાના વિસ્તારો પર હુમલો કરી તકલીફ પહોંચાડવામાં આનંદ આવતો હતો. જો આવું લખનાર શાંતિ ઈચ્છતો હોય તો તે યુધ્ધને યોગ્ય કેવી રીતે સાબિત કરે છે.

પુસ્તકમાં હર્ષવર્ધન પર જે પ્રકરણ છે તેમાં પ્રાચીન ભારતમાં તેમના વિવિધ યુધ્ધો માટે પ્રસંશા કરવામાં આવી છે. મતલબ એક બાજુ વિસ્તારવાદ, શાસનની મજબૂતી તથા દેશની એકતાના નામે યુધ્ધોને યોગ્ય ઠરાવવામાં આવે છે, પરંતુ આ જ કારણોસર જો મુસ્લિમ શાસકો યુધ્ધ કરે છે, તો તેમની પર ફિટકાર વરસાવવામાં આવે છે.

ઈતિહાસના પાઠ્યપુસ્તક (બીજા ભાગ)માં શીવાજી વિશે લખ્યું છે કે, તેઓ મહારાષ્ટ્રીય વિભૂતિ હતા. તેમણે ઔરંગઝેબની નાકે દમ લાવી દીધો હતો ને પોતાનું સ્વતંત્ર રાજય સ્થાપ્યું હતું.

પ્રશ્ન એ છે કે શું ભારતમાં મોઘલોનું શાસન વિદેશી શાસન હતું ? જો આવું છે તો વર્તમાનકાળના ભારતીય મુસ્લિમો એવું વિચારી શકે છે કે તેઓ એક વિદેશી શાસનમાં જીવ રહ્યા છે. એટલા માટે કે અહીંનો વડાપ્રધાન તથા રાષ્ટ્રપતિ હિંદુ છે, કયાં તો બિનમુસ્લિમ છે. શીવાજી રાષ્ટ્રીય નાયક કેવી રીતે હોય શકે તે એક

સંપ્રદાયવાદી મરાઠા હતા. પોતાના સંપ્રદાયમાં બહુ કટ્ટર હતા.

નવભારત નામી પુસ્તકમાં (પહેલા તથા બીજા ભાગમાં) અબ્દુલહમીદ અને ઈબ્રાહીમ ગાર્દી વિશે એક વાકય આમ છે કે, "હમીદે પોતાના બલિદાન દ્વારા એ વાત સિધ્ધ કરી દીધી કે ભારત એક જાતિનું નથી. તેની ધરતી પર પ્રત્યેકને સમાન અધિકાર છે. ઈબ્રાહીમ સાચા અર્થમાં મુસલમાન હતો. અને પોતાની માતૃભૂમિ પ્રત્યે તેમાં શ્રધ્ધા તથા નિષ્ઠા ઠાંસી ઠાંસીને ભરેલી હતી."

આ વાંચી એવું લાગે છે કે, ઈબ્રાહીમ અને હમીદ જો કે મુસલમાન હતા, પરંતુ રાષ્ટ્રપ્રેમી રહ્યા. આનો અર્થ એ કે આપણે એ મુસ્લિમોને શંકાની નજરે જોવાનું જેઓને યુધ્ધમાં લડીને મરી જવાનો મોકો નહીં મળ્યો ? શું આપણા દેશની સેકયુલર ભૂમિકા ત્યારે જ ઉભી થઈ શકી, જ્યારે હમીદે પોતાના પ્રાણની આહૂતિ આપી ? આવા પ્રશ્નના ઉત્તરો આપવાની જરૂર છે.

આપણે માનવું પડશે કે આપણાં ટીચરો-પ્રોફેસરો પણ આવા વિષયુકત પુસ્તકો વાંચીને જ શિક્ષણ મેળવે છે. દેખીતી વાત છે કે તેઓ પણ કોમવાદથી મુકત રહી શકતા નથી. એટલે સમાન ભાવના જગાડે એવા અભ્યાસક્રમો તૈયાર કરવાની તાતી આવશ્યકતા છે. (મુસ્લિમ ઈન્ડિયા, ડીસે. ૧૯૮૩)

હમણાં પ્રો. બી. એન. પાંડેના પ્રવચન તથા શ્રી એન. સી. સકસેનાના લખાણોનો જે ટુંકસાર રજૂ કરવામાં આવ્યો, તેનાથી સહિષ્ણુ હિંદુઓનો દ્રષ્ટિબિંદુ જાણવા મળ્યો. સાથોસાથ તેનાથી ઔરંગઝેબની સહિષ્ણુતા તથા બનારસના વિશ્વનાથ મંદિરને તોડી પાડવા વિશેની ગેરસમજોની હકીકત પણ જાણવા મળી. જો ભારતીય ઈતિહાસનો અભ્યાસ તે જ દ્રષ્ટિકોણથી કરવામાં આવે, જેની ભલામણ ઉપરોકત લીટીઓમાં કરવામાં આવી છે તો ભારતમાં કોમી એકતાની વર્તમાન ઝૂંબેશની જરૂરથી બળ મળશે.

"આપણું દુર્ભાગ્ય છે કે અપણા દેશનું બંધારણ તો બિનસાંપ્રદાયિક છે. પરંતુ આપણો દેશ આજ સુધી સાંપ્રદાયિક વિખવાદોથી મુકત નથી થઈ શકયો. પાછલા થોડાક વર્ષોમાં જે સાંપ્રદાયિક તોફાનો દેશના જુદાજુદા વિસ્તારોમં થયા. એનાથી જાણી શકાય છે કે બહુમતિ અને લઘુમતિ વચ્ચેનો સંઘર્ષ દિવસે દિવસે વધતો જાય છે. અને આપણા સામાજીક માળખાએ બિનસાપ્રદાયિકતાનો પાયાનો સિધ્ધાંતોને હજુ સુધી સ્વીકાર્યા નથી.

શૈક્ષણિક સંસ્થાઓના પ્રાથમિક અને માધ્યમિક વર્ગોમાં ઈતિહાસના જે પુસ્તકો ભણાવવામાં આવે તેનાથી સમાજના જુદાજુદા વર્ગોમાં ભવિષ્ય માટેની

સામુહિક જાગૃતિ પેદા કરી શકાય તેમ છે. ઈતિહાસનું શિક્ષણ કાંતો એવી રીતે પાડવામાં આવે છે કે એના વાંચનથી એવું લાગવું જોઈએ કે એ સત્ય હકીકતો ઉપર આધારીત છે. એને મારીમચડીને નાખવામાં ન આવે અને એને લખવામાં પણ પક્ષપાતી વલણ દાખવવામાં ન આવે. અથવા તો એનો અભ્યાસ એક ખાસ પધ્ધતિથી એવી રીતે કરાવવામાં આવે કે નવયુવાનોનાં માનસ એક જ વિચારસરણી તરફ ગતિ કરે.બુધ્ધિશાળી અને સજ્જન લોકોનો એ બાબતે કોઈ વાંધો નહી હોય. જો બિનસાંપ્રદાયિક ભાવના પેદા કરાવવા માટે ઐતિહાસિક ઘટનાઓની ક્રમવાર ગોઠવણી કરવામાં આવે અને એ વાતનું ધ્યાન રાખવામાં આવે કે લઘુમતિઓની લાગણીઓને ઠેશ ન પહોંચે.

દુર્ભાગ્યે આજ સુધી હિન્દુસ્તાન વિશે જે જે પુસ્તકો લખાયાં છે એમની ઉપર સાંપ્રદાયિકતાનો રંગ ચડેલો રહ્યો છે. અથવા તો હિંદીમાં જે પુસ્તકો અભ્યાસક્રમમાં શામેલ છે એ જાતિભેદો અને કોમી વેરઝેરથી ભરેલાં છે. એક ચોક્કસ વર્યમાંથી જ હીરોની પસંદગી કરવામાં આવે છે. અને એમ સાબીત કરવાની કોશિશ કરવામાં આવે છે કે એ જ મુસલમાન બાદશાહો સારા હતા જેઓ હિંદુઓ ઉપર મહેરબાન હતા.''

## એક દર્દથી ભરપૂર પ્રવચન

મૌલાના સુલેમાન નદવી રહ. ભૂતપૂર્વ વ્યવસ્થાપક નદવતુલમુસન્નફીન આઝમગઢ એ ઓગસ્ટ ઈ.સ.૧૯૩૨ ના પોતાના સામાયિક ' મઆરૂફ ' માં એવો અહેવાલ પ્રગટ કર્યો છે કે આપણી યુનિવર્સિટીઓમાં ચાલતા હિન્દુસ્તાન વિશેના ઈતિહાસના પુસ્તકોમાં શોધીશોધીને એવી વાતો એકઠી કરવામાં આવે છે કે જેનાથી હિંદુઓ અને મુસલમાનોના દિલોમાં વેરઝેરનાં બીજ રોપાય. અને એમની એકતા અને ભાઈચારો આવનારા સમયમાં ખતમ થઈ જાય. જો કે હકીકતમાં આ વિશાળ દેશના ઈતિહાસમાં એવા કિસ્સાઓની અછત નથી કે જેના વાંચનથી એ બંને કોમો વચ્ચે ભાઈચારા અને એકતાની ભાવના જમે. પરંતુ અફસોસ કે સસ્તી પ્રસિધ્ધિઓ અને ધૂમ પૈસા મેળવવાની ધૂનમાં લેખકો અને પ્રકાશકો દેશની પ્રજાની સુખશાંતિ અને ભલાઈની પરવા નથી કરતા.''

જ્યારે એમણે ડીસેમ્બર ઈ.સ.૧૯૪૪ માં મદ્રાસમાં ' ઓલ ઈન્ડીઆ હિસ્ટરી કોંગ્રેસ' માં હિન્દુસ્તાનના ઈતિહાસની,બેઠકનું અધ્યક્ષસ્થાન શોભાવ્યું તો પોતાના અધ્યક્ષીય પ્રવચનમાં એ બેઠકમાં હાજર ઈતિહાસકારોને સંબોધન કરતાં જણાવ્યું કે : - " મારે કહેવું છે કે ઈતિહાસની લોકોમાં કુસંપ પેદા કરવા

માટે અથવા તો ભાઈચારો અને એકતા સ્થાપિત કરવા માટે ખાસ ઉપયોગી થઈ શકે છે. એટલે જ એ લોકો જેમની નજરમાં આ દેશનું ભવિષ્યને બનાવવાની કે બગાડવાની ત્રેવડ છે. એમણે પોતાની જવાબદારી સમજવી જોઈએ.અને એવી હાલતમાં જયારે હિંદુઓ અને મુસલમાનો બંને સારી રીતે જાણે છે કે એમને હવે આ દેશમાં જ જીવવાનું અને મરવાનું છે. તો પછી વેરઝેરની અને દુશ્મનાવટોની ભૂતકાળની વાતો એવી રીતે તાજી કરતાં રહેવું, જેનાથી વેરઝેર અને દુશ્મનાવટ વધે અને સતત ફાંલતાં ફુલતા રહે. એવી હરકતો કરવી પોતાના દેશની સાથે બેવફાઈ કરવા સમાન છે. ''

એ પ્રવચનના અંતમાં અંતરના ઊંડાણેથી મૌલાના ફરમાવે છે કે :- " હિન્દુસ્તાનમાં જે ઈતિહાસ લખવામાં આવે. એનો ઉદ્દેશ અને હેતુ એના દરેક દરેક અંગને જોડવાનો હોય, તોડવાનો નહી. ભૂતકાળની અણગમતી કડવાશોને તાજી કરીને કે વધારીને વર્તમાન શા માટે બરબાદ કરવામાં આવે ? અને ભવિષ્યમાં પણ એવી કોશિશો શા માટે ચાલુ રાખવામાં આવે કે જેનાથી દેશના લોકો ક્યારેય સુખશાંતિ અને સુલેહ સંપથી રહી ન શકે ? ''

હિન્દુસ્તાન દરેક દરેક રીતે મુસલમાનોનું વતન છે

'હિન્દુસ્તાન મુસલમાનોનું વતન નથી' એવું કહેવાનો કોઈ પણ કોમને અધિકાર નથી.' (હઝરત મૌલાના સૈયદ હુસેન અહમદ મદની રહ.)

હિન્દુસ્તાનમાં વસનારી જુદી જુદી પુરાણી કોમોમાં એક માત્ર મુસલમાન કોમ જ એવી છે જેનો મઝહબ અને માન્યતા એવાં છે કે તેઓ પેગંબર હઝરત આદમ (સ.અ.વ.) ની ઓલાદ છે અને માનવજાતિની શરૂઆત તેમજ વિકાસ પણ હઝરત આદમ (અ.સ.) થી જ થયેલ છે. એ જ શિક્ષણ કુરઆનનું પણ છે. મુસલમાનો સિવાય હિન્દુસ્તાનની બાકીની બીજી કોમો એવી માન્યતા ધરાવતી નથી.

ઈસ્લામીગ્રંથો એવું દર્શાવે છે કે પેગંબર હઝરત આદમ ( અ.સ.વ.)ને હિન્દુસ્તાનમાં જ અવતારવામાં આવ્યા. અને અહીં જ એમણે વસવાટ પણ કર્યો. અને અહીંયાંથી જ એમનો વંશવેલો આખી દુનિયામાં ફેલાયો. આદમ (સ.અ.વ.) ની ઓલાદ હોવાને કારણે જ મનુષ્યોને 'આદમી' કહેવામાં આવે છે.

એટલે જ ' સુબ્હતુલ મરજાન ફી તારીખે હિન્દુસ્તાન' નામના ગ્રંથમાં બેશુમાર હકીકતોનું એના વિશેનું વર્ણન કરવામાં આવ્યું છે. બાયબલમાં પણ એના પુરાણા સમયના ભાગમાં એ જ પ્રમાણે કહેવામાં આવ્યું છે.

( તફસીર ઈબ્નેકસીર ગ્રંથ -૧ પાન - ૮૦ )

'સુબ્હતુલ મરજાન' માં હઝરત આદમ સ.અ.વ.ની ઔલાદનું અહીં ફેલાઈ જવાનું અને ખેતી કરવાનું વર્ણન છે. આ હકીકતોથી સ્પષ્ટ થાય છે કે ઈસ્લામી રીતરીવાજો - જીવનપધ્ધતિ અને શિક્ષણ મુજબ જાતો પુરાણકાળથી મુસલમાનોનું મુળ વતન હિન્દુસ્તાન જ હશે. જે લોકો સમગ્ર માનવજાતિના વંશો વિશે અને પોતાના વંશ વિશે એવી માન્યતા ધરાવતા નથી એમને એવો અધિકાર નથી. અને મુસલમાનોને માટે તો હિન્દુસ્તાનને જ પોતાનું મૂળ વતન માનવું જરૂરી છે.

## મઝહબની દષ્ટિએ પણ હિન્દુસ્તાન જ મુસલમાનોનું મૂળ વતન છે

પવિત્ર કુરઆનમાં દર્શાવેલ વિસ્તારપૂર્વકના વર્ણનોથી અને આપવામાં આવેલ શિક્ષણથી પુરવાર થાય છે કે જેટલા પણ પેંગબરો અને એમના વંશવારસો દુનિયામાં પેદા થયા છે. તમામનો મઝહબ ઈસ્લામ જ હતો. હઝરત આદમ (સ.અ.વ.) ની તમામ ઔલાદ પણ ઈસ્લામ ઉપર ચાલનારી હતી. ત્યારબાદ જે વર્ગભેદો ઊભાં થયાં. તો જયાં જયાં પણ માનવના વંશજો હતા. ત્યાં ત્યાં પેંગબરો અને એમના વારસદારોને મોકલવામાં આવ્યા. અને એ સાચા પેંગબરો તેમજ એમના સાચા વંશજો તમામે તમામનો મઝહબ ઈસ્લામ હતો. કુરઆનની આયતો (શ્લોકો) અને હદીસો ( પેંગબરી ફરમાનો) નિરંતર એની દલીલો રજૂ કરતાં રહે છે.

ટૂંકમાં સાર એ છે કે પુરાણકાળથી આ દેશ પણ ઈસ્લામનું કેન્દ્રસ્થાન રહયું છે. એટલે એમ કહેવું સાચું અને ખરેખર સાચું છે કે ( મઝહબી દષ્ટિએ જોતાં પણ ) આ દેશ ઈસ્લામનું મૂળ વતન છે.

જીવન અને મરણ બંનેના રીતરીવાજોની દષ્ટિએ પણ હિન્દુસ્તાન મુસલમાનોનું જ વતન છે.

મુસલમાનો સિવાય જે કોમો હિન્દુસ્તાનમાં કાયમી વસવાટ કરવા માટે આવતી રહી છે. એ કોમોમાં મોટે ભાગે મરણબાદ પુરુષોને બાળી નાખવામાં આવે છે. અને એમની રાખને નદીઓમાં વહાવી દેવામાં આવે છે. અથવા તો પારસી લોકો એમના મડદાઓને પક્ષીઓને ખવડાવી દે છે. જયારે મુસલમાનો પોતાના તમામ માણસોની લાશોને જમીનમાં દાટી દે છે. એટલે કે તેઓ જીવતે જીવ તો અહીં રહે જ છે પણ મરીને પણ દફન થઈને હિન્દુસ્તાનની

જ ધરતીમાં રહે છે, એમની કબરલને સાચવી રાખવામાં આવે છે.મુસલમાનો સિવાય બીજી કોઈ કોમોમાં આ રીવાજ નથી.

મુસલમાનોની દૃઢ આસ્થા છે કે કયામતના દિવસે એ જ કબરોમાંથી મડદાઓ ફરીથી સજીવન થશે. અને શરીરના જે જે અંગો કબરમાં માટી થઈ ગયા હતા એજ અંગોથી એમનું શરીર ફરીથી બનાવવામાં આવશે. એટલે કે મુસલમાનોનું મૃત શરીર હિન્દુસ્તાનની ધરતીમાં કયામતના દિવસ સુધી રહેવાનું છે. જયારે જે કોમો એમના મડદાઓને બાળી નાખે છે. અથવા તો પક્ષીઓને ખવડાવી દે છે. એ કોમોના શરીરોનો વસવાટ માત્ર સંસારીક જીવન સુધી જ છે. અને એટલે જ એમના બાપદાદાઓના શરીરોનું કોઈપણ નામનિશાન કોઈપણ જગ્યાએ મળતું નથી. જયારે મુસલમાનોના કબ્રસ્તાન, રોઝાઓ, મઝારો, કબરો ઉપરના શીલાલેખો, દરગાહો વિગેરે વિગેરે દરેક જગ્યાએ મોજૂદ છે અને મુસલમાનો એમની સાચવણી કરીને એમનો આદર કરવાનું ખૂબ સારી રીતે જાણે છે.

## આત્માની દૃષ્ટિએ જોતાં પણ હિન્દુસ્તાન મુસલમાનોનું જ છે

બિનમુસ્લીમ એવી શ્રધ્ધા છે કે મરણબાદ આત્માઓ આવાગમન દ્વારા પોતપોતાના સારાબૂરા કામોની સજા ભોગવે છે. એટલે જ એમના આત્માને કોઈપણ બીજા શરીરમાં નાખી દેવામાં આવે છે. પછી ભલે તે જો એના કર્મો સારા હોય તો મનુષ્યના શરીરમાં અને ખરાબ કામો કર્યા હોય તો પશુપક્ષીઓનાં કે જીવજંતુઓના શરીરોમાં ( આત્માને ) નાખી દેવામાં આવે છે. તો પછી મરણ બાદ તેને બીજો જન્મ આપવામાં આવે તો જરૂર નથી કે ફરીથી હિન્દુસ્તાનમાં જ જન્મ ધારણ કરે. આફ્રિકા, અમેરિકા, યુરોપ, ઓસ્ટ્રેલિયા વિગેરે જયાં પણ પરમાત્મા ચાહે ત્યાં એને એના કર્મો પ્રમાણે મોકલી દે. મતલબ કે મરી જવાની સાથે જ એના આત્માનો સંબંધ માનવના શરીરથી તમામ અંગોથી બિલકુલ કપાઈ જાય છે. ઉપરાંત એનો સંબંધ એના ગામ, શહેર, દેશ, ધર્મ કે નાતજાત બધાંથી કપાઈ જાય છે. જયારે મુસલમાનો ફરીફરી નવો અવતાર પામવાની માન્યતા ધરાવતા નથી. એમની માન્યતા મુજબ તો આત્માનો સંબંધ શરીરની સાથે માત્ર એક જ વાર બંધાય છે. મૃત્યુબાદ આત્મા (રૂહ)ને પરલોકમાં સુરક્ષિત કરી લેવામાં આવે છે અને પોતાના સારા કે ખરાબ કામોનું ઈનામ કે સજાનો કેટલોક હિસ્સો

આત્મા ત્યાંપણ ભોગવતો રહે છે.

આત્માનો સામાન્યમાં સામાન્ય સંબંધ પોતાના મૂળ શરીર, શરીરના અંગો, એની કબર, એના વતન, એની નાતજાત અને એના પરિવાર સાથે રહે છે. એ સંબંધ પણ જો કે બધાંનો એક સરખા પ્રમાણમાં નથી હોતો. પરંતુ કોઈને કોઈ નાનામોટા પ્રમાણમાં એ સંબંધ જોડાયેલો રહે છે. અને એજ સંબંધથી કયામતના દિવસે એનો આત્મા એની કબર ઉપર પહોંચશે. અને એના પહેલાંના મૂળ અંગોથી જ એનું શરીર ફરીથી જેવું હતું એવું બનાવવામાં આવશે. અને આત્મા એ શરીરમાં ભળી જઈને ફરીથી નવું જીવન પામશે.

જેવી રીતે આપણે દુનિયામાં પોતાના ઘરબાર અને કુટુંબ કબીલાને છોડીને બીજી જગ્યાએ જઈએ છીએ તો પણ આપણો સંબંધ આપણા કુટુંબ કબીલાં સાથે, સગાસંબંધી સાથે અને આપણા ગામના લોકો સાથે થોડા ઘણા પ્રમાણમાં પણ રહે છે. એવો જ સંબંધ બલ્કે એનાથી પણ વધારે પ્રમાણમાં સંબંધ મરી ગયા બાદ આત્મનો પણ જીવતા માણસો સાથે રહે છે. અને એ જ કારણથી ઈસ્લામે કબરોની ઝિયારત ( દર્શન ) કરવાનો અને કબરમાં પોઢેલાઓને સલામ કરવાનો તેમની ભલાઈઓ માટે દુવા કરવાનો હુકમ આપ્યો છે. ઉપરાંત એવો હુકમ પણ આપવામાં આવ્યો છે કે લોકો પોતાના બાપદાદાઓની તેમજ બધાં જ મુસલમાનોની કબરોની ઝિયારત ( દર્શન ) કરીને એક દિવસે નાશ પામનારા આ સંસારમાંથી બોધપાઠ ગ્રહણ કરે. અને એમનાથી પહેલાં મરી જનાર લોકોની ખુશહાલી અને બક્ષિશ માટે દુવાઓ કરે. આ બધી જ ભાવનાઓ - લાગણીઓ - સંબંધો એ સ્મશાનોમાં કયાંથી પેદા કરી શકાય કે જયાંની વધેલી ઘટેલી રાખને પણ નદીઓમાં વહાવી દેવામાં આવી અને છેવટે નદીઓ છેવટે એ રાખને દરિયામાં પધરાવી દીધી.

એટલે જ એમાં કોઈ શંકા નથી કે શરીર અને આત્માની દ્દષ્ટિએ પણ મૂલતવીએ તો હિન્દુસ્તાનના મુસલમાનોને પોતાનું આ વતન અત્યંત વહાલું અને પ્યારું છે. ન તો અહીંના મુસલમાનો આ દેશને છોડીને કોઈ બીજી જગ્યાએ જઈ શકે છે કે ના તો જવાના છે. ના તો કોઈ બીજો દેશ એમને એની ગોદમાં બેસાડી શકવાનો છે. અહીંના કરોડો મુસલમાનોને અહીં જ રહેવાનું છે, અહીં જ ખુશહાલી અને સુખશાંતિભર્યુ જીવન જીવવાનું છે.

રહ્યો એક મહત્વનો પ્રશ્ન એ કે " તો પછી ભારતના મુસલમાનો બીજા દેશોના મુસલમાનો સાથે શા માટે સંબંધો રાખે છે ? અને શા માટે એમની મુસીબતોથી ખળભળી ઉઠે છે ? "

એના ખુલાસામાં એટલું જ કે એ લાગણી રૂહાની( આત્મા ) સંબંધ એમની એક જ સમાન ધાર્મિક માનયતાંઓ, રીતરીવાજો અને ઈસ્લામને કારણે ( બીજા દેશોના મુસલમાનો સાથે) બંધાયેલો છે અને [illegible]નું ધાર્મિક શિક્ષણ પણ એ બધાંના આત્માને એક ધાગામાં જકડી રાખે છે.

આ એક એવી હકીકત છે કે - મુસલમાનો સિવાય પણ - બીજી કોમોના - સાઉથ આફ્રિકા, ફીજી, મોરેશિયશ, ઈસ્ટ આફ્રિકા વિગેરે દેશોમાં વસેલા લોકો સાથે ભારતના લોકોની ભાવાનાઓ - લાગણીઓ જોડાયેલી છે. જો એ દેશોમાં વસતા ભારતીય લોકો ઉપર કોઈપણ જાતના અન્યાય કે જુલમ થાય છે તો અહીં વસતા ભારતીય લોકોમાં બેચેની ફેલાઈ જાય છે. એટલે જ દુનિયાભરમાં વસનારા મુસલમાનો સાથે આત્મીય સંબંધો રાખવાથી ભારતના મુસ્લીમોના દેશપ્રેમ, વફાદારી અને રાષ્ટ્રપ્રત્યેની મહોબ્બતમાં કોઈ ઉણપ આવતી નથી.

નોંધ :- ધંધા વેપાર કે બીજા કારણોસર બનવાજોગ છે કે બિનમુસ્લીમ ભારતીય લોકો પોતાનું વતન ( ભારત ) છોડીને બીજા દેશોમાં સરળતાથી સ્થાયી થઈ જાય. પરંતુ ભારતના મુસ્લીમોનું આ દેશથી દૂર થઈ જવું. દરેક દરેક રીતે અશકય છે. ન તો એમના જીવનની જાગીર સમી કબરોથી, ન એમની મસ્જીદોથી ન એમની જમીનોથી અને ન તો એમના ઘરબારોથી. અને ન તો એમનામાં એટલી શકિત કે સામર્થ્ય છે..

( સામાયિક " રિયાઝુલ જન્નત " અંક નવેમ્બર - ૨૦૦૬ ના હવાલાથી )

- મુસાફીર પાલનપુરી

# અભિપ્રાયો

મોઅલ્લિફકી એક નિહાયત હી મકબૂલે આમો ખાસ કિતાબ, જામેઅ-ઓ મુદલ્લિલ.

તારિખે - હિંદ (ઉર્દુ)

મુસ્લિમ એહદે હુકૂમત સે કયામે જમહુરીયત તક. જિસે મુલ્કકે બેશતર એહલે-ઈલ્મ ઔર બાઝૌક હઝરાતને ન સીર્ફ યે કિ પસંદ કિયા હે બલ્કે મુસ્લિમ ઈદારોં મેં ઈસે દાખિલે-નિસાબ કરનેકી ઝુરૂરત પર ભી ગૌર દિયા હે.

(૧) યે કિતાબ મુસલમાન તાલિબ ઈલ્મોં કે લિયે ખુસુશન બહોત મુફીદ ઔર ઝુરૂરી નિસાબકી હેસિયત રખતી હે. ખાસ તૌર પર ઉન દીની મદાસિર મેં જહાં તારીખકો બતૌરે નિસાબ શામિલ નહીં કિયા ગયા હે, ઈસકી સમૌલિયત ઔર તલબા કે લિયે ઈસકા આઝાદ મુતાલઆ ઈસ મુલ્કકી મુસ્લિમ-તારીખકો ઔર ઈસ તારીખકે ઈસ્લામી કિરદારકો વાજેહ કરને મેં નુમાયાં કિરદાર અદા કર સકતા હે. ઈસકે અલાવા ઈસ કિતાબ સે આમ એહલે-ઈલ્મ ઔર અવામુન્નાસ ભી અપને અપને ઝર્ફ કે મુતાબિક ઈસ્તફાદા કર સકતે હેં.

(રિસાલા -: 'અરમુગાન' દિસમ્બર ૨૦૦૬)

(૨) ફાઝિલ મુસન્નિફને હઝારોં સફહાતકા નિચોડ એઅતદાલો-તવાઝુન સે ઈસ કિતાબમેં પેશ કર દિયા હેં. કિતાબકી ઝબાન સલીસ-ઓ-સાદા હે મદારિસકે તલબાકે મુતાલા કે લિયે ખાસ તૌર સે બડી મુફીદ ઔર મઅલુમાત-અફઝા હે.

(રિસાલા -: 'તઅમીરે હયાત' ૧૦, દિસમ્બર ૨૦૦૬)

(૩) યે કિતાબ તત્વીલ-ઓ-અત્નાબ સે પાક હે, ઔર સીર્ફ ઝુરૂરી મઅલુમાત પર મુશતમિલ હે. ઉમીંદ હે કિ કારઈન કિતાબ સે ભરપુર ઈસ્તફાદા કરેંગે. બ્હેતર હે મદારિસ સે વાબસ્તા ઉલમા ઔર તલબા ઈસ કિતાબ કો હાસિલ કરકે હિન્દુસ્તાનકી ઈસ્લામી તારીખ સે વાકફીયત હાસિલ કરેં.

(માહનામા "નિદાએ શાહી" નવેમ્બર ૨૦૦૬, શવ્વાલુલ મુકર્રમ ૧૪૨૭ હિજરી સફહા ૫૬)

(૪) ઈસ કિતાબકી સબસે બડી ખુસુસિયત યે હે કિ ઈસમેં જમીઅતુલ ઉલમા, ખિલાફતે તેહરીક, ઉલમાએ કિરામકા કાએદાના કિરદાર ઔર મુલમાનોંકી અઝીમ કુરબાનીયોંકા ઝિક્ર હે. ઉમુમન તારીખે-હિંદ કી કિતાબેં ઈસસે ખાલી હે. ઝરૂરત હે કે અરબાબે-મદારિસ અપને નિસાબમેં ઈસકો શામિલ કરેં.

(રિસાલા -: 'સૌતુલ-કુરઆન' અહમદાબાદ નવેમ્બર ૨૦૦૬)

(૫) ફાઝિલ મુસન્નિફકે દિલકશ ઔર હકપરસ્ત કલમને નુકુશે-તારીખકી ઈસ શાનો-શૌકત, મતાનત-ઓ-વકાર ઔર ખુશ અસ્લૂલી કે સાથ રહનુમાઈ કી હૈ. કે કિતાબ જબ તક પૂરી પળ ન લી જાએ, સૈર નહીં હોતી. અલાવા અઝીં મુહદદીસે-કબીર-ફકીહે બેમિસાલ-હઝરત મુફતી સઈદ અહમદ સાહબ પાલનપુરીકી ઝરીં તકરીઝ ને કિતાબ કો મરજીઅત ઔર કબૂલીયતકી સનદ અતા કર દી હૈ. અગર ઈસે એહલે-મદારિસ ઔર અરબાબે મકાતિબ બાઝાબ્તા દર્સ મેં દાખિલ ફરમાલેં તો અલ્લાહ કી ઝાત સે બઈદ નહીં કે ઉમમતે-ઈસ્લામિયા કા બેળા હલાકત-ખેઝ મૌજોંસે બસલામત કિનારે પર લાનેવાલે જિયાલે પયદા હોં ઔર બરસોં સે ફૈલાઈ ગલત ફેહમિયાં દૂર હોં.

(રિસાલા -: 'રિયાઝુલજન્નત' સિતમ્બર-અકતુબર ૨૦૦૬)

(૬) મુસ્લિમ સલાતીને-હિંદકી જુરાઅત-ઓ-હિંમત, અઝમીયત-ઓ-ઈસ્તકામત, ખુલૂસ-ઓ-રવાદારી, હુસ્નસુલૂક, નેકનિયતી ઔર ઈન્સાનિયતકી બુનિયાદ પર ઉનકે અદલ-ઓ-ઈન્સાફ ઔર મુજાહિદાના કારનામોંકા મુખ્તસર મગર તહકીકી તજઝીયા કિયા હૈ. કિતાબ ઈસ કાબિલ હૈ કિ તમામ સ્કલ-ઓ-મદારિસ કે નિસાબ મેં ઈલ્તઝામન બતૌરે-મુતાલઆ ઉસ્તાદકી નિગરાની મેં ઈસે જગહ દેની ચાહિએ.

(રિસાલા -: હરાકા પૈગામ-માનિકમૌ-સહારનપુર યુ.પી. જનવરી-ફરવરી ૨૦૦૭)

(૭) અગર હમ યે કહેં કે મોઅલ્લિફને બળી ખૂબસૂરતી કે સાથ હિન્દુસ્તાનકી હઝારસાલા તારીખમકો ઈસ પૂરી તારીખ અપને તસલસૂલકે સાથ હમારી નિગાહોં કે સામને ગર્દિશ કરતી નઝર આપી હૈ, પૂરી કિતાબ મેં કોઈ એક વાકેઆ ભી બિલા હવાલા નકલ નહીં કિયા ગયા હૈ. ઈસ તરહ યે કિતાબ મુખ્તસર ભી હૈ, મુકમ્મિલ ભી હૈ, ઔર મુદલ્લિલ ભી. તારીખે હિંદ સે દિચસ્પી રખનેવાલોં કો ઈસકા મુતાલઆ ઝુરૂર કરના ચાહિએ. બલ્કે અગર હમારે મદારિસકે નિસાબમેં ઈસે શામિલ કર લિયા જાએ તો ઈન્શાઅલ્લાહ ! ઈસ સે બહોત ફાએદા હોગા.

(માહનામા : 'તર્જુમાન' - દેવબંદ અપ્રીલ ૨૦૦૭)

(૮) ઝુરૂરત થી કે હિન્દુસ્તાનકે મુસ્લિમ અહદ કી એક મુસ્તનદ ઔર મુખ્તસર તારીખ સામને આએ. તા કિ કમ અઝ કમ નઈ નસ્લ અપને માઝી સે વાકિફ હો જાએ. કિતાબકી ખૂબ યે હૈ કે મુસ્લિમ અહદકી મુસન્નિફને ઈસ્લામી હિંદ કે મિઅમારે અવ્વલ (મુહંમદ બિન કાસિમ) સે ઈસકા આગાઝ ફરમાયા. ઔર વતનકી આઝાદી ઈ.સ. ૧૯૪૭ તક કે વાકેઆત કો સુપૂર્દે-કિરતાસ કિયા. ગોયા

દરિયાકો કૂઝે મેં બંદ કરદેનેકી એક કામિયાબ કોશિશ કી હે. અસરી-તા'લીમગાહોં ઔર મદારિસે-દીનીઆ કે તલબા અપને શાનદાર માઝી કી સહીહ ઔર સચ્ચી સૂરતે-હાલ જાનને કે લિયે ઈસ કિતાબકા ઝુરૂર મુતાલઆ કરેં. ઈન્શાઅલ્લાહ ! મુફીદ ઔર કારગર હોગી.

(માહનામા : 'મઝાહિરૂલ-ઉલૂમ' સહારનપૂર, યુ.પી. અપ્રિલ ૨૦૦૭)